## પંડિતપ્રવર સાહિત્યાચાર્ય કવિરત્ન આત્મજ્ઞાનપ્રેમી સદ્ગુરુ ગુરૂદેવ કૃત ગ્રંથોની યાદી.

| ગ્રંથાંક. | ગ્રંથાંક. |
|---|---|
| ૪૪ શિષ્યોપનિષદ્ | ૬૮ શ્રીમદ્ દેવચંદ્રજી અને તેમનું જીવનચરિત્ર |
| ૪૫ જૈનોપનિષદ્ | ૬૯–૭૨ શુદ્ધોપયોગ વિ સંસ્કૃત ગ્રંથ ૪ |
| ૪૬–૪૭ ધાર્મિક ગદ્ય સંગ્રહ તથા સદુપદેશ ભાગ ૧ | ૭૩–૭૭ સંઘકર્તવ્ય વિ. સંસ્કૃત ગ્રંથ ૫ |
| ૪૮ ભજનસંગ્રહ ભાગ ૮ | ૭૮ લાલા લજપતરાય અને જૈનધર્મ |
| ૪૯ શ્રીમદ્ દેવચંદ્ર ભાગ ૧ | ૭૯ ચિંતામણિ |
| ૫૦ કર્મયોગ | ૮૦–૮૧ જૈનધર્મ અને ખ્રિસ્તી ધર્મનો મુકાબલો તથા જૈન ખ્રિસ્તિ સંવાદ |
| ૫૧ આત્મતત્ત્વદર્શન | ૮૨ સત્યસ્વરૂપ |
| ૫૨ ભારત સહકાર શિક્ષણ કાવ્ય | ૮૩ ધ્યાન વિચાર |
| ૫૩ શ્રીમદ્ દેવચંદ્ર ભાગ ૨ | ૮૪ આત્મશક્તિ પ્રકાશ |
| ૫૪ ગહુંલી સંગ્રહ ભાગ ૨ | ૮૫ સાંવત્સરિક ક્ષમાપના |
| ૫૫ કર્મપ્રકૃતિ ટીકા ભાષાંતર | ૮૬ આત્મદર્શન (મણિચંદ્રજીકૃત સજ્ઝાયો) નું વિવેચન |
| ૫૬ ગુરુગીત ગહુંલી સંગ્રહ | ૮૭ જૈનધાર્મિક શંકાસમાધાન |
| ૫૭–૫૮ આગમસાર અને અધ્યાત્મગીતા | ૮૮ કન્યાવિક્રયનિષેધ |
| ૫૯ દેવવંદન સ્તુતિ સ્તવન સંગ્રહ | ૮૯ આત્મશિક્ષાભાવનાપ્રકાશ |
| ૬૦ પૂજાસંગ્રહ ભાગ ૧ લો | ૯૦ આત્મપ્રકાશ |
| ૬૧ ભજનપદ સંગ્રહ ભાગ ૯ | ૯૧ શોકવિનાશક ગ્રંથ |
| ૬૨ ભજનપદ સંગ્રહ ભાગ ૧૦ | ૯૨ તત્ત્વવિચાર |
| ૬૩ પત્રસદુપદેશ ભાગ ૨ | ૯૩–૯૭ અધ્યાત્મગીતા વિ. સંસ્કૃત ગ્રંથ પાંચ. |
| ૬૪ ધાતુપ્રતિમા લેખસંગ્રહ ભાગ ૨ | |
| ૬૫ જૈન દૃષ્ટિએ ઈશાવાસ્યોપનિષદ્ ભાવાર્થ વિવેચન | |
| ૬૬ પૂજાસંગ્રહ ભાગ ૧–૨ | |
| ૬૭ સ્નાત્ર પૂજા | |

ગ્રંથાંક

૯૮ જૈન સૂત્રમાં મૂર્તિપૂજા
૯૯ શ્રી યશોવિજયજી નિબંધ
૧૦૦ ભજનપદસંગ્રહ ભાગ ૧૧
૧૦૧ ,, ભાગ ૧ થી ૪ થો
૧૦૨ ગુજરાત બૃહદ્ વિજાપુર વૃત્તાંત
૧૦૩-૪ શ્રીમદ્ દેવચંદ્રજી વિસ્તૃત જીવનચરિત્ર તથા દેવવિલાસ

ગ્રંથાંક

૧૦૫ મુદ્રિત જૈન શ્વે. ગ્રંથમાળા
૧૦૬ કક્કાવલી-સુબોધ
૧૦૭ સ્તવનસંગ્રહ (દેવવંદન આદિ
૧૦૮ પત્ર સદુપદેશ ભાગ ૩
૧૦૯ શ્રી સ્મારક ગ્રંથ
૧૧૦ શ્રી પ્રેમગીતા ગ્રંથ (સંસ્કૃત)
૧૧૧ યોગનિષ્ઠ આચાર્ય

સં. ૨૦૦૬ મા તૈયાર થઇ—પ્રકટ થયેલ ગ્રંથો.

ગ્રંથાંક.

૧૦૧ શ્રી ભજન સંગ્રહ ભા ૧-૨ તથા શ્રી અધ્યાત્મ ભજન સંગ્રહ આવૃત્તિ ૭ મી રૉયલ ૧૬ પેજી પૃ ૪૫૦, પાકું પુંઠું સુંદર જૅકેટ કીં ૨-૮-૦

૨૩ શ્રી યોગદીપક-યોગસમાધિ આ૦ બીજી, રૉયલ ૧૬ પેજી પૃ ૫૦૦, પાકું પુંઠું સુંદર જૅકેટ કીં ૩-૦-૦

૧૧૧ શ્રી યોગનિષ્ઠ આચાર્ય નવીન અપૂર્વ ગ્રંથ, શતાધિક અનેકરંગી ચિત્રો સહિત પાકું પુંઠું, ત્રિરંગી જૅકેટ રૉયલ આઠ પેજી, પૃષ્ઠ આશરે ૭૦૦ કીં ૧૧-૦-૦

૫૦ શ્રી કર્મયોગ આ૦ બીજી, સુ રૉયલ આઠ પેજી, પાકું પુંઠું સુંદર જૅકેટ પૃ ૧૦૦૦ આશરે છપાય છે

અગાઉથી નામ નોંધાવો

---

૦ આ નિશાનીવાળા ગ્રંથો શિલકમાં નથી

# શુ ❁ દ્ધિ ❁ પ ❁ ત્ર ❁ ક.



| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૨ | શઈ | થઈ |
| ૨૦ | ૧ | મા– | માં– |
| ૩૦ | ૨. | કયારાના | કપાશના |
| ૪૪ | ૨૩ | પદાથો | પદાર્થો |
| ૪૬ | ૧૪ | ....મતવાદીઓ | અન્ય મતવાદિઓ |
| ૫૯ | ૬ | ઉઠતો | થતો |
| ૬૮ | ૧૩ | આત્માનું | આત્માનું ધ્યાન |
| ૭૨ | ૫. | આત્મધ્યાનસંતતિથી | આત્મધ્યાનસંપત્તિથી |
| ૯૨ | ફૂ. નો. | સાદર્ય | સૌંદર્ય |
| ૯૫ | ,, | સામી | સાચી |
| ૨૫ | ૪ | બની | બની શકતા નથી |
| ૨૫ | ૬ | કારવાય | કરાવાય |
| ૨૯ | ૧૭ | છે. છે. | છે. |
| ૪૧ | ૨ | પરમાત્મ વ્યકિત | પરમાત્મવ્યકિતત્વ |
| ૫૫ | ૮ | નામે છે | પામે છે. |
| ૭૩ | ૧૮ | સજ્જન | સ્વજન |
| ૧૦ | ૬ | સસજાય | સમજાય |
| ૧૩ | ૧૩ | અના ત | અનાહત |
| ૨૭ | ૩ | દર્દવાલા | દર્દવાલાએ |
| ૩૦ | ૧૯ | કરવાની | કરવાથી |
| ૩૯ | ૧૭ | સવેમાં | સર્વેમાં |

| | | | |
|---|---|---|---|
| ૨૪૬ | ૯ | વિષયોમાં | વિષયોની |
| ૨૯૬ | ૧૬ | રાગદિ | રાગાદિ |
| ૩૨૬ | ૮ | ત્વકસંબંધી | તત્સંબંધી |
| ૩૪૩ | ૨ | થાય છે | થાય છે તે |
| ૩૪૮ | ૧૩ | પાઠન | પઠનપાઠન |
| ૩૯૩ | ૩ | ધમરૂપ | ધર્મરૂપ |
| ૪૧૮ | ફૂ. નો. | ને લોકો | જે લોકો |
| ,, | ,, | સીખ્યા | શીખ્યા |
| ૪૧૯ | ,, | નવ | તવ |
| ,, | ,, | ગવ | ગર્વ |
| ૪૨૦ | ,, | સમજે | સમ જે |
| ૪૩૩ | ,, | રમણુ | રક્ષણુ |
| ૪૩૪ | ,, | કાર્ય | વીર્ય |
| ૪૪૧ | ,, | આપતો | આવતો |
| ૪૪૨ | ,, | માનજ | મૌનજ |
| ૪૪૬ | ,, | આપીતે | આપીને |
| ૪૪૭ | ,, | ધનરાર | ધરનાર |
| ૪૪૮ | ૭ | કર્મચંદ | ધર્મચંદ |

**નોટઃ**—(૧) ઉપર મુજબ સુધારી વાંચવું.

(૨) જ્યાં કાનો માત્રા અનુસ્વાર હ્રસ્વ દીર્ઘ હ્રસ્વઈ દીર્ઘઈ વગેરે બરોબર ઉઠ્યા નથી તે વાંચકે ધ્યાનપૂર્વક વાંચવા.

(૩) ફુટનોટની જગ્યાના વાક્યો (ગદ્ય અને પદ્યમાં) છે તે ધ્યાનપૂર્વક મનન કરવા યોગ્ય છે.

## યોગાભ્યાસ.

( રાગ-પ્રભાતિયાનો )

પલ પલ સુમરો સોહમ્ સોહમ્, બજે અનાહત ડંકારે,
અવધુત ધૂન ૐકાર જગાદો, સિદ્ધાસન નળ-બંકારે. પલ.
સાધ સુરત નર નૂર નૂરાની, અજપા જાપ જપાનારે,
પૃથ્વીતત્વકા પીતરંગ ઓર, મૂલાધાર પહિચાનારે. પલ.
પરમ તત્વકા મર્મ છાન મન, સહજ સ્વરૂપ રમાનારે,
સબ સંકલ્પ હઠાકર બાબા, પરમાતમ પદ પાનારે ! પલ.
સોચો અક્ષર ચાર ખોજકર, વઁ સં ષઁ સઁ વરનારે,
ષડ્સે જાપ જપાકર જોગી, શૂન્ય શિખર ચડ જાનારે. પલ.
ઉત્પત ધારા ષટ્દલ પંકજ, શ્વેત રંગ ઉજીયારારે !
ॐ ૐ ધૂનિ સોહમ્ સોહમ્કી, ષટ્ સહસ્ર જપ પ્યારારે ! પલ.
ષટ્દલમેં અક્ષર ષડ્ દેખો, વઁ મઁ મં સુર શ્વાસારે !
યઁ રં લ લો અલખે લક્ષ્યમેં, ભિતર ધર વિશ્વાસારે ! પલ.
નાભિકમલદલ દશકો ઢૂંઢો, તેજ તત્વ ભરપૂરારે !
રક્ત રંગમેં આત્મ-લક્ષ્મી, વહા ષડ્ સહસ્ર જપ ધારારે ! પલ.
ડં ઢં ણં અક્ષર ઓર તઁ થઁ, દઁ ધં પરિમલ પ્યારારે !
નં પઁ ફઁ જપ જાપ અજંપા, તૂટત કર્મદલ સારારે ! પલ.
દ્વાદશ આરા, અંતર ધારા, શક્તિ સિદ્ધ અપારારે !
નીલ રંગ મારુત કે ભીતર, જ્યોત જવલંત ઝગારારે ! પલ.
કઁ ખં ગઁ ઘઁ, ઙઁ ચઁ છઁ જઁ વર્ણાવાસ વિચારારે !
ઝઁ ઞઁ ટ ઠઁ અાંતર નયને, સોચ સમજ ઠેરાનારે ! પલ.

કંઠે કંજ્યા, ષોડશ રંજ્યા, પત્ર ઇશ્યા પરમાનારે !
શ્યામ રંગ નભ તત્ત્વ નરોત્તમ, જીવ–શિવ જ્યોત જગાતારે ! પલ.

અજપાજાપ સહસ્ત્ર જપત કર, ષોડશ વર્ણ વિચારરે !
अँ आँ इँ ईँ उँ ऊँ ऋँ ॠँ, लृँ ॡँ एँ ऐँ ધારરે ! પલ.

ओँ औँ अँ अः. ભીતર સ્વર યહ, ષોડશ જળ ઠહરાયારે !
ધ્યાન ધરત નર નૂર નુરાની, મુક્તિધ્વજ લહેરાયારે ! પલ.

ભ્રૂકુટિ ચક્રે, લખદલ પત્રે, નિર્મલ રંગ સોહાયારે !
हँ सँ અક્ષર વાસ નિરંતર, ચિત્તશક્તિ યુત પાયારે ! પલ.

જાપ સહસ્ત્ર જપત, દિલ ખોલત, ધામ પરમપદ આયારે !
નાદ અનાહત બજે અનંતર, અમિ બીરખા બરસાયારે ! પલ.

ભેદ અપારા બ્રહ્મરંધ્રકા, દલ હજાર દેદારારે !
અજપા જાપ જપત જુગતીસે, પરમ જ્યોત ઝલકારારે ! પલ.

અક્ષર માત્ર અવ્યક્ત, અનૂપમ રંગ અગોચર ધારારે !
દિવ્ય તેજ શશિ ક્રોડ કિરણુ, પદ પરમપુરુષ શિર ડારારે ! પલ.

ઇડા પિંગલા તત્ત્વ સુષુમ્ણા, સોહમ્ પટકે સારારે !
રાજયોગમેં શૂન્ય શિખરમેં, સહજાનંદ પસારારે ! પલ.

નિશ્ચય દૃઢ ચિત્ત શ્રદ્ધા અનુપમ સિદ્ધાસન જપ વારારે !
લક્ષ્ય અલૌકિક સ્વયં વેધતે, પાવત મુક્તિ કિનારારે ! પલ.

ઐસા યોગી યોગ જગાવે, તન–મન–મારણુ હારારે !
ગુરુકૃપા ઓર ગુરુગમ પાવત, મનિ ભીતર ઉજીયારારે ! પલ.

—પાદ:કર.

——∘◇∘——

## યોગદીપક બીજી આવૃત્તિ.

## વક્તવ્ય

Yoga is the Science that teaches the method of joining the human Spirit with God. Yoga is the devine Science which disentangles the jiva from the phenominal world of sense objects and links him with the Ananta Anand (Infinite bliss) Param Santi (Supreme Peace) Joy of an Akhanda Character and power that are inherent attributes of the Absolute-Yoga, gives mukti through Assamprajnat Samadhi by destroying all the Sankalpas of all antecedent mental functions. When the Yogi attains the higherstage, all his Karmas are burnt and gets liberation from Samsar Chakra.

All are agreed that the one aim which man has in all his acts is to secure happiness for himself. The highest as well as the intimate end of man, must, therefore, be to attain eternal, infinite, unbroken, supreme happiness. This happiness can be had in one's own self or atman only. Therefore search within to attain this eternal Bliss.

Oh, worldly minded persons! Wake up from the sleep of Ajnana. Open your eyes, stand up to acquire knowledge of Atma. Do spiritual Sadhna, Awaken the Kundlini Shakti and get that "sleepless-sleep" (Samadhi). Drown yourself in Atman. (Kundlini Yoga)

Salutations to the Sadguru, who is established in Knowledge and power, who is adorned with the garlend of knowledge and who grants both worldy prosperity and liberation (K. Y.)

યોગનું માહાત્મ્ય યુગેયુગે મહાન્ યોગીશ્વરો ગાઈ ગયા છે. આ યુગના મહાન્ યોગીશ્વરના આ યોગ ગ્રંથમાં પણ તેજ વસ્તુ સ્વાનુભવે વિશ્વોપકારાર્થે પ્રકટે છે. કારણ ટુંકમાં યોગ:—

> क्षिणोति योगः पापानि चिरकालार्जितान्यपि ।
> प्रचितानि यथैधांसि क्षणादिवाशुशुक्षणिः ॥

એકઠાં કરેલાં લાકડાંને જેમ ક્ષણવારમાં જ તીવ્ર અગ્નિ બાળી ભસ્મ કરી નાંખે છે, તેમ યોગ ઘણા કાળનાં એકઠાં કરેલાં પાપોનો પણ ક્ષણવારમાં નાશ કરી નાંખે છે.

આ ગ્રંથ ગુરુશ્રીએ ડૂમસના દરિઆ કિનારે, મુંબઇના સાગરતીરે, તથા વિહારમાં ધ્યાનસમાધિનો આસ્વાદ લેતાં લેતાં લખ્યો છે. તે સં. ૧૯૬૭માં લખવો શરૂ કર્યો હતો. સં. ૧૯૬૮માં પ્રકટ કરવામાં આવ્યો છે. તે ગ્રંથની નકલો ખલાસ થઇ જવાથી અને જિજ્ઞાસુઓની માગણી વધતી જવાથી આ ગ્રંથની બીજી આવૃત્તિ પ્રકટ કરવાની મંડળને જરૂર જણાઈ છે ને તે પ્રકટ કરવામાં આવે છે.

આ ગ્રંથની બીજી આવૃત્તિના પ્રકાશનમાં મુંબાઇના શ્રી ગોડીજી જૈન

મંદિરના ટ્રસ્ટીસાહેબોએ વિજયદેવસૂર સંઘના જ્ઞાનખાતા તરફથી રૂા. ૨૦૦૦) જ્ઞાનપ્રકાશનમાં સહાય તરીકે આપી જ્ઞાનભક્તિમાં પ્રશંસનીય કાર્ય કર્યું છે-તે બદલ તેઓશ્રીનો શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ આભાર માને છે.

યોગદીપક યાને યોગસમાધિ ગ્રંથની તમામ નકલો ખલાસ થઈ જવાથી અને તે વિષયના પ્રેમીઓની ખૂબ માગણી થવાથી આ બીજી આવૃત્તિ પ્રકટ કરવા જરૂર પડી છે. યોગ સંબંધી અનેક પુસ્તકો અંગ્રેજી હિન્દી ભાષામાં અનેક છે, પણ ગુરુગમ સિવાય સમજવાં મુશ્કેલ છે આ ગ્રંથમાં સરળ રીતે યોગારાધન ક્રિયા પ્રક્રિયા અને માર્ગો દર્શાવી યોગીશ્રીએ ખૂબ ઉપકાર કર્યો છે. સાદા પુસ્તક તરીકે વાંચી જવા જેવો આ ગ્રંથ નથી. પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના કાળજીપૂર્વક જોઇ જવા ખાસ ભલામણ છે. તેમજ યોગભૂમિકા નામક પ્રકરણ ખાસ અભ્યાસપૂર્વક વાંચી જવાથી યોગ-સાધકને ખૂબ સ્હાયક નિવડશે. યોગનાં તમામ અંગો અનુભવ્યા બાદ તેના સત્વ જેવું આ પુસ્તક તેના લેખકે અતિ પરિશ્રમ-પૂર્વક લખ્યુ છે તે માત્ર ઉપર ઉપરથી વાંચી જવા જેવું ન હોય.

મંડળે અપ્રાપ્ય પુસ્તકો પુનર્મુદ્રિત કરવા પ્રારંભ કર્યો છે. તેમાં **ભજન સંગ્રહ ભાગ-૧-૨ તથા અધ્યાત્મ ભજન સંગ્રહ** છપાઇ પ્રકટ થઇ ચૂક્યો છે. એ ભજનો એટલે કર્તા પુરુષના સ્વાનુભવનો ફાલ-તંબુર મંજીર સાથે એકાંતમાં સ્વસ્થ ચિત્તે ગાતાં-પરમ આનંદ અને આત્મદર્શન પ્રકટે છે.

યોગદીપક તો આપના હાથમાં છે જ. આ પછી ટુંક સમયમાં જ પ્રકટ થનાર મહાગ્રંથ તે વિશ્વવિખ્યાત કર્મયોગ છે. ભારતભરમાં પ્રકટેલા અન્ય દર્શનીય કર્મયોગ ગ્રંથો માત્ર ૩-૪ જ છે. તેમાં આ કર્મયોગ અનોખી ભાત પાડે છે. જ્યારે અન્ય દર્શનીય કર્મયોગમાં મૂળ ગીતાજીના શ્લોકો જે જૂના સમયથી ચાલ્યા આવે છે, તેના પર તેના વિવેચન કર્તાઓના સ્વાનુભવ પ્રમાણેનાં ભાષાંતર-વિવેચનો હોય છે; જ્યારે શ્રીમદ્દના કર્મયોગના તમામ સંસ્કૃત શ્લોકો અસારનો સમય જોઇ

જાણી અનુભવી તે પ્રકારના તદ્દન નવીન રચેલ છે અને તે પર સ્વાનુભવ પૂર્વકનુ વિવેચન છે માનવ જીવનને સપૂર્ણ રીતે કર્મયોગથી રગી નાખનાર આ મહાગ્રથ તેના ભોક્તા વાચકને મનનપૂર્વક વાચવા ને કર્મયોગી બનવા ભલામણ છે આ પછી યોગનિષ્ઠ આચાર્ય નામે એક અદ્ભુત ગ્રથ આવી રહ્યો છે અતિ દ્રવ્ય વ્યય, પરિશ્રમ અને અભ્યાસપૂર્વક આ ઐતિહાસિક સત્યોથી ભરપૂર ગ્રથ યોગનિષ્ઠ આચાર્ય ગુરુદેવનુ પૂરુ પરિચયપૂર્વકનુ સાચુ પિછાન વિશ્વને કરાવશે યોગીઓના સમસ્ત સર્વાગ સપૂર્ણ પિછાન તો તેમના પૂર્ણ પરિચિત જનોજ પામી શકે તેનો એક સોમો ભાગ પણ ગ્રથારૂઢ ન હોઇ શકે છતા વાચકને આ ગ્રથ વાચતા આચાર્યશ્રીના સાક્ષાત્ દર્શન જાણે કરતા હોય તેમ જરૂર થશે જ

શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મડળ કે જેના આર્થિક સાધન અધૂરા છે, તેણે આ ગ્રથો હદ બહારના ખર્ચ અને પરિશ્રમે પ્રકટ કરવા હામ ભીડી છે, તેમ કહ્યા સિવાય રહી શકાતુ નથી

**અધ્યાત્મ મહાવીર** નામે એક વિરાટ ગ્રથ શ્રીમદ્નો લખેલો—**હસ્તલિખિત** હજી પુરાતમા પડ્યો છે સારા વિદ્વાનો એ વાચી અજબ થયા છે ઘણો મોટો ખર્ચ એમા થાય તેમ છે, તે પ્રગટ થતા ભારતવર્ષ જ નહિ પણ સારાએ વિશ્વમા એક અદ્ભુત ગ્રથનો આવિષ્કાર થશે અન્ય ભાષાઓમા તે પ્રકટે તો નવાઇ નહિ શ્રીમદ્નો આ છેલ્લો અદ્વિતીય જીવનના સત્વરૂપ ગ્રથ છે આ મહાવીર જીવન—એટલે વિશ્વ જીવન—કોઇ વિષય, ધર્મ, બાકી નથી તે જલદી પ્રકટ કરવા ભાવના છે, તે ભારતવર્ષના લક્ષ્મીનદનોની અભિરુચિ અને સહાય પર અવલબે છે અને તે પછી અન્ય યોગ, અધ્યાત્મ, તત્વજ્ઞાનના ગ્રથો છપાવવાની મડળની ભાવના છે

મડળના પેટ્રનો અને લાઇફ મેમ્બરોને તો આવા અમૂલ્ય ગ્રથો નિયમ મુજબ ભેટ તરીકે અપાશે હમો ઇચ્છીએ છીએ કે સમાજનો મોટો ભાગ

આ મંડળના સભ્ય બનવા જો એવના રાખે તો મંડળને-પ્રકાશનને માર્ગ સરલ બની જાય અને પ્રકટ થતાં પુસ્તકોને કબાટમાં પૂરવાને બદલે વંચાતા થઇ જાય.

ભારતવર્ષના સભ્ય-જ્ઞાનપ્રિય તમામ મુમુક્ષુ સાધકો પ્રતિ અમારી આ નમ્ર અપીલ છે. સુજ્ઞેષુ કિંબહુના ?

અ. ના. પ્રસારક મંડળના ઉપપ્રમુખ, વિદ્વદ્રત્ન, જ્ઞાનપિપાસુ સજ્જનવર્ય શ્રીયુત્ ફતેહચંદ ઝવેરભાઇએ તનમનધનથી પુસ્તક પ્રકાશનમાં સર્વપ્રકારની સ્હાય આપી આ ગ્રંથ પ્રકાશનને સરળ-સફળ બનાવ્યું છે તેની નોંધ લીધા શિવાય તો આ વક્તવ્ય અપૂર્ણ જ ગણાય. આવા જ્ઞાન સેવાર્થે તેઓ ચિરાયુ હો.

આ મંડળ પ્રત્યેના શ્રી મહોદય પ્રી. પ્રેસના માલીક ભાઇ ગુલાબચંદ લલ્લુભાઈ શાહના આમ સમાનભાવના સૌજન્યને અભિનન્દન.

આ અમૂલ્ય ગ્રંથમાંની અલૌકિક યોગવિદ્યા જે હાલમાં ઝંખવાતી જાય છે, છતાં જાણવાની જિજ્ઞાસા વધતી જતી જોવાય છે તે સરલ ભાષામાં સમજાય તેવી હોઈ સૌ જિજ્ઞાસુઓ વાંચે વિચારે આચરે અને ક્ષીરનીરના વિવેકપૂર્વક આદરવામાં હંસવત્ બને અને તે અનુસરનાર તેનો પરમ દિવ્ય આસ્વાદ પામી શાશ્વત શિવસુખનો ભોક્તા બને એ શુભ અભિલાષા. ૐ.

| સંવત્ ૨૦૦૬<br>માગશર શુક્લ<br>પૂર્ણિમા.<br>૩૫ ચોપાટી રોડ | શ્રી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ.<br>મણિલાલ મોહનલાલ પાદરાકર.<br>મંત્રી. |
|---|---|

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

આ યોગદીપક ગ્રન્થ તે વિષયના અભિલાષી જનોને હિતકર છે તેટલો જ ઉપયોગી છે. ગુરુવર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરજીનો તદ્વિષયે અનુભવ અને પ્રેમ હોવાથી આ ગ્રન્થ સંસ્કૃતમાં તેઓશ્રીએ રચ્યો છે; તે પણ તે ભાષાથી અજ્ઞ જનો-ગુર્જરભાષામાં સ્પષ્ટ રીતે યોગનું માહાત્મ્ય જાણે અને તે પ્રતિ પ્રેરાય તે માટે કોઈ સરળ સાધન ન હોવાથી તેઓશ્રીએ ગુર્જર-ભાષામાં વિવેચન કર્યું છે, જે ગ્રન્થ મંડળે શ્રીમદ્બુદ્ધિસાગરજી ગ્રન્થ-માળાના ૨૩ મા ગ્રન્થતરીકે પ્રગટ કર્યો છે.

ગુરુશ્રીએ ગ્રન્થ પ્રારંભમાં લખેલ "યોગભૂમિકા" તરફ નજર કરતાં યોગનું માહાત્મ્ય, યોગની આવશ્યકતા, યોગીમાં રહેતું સામર્થ્ય, તેના વિસરવાથી થઈ પડેલી હાલની સ્થિતિ, જૈન પૂર્વાચાર્યોમાં તેનો પ્રચાર કેવો હતો અને તેથી તેઓ શું કરી શકતા હતા, વગેરે વર્ણન કરીને બતાવી આપ્યું છે કે પ્રમાદવશે અથવા ગમે તે કારણે પણ આર્યાવર્ત-માં-તેમાં ખાસ કરી જૈનોમાં-જ્યારથી યોગાભ્યાસ ઘટવા માંડયો છે ત્યારથી જૈનોની શક્તિમાં ઘટાડો થતો આવ્યો છે. દરેક ધર્મવાળા ગમે તે રૂપે યોગને માને છે પણ તેનું રહસ્ય વિસારે પડવાથી પોતે યોગને અમુક અંશે સેવતાં છતાં પણ અજ્ઞાને કરી યોગનામનું ખંડન કરવા તૈયાર થઈ જાય છે. જેમ કે જૈનોની દરેક આવશ્યક ક્રિયાઓ યોગરૂપ હોવા છતાં તેના રહસ્યાર્થને જાણવાની દરકાર ન કરતાં કેટલાક જૈનો ક્રિયારૂપ યોગનું પરિપૂર્ણ ફલ પ્રાપ્ત કરી શકતા નથી; પણ ગુરુવર્ય-શ્રીના આ ગ્રન્થના વિવેચન ઉપરથી તેમ મુંબઇના ચાતુર્માસ દરમિયાન આવશ્યક ક્રિયાઓ ઉપરના વ્યાખ્યાનબોધ ઉપરથી આ સ્પષ્ટ સમજાયું છે કે ગણધર મહારાજાઓએ-પૂર્વાચાર્યોએ-જે જે ક્રિયાઓની આવશ્યકતા

વર્ણવી છે તે અપૂર્વ રહસ્યપૂર્વક છે–એટલું જ નહી પણ યોગમાર્ગની નિસ્સરણિરૂપ તે છે અને તે નિસ્સરણિવડે સાધ્યબિંદુ લક્ષ્યમાં રાખી આત્મસામર્થ્ય પ્રગટ કરી ક્રમે કરી ઉચ્ચ સ્થાન પ્રતિ પહોંચવાનું છે.

જૈનોએ જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણ યોગને મુખ્ય માન્યા છે. યોગનો મુખ્ય ઉદ્દેશ આત્માની શુદ્ધતા કરવાનો છે. યોગના આઠ ભેદ છે; વગેરે વર્ણન આ ગ્રન્થમાં છે.

જૈનયોગની ઉત્તમતા જણાવવાપૂર્વક ગુરુવર્યે આ ગ્રન્થરચના માટે પોતાના સમયનો સદુપયોગ કર્યો છે તે જૈન સમાજ ઉપરજ નહી પણ જૈનેતર સમાજ ઉપર પણ અપૂર્વ ઉપકાર કર્યો છે, એમ કહ્યા વિના ચાલતું નથી. ખરેખર સન્ત પુરુષો મહાત્માઓ પોતીકા સમયનો પોતાના જ્ઞાનનો ઉપયોગ અન્ય જનોને બોધ કરવામાં અને પુસ્તકો રચવામાં કરે છે તે જ સર્વોત્તમ ધર્મમાર્ગ છે; કેમ કે, અન્ય જનો ઉપર ઉપકાર થવાપૂર્વક સદાકાળ જ્ઞાનના વિચારોમાં જ મશગૂલ રહેવાથી બાહ્ય ખટપટોમાં પ્રવેશાતું નથી.

આ ગ્રન્થમાં યોગના અંગે ઘણી બાબતો વર્ણવી છે અને તેમાં દેહ અને આત્મા, આત્માનું સ્વરૂપ, જ્ઞાનનું સ્વરૂપ મનોગુપ્તિનું સ્વરૂપ, ઇન્દ્રિયો તે આત્મા નથી, આત્મા કથંચિત્ નિત્ય અનિત્ય, જ્ઞાનક્રિયાથી મુક્તિ, પરમાત્મા થવાની કુંચી, યોગની સાધના કેમ કરવી જોઇએ, કઇ અવસ્થામાં વધુ સારી થઇ શકે, યોગના અષ્ટ પ્રકાર અને તેમાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ આદિની જરૂર તથા તેની રીતો, તેમજ સ્વરોદય જ્ઞાનનું દિગ્દર્શન કરાવી, તેમાં કઇ વખતે શું કરવું ? અમુક વખતે શું થશે ? કઇ દિશામાં કયું તત્વ રહ્યું છે અને તેનું ફળ શું ? તે જણાવ્યું છે. તેમજ પ્રાણાયામથી રોગો નાશ પામે છે, પ્રાણવાયુ સાધનારા યોગીઓ અન્યોના શરીરમાં પ્રવેશ કરે છે, તે તથા તેનો અભ્યાસ કેવી રીતે શરૂ કરવો, ધારણાનું સ્વરૂપ, મનનો પ્રત્યાહાર, તેને જીતનારા ઉપાયો, મનની દશાનું વર્ણન, વગેરે ઉપર સારું વિવેચન કર્યું છે; છેવટે અષ્ટાંગ યોગનો

અધિકારી કોણ? ચારિત્રક્રિયાના ભેદ, તેનું ફળ, સમ્યગ્દર્શન જ્ઞાન ચારિત્રનું સ્વરૂપ, ચારિત્ર કોની પાસે લેવું, વગેરે વર્ણવી યોગનો પ્રકાશ કરવામાં દીપકસમાન એવું આ ગ્રન્થનું યોગદીપક નામ સાર્થક કર્યું છે.

છેવટે આવા અમૂલ્ય ગ્રન્થનો પ્રકાશ કરવાને સહાય કરનાર સુરતના દેવ ગુરુ અને ધર્મઆરાધક સુશ્રાવક-પ્રખ્યાત ઝવેરી લલ્લુભાઇ ધર્મચંદ ઝવેરીને ધન્યવાદ આપી સુજ્ઞજનો હંસચંચુવત્ સાર ગ્રહી ગુરુવર્યની આ રચનાનો અમૂલ્ય લાભ મેળવશે એમ ઇચ્છી વિરમીએ છીએ.

મુંબઇ, ચંપાગલી
વિક્રમ સં. ૧૯૬૮
ફાગણ વદ ૭
વીર સંવત્ ૨૪૩૮

લી૦
अध्यात्मज्ञान प्रसारक मंडल.

મંડળે પ્રકટ કરેલાં ગ્રંથો મળવાનાં સ્થાનો.

૧ શ્રી. બુ૦ સૂરિ-જ્ઞાનમંદિર-વિજાપુર ( ગુજરાત )
૨ રા. રતિલાલ મોહનલાલ હેમચંદ-પાદરા ( ગુજરાત )
૩ શ્રી. ગુર્જરગ્રંથ રત્ન કાર્યાલય. રીચીરોડ, અમદાવાદ.
૪ શ્રી મંગળદાસ લલ્લુભાઇ ઘડીઆળી ૩૪૭ કાલબાદેવી-મુંબઇ ૨

# યોગભૂમિકા.

યોગનું માહાત્મ્ય સર્વે સાક્ષર મનુષ્યો એકી અવાજે કબૂલ કરે છે. આર્યાવર્તમાં યોગના સાધકો-યોગીઓ-ઘણા હતા. દરેક દર્શનમાં યોગની પ્રક્રિયાઓ ભિન્ન ભિન્ન રૂપે પરિણમી છે. કોઈ પણ દર્શનમાં યોગનાં તત્વો અનેક રીતે ભિન્ન નામે પણ દાખલ થયાં છે. યોગના અસંખ્ય ભેદો છે. જૈન શાસ્ત્રોમાં અસંખ્ય યોગોવડે મુક્તિ પ્રાપ્ત થાય છે-એમ દર્શાવીને સિદ્ધ કરી આપ્યું છે કે જે જે યોગવડે આત્માની પરિણામાદિની અપેક્ષાએ ઉચ્ચ દશા થાય તેનો આદર કરવો. જગતમાં ભિન્ન ભિન્ન આત્માઓને ભિન્ન ભિન્ન ક્રિયાના યોગો પ્રતિ રુચિ હોય છે; તેથી ભિન્ન ભિન્ન યોગક્રિયામાં પ્રવૃત્ત થએલા મનુષ્યોની ઘણા ભાગે યોગની ક્રિયાઓ ભિન્ન ભિન્ન દેખાય છે; પણ તે સર્વ યોગોનો મુખ્ય ઉદ્દેશ આત્માની શુદ્ધતા કરવાનો હોવાથી આસનાદિ ભેદ પડે છતે પણ અન્તે સર્વે પરમાત્મપદને પ્રાપ્ત કરે છે. અધિકારભેદે અને રુચિભેદે ભિન્ન ભિન્ન ધર્મયોગને દેખી બાળજીવો એકબીજાનું ખંડન કરે છે અને જે યોગ પોતાને પ્રાપ્ત થયો છે, તેની પણ પૂર્ણ આરાધના કરી શકતા નથી. શ્રી **વીરપ્રભુએ** અસંખ્ય યોગોમાં પણ જ્ઞાન દર્શન અને ચારિત્ર એ ત્રણ યોગને મુખ્ય માન્યા છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ પ્રમાણે યોગના આઠ ભેદ પડે છે. ભક્તિયોગ વગેરેનો પણ યોગમાં સમાવેશ થાય છે.

યોગ વિના દુનિયાનો કોઈ પણ ધર્મ પ્રખ્યાતિ પામ્યો નથી; મુસલમાનો પણ યોગને માને છે, વેદને માનનાર સર્વ હિન્દુઓ પણ યોગને માને છે, બૌદ્ધો પણ યોગને માને છે, ખ્રિસ્તિઓ પણ યોગને માને છે; નાસ્તિક લોકો પણ નીતિરૂપ યમને માનીને તેના અંશરૂપ યોગને માને છે; ત્યારેજ

તેઓ મનુષ્ય તરીકે ગણી શકાય છે. કોઇ પણ જીવની હિંસા કરવી નહિ, જૂઠું બોલવું નહિ, ચોરી કરવી નહિ, બ્રહ્મચર્ય પાળવું, કોઇનો વિશ્વાસઘાત કરવો નહિ, સર્વ પ્રાણીઓનું ભલું ઇચ્છવું–આ યોગનું પ્રથમ પગથિયું છે; તેનો અમુક અંશ પણ સર્વ ધર્મવાળાઓ સ્વીકારે છે; જો તેનો સ્વીકાર કરે નહિ તો દુનિયામાં તે ધર્મની હયાતી પણ રહે નહિ. મુસલ્માનો અને ખ્રીસ્તિયો પણ અમુક અંશે સત્ય બોલવું, બ્રહ્મચર્ય પાળવું, સર્વ જીવોની દયા કરવી–ઇત્યાદિ બાબતોને માને છે. નાસ્તિકો પણ નીતિધર્મરૂપ યોગને માને છે. બૌદ્ધો પણ અમુક અંશે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, દારૂમાંસ ત્યાગરૂપ, યોગના પ્રથમ પગથીયાને સ્વીકારે છે, તેથી તેઓ પણ યોગના ઉપાસકો બને છે. હિન્દુઓ પણ અમુક અપેક્ષાએ યોગના આઠે અંગોનો સ્વીકાર કરે છે. **नास्ति योगसमं बलं** યોગ સમાન બલ નથી–આમ હિન્દુ શાસ્ત્રોમાં કહ્યું છે.–**योगश्चित्तवृत्तिनिरोधः** ચિત્તવૃત્તિનો નિરોધ કરવો તેનું નામ યોગ છે એમ શ્રી. પતંજલિ કહે છે. શ્રીમદ્ પતંજલિએ યોગના અષ્ટ અંગોનું તેમની માન્યતા પ્રમાણે ગંભીરાશયથી અને વિસ્તારથી વિવેચન કર્યું છે. શ્રીમદ્ હરિભદ્રસૂરિએ પતંજલિને માર્ગાનુસારી કહ્યા છે. શ્રીમદ્ યશોવિજયજીએ પાતંજલયોગના ચોથા પાદ ઉપર ટીકા કરી છે–એમ સાંભળવામાં આવે છે. શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયે, બત્તીસાબત્તીસી ( **द्वात्रिंशद्द्वात्रिंशिका** ) માં યોગનુ માહાત્મ્ય સારી રીતે વર્ણવ્યું છે

વેદધર્મને માનનાર વ્યાસર્ષિ ભગવદ્ગીતામાં યોગની અત્યંત આવશ્યકતા સ્વીકારે છે. ભગવદ્ગીતાના છટ્ઠા અધ્યાયમાં યોગની વ્યાખ્યા છે– તેમાંથી કેટલાક શ્લોકો નીચે દર્શાવવામાં આવે છે.

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ॥
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ १ ॥

प्रयत्नाद्यतमानस्तु, योगी संशुद्धकिल्बिषः ॥
अनेकजन्मसंसिद्ध–स्ततो याति परां गतिम् ॥ २ ॥

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ॥
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३ ॥
यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ॥
ततस्ततो नियम्यैत-दात्मन्येव वशं नयेत् ॥
युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ॥
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥

સાર—તપસ્વીથકી પણ યોગી અધિક છે, જ્ઞાનીથકી પણ યોગી અધિક છે, કર્મીથકી પણ યોગી અધિક છે—માટે હે અર્જુન ! તું યોગી થા ! પ્રયત્નથકી યત્ન કરતો એવો યોગી અનેક જન્મસંસિદ્ધ થઇને પરમાત્મપદને પામે છે. અસંયત જેનો આત્મા છે તેનાવડે યોગ સાધી શકાય નહિ. જે સંયત આત્મા છે—અર્થાત્ યમાદિવડે પાંચ ઇન્દ્રિયોને વશમાં રાખે છે, તે યોગને સાધી શકે છે. જે જે માર્ગથી અસ્થિર-ચંચલ-એવું મન થાય તેને, તેના પ્રતિપક્ષી એવા માર્ગવડે રૂંધીને યોગી આત્મામાંજ મનને સ્થાપીને તેને વશ કરે છે. આહારવિહારથી યુક્ત અને જે ચેષ્ટાઓ યોગીને યોગ્ય છે તેવા તેમજ યુક્ત સ્વપ્નાવબોધ પુરૂષને યોગ દુઃખનો નાશ કરનાર બને છે—ઇત્યાદિ ભગવદ્ગીતામાં યોગ-સંબન્ધી ઘણું વિવેચન કરવામાં આવ્યું છે. ઉપનિષદો અને પુરાણો વગેરેમાં પણ યોગસંબન્ધી ઘણું લખવામાં આવ્યું છે.

આર્યસમાજીઓ પણ, યોગપાતંજલ ગ્રન્થ અને અન્ય પણ યોગના ગ્રન્થોને સ્વીકારે છે. આર્યમુનિએ ભગવદ્ગીતા પર હિન્દી ભાષામાં ભાષ્ય રચ્યું છે જેમાં કહ્યું છે કે કૃષ્ણ એ પરમાત્મા નહોતા પણ એક યોગી હતા અને તેમણે યોગના પ્રતાપથી અર્જુનને વિશ્વપુરુષનું દર્શન કરાવ્યું; ઇત્યાદિ લખીને યોગનાજ મહિમાનો સ્વીકાર કરે છે દયાનન્દ સર-સ્વતી પણ યોગના ઉપર શ્રદ્ધા રાખતા હતા. કબીર પણ યોગના સંબન્ધી ઘણા પદ આપે છે અને પોતાના બનાવેલા સ્વરોદયમાં યોગસંબન્ધી ઘણું માહાત્મ્ય વર્ણવે છે. મત્સ્યેન્દ્ર અને ગોરખ પણ યોગના સંબન્ધી ઘણું

વર્ણન કરે છે વલ્લભાચાર્ય, સ્વામીનારાયણ અને બ્રહ્મસમાજીઓ પણ યોગતત્ત્વને માન આપે છે થીઓસોફીકલ સોસાઇટીમા દાખલ થનારા થીઓસોફીસ્ટો પણ યોગમાર્ગને અનુસરે છે. રાધાસ્વામિ પન્થના મનુષ્યો યોગમાર્ગ તરફ વલણ ધરાવે છે

હવે વિદેશ તરફ દષ્ટિ કરીએ, અમેરિકા અને ઇંગ્લાડના લોકો યોગવિદ્યા તરફ પ્રેમની દષ્ટિથી દેખે છે, તેઓ યોગનો અભ્યાસ કરવા લાગ્યા છે મેસ્મેરિઝમ, હિપ્નોટીઝમ, વગેરે પ્રયોગો ખરેખર યોગરૂપ સૂર્યના એક કિરણ જેવા પ્રકાશવા લાગ્યા છે આ પ્રકારે કરોડો મનુષ્યો પણ યોગને માન આપવા લાગ્યા છે

જૈન શાસ્ત્રોમા યોગસમ્બન્ધી અનેક ગ્રથો છે યોગવિદ્યાના કેગ્લાક ગ્રથો પહેલા શુભ રાખવામા આવતા હતા યોગનુ પરિપૂર્ણ આરાધન કરીને ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીર પ્રભુએ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યુ હતુ વીતરાગ શ્રી મહાવીર પ્રભુએ યોગના અનેક ભેદોનુ વર્ણન કર્યુ છે અન્ય દર્શનીઓ એકેક યોગને માને છે ત્યારે શ્રી વીરપ્રભુકથિત જૈનદર્શનમા હઠયોગ, રાજ્યોગ ક્રિયાયોગ ભક્તિયોગ, મત્રયોગ, લયયોગ, ( સ્થિરતા ) દેશવિરતિયોગ અને સર્વવિરતિયોગ આદિ સર્વ યોગનો સમાવેશ થાય છે જૈન શાસ્ત્ર પ્રમાણે જેટલા તીર્થંકરો થાય છે તેટલા સર્વે વીશસ્થાનકરૂપ યોગની આરાધના વડેજ થાય છે અન્ય ધર્માવલબીઓ કરતા જૈન યોગની ઉત્તમતા છે એમ શ્રી વીરપ્રભુની વાણીનુ જેણે સપૂર્ણ પાન કર્યુ છે તે જાણી શકે છે જૈન સાધુઓ અને શ્રાવકોના ધાર્મિક આચારો ખરેખર યોગરૂપજ છે પચમહાવ્રત અને બાર વ્રતનો યોગના પહેલા પગથીયારૂપ યમમા સમાવેશ થાય છે શ્રી મહાવીર પ્રભુ અષ્ટાદશ દોષ રહિત સર્વજ્ઞ હતા, માટે તેમનો કથિત યોગમાર્ગ પરિપૂર્ણ સત્યથી ભરેલો છે એમ અમોને પરિપૂર્ણ વિશ્વાસ છે

જૈન શાસ્ત્રોમા અઠ્ઠાવીશ પ્રકારની લબ્ધિયો દર્શાવી છે તે યોગીઓને ઉત્પન્ન થાય છે તપશ્ચર્યા કરવી તે પણ એક જાતનો યોગ છે પ્રતિ

લેખના, પ્રતિક્રમણ, પૂજા સ્વાધ્યાય અને પાંચ સમિતિયો પણ યોગરૂપજ છે. મન વચન અને કાયાના પાપનો ત્યાગ કરવો, તે પણ એક જાતનો યોગ છે. પ્રાયશ્ચિત્ત કરવું તે પણ યોગ છે. વિનય વૈયાવચ્ચ ધ્યાન કાયોત્સર્ગ અને સ્વાધ્યાય વગેરેનો પણ યોગમાં સમાવેશ થાય છે.

યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રન્થમાં યોગની આઠ પ્રકારની દૃષ્ટિ જણાવી છે– તેઓનો પણ યોગમાં સમાવેશ થાય છે. પ્રતિષ્ઠા વખતે મંત્રો બોલવામાં આવે છે, તેનો પણ યોગમાં સમાવેશ થાય છે. પ્રતિષ્ઠા વખતે ગ્રહોની પૂજા થાય છે તે ગ્રહોના પાટલા ઉપર જુદા જુદા રંગના વસ્ત્ર અને જુદાં જુદાં નૈવેદ્ય ધરવામાં આવે છે, તેમાં યોગશાસ્ત્ર કથિત પૃથ્વીતત્ત્વ આદિ તત્ત્વોનું ગંભીર રહસ્ય સમાયલું છે. પણ તેના રહસ્યને હાલના પ્રતિષ્ઠા કરનારાઓ બરાબર સમજી શકતા નથી. યોગોદ્વહનની ક્રિયાઓમાં તેમજ પ્રતિક્રમણ તથા પ્રતિષ્ઠાની ક્રિયાઓમાં જે જે મુદ્રાઓ કરવામાં આવે છે તેમાં પણ યોગનુંજ રહસ્ય સમાયલું છે. સૂરિમંત્રના ધારક આચાર્યોને મુદ્રાઓ તથા સંકલ્પો કરવા પડે છે–તેમાં પણ યોગનું ઉત્તમ રહસ્ય સમાયલું છે. ચન્દ્રસ્વર ચાલતાં પ્રતિષ્ઠા કરવી, દીક્ષા દેવી, વગેરેમાં પણ યોગવિદ્યાનો પ્રભાવ છે. અમુક દિશાએ મસ્તક રાખીને સુવું, અમુક પડખે સુઈ રહેવું તેમાં પણ યોગવિદ્યાનું માહાત્મ્ય અવબોધાય છે. લોગસ્સ વગેરેના કાયોત્સર્ગમાં પણ પ્રાણાયામથી શ્વાસોચ્છ્વાસનો નિયમ બંધાયો છે. **समाहिवरमुत्तमं दिन्तु** તથા અન્ય પણ એવાં આવશ્યક સૂત્રનાં વચનો યોગનો માર્ગ દર્શાવે છે. પંચેદિયસૂત્રમાં પણ આચાર્યને સાધવા યોગ્ય યોગ આચાર દર્શાવ્યો છે.

છ આવશ્યકની ક્રિયાઓ પણ યોગના આધારે રચાઇ છે. ધર્મધ્યાન અને શુક્લધ્યાનનો યોગમાં સમાવેશ થાય છે. જ્ઞાનયોગ, દર્શનયોગ અને ચારિત્રયોગ, સંબન્ધી અનેક શાસ્ત્રો રચાયાં છે. શ્રીમદ્ હરિભદ્રસૂરિએ યોગદૃષ્ટિસમુચ્ચય અને યોગબિન્દુ ગ્રંથ બનાવીને રાજયોગની ઉત્તમતામાં વધારો કર્યો છે. શ્રીમદ્ જિનદત્તસૂરિએ પણ એક યોગનો ગ્રન્થ બનાવ્યો

છે તે અમોએ દેખ્યો છે કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યે યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ અષ્ટ અંગનો પ્રકાશ કરવા યોગશાસ્ત્ર નામનો ગ્રન્થ રચીને દુનિયાના લોકો ઉપર મોટો ઉપકાર કર્યો છે. શ્રીમદ્ શુભચન્દ્રાચાર્યે, જ્ઞાનાર્ણવ ગ્રન્થ રચીને તેમા યોગનુ માહાત્મ્ય ખૂબીથી દર્શાવ્યુ છે શ્રીમદ્ આનન્દ-ઘનજી, શ્રીમદ્ વિનયવિજયજી ઉપાધ્યાય, શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાય અને શ્રીમદ્ જ્ઞાનવિમલસૂરિએ—અઢારમી સદીને—યોગના જ્ઞાનથી સુવર્ણ પ્રકાશમયી બનાવી હતી અને તેઓએ અધ્યાત્મજ્ઞાનયોગને સારી રીતે અવલબ્યો હતો ઓગણીશમી સદીમા શ્રી વિજયલક્ષ્મીસૂરિએ યોગના માર્ગને અવલબ્યો હતો વીશમી સદીના આરભમા શ્રીમદ્ ચિદાનન્દજી (કર્પૂરચદજી)એ ચિદાનન્દ સ્વરોદય બનાવીને યોગમાર્ગનો પ્રકાશ કર્યો છે જૈનોમાં હાલ યોગના ગ્રન્થો છતા સાક્ષર જૈનોની અલ્પસખ્યાને લીધે, યોગમાર્ગનો ધાર્યા પ્રમાણે ફેલાવો થવા પામ્યો નથી, પણ હવે યોગમાર્ગ તરફ જૈનોની અભિરુચિ વધવા માડી છે તેમ જણાય છે

જમાનાને અનુસરીને મનુષ્યોને લીન બોધ થાય એવા ગ્રંથોની આવશ્યકતા છે, એમ વારવાર મનમા વિચાર થવાથી યોગગ્રથ રચવાની અભિરુચિ થઇ, સ ૧૯૬૬ ના ચૈત્રમાસમા—સુરતના પ્રખ્યાત દાનવીર ઝવેરી શેઠ ધર્મચદ ઉદયચદના સુપુત્રો શેઠ લાલુભાઇ ધર્મચદ તથા શેઠ જીવણચદ ભાઇ તથા ગુલાબભાઈ તથા મગનભાઇ તેમજ દાનશૂર ઝવેરી નગીનદાસ કપૂરચદના સુપુત્રો શેઠ ફકીરચદભાઇ તથા ગુલાબચદભાઇ તથા રાવબહાદુર શેઠ હીરાચદ મોતીચદ વગેરે ઝવેરીઓએ ડુમસ પધારવાનો આગ્રહ કર્યો ત્યારે ત્યા એકાંત ધ્યાન કરવાનુ સ્થાન મળ્યુ; ત્યા ધ્યાન કર્યા બાદ નવરાશના પ્રસગે રાજયોગ (સહજયોગ) આદિ યોગ સબન્ધી એકસો ને આઠ શ્લોક બનાવ્યા ત્યારબાદ સં ૧૯૬૬નુ ચોમાસું સુરતમા કર્યું, ચોમાસામા નવરાશ મળતા ૬૨ શ્લોક પૂર્ણ અને ૬૩ મા શ્લોકનુ થોડુ વિવેચન કર્યું હતું. સં. ૧૯૬૭ના ચોમાસા માટે સુરતના શેઠ ધર્મચંદ ઉદયચંદના સુપુત્રો તથા

શેઠ નગીનદાસ કપૂરચંદના સુપુત્રો તથા શેઠ ભુરીયાભાઇ જીવણચંદ તથા શેઠ કલ્યાણચંદ સૌભાગ્યચંદ વગેરે ઝવેરીઓની વિનતિથી મુંબાઇ તરફ વિહાર કર્યો, મહા શુદી પૂર્ણિમાના રોજ મુંબાઇમાં પ્રવેશ થયો. ત્યારબાદ ફાગણમાસમાં બાબુ અમીચંદ પન્નાલાલ ઝવેરીના આગ્રહથી વાલકેશ્વર જવાનું થયું, ત્યાં ૬૭ મા શ્લોકથી બાકીના શ્લોકોનું વિવેચન પૂર્ણ કર્યું (વાલકેશ્વરમાં સારી સ્થિરતા ગળવાથી ત્યાં ભજન સગ્રહનો થોડો ભાગ તથા શ્રાવક સ્વરૂપના બે ભાગ વિગેરેની પણ રચના કરવામાં આવી હતી )

યોગનો પ્રકાશ કરવામાં આ ગ્રંથ દીપક સમાન હોવાથી તેનું નામ યોગદીપક પાડવામાં આવ્યું છે શ્રી વીરપ્રભુના શાસનમાં આ ગ્રંથ લખવાથી તેમજ વીરશાસનનો પ્રકાશ થાય તેવા હેતુથી તેમના નામનું મંગલાચરણ કરવામાં આવ્યું છે, તથા અમારા દીક્ષાગુરુ પરમપૂજ્ય ચારિત્રપાત્ર ચૂડામણિ શ્રી સુખસાગરજી મહારાજનું ગુરુરૂપે મંગલાચરણ કરવામાં આવ્યું છે. આ ગ્રંથમાં અધ્યાત્મયોગ અને ક્રિયા-યોગ સમ્યગ્રીત્યા દર્શાવ્યો છે, કોઇ પણ યોગનું ખંડન કરવામાં આવ્યું નથી, પણ પરસ્પર યોગની તરતમતા કેવી રીતે અધિકારભેદે હોય છે તેનું માત્ર દિગ્દર્શન કર્યું છે

મન વચન અને કાયાના યોગની શુદ્ધિ કરવી અને આત્માના જ્ઞાનાદિ ગુણોનો પ્રકાશ કરવો, આત્મજ્ઞાન પ્રાપ્ત કરીને મનને જીતવું, રાગદ્વેષનો નાશ કરીને પરમાત્મપદ પ્રાપ્ત કરવું, આત્માના પરિણામની શુદ્ધિ થાય તેવા નિમિત્તોનું અવલંબન કરવું, શુદ્ધ દેવ ગુરુ અને ધર્મની આરાધના કરવી અને આત્માનું ધ્યાન કરવું–ઇત્યાદિ યોગનો સાર છે. અન્યદર્શન યોગને કઇ રીતે માને છે અને જૈનો યોગને કેવારૂપે માને છે, તે ભેદ જૈનયોગના અને અન્ય દર્શનીય યોગના ગ્રંથો વાંચવાથી જણાઈ આવશે જૈન આગમોને બાધ ન આવે એવું યોગનું વિધાન આદરવા લાયક છે–જૈનાગમોથી વિપરીત જે અન્ય યોગના પુસ્તકોનું મન્તવ્ય

હોય તે જાણવા યોગ્ય છે; પણ આદરવા લાયક નથી તથા શ્રદ્ધેય યોગ્ય નથી.

પૂર્વેના જૈનાચાર્યો શ્રી ભદ્રબાહુસ્વામી જેવા મહાપુરુષો પ્રાણાયામ અને મહાપ્રાણધ્યાનની ક્રિયાઓ કરતા હતા-એવું ઇતિહાસોથી સ્પષ્ટ જણાઈ આવે છે. શ્રીમદ્ હેમચન્દ્ર આચાર્ય પ્રાણાયામથી એકવીશમી પાટ ઉપર અધર રહ્યા હતા અને યોગથી દેવતાને પ્રત્યક્ષ કરવા સમર્થ થયા હતા. શ્રીમદ્ જિનદત્તસૂરિ યોગધ્યાનસમાધિની સાધનાથી મહાપ્રભાવક બન્યા હતા. યોગના બળથી ભદ્રબાહુસ્વામીએ જૈનધર્મની જયપતાકા આર્યાવર્તમાં ફરકાવી હતી; પણ હાલ જૈન સાધુઓમાં યોગની સાધના મન્દ પડી ગઈ છે. કેટલાક નિરક્ષરતાથી ભ્રમિત થએલા જૈનો, જેઓ યોગના પ્રતિપક્ષી બનીને યોગનું ખડન કરવા ગાંડા મનુષ્યની પેઠે પ્રયત્ન કરે છે, તેઓ પૂર્વના જૈનાચાર્યો અને જૈન શાસ્ત્રોની આશાતના કરીને બહુલસંસારી થાય છે. ધ્યાનસમાધિથી આત્માની શક્તિયો વધે છે-એમ સામ્પ્રતકાલના જૈન તથા જૈનેતર માક્ષરો એકી અવાજે બોલી રહ્યા છે. મનને વશ કરવામાં યોગના જેવું કોઇ ઉત્તમ સાધન નથી. યોગના અભ્યાસીઓને અત્ર સૂચના કરવામાં આવે છે કે તેઓએ જૈન યોગશાસ્ત્રોના આધારે યોગનું સ્વરૂપ જાણવું અને જૈન યોગીને ગુરુ કરીને યોગનો અભ્યાસ શરૂ કરવો. ગુરુ કર્યા વિના-ગુરુની આજ્ઞા પ્રમાણે અભ્યાસ કર્યાવિના-યોગના અભ્યાસનું ફળ પ્રાપ્ત થઈ શકતું નથી-યોગનાં ગુપ્ત રહસ્યોને યોગીઓ અધિકાર પ્રાપ્ત થયાવિના જણાવતા નથી, અર્થાત્ યોગીઓ યોગ્યતા પ્રમાણે યોગની કુંચીઓ દર્શાવે છે.

હઠયોગની કેટલીક ક્રિયાનો જૈન શાસ્ત્રોમાં નિષેધ કરવામાં આવ્યો છે પણ તે સંબન્ધી વિશેષ સ્વરૂપ અત્ર ચર્ચવાની જરૂર જણાતી નથી. યોગનાં પુસ્તકો વાંચીને મોટી મોટી વાતો કરવાથી યોગી બની જવાતું નથી પણ યોગશાસ્ત્ર પ્રતિપાદિત માર્ગમાં પ્રયાણ કરવાથી યોગી બની શકાય છે. યતિ સાધુ શ્રમણ સંયત અને યોગી વગેરે શબ્દોનો એક અર્થ છે. કેટલાક બાવાઓ વગેરે યોગજ્ઞાનની ગંધ પણ જાણતા

નથી અને યોગી બનીને અન્યને છેતરે છે, પણ તેથી સાક્ષરો તો છેતરાય નહીં. યોગનું ખરૂં સ્વરૂપ જાણવાથી યોગવિદ્યાનો ફેલાવો કરી શકાય છે અને તેથી જૈન શાસનનો ઉદ્ધાર કરી શકાયછે. યોગનું ઉચ્ચ ચારિત્ર ધારણ કરીને યોગી બનેલા **જૈન સાધુએ** જૈન શાસનનો અનેક ઉપાયોથી ઉદ્ધાર કરવા સમર્થ થશે. આત્માનું અનુપમેય બળ વધારવું હોય તો હે ભવ્ય જીવો ! યોગમાર્ગનું અવલંબન કરો ! જૈન ગુરુકુળો સ્થાપીને તેમાં યોગવિદ્યાના અભ્યાસથી વિદ્યાર્થીઓમાં આત્મબળ પ્રકટાવવા પ્રયત્ન કરો. યોગનું પ્રથમ પગથીયું યમ છે-તેની બરાબર આરાધના કરો કે જેથી યોગના બીજા ત્રીજા આદિ પગથીયાપર ચઢી શકાય. ધ્યાન સમાધિ આદિ યોગના અંગોમાં પ્રવેશ કરનારા સાધુઓ ઉદાર ચિત્તવાળા બની સ્વપરકલ્યાણ કરવાને સમર્થ બને છે. યોગના માહાત્મ્યનું વર્ણન કરવા પરિપૂર્ણ કોઈ સમર્થ થઇ શકતું નથી. યોગના પ્રતાપથી અનેક ભવનાં કરેલાં કર્મ કાચી બે ઘડીમાં ક્ષય કરી શકાય છે અને અંતે કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે; માટે બાહ્યયોગની શુદ્ધિ કરીને આન્તરિક યોગની શુદ્ધિ કરવી જોઇએ. મન વચન અને કાયાના અશુભ યોગોનો ત્યાગ કરીને મન વચન અને કાયાના શુભ યોગો કરવા; એજ યોગનું પ્રથમ પગથિયું છે; તે જેણે આદર્યું છે તે મનુષ્યો ઉપર ચઢવાના અધિકારી બને છે. યોગનું પ્રથમ પગથીયું ત્યાગ કરીને જેઓ એકદમ ઉપરના પગથીયાપર ચઢવાનો પ્રયત્ન કરે છે, તેઓને અન્તે પાછા ફરી, પંચમહાવ્રતરૂપ યમની આરાધના કરવી પડે છે; કેમકે પાયાવિના મહેલ ટકી શકતો નથી; જેમ પગવિના મનુષ્ય ઉભો રહી શકતો નથી, તેમ પચ મહાવ્રતરૂપ યમ વા નીતિ વિના કોઈ પણ યોગી ઉપરની ભૂમિકામાં પ્રવેશ કરવા પ્રયત્ન કરે છે તો તે પુનઃ પરતાઇને વા અનુભવ લઇને પણ વ્રતોને અંગીકાર કરે છે. હૃદય દયાથી પૂર્ણ હોય, સત્યથી વાણી શોભતી હોય, અસ્તેય વ્રતની સારી રીતે આરાધના થતી હોય, બ્રહ્મચર્યથી આત્મા ઉચ્ચ બન્યો હોય, પરિગ્રહનો ત્યાગ થયો હોય, ત્યારે મનુષ્ય યોગની પ્રથમ ભૂમિકાને દૃઢ કરીને, માનસિક ક્રોધાદિક દોષો હઠાવીને, પરમાત્મ પ્રભુની આરાધના

કરવાનો ઉત્તમ અધિકારી બની શકે છે. તેવો ઉત્તમ મનુષ્ય યોગની ધર્મક્રિયાઓને અધિકાર પ્રમાણે કરે છે અને અલ્પ બુદ્ધિવાળા જીવો પોતાના અધિકાર તથા રુચિ પ્રમાણે ક્રિયાઓ કરે છે; જ્ઞાની તેઓની બુદ્ધિમા ભેદ વા સશય ઉત્પન્ન કરતો નથી, પણ બાળજીવો પોતાના અધિકાર પ્રમાણે જે જે ક્રિયાઓ કરે છે, તેમને તેમના અધિકાર પ્રમાણે ધર્મક્રિયાઓના ઉદ્દેશોને સમજાવીને તેઓને ક્રિયામાર્ગમા સ્થિર કરે છે અને ઉપરના અધ્યાત્મજ્ઞાનાદિ માર્ગમા ચઢાવવાને પ્રયત્ન કરે છે. યોગીનો અધિકાર બાળ જીવોના અધિકાર કરતા જુદો હોય છે. યોગની સાધના ગૃહસ્થાવાસમા અને સાધુ અવસ્થામા થઈ શકે છે પણ ગૃહસ્થ **કરતાં સાધુ અવસ્થામાં યોગની આરાધના અનન્તગણી સારી રીતે થઈ શકે છે.** સાધુ અવસ્થામા યોગીની સાધના મુખ્યતાએ સાધવાની હોય છે ગૃહસ્થે ગૃહસ્થ દશાના અધિકાર પ્રમાણે યોગની સાધના સાધવી જોઇએ અને સાધુએ સાધુત્વના અધિકાર પ્રમાણે યોગની સાધના સાધવી જોઇએ. પચમહાવ્રત અગીકાર કરનારા મુનિરાજે યોગના ભેદોનું ઉદ્દેશપૂર્વક જ્ઞાન પ્રાપ્ત કરીને ધાર્મિક ક્રિયાઓને આરાધે છે—તો તેઓ પ્રત્યેક ક્રિયાઓની સાથે મનની એકાગ્રતા કરવા શક્તિમાન્ થાય છે. ગાડરીયા પ્રવાહની પેઠે ધાર્મિક ક્રિયાઓ કરવાથી જોકે થોડાઘણા અશે ફલ પ્રાપ્ત થયાવિના રહેતુ નથી; પણ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કર્યાવિના પ્રતિદિન ઉચ્ચ દશામા ગમન કરી શકાતુ નથી અને આત્માના મહદ્‌ગુણાને કેવી રીતે પ્રાપ્ત કરવા તેની કુચીઓને અવલોકી શકાતી નથી. જો જ્ઞાનપ્રદેશમા વિશેષતઃ ગમન કરીને જૈન કોમ યોગતત્ત્વનો વિચાર કરે તો પોતાની ઉન્નતિ પોતાના હાથમા છે. યોગના સર્વ ભેદોનું અને અગોનું વિશેષ પ્રકારે જ્ઞાન થવાથી યોગની અમુક ક્રિયાઓજ અમારી છે અને અમુક ધાર્મિક ક્રિયાઓ તો અમારી નથી એવો કદાગ્રહ રહેતો નથી; જેમ જેમ યોગના જ્ઞાનમાં ઊંડા ઉતરાય છે તેમ તેમ પ્રત્યેક ધાર્મિક ક્રિયાઓ કયા કયા ઉદ્દેશથી રચાઈ અને કયા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવના અધિકારે યોગ્ય છે, તેનું મૂળ રહસ્ય હૃદયમા પ્રતિભાસે છે અને તેથી યોગજ્ઞાની ભિન્ન ભિન્ન ધાર્મિક ક્રિયાઓના રહસ્યને સાપેક્ષપણે અવબો-

થીને અનેકાંતવાદના ગૂઢ રહસ્યનો જ્ઞાતા થઇ જૈનધર્મ પ્રવર્તાવવાને માટે અધિકારી બને છે. તે દેશ કાલ અને અધિકારભેદથી બાલ મધ્યમ અને ઉત્તમ અધિકારીઓને તેઓના યોગ્ય ધર્મયોગને સમર્પે છે અને તેઓને ગુણસ્થાનકની ઉચ્ચ ભૂમિકામાં લાવવા સમર્થ બને છે. બાળ જીવોને તેના અધિકાર પ્રમાણે યોગનો આદર કરાવે છે અને આગળ ચઢવાને ઉત્સાહ વધારે છે; તથા ઉત્તમ જીવોને તેના યોગ્ય ધાર્મિક યોગનો આદર કરાવે છે અને તેનાથી નીચી પાયરીના યોગધર્મ સાધકોને તેના યોગ્ય ધર્મક્રિયા અને જ્ઞાનમાં પ્રવર્તાવી તેઓને આગળ ચઢના ઉત્સાહ વધારે છે. યોગ વા જૈન ધર્મના પગથીયાં-મુક્તિમાં ચઢવાને માટે માનો કે અસંખ્ય છે; તો ઉપરના પગથીયાપર રહેલાઓને હાથ ઝાલીને ઉપર ચઢાવવાનું કામ કરવું જોઇએ; પણ નીચેના પગથીઆપર રહેવાઓનો તિરસ્કાર કરવો ન જોઇએ; કારણ કે ઉંચા પગથીયાપર ચઢનાર પણ કોઈ વખત નીચેના પગથીઆપર હતો તેને અન્ય યોગિ મહાત્માઓએ સહાય આપી ત્યારેજ તે આગળના પગથીઆ ઉપર ચઢી શકયો; તે પ્રમાણે યોગના નીચેના પગથીઆપર રહેલાઓને દયાથી સહાય આપવી-તેમજ પોતાના કરતાં ઉંચા પગથીઆપર જેઓ હોય તેના કરતાં પોતે નીચો છે એમ જાણી ઉપરના પગથીઆપર રહેલાઓ ઉપર પૂજ્ય બુદ્ધિ અને ભક્તિ ધારણ કરી તેઓની સહાય લેઈ આગળ ચઢવું. ચઉદ ગુણસ્થાનક પણ વસ્તુતઃ વિચારીએ તો મુક્તિ જવાનાં પગથીઆં છે. કેટલાક જીવો પહેલા મિથ્યાત્વ ગુણસ્થાનક પગથીઆપર ચઢેલા છે, કેટલાક જીવો અવિરતિ સમ્યગ્દષ્ટિ નામના યોગધર્મના ચોથા પગથીઆપર રહેલા છે. ચોથા પગથિઆપર રહેલાઓએ પહેલા મિથ્યાત્વ ગુણસ્થાનક પગથીઆપર રહેલાઓની નિન્દા ન કરવી તેમજ તેઓને નીચ માની તરછોડવા નહિ; પણ તેઓને ઉપરના પગથીઆપર લાવવા માટે તેમનાપર પ્રેમ દયા અને ઉપકારબુદ્ધિ ધારણ કરવી. દેશવિરતિરૂપ પાંચમા ગુણસ્થાનકપર ચઢેલાઓએ પહેલા તથા ચોથા ગુણસ્થાનકરૂપ પગથીઆપર રહેલાઓને મદદ કરવી અને પોતે ઉપરના ગુણસ્થાનકરૂપ પગથીઆપર

ચઢવા પ્રયત્ન કરવો અને ઉપરના ગુણસ્થાનકનો ધર્મયોગ સાધનારાઓનો વિનય કરવો તથા ભક્તિ કરવી આ પ્રમાણે યોગના પગથીયા સમજીને જેઓ યોગના પગથીયાપર ચઢે છે-તેઓ મુક્તિ પ્રાસાદને પ્રાપ્ત કરે છે.

**પોતાના** કરતા નીચેના પગથીયાપર રહેલાઓની જે નિન્દા કરે છે અને તેઓને ધિક્કારે છે તે ઉપરના ગુણસ્થાનકરૂપ યોગના પગથીઆપર ચઢવાને શક્તિમાન્ થતો નથી, કેમકે ઉપરના ગુણસ્થાનકરૂપ યોગના પગથીઆપર ચઢેલો જ્યારે પહેલા ગુણસ્થાનક પગથીઆપર હોત અને તેને ઉપરના પગથીઆપર ચઢેનાઓ ધિક્કારત અને તેને મદદ આપવાનું બધ કરત, તો તે ચોથા વા પાચમા ગુણસ્થાનક પગથીઆપર ચઢવાને કદી શક્તિમાન્ થાત નહિ, માટે પોતે જેવી રીતે યોગના ઊંચા પગથીઆપર ચઢવાનો લાભ લીધો છે તેવી રીતે અન્યોને પણ કરુણા શુદ્ધપ્રેમ અને ઉપકારદૃષ્ટિથી લાભ આપવા પ્રયત્ન કરવો જોઇએ મધળી જૈન કોમ આ પ્રમાણે યોગના પગથીઆને જાણીને, તે પ્રમાણે દાન પણ પ્રવૃત્તિ કરે તો જૈનો દુનિયામા દેવોના જેવાં **પરાક્રમ કરવાને માટે ભાગ્યશાલી બને**-એમા કઇ પણ આશ્ચર્ય નથી અજ્ઞતા કદાગ્રહ અને સકુચિત દૃષ્ટિથી, જે જૈનો યોગના જ્ઞાનને પોતે જાણી શકત નથી અને પોતાના વિચારમા સર્વ સ્વધર્મ માની લે છે તેઓ શ્રી **મહાવીર** પ્રભુના શાસનનો ફેલાવો કરવા સમર્થ થતા નથી, તેમ ઉપરના ગુણસ્થાનકપર ચઢવાના અધિકારી બની શકતા નથી જે **જૈનો યોગનો વિશાલ અર્થ અવબોધી શકતા નથી અને રૂઢી પ્રમાણે યોગનો અર્થ કરી સકુચિત દૃષ્ટિ ધારણ કરે છે**, તેઓ જૈનાગમોના અનેકાન્તવાદને જાણવાના અધિકારી બની શકતા નથી. યોગના અનેક ભેદ છે, તેમાથી કોઈ પોતાના અધિકાર પ્રમાણે અમુક ભેદ સાધનો હોય અને તે બીજાને પોતાના યોગભેદથી ભિન્ન દેખાતો હોય, તેથી-અમુક મનુષ્ય અમુકને-એમ કહે કે, તુ ધર્મથી વિપરીત ક્રિયાને કરે છે, પણ વાસ્તવિક રીત્યા અવલોકતાં તેમ કહેવુ વાસ્તવિક નથી, કેમકે મેરુપર્વત પાસે જવાને અને તેનાપર ચઢવાને માટે કેટલાક લોકો અશ્વોપર ચઢીને જતા હોય,

કેટલાક આગગાડીમા બેસીને જતા હોય, કેટલાક હવાઇ વિમાનમા બેસીને જતા હોય, કેટલાક પગે ચાલીને જતા હોય, કેટલાક મનુષ્યોના ખભા-પર બેસીને જતા હોય, કેટલાક નાનાં બાળકો હળવે હળવે ચાલીને જતા હોય, કેટલાક રમત કરતા જતા હોય, તેમ કેટલાક મેરુપર્વતપર દક્ષિણ દિશાથી ચઢવા આવતા હોય, કેટલાક ઉત્તરદિશામાથી ચઢવા આવતા હોય, કેટલાક પૂર્વદિશામાંથી આવીને ચઢતા હોય, કેટલાક પશ્ચિમદિશા-માથી આવીને ચઢતા હોય, કેટલાક વિદિશાઓમાથી આવીને ચઢતા હોય, કેટલાક કમંડલુ ધારણ કરીને તે તરફ આવવા ગમન કરતા હોય, કેટ-લાક નગ્ન થઇને તે તરફ પ્રયાણ કરતા હોય, તથા કેટલીક સ્ત્રીઓ મેરુ પર્વત તરફ આવવા નીકળી હોય, કેટલાક પુરુષો તે તરફ આવવા નીક-ળ્યા હોય, કેટલાક બાળકો પણ ત્યા આવવા નીકળ્યા હોય, તે પ્રમાણે ગમે તે દેશના અને ગમે તે જાતિના મનુષ્યો અને પશુ પખીઓ પણ મેરુપર્વત તરફ આવવા નીકળ્યા હોય, તેઓમાથી કેટલાક સડકના રસ્તે થઇને મેરુપર્વત તરફ પ્રયાણ કરતા હોય, કેટલાક નદીનાળાના રસ્તે થઇને આવવા નીકળ્યા હોય, કેટલાક રાજમાર્ગે ચાલીને મેરુપર્વતપર ચઢવા ઇચ્છતા હોય, કેટલાક પગશેરીઓના માર્ગે થઇ મેરુપર્વત તરફ ચઢવાને પ્રયત્ન કરતા હોય, કેટલાક મેરુપર્વત તરફ આવતા રસ્તામા ઉંઘી ઉંઘીને આવતા હોય, કેટલાક થાક ખાઇને આવતા હોય, તેમા કેટલાક મેરુપ-ર્વતથી હજાર ગાઉ દૂર હોય, કેટલાક સો ગાઉ દૂર હોય, કેટલાક પચ્ચીશ ગાઉ દૂર હોય, કેટલાક પાચ ગાઉ દૂર હોય, કેટલાક ઠેઠ પાસે આવી પહોચ્યા હોય, કેટલાક મેરુપર્વતપર ચઢવાને એક વર્ષની વારવાળા હોય, કેટલાક છ મહિનામા આવી પહોચવાના હોય કેટલાક ચાર માસમા, કેટલાક મહિનામા, કેટલાક દશ દિવસમા, કેટલાક પાચ દિવસમા અને કેટલાક એક દિવસમા મેરુપર્વતપર આવી પહોચવાના હોય પણ ઉપ-ર્યુક્ત સર્વ મનુષ્યોનુ તથા પશુપખીઓનું સાધ્યબિન્દુ તો મેરુપર્વતપર પહોચવાનું છે, તે પ્રમાણે દેશ, કાળ, અધિકાર અને આમન આદિ ભેદવાળા ધર્મીમનુષ્યોનુ પણ સાધ્યબિન્દુ પરમાત્મપદ પ્રાપ્ત કરવાનુ હોય છે.

મેરુપર્વતના દૃષ્ટાંતની પેઠે પરમાત્મપદ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાઓ પણ, પરમાત્મપદરૂપ મેરુપર્વત પ્રતિ, દેશ, કાલ, ધર્મસામગ્રી, આત્મબળ, અધિકાર અને સ્વદૃષ્ટિથી પ્રયાણ કરે છે. જેમા સમ્યક્ત્વ પ્રાપ્ત કરીને જે રેલગાડી અને હવાઇ વિમાનના જેવા ચોથા, પાચમા અને છઠ્ઠા ગુણસ્થાનકરૂપ યોગધર્મને અવલબીને આગળ ચાલ્યાજ કરે છે–તે વહેલા પરમાત્મપદને પ્રાપ્ત કરે છે મેરુપર્વત પ્રતિ જવામા દિશાભેદ, કાલભેદ અને માર્ગ જેમ મેરુપર્વતની પ્રાપ્તિને બાધ કરતો નથી તેમ શાસ્ત્રોના આધારે વસ્તુતઃ વિચારી જોતા કાલભેદ, અધિકારભેદ, દિશાભેદ, જાતિભેદ, દૃષ્ટિભેદ, ગુણસ્થાનકભેદ, રુચિભેદ, ચારિત્રક્રિયાભેદ, વયભેદ અને આસનભેદ પણ મનુષ્યોને પરમાત્મપદપ્રાપ્તિમા બાધ કરી શકતો નથી; જોકે ભેદો કારણપરત્વે છે, પણ તે મેરુપર્વતની પ્રાપ્તિમા બાધ કરનારા નથી–તે પ્રમાણે યોગની ધાર્મિક ક્રિયાઓમા પણ ભેદો દેખાય, તોપણ તે પરમાત્મપદ પ્રાપ્તિમા બાધ કરનારા નથી. યોગદૃષ્ટિસમુચ્ચયમા આ બાબતની દિશા વર્ણવી છે. કાલ અને દેશનો ભેદ તો અન્તે નષ્ટ થયાવિના રહેતો નથી. જે મનુષ્યો સકલ કર્મનો ક્ષય થાઓ અને પરમાત્મપદ પ્રાપ્ત થાઓ આવી ભાવનાથી તપશ્ચર્યા આદિ કરે છે, તેઓને સકામ નિર્જરાની પ્રાપ્તિ થાય છે, આવી ભાવનાથી મિથ્યાત્વગુણસ્થાનકમા રહેલા જીવો પણ સકામ નિર્જરા કરે છે, એમ જૈન શાસ્ત્રોમા દર્શાવ્યુ છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે, જે જ્ઞાનાવરણીયાદિ અષ્ટકર્મ (સચિતાદિકર્મ)–નો ક્ષય કરવા માટે તપ જપ કરે છે; તેવા મિથ્યાત્વી જીવો પણ ઉપરના ગુણસ્થાનકપર ચઢવાને માટે અધિકારી બને છે, અર્થાત્ મોક્ષમાર્ગના અશ તરીકે પ્રથમ ગુણસ્થાનકના જીવો પણ વ્રત, તપાદિથી, યોગમાર્ગની આરાધના કરે છે, તેથી મિથ્યાત્વી જીવોને પણ ઉપરના ગુણસ્થાનકપર ચઢાવવા માટે પ્રયત્ન કરવો જોઇએ

સર્વ જીવોપર મૈત્રી ભાવના ધારણ કરવી, સર્વ જીવોના ગુણો સંબન્ધી પ્રમોદભાવના ધારણ કરવી, મધ્યસ્થભાવના ધારણ કરવી અને કરુણાભાવના ભાવવી, એ આપણા યોગમાર્ગના અધિકારીઓનુ કર્તવ્ય

છે. લોકોના ભિન્ન ભિન્ન મત દેખીને તેઓનાપર ગુસ્સે ન થતાં મત-સહિષ્ણુતા ગુણ પ્રાપ્ત કરવાથી, યોગના માર્ગમાં સ્થિર રહી શકાય છે, માટે સત્ય યોગમાર્ગની પ્રરૂપણા કરવી અને દયાભાવથી અસત્ય માર્ગોનો પરિહાર કરવા ઉપદેશ દેવો. મન-વાણી અને કાયાના અશુભ વ્યાપારોનો ત્યાગ કરીને મન-વાણી અને કાયાથકી સુવ્યાપારોનો અભ્યાસ કરનાર યોગધર્મમાં પ્રવેશ કરી શકે છે.

યોગનો અભ્યાસ કરવાની ઇચ્છાવાળાઓએ દારૂ, માંસ, ગાંજો, ધતુરો, કોકીન વગેરે વ્યસનોનો ત્યાગ કરવો જોઇએ. સાત્વિક આહાર કરવાથી અને રજોગુણી અને તમો ગુણી આહારનો ત્યાગ કરવાથી, યોગની સાધના સારી રીતે થઇ શકે છે. સાત્વિક આહારથી ઉત્તમ બુદ્ધિ રહે છે. "જેવો આહાર તેવો ઓડકાર" એ કહેણીમાં ઘણો ભાવાર્થ સમાયો છે. યોગ્ય આહાર અને યોગ્ય વિહારથી યોગની સિદ્ધિ થાય છે.

માનસિક બળ પ્રાપ્ત કરીને આત્માની જ્ઞાનાદિ શક્તિયોનો પ્રકાશ કરવો અને રાગદ્વેષાદિ દુર્ગુણોનો નાશ કરવા પ્રયત્ન કરવો-એ જ યોગ-જ્ઞાનનું કાર્ય છે સદ્ગુણોની જે જે ઉપાયોવડે પ્રાપ્તિ કરવી તે યોગ કહેવાય છે. કર્મનો ક્ષય કરવાને યોગસમાન કોઇ સાધન નથી. જગત્માં ગંગાનદીની પેઠે આન્તરિક મલનો પરિહાર કરનાર યોગ છે, જગત્માં અનેક પ્રકારના ચમત્કાર ભૂતકાલમાં જેનાવડે પ્રગટ્યા છે. વર્તમાનમાં પ્રકટે છે અને ભવિષ્યમાં અનેક ચમત્કારો થશે-તે સર્વનું મૂળ યોગ છે. કલ્પવૃક્ષ જેમ ઇચ્છિત વસ્તુઓને આપે છે, તેમ યોગના આરાધનથી પણ ઇચ્છિત વસ્તુઓની પ્રાપ્તિ થાય છે. પૃથ્વીમાંથી જેમ અનેક પ્રકારની વનસ્પતિયો ઊગી નીકળે છે, તેમ યોગવિદ્યાના આરાધનથી પણ અનેક ગુણો પ્રગટી શકે છે. સાગર પોતાની ગંભીરતાથી જેમ શોભી રહ્યો છે, તેમ યોગવિદ્યાની પ્રાપ્તિથી ગંભીરતા નામનો ગુણ સંપ્રાપ્ત થાય છે. સમુદ્રમાં જેમ અનેક પ્રકારનાં રત્ન ભર્યાં છે, તેમ યોગવિદ્યામાં પણ અનેક પ્રકારની લબ્ધિયો રહી છે. સાયન્સવિદ્યાના શોધકો મનની એકા-ગ્રતાવડે અન્તે જે તત્ત્વો શોધી કાઢવાના છે, તે તત્ત્વોનો યોગવડે શોધ

થઇ ચૂક્યો છે. યોગના અંશભૂત મનની એકાગ્રતાથી પ્રખ્યાત અમેરિકાના શોધક મી. એડીસને અડતાલીસ કલાકમાં ફોનોગ્રાફની શોધ કરી તે સર્વે વિદ્વાનો જાણે છે. તે પ્રમાણે આત્મામાં મનની એકાગ્રતા કરીને આત્માની શોધ ચલાવનારા યોગીઓ, કલાકોના કલાકો પર્યંત સ્થિર રહીને, આત્માની અનેક શક્તિયોને પ્રકટાવી શકે, તેમાં કાંઇ પણ આશ્ચર્ય જણાતું નથી. **જૈનધર્મનાં પિસ્તાલીશ આગમોનો સાર પણ એ છે કે સમ્યક્ત્વ જ્ઞાનપૂર્વક આત્માની સર્વ શક્તિયોને પ્રગટાવવા પ્રયત્ન કરવો.** મોહનીય વગેરે કર્મનો નાશ કરવો અને આત્માની શુદ્ધિ કરીને **આત્માને પરમાત્મા બનાવવો.** રત્નત્રયીરૂપ યોગનું આરાધન કરીને પૂર્વે અનંત જીવો મુક્ત થયા, થાય છે અને ભવિષ્યમાં થશે. યોગની સાધના કરવાથી મનુષ્ય અને દેવલોકની પ્રાપ્તિ થાય છે અને ઉત્તમમાં ઉત્તમ જે મુક્તિ છે, તેની પણ પ્રાપ્તિ થાય છે. આત્માના શુભ અધ્યવસાય ઉત્પન્ન કરાવનાર યોગ છે હાલના કાલમાં ઉપશમભાવ અને ક્ષયોપશમભાવના સમાધિને યોગીઓ પ્રાપ્ત કરે છે.

કેટલાક કહે છે કે, સમાધિમાં ઉંઘની પેઠે પડ્યા રહેવું પડે છે; માટે તેવી સમાધિ કરવાની કંઈ જરૂર નથી; આમ કહેનારાઓએ યોગશાસ્ત્રાદિ ગ્રન્થોને પૂર્ણ વાંચ્યા નથી તેમજ પોતે સમાધિનો અનુભવ કર્યો નથી–એમ કહ્યાવિના ચાલતું નથી; કેમકે સમાધિમાં કંઈ ઉંઘવાનું નથી. ક્ષયોપશમ અને ઉપશમભાવની સમાધિની પ્રાપ્તિનું કારણ ધ્યાન છે. આત્માના સ્વરૂપનું ધ્યાન ધરતાં ધરતાં ઉપશમાદિભાવની સમાધિ પ્રાપ્ત થાય છે અને તે વખતે આત્માના સહજસુખનો અનુભવ થાય છે, તે વખતે મનની ચંચળ દશા શાન્ત થએલી માલૂમ પડે છે, અર્થાત્ બાહ્યદુનિયાનું ભાન રહેતું નથી અને આત્માના ઉપયોગનું તે વખતે વિશેષ પ્રકારે અસ્તિત્વ રહે છે; એમ જૈન યોગના અનુભવીઓ પોકારીને કહે છે. શ્રીમદ્ આનન્દઘનજી અને શ્રીમદ્ ચિદાનન્દજીકૃત યોગપદોમાં સમાધિદશાનું વર્ણન આવે છે, તેમાં આત્માનો શુદ્ધો–પયોગ અને મનના વિકલ્પસંકલ્પનો નાશ થયો હોય એવા ઉલ્લેખો

સમાધિસમયના મળી આવે છે. આ કાલમાં અપ્રમત્ત ગુણસ્થાનક સુધીની ઉપશમાદિ ભાવની સમાધિની અસ્તિતા છે, માટે યોગના જિજ્ઞાસુઓએ સુગુરુનું અવલંબન કરીને યોગવિદ્યાનો અભ્યાસ શરૂ કરવો. યોગવિદ્યાનો અભ્યાસ શરૂ કર્યો એટલે તુર્ત યોગીની દશા પ્રાપ્ત થઇ શકતી નથી; **પણ યોગવિદ્યાની બાર વર્ષપર્યંત આરાધના કરવાથી યોગવિદ્યાનો ખરો અનુભવ જાગ્રત્ થાય છે.** યોગસાધનામાં ધૈર્ય ધારણ કરવાની ઘણી જરૂર છે. રાયણનું વૃક્ષ જેમ લાંબાકાળે ફળ આપે છે, તેમ યોગની આરાધનાનો ખરો અનુભવ તો બાર વર્ષ પશ્ચાત્ મળે છે. યોગની સાધનાનું ફળ અવશ્ય પ્રાપ્ત થવાનું અને તે ફળ આત્માની ઉચ્ચ દશા છે—એમ મનમા વિચાર કરીને યોગસાધનમાં પ્રવેશ કરવો.

જે મનુષ્યો અન્યોને ચમત્કારો બતાવવાને માટે અને પોતાની બાહ્યકામનાઓ પૂર્ણ કરવાને માટે યોગની આરાધના કરે છે તેઓ યોગમાર્ગની ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ કરી શકતા નથી. યોગથી ચમત્કારો પ્રાપ્ત થાય છે, પણ યોગીએ બાહ્યકામનાનો ત્યાગ કરીને નિષ્કામબુદ્ધિથી યોગની સાધના કરવી જોઇએ. મદારીની પેઠે યોગથી કોઇ સામાન્ય ચમત્કાર પ્રાપ્ત કરીને, લોકોમાં જે ત્યાં ત્યાં ખેલ કરી બતાવે છે તે મનુષ્ય, યોગની ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ કરી શકતો નથી. યોગીઓએ યોગવિદ્યાથી ચમત્કાર પ્રાપ્ત કરીને પણ યોગવિદ્યામાં આગળ પ્રવેશ કરવાને માટે અજાણ્યા મનુષ્યની પેઠે ગંભીર મન રાખીને વર્તવું જોઇએ. યોગીએ, લોક પોતાને માને વા ન માને તેની ઇચ્છાનો ત્યાગ કરવો જોઇએ. ખરા યોગીએ પોતાના સહવાસમાં રહેનારને પણ પોતાનામાં અમુક શક્તિ (ચમત્કાર) પ્રગટી છે તેની ખબર પડવા દેતા નથી અને કદાપિ લોકોને પોતાના ચમત્કારની ખબર પડે છે અને કોઇ વખત અમુક શક્તિ ફેરવવી પડે છે તો પશ્ચાત્ જનસમૂહથી ઉપાધિ ન થાય એવી રીતે પ્રવૃત્તિ આચરે છે અને શાસ્ત્રોમાં કહેલી શક્તિયોનું આરાધન કરે છે. યોગસમાધિ સેવનારાઓ યોગાભ્યાસી

જનોને તેના અધિકાર પ્રમાણે કુચીઓ બતાવે છે. પાત્રતા વિના કંઈ મળતું નથી-પાત્રવિના મળેલી વસ્તુ રહેતી નથી. દેખાદેખીથી યોગની સાધના કરનારાઓને ઘણું ખમવું પડે છે અને કોઇ વખત દુઃખના પાત્ર બનવું પડે છે, માટે યોગવિદ્યાના અનુભવીઓને ગુરુ કરીને તેની આજ્ઞા પ્રમાણે યોગમાર્ગની ક્રિયાઓને સેવવી જોઇએ—" દેખાદેખી સાધે જોગ, પડે પિંડ કે વાધે રોગ" આ કહેવતને લક્ષ્યમાં લેઇ **ગુરુગમપૂર્વક યોગવિદ્યામાં પ્રવેશ કરવો** એવી યોગાભ્યાસીઓને સુચના આપવામાં આવે છે. ગૃહસ્થોને ગૃહસ્થોના અધિકાર પ્રમાણે યોગમાર્ગમાં પ્રવેશ કરાવવો અને સાધુઓને તેમની યોગ્યતા પ્રમાણે યોગાભ્યાસ કરાવવો જોઇએ. જેઓ પાત્ર વા અપાત્ર જોયાવિના યોગથી વિદ્યાની ઉત્તમ કુચીઓને આપે છે, તેઓ પશ્ચાત્તાપ પામે છે. એક ભવમાં હાલના કાલમાં પરિપૂર્ણ યોગની આરાધના થઇ શકતી નથી, **માટે હળવે હળવે યોગની સાધના કરવી જોઇએ.**

યોગ શાસ્ત્રોનો અભ્યાસ કરીને યોગની આરાધના કરવાથી, કદી પાછા પડવાનું થતું નથી જૈનાગમોમાં અનેક પ્રકારના યોગનું વર્ણન વાંચવામાં આવે છે. યોગનો અભ્યાસ કરીને જેઓ જૈન શાસ્ત્રો વાંચે છે તેના હૃદયમાં જ્યાં ત્યાં યોગનું સ્વરૂપજ જોવામાં આવે છે. હાલ અને પૂર્વના કરતાં **૭ આવશ્યકનું અત્યંત યોગગર્ભિત સ્વરૂપ** **અનુભવાય** છે અને ૭ આવશ્યકની અત્યંત ઉત્તમતા ભાસે છે; તેની રચના યોગના આધારે ઉદ્દેશપૂર્વક ગણધર મહારાજાએ કરેલી છે એમ લાગે છે. યોગવિદ્યામાં કુશલતા મેળવ્યા બાદ યોગની દૃષ્ટિ ખૂલે છે અને તે દૃષ્ટિથી ૭ આવશ્યક સૂત્રોને દેખે છે તે તેની ઉત્તમતાનો ઘણો ખ્યાલ કરી શકે છે સમ્યક્ત્વ દૃષ્ટિને ઉત્પન્ન કરનાર-જૈન શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલી યોગવિદ્યા છે. યોગજ્ઞાનીઓ સૂત્રોમાં ગુપ્તપણે રહેલી યોગવિદ્યાને સારી પેઠે અનુભવી શકે છે. સૂત્રોમાં ભિન્ન ભિન્ન દૃષ્ટિથી દેખનારને, ભિન્ન ભિન્ન પ્રકારનું જ્ઞાન મળે છે અર્થાત્ અધ્યાત્મ જ્ઞાનિયોને તે સૂત્રમાંથી અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે; વ્યવહારક્રિયાઓને

શોધનારાઓ તેજ સૂત્રમાંથી ક્રિયાઓને શોધી શકે છે, તેમજ સાયન્સના વિદ્વાનો સૂત્રમાંથી પદાર્થવિજ્ઞાનને મેળવી શકે છે. જેઓ યોગ, અધ્યાત્મ, પદાર્થવિજ્ઞાન, આદિ તત્ત્વોને સારી પેઠે જાણી શકે છે. તેઓની દૃષ્ટિ વિશાલ થવાથી, તેઓ આત્મતત્ત્વની પ્રાપ્તિના અનેક યોગોને અપેક્ષાએ જાણે છે, બોધે છે અને સ્વાધિકાર પ્રમાણે આદરે છે અને અન્યોને આદરાવે છે.

ખરેખર યોગવિદ્યાનું સંપૂર્ણ વર્ણન કોઇનાથી કરી શકાતું નથી; શ્રી કેવલી ભગવાન્ પણ કરોડો વર્ષ પર્યંત યોગના અસંખ્ય ભેદોનું વર્ણન કરે તોપણ પૂર્ણપણે યોગનું સ્વરૂપ કથી શકાય નહિ; તો મારા જેવાથી તો યોગનું અમુક અપેક્ષાએ સામાન્યરીતયા જ વર્ણન થઇ શકે; યોગનાં અનેક પુસ્તકો છે, પણ વાચકો જેવી દૃષ્ટિથી તે પુસ્તકો વાંચે છે, તેને તે પ્રમાણે હૃદયમાં પરિણમે છે. ચન્દ્રનો શીતલ સ્વભાવ છતાં ભિન્ન ભિન્ન આશયથી દેખનારાઓ પૈકી કોઇને ઉષ્ણ લાગે છે, કોઇને ઠંડો લાગે છે, કોઇને પીડાકારી લાગે છે, કોઇને આહ્લાદકારી બને છે અને કોઇને તેમાં પ્રિય કે અપ્રિય કંઇ જણાતું નથી; તેમ આ **યોગદીપક** પુસ્તક વાંચનારને પણ પોતાની દૃષ્ટિ પ્રમાણે જ ફલ પ્રાપ્ત થઇ શકે તેમાં કંઇ આશ્ચર્ય નથી

કોઇ પણ વસ્તુનું વિવેચન કરતાં **છદ્મસ્થને ભૂલ આવવાનો સંભવ છે, કેમકે સર્વગુણી** તો વીતરાગ છે. છદ્મસ્થમાં વીતરાગના જેવા ગુણો ક્યાંથી હોય ? છદ્મસ્થ જીવો વીતરાગ પ્રભુની વાણીના અનુસારે જૈન શાસનની ઉન્નતિને માટે, તેમજ સ્વપરના કલ્યાણ માટે ગ્રંથો બનાવે છે—તેમાં પોતાના કરતાં વિશેષ જ્ઞાનવાળાને તેમાં શાસ્ત્રથી કંઇ ઉલટું લખેલું માલૂમ પડે, વા કોઇ ઠેકાણે સુધારવાનું માલૂમ પડે—એમ બની શકે છે; તો તે પ્રમાણે આ યોગદીપક ગ્રંથમાં ભૂલચૂક થઇ હોય તો, વિદ્વાનો સુધારશે અને શુભ અધ્યવસાયથી બનાવેલા આ પુસ્તકમાંથી **હંસચંચુની** પેઠે સારભાગ ગ્રહણ કરશે એવી આશા રાખવામાં આવે છે.

દૂરમાંથી પણ પુરા કાઢવા જેવો દુર્જનનો સ્વભાવ હોય છે તેની પરવા કદી સત્પુરુષો રાખતા નથી, સૂર્ય ઉગતા કાગડાઓ કા કા કરે છે અને મનુષ્યો સૂર્યને દેખી ખુશ થાય છે-તે રીતે કેઇ પણ બાબતમાં સર્વ મનુષ્યોનો એક અભિપ્રાય મળતો નથી, તેથી મહાત્માઓ પોતાનું કાર્ય કરવાથી કદી પાછા હઠતા નથી, તે ન્યાયે ઉચ્ચ આશયથી અને જગત્ના કલ્યાણ માટે બનાવેલો આ યોગદીપક ગ્રંથ સર્વ મનુષ્યોના આત્માઓને પૂર્ણ શાંતિ આપનારો થાઓ

આ ગ્રંથ છપાવવામાં મદદ કરનાર સુરતનિવાસી પ્રખ્યાત ઝવેરી દાનવીર શેઠ ધર્મચંદ ઉદયચંદના સુપુત્ર શેઠ લલ્લુભાઇ ધર્મચંદ છે, જેઓ સ્વભાવે શાંત, જૈનધર્મના અભિમાની, તથા ગભીર અને મળતાવડા સ્વભાવના છે ચિદાનન્દ સ્વરોદયનો કેટલોક ભાગ તેમને મુમ્બઇમાં વંચાવ્યો હતો, તેથી તેમને યોગના ઉપર રુચિ થઇ હતી, જેથી આ ગ્રંથ છપાવીને જગતમાં જૈનશાસનની ઉન્નતિ કરવાનું અને દુનિયાના જીવોને ધર્મ પ્રાપ્ત કરવાનું કાર્ય હાથમાં લેતા તેમણે આ ગ્રંથને સહાય આપી ઘણો લાભ સંપાદન કર્યો છે આ ગ્રન્થના પ્રૂફો સુધારવામાં છદ્મસ્થ દૃષ્ટિથી શ્લોકોમાં તથા વિવેચનમાં જે કંઇ ભૂલો રહી ગઈ છે, તેનું શુદ્ધિપત્રક બનાવ્યું છે, બીજી આવૃત્તિમાં જે કંઇ ભૂલો જણાશે તેનો સુધારો કરવામાં આવશે આ ગ્રન્થનું વાચન કરીને ભવ્ય જીવો પરમસુખ પ્રાપ્ત કરો, એમ ઇચ્છીને આ પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે ॐ शान्ति शान्ति शान्ति

પોષ વદી ૨, શનિ
સંવત ૧૯૬૮, દમણ

લી
मुनि बुद्धिसागर.





श्री १०८ ग्रंथप्रणेता योगनिष्ट आचार्य
श्रीमद् बुद्धिसागर सूरिश्वरजी

श्रीमद् बुद्धिसागरकृत

## श्रीयोगदीपक मूलग्रन्थः ।



नमः श्रीवर्द्धमानाय, सर्वदोषप्रणाशिने ।
केवलज्ञानसूर्याय, लोकपूज्याय तायिने ॥ १ ॥

सद्गुरुं पूज्यमानम्य, स्वाभाविकसुखोदधिम् ।
सर्वकर्मनिवृत्त्यर्थं, करोमि योगदीपकम् ॥ २ ॥

कोऽहमात्मा चिदालक्ष्यो, भिन्नः पुद्गलभावतः ।
रत्नत्रयीस्वरूपेण, सत्तातोऽस्मि स्वभावतः ॥ ३ ॥

अस्म्यहं प्रत्ययज्ञाता, जीवो भिन्नोऽस्ति देहतः ।
इन्द्रियाण्यपि नैवात्मा, तथैवं मनसोऽपि वै ॥ ४ ॥

नास्ति वाणी तथैवात्मा, रक्तं नास्ति जडत्वतः ।
प्रत्यक्षादिप्रमाणेन, सिद्ध आत्मा हि शाश्वतः ॥ ५ ॥

आत्माऽसङ्ख्यप्रदेशैश्च, देहव्यापी चतुर्गतौ ।
केवलज्ञानभावेन, सर्वव्यापक इष्यते ॥ ६ ॥

व्याप्यव्यापकभावत्वं, सापेक्षातः स्फुटं मतम् ।
नित्यानित्यप्रवादानां, समासो जैनदर्शने ॥ ७ ॥

एकानेको नयेनात्मा, वाच्यावाच्यस्तथैव च ।
कर्त्ताऽकर्त्ता च हर्त्ता वै, सोऽपेक्षातः प्रभासते ॥ ८ ॥

सर्वस्मिन् सर्वतोभिन्नो, ज्ञानेन व्यक्तितः स्वयम् ।
नयैर्ज्ञातं स्वरूपं मे, तथैव सप्तभङ्गतः ॥ ९ ॥

कुतः प्रियपदार्थेषु, ममत्वं क्रियते मया ।
बाह्यभावात् प्रभिन्नोऽस्मि, तत्र रागो न युज्यते ॥ १० ॥

कुतोऽप्रियपदार्थेषु, द्वेषत्वं क्रियते मया ।
प्रियाप्रियत्वं मनसः, कल्पितं नास्ति ब्रह्मणः ॥ ११ ॥

मीयन्ते सर्वतोभावा, अनेन ब्रह्मचक्षुषा ।
आत्मेति कथ्यते तेन, सम्यग्व्युत्पत्तियोगतः ॥ १२ ॥

विज्ञानमात्मनो धर्मः, स्वान्यभावप्रकाशकम् ।
आत्मनो ज्ञानपर्याये, लोकाऽलोकं विलीयते ॥ १३ ॥

आत्मनः सर्वद्रव्येषु, श्रेष्ठता भाविताशुभा ।
सहजानन्दभावेन, चारित्रमद्भुतं स्फुटम् ॥ १४ ॥

समितिगुप्तियोगेन, शुद्धधर्म्मसमुद्भवः ।
सुखदुःखप्रसङ्गेषु, -समश्चारित्रवान्स्मृतः ॥ १५ ॥

समो हर्षविषादेषु, समो मानापमानयोः ।
स्तुतिनिन्दादिभावेषु, समश्चारित्रयोगिराट् ॥ १६ ॥

ज्ञानगर्भितवैराग्य-मुत्तमं प्राप्य योगिराट् ।
अक्षरं निर्मलं शुद्धं, परमात्मपदं भजेत् ॥ १७ ॥

ममत्वं ज्ञानिनः किं स्याद्, हेयादेयविवेकतः ।
ममत्वोपाधिनिर्मुक्त आत्मा मुक्तः प्रकीर्तितः ॥ १८

मूर्च्छा परिग्रहः ख्यात उक्तं सूत्रेषु सूरिभिः ।
सूत्रसम्मतयोगेन, आत्मा सद्धर्ममाप्नुयात् ॥ १९ ॥

बाह्यकार्याणि कुर्वन् सन्, मोहचेष्टां परित्यजन् ।
भावचारित्रयोगेन, मुच्यते सर्वकर्म्मतः ॥ २० ॥

संत्यक्तसर्वसंकल्पो, निर्विकल्पसमाधिताम् ।
संप्राप्य तात्त्विकानन्द–मश्नुते संयतः स्वयम् ॥ २१ ॥

मनःस्थैर्यं समासाद्य, दत्तलक्ष्योपयोगकः ।
भवे मुक्तौ समत्वाच्च, स्वादते समतामृतम् ॥ २२ ॥

साम्यामृतप्रसादेन, जीवन्मुक्तोऽभिधीयते ।
सम्यग्दृष्टिगुणस्थाने, सापेक्षातो घटेत सः ॥ २३ ॥

शुक्लेन परिणामेन, साम्यानन्दो विवर्द्धते ।
ध्याता सम्यग् विजानाति, ध्यानं हि ज्ञानयोगतः ॥ २४ ॥

मनश्चञ्चलतां प्राप्य, यत्रतत्र परिभ्रमत् ।
स्थिरतां लभते नैव, आत्मनो ध्यानमन्तरा ॥ २५ ॥

चित्ते वशीकृते सर्वं विजानीयाद्वशीकृतम् ।
वशीकरणाय चित्तस्य, सर्वोपायाः प्रजल्पिताः ॥ २६ ॥

ज्ञानदर्शनचारित्र–वीर्यानन्दनिकेतनः ।
आत्मारामः सदा ध्येयः, सर्वशक्तिमयः सदा ॥ २७ ॥

स्वभवद् बाह्यभावेषु, ममत्वं नैव युज्यते ।
तथैव द्वेष्यता तत्र, ज्ञानिनो नैव युज्यते ॥ २८ ॥

સુરનરવૃન્દપરિપૂજિત છે માટે પૂજાતિશયસંપન્ન કર્યા. તાથિને એ વિશેષણથી ભગવાન્ વચનાતિશયસંપન્ન સિદ્ધ છે એમ સિદ્ધ થયું. ઉપદેશદાનથીજ સર્વ જીવોનું રક્ષણ થાય છે માટે એ વિશેષણની સાર્થકતા છે.

ચાર વિશેષણોવડે ચાર અતિશય સૂચન કર્યા તેમાં વિશેષણ ક્રમહેતુ દર્શાવે છે. સર્વદોષપ્રણાશિને એ વિશેષણ પ્રથમ મૂક્યું છે તેની સાર્થકતા હેતુપૂર્વક સિદ્ધ છે. જ્યારે ભગવાન્ ધ્યાન ધરે છે ત્યારે શુકલપરિણામના યોગે ક્ષપકશ્રેણી આઠમા ગુણસ્થાનકથી આરોહે છે. બારમા ગુણઠાણાના અંતે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય એ ચાર કર્મનો નાશ કરે છે, ત્યારે તેરમા ગુણસ્થાનકમાં અનંતજ્ઞાન, અનંતદર્શન, ક્ષાયિકચારિત્ર અને ક્ષાયિકવીર્ય એ ચાર અતિશયયુક્ત થાય છે. પ્રથમ જ્ઞાનાવરણીયાદિ દોષનો નાશ થાય છે ત્યારે કેવલજ્ઞાનાદિ ઉત્પન્ન થાય છે. સર્વ ગુણમાં કેવલજ્ઞાનની મુખ્યતા છે, માટે સમજવું કે દોષનો નાશ થયા પછી કેવલજ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થાય છે. કેવલજ્ઞાનરૂપ સૂર્યોદય થયા પછી ચોસઠ ઈન્દ્રો આવી સમવસરણ રચે છે અને સર્વે પૂજે છે માટે જ્ઞાનપશ્ચાત્ પૂજાતિશય જણાવ્યો. સમવસરણમાં બેઠા બાદ અને પૂજ્યપણું પ્રાપ્ત થયા બાદ ભગવાન્ દેશના (ઉપદેશ) દે છે માટે તાયિને એ વિશેષણથી વચનાતિશય જણાવ્યો.

આ ચાર અતિશય જેનામાં હોય તે દેવ કહેવાય છે. રાગાદિ દોષનો નાશ કરનાર વીતરાગ વિના અન્ય કોઇ

દેવ નથી, તેમજ રાગદ્વેષનો નાશ કર્યા વિના કોઇ સર્વજ્ઞ પણ થઇ શકતો નથી. અન્ય જે ઇશ્વરને માને છે તેનામા જગતકર્તૃત્વ વગેરેની ઉપાધિયોનો આરોપ કરે છે તેથી તે રાગદ્વેષ રહિત સિદ્ધ થતા નથી ત્યારે તે જ્ઞાનાતિશયથીયુક્ત શી રીતે હોઇ શકે ? અને જ્યારે જ્ઞાનાતિશયયુક્ત ન હોય ત્યારે પૂજાતિશય અને વચનાતિશય સયુક્ત શી રીતે હોઇ શકે ? અર્થાત્ ન હોઇ શકે કેટલાક અનાદિકાળથી ઈશ્વરને નિરાકાર માને છે તેનામા વાણીના અભાવે ઉપદેશ ઘટી શકે નહિ તેના મતમા ઉપદેશ દેનાર ઈશ્વર સિદ્ધ ઠરી શકે નહિ ત્યારે તેમના દર્શનના પુસ્તકોનુ પ્રામાણ્ય સિદ્ધ ઠરે નહિ એમ કહેવુ યથાર્થ છે કેટલાક જગતને બનાવનાર ઇશ્વર માને છે અને તેઓ સર્વ જીવોનુ રક્ષણ કરનાર ઇશ્વરને કહે છે ઇશ્વર કર્તૃત્વવાદીના મતમા રક્ષણ કરનાર એ વિશેષણની સિદ્ધિ થતી નથી. જગત્નો બનાવનાર ઇશ્વર છે તેના મતમા અનેક દોષો આવે છે પ્રથમ તો ઇશ્વરને જગત્ બનાવવાની જરૂર શુ ? કોઇને અધ બનાવ્યા, કોઇને સુખી બનાવ્યા, ત્યારે દુઃખીનુ રક્ષણ કરવુ, ઇત્યાદિ સિદ્ધ થતુ નથી એકને મારવો એકને વૈભવ આપવો આવુ વર્તન રાગદ્વેષ વિના હોઇ શકે નહિ, અને જેને રાગદ્વેષ હોય તે પરમાત્મા શી રીતે કહેવાય ? અલબત કહેવાય નહિ આ સબધી વિશેષ અધિકાર જોવો હોય તો અસ્મદીય પરમાત્મદર્શન ગ્રન્થ વાચવો

જે લોકો જગતના સર્વ પદાર્થને ક્ષણે ક્ષણે ક્ષય સ્વભાવવાળા માને છે તેના મતમા ઇશ્વર પણ ક્ષણે ક્ષણે નષ્ટ થવાનો

આત્મા પણ ક્ષણે ક્ષણે નષ્ટ થવાનો. ત્યારે કોઇ ઇશ્વર તેમના મતમાં સદાકાળ રહેનાર સિદ્ધ ઠરે નહિ એ સ્વાભાવિક છે; માટે આ ચાર અતિશય વીતરાગદેવ વિના અન્યત્ર સિદ્ધ ઠરતા નથી માટે શ્રી મહાવીર પ્રભુ તે જ ખરેખર દેવ છે. જે દેવો પોતાની પાસે સ્ત્રીઓ રાખે છે તેમનામાં રાગ છે અને જ્યાં રાગ છે ત્યાં દ્વેષ છે તેથી તે પણ દોષ રહિત કહેવાય નહીં. કેટલાક મતવાળા આત્મા અને કર્મનો સંબંધ માનતા નથી, તેથી તેમણે માનેલા દેવમાં સર્વજ્ઞપણું નથી એમ સિદ્ધ ઠરે છે, તેથી તે પણ ઈશ્વર કહેવાય નહીં. કેટલાક પશુ પંખીમાં આત્મા માનતા નથી એવાઓનાં પુસ્તકો જ્ઞાનીનાં બનાવેલાં નથી એમ સિદ્ધ થાય છે તેથી તેમના મતમાં પણ ચાર અતિશયસંયુક્ત ઇશ્વર સિદ્ધ ઠરતો નથી. કેટલાક નીતિધર્મને જ માનનારા છે પણ સમજવાનું કે જ્યારે આત્મા અને કર્મની સિદ્ધિ ન માનવામાં આવે તો નીતિધર્મની સિદ્ધિ ઠરતી નથી. આત્મા હોય તો નીતિ હોઇ શકે, પણ પુણ્યપાપાદિ માન્યા વિના તો નીતિનો મહેલ કલ્પનારૂપ ઠરે છે, અને તેથી તેમના મતમાં યથાર્થ ઉપદેશ સર્વજ્ઞ નહીં હોવાને લીધે તે મત પણ સિદ્ધ ઠરતો નથી. જ્યારે યથાર્થ ઉપદેશ વીતરાગદેવ સિદ્ધ ઠરે છે ત્યારે સર્વ તત્ત્વની સિદ્ધિ થાય છે. આવા ઉક્ત ગુણવિશિષ્ટ શ્રી મહાવીર પ્રભુ સિદ્ધ ઠરે છે માટે અમો તેમને દેવ માની નમસ્કાર કરીએ છીએ એમ મૂલ શ્લોકમાં જણાવ્યું છે.

ચાર અતિશયયુક્ત એવા શ્રી મહાવીર પ્રભુને નમસ્કાર કરવાથી શું ફળ? તેના પ્રત્યુત્તરમાં જણાવે છે કે–શ્રીમદ્ ભગવાન્

. શક્તિ ને ‘ ગુણો ’ કેળવવાનું ‘ સાયન્સ ’ તેજ સાચાં શાસ્ત્રો છે?

મહાવીરે જે જ્ઞાનાદિ ગુણો પ્રાપ્ત કર્યા છે તે ગુણો પ્રાપ્ત કરવા લેખકની તીવ્રેચ્છા છે. ઉત્તમ ગુણીને નમસ્કાર કરતાં આત્મામાં વિનયગુણની જાગૃતિ થાય છે અને તેથી વિનયના પ્રતાપે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થાય છે. નમસ્કાર કરતાં મન, ભગવાનના ગુણો સન્મુખ થાય છે તેથી સહેજે પાપના વિચારોનો નાશ થાય છે. મન, વચન અને કાયાથી ભગવાન્ તરફ આત્મા વળતાં આત્મા તે પરમાત્મા બને છે. ઉત્તમના ગુણોને ગાતાં, મનન કરતાં, તેવા ગુણો પોતાનામાં સત્તાએ રહેલા છે તે પ્રગટે છે, માટે ભગવાન્ આદિ ઉત્તમ પુરુષોને નમસ્કાર કરવામાં મોટું ફળ છે. ભગવાન્ના જેવા સદ્ગુણો પ્રાપ્ત કરવા માટે ભગવાન્ને નમસ્કાર કરવો જોઇએ. શ્રી મહાવીરસ્વામીના ચાર નિક્ષેપ, જગત્ને અત્યંત ઉપકારી છે. શ્રી મહાવીર નામ, શ્રી મહાવીરપ્રભુની મૂર્તિ, દ્રવ્યમહાવીર અને સમવસરણમાં બેઠેલા શ્રી મહાવીર આ ચાર નિક્ષેપાયુક્ત મહાવીરને નમસ્કાર કરવાથી તથા તેમનું ધ્યાન ધરવાથી આત્મા સર્વ દોષોનો નાશ કરી પોતે મહાવીર થાય છે. શ્રી મહાવીરસ્વામીનું જીવનચરિત્ર વિચારતાં તેમના સદ્ગુણો તરફ શીઘ્ર આત્મા આકર્ષાય છે. બાલ્યાવસ્થામાં દેવતાઓની સાથે રમવામાં નીડરપણું, યોગ્યવયે લગ્ન, તેમાં પણ પ્રારબ્ધયોગે ભોગ ભોગવતાં ભગવાન્ અન્તરથી ન્યારા રહ્યા. બાલ્યાવસ્થાથી ત્રણ જ્ઞાન છતાં ગંભીરપણું, માનરહિત દશા, ઉપકારાદિ ગુણોએ શોભિતપણું, સર્વ જીવોનું ભલું કરવાની બુદ્ધિ, કામચેષ્ટાની રમતગમતનો ત્યાગ, માતપિતાની મરજી સાચવવી, માતાનું મન દુખાય નહિ

માટે માતાના ઉદરમાં કરેલી પ્રતિજ્ઞા, પોતાની સ્ત્રી સાથે પણ સદ્ગુણોથી વર્તન, માતાપિતાનું સ્વર્ગગમન થયા બાદ દીક્ષા લેવાની તીવ્ર પ્રતિજ્ઞા, તેમ છતાં મોટાભાઇના આગ્રહે બે વર્ષ ગૃહસ્થાવાસમાં રહેવું. હાલના કાળમાં કેટલાક મોટાભાઈની આજ્ઞા માનતા નથી; પણ શ્રી મહાવીર તો સર્વ ગુણોએ મોટાભાઇ કરતાં ઉત્તમ હતા તેમ છતાં તેમનો આગ્રહ સાચવ્યો એ કંઇ ઓછી વાત નથી. સંસારમાં સર્વ પ્રકારનાં પૌદ્ગલિક સુખ છતાં સત્યસુખાર્થે દીક્ષાનો નિશ્ચય, દીક્ષા વખતે તેમના ઉત્તમ વૈરાગ્યના વિચારો, સાંસારિક સુખ ઉપરથી ચિત્ત ઉઠાડી દેવું, સર્વ જીવોને પોતાના આત્મા સમાન માની તેમને નહિ હણવાની પ્રતિજ્ઞા, સર્વ પરવસ્તુઓથી વિરામ પામવાની પ્રતિજ્ઞા, દીક્ષા લીધા બાદ અઘોરવનમાં જઇ ધ્યાન ધરવું, તથા મનુષ્યોના ઉપદ્રવો સહન કરવા, ક્રોધાદિ દોષોનો નાશ થવો, બાર વર્ષપર્યંત સમભાવે ધ્યાન ધરવું, દેવતા તથા ઇન્દ્ર અને મનુષ્યવૃન્દપૂજિત છતાં એકાકીપણે વિચરવું. જે જે કર્મો ઉદયમાં આવે તે ભોગવતાં છતાં પણ સમદશા રાખવી, આ કંઇ સામાન્ય વાત નહિ. ચંડકોશયા સર્પે કરેલ ઉપદ્રવ અને ભગવાને ચંડકોશિયાને આપેલો પ્રતિબોધ; અહો સર્પ જેવા અધમ પ્રાણીને પણ તારવા માટે ભગવાન્‌ની કેટલી દયા !!! આવા ઉત્તમ તીર્થંકર જ્યારે નાતજાતનો ભેદ રાખ્યા વિના સર્વ આત્માઓને એકસરખા માની ઉપદેશ આપે. તે વખતે વેદધર્મ માનનારાઓ પણ ભગવાન્‌નો કહેલો ધર્મ સ્વીકારે એમાં શું આશ્ચર્ય ? ધ્યાન

લજ્જા, શંકા કે ભય જેની કલ્પનામાં ય નથી તે 'પુરૂષોત્તમ' છે.

ધરતા કેવલજ્ઞાનની પ્રાપ્તિ, તીર્થંકરનામકર્મનો ઉદય, સમવસરણમા બેસીને આપેલો ઉપદેશ, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા-આ ચાર વર્ગ સ્થાપવાનો અત્યુત્તમ સત્ય ઉદ્દેશ, ત્રીસ વર્ષપર્યંત ગામોગામ ફરીને આપેલો સદુપદેશ, તેમના ગણધરો પ્રતિ આપેલી શિક્ષા, તેમનો સોળ પ્રહર સુધી અંતિમ ઉપદેશ અંતે શરીરને છોડી સિદ્ધમા જવુ ચતુર્વિધસઘની વ્યવસ્થાવર્તન સ્થિતિ, ઇત્યાદિ શ્રી મહાવીરસ્વામીનું ચરિત્ર સ્મરણ કરતા સ્મૃતિમા આવે છે તેમના ગુણોમા તન્મય થએલો આત્મા અંતે ભગવાન્ જેવો થાય છે. શ્રી મ્હાવીરનુ નામ વાચતા, સાભળતા, તુરત તેમનુ ચરિત્ર મનમા ખડુ થાય છે, તેમજ શ્રી વીરપ્રભુની મૂર્તિ જોતા તુરત તેમનું ચરિત્ર મનમા ખડુ થાય છે, માટે ભગવાનના નામ નિક્ષેપ, તથા તેમની મૂર્તિદ્વારા, ભગવાન્‌ના ગુણોનુ સ્મરણ કરતા આત્મા તે પરમાત્માના ગુણોને પ્રાપ્ત કરે છે, માટે ગ્રન્થારભે આદ્યઆસન્નોપકારી શ્રી વીરપ્રભુનુ સ્મરણ કરી નમસ્કાર કરવો એ અત્યત હિતકર છે મગલાચરણમા સત્યદેવનુ સ્વરૂપ બતાવ્યું, હવે દ્વિતીય શ્લોકમા ગુરૂનુ સ્વરૂપ બતાવી તેમને નમસ્કાર કરે છે દેવને નમન કર્યા બાદ ગુરૂને નમન કરવુ જોઇએ માટે હવે ગુરૂને નમન કરે છે

## ૨. શ્રી સદ્ગુરુ સ્વરૂપ

> सद्गुरुं पूज्यमानम्य–स्वाभाविकसुखोदधिम् ।
> सर्वकर्मनिवृत्त्यर्थ–करोमि योगदीपकम् ॥ २ ॥

---

'મૃત્યુ'નુ ઔષધ 'મૃત્યુ'માજ શોધે, તે મરેલો છતા જીવતો છે.

**અર્થ:**—સદ્‌ગુરૂઓમાં પૂજ્ય, સ્વાભાવિક સુખના સાગર એવા શ્રી સુખસાગર ગુરુને નમસ્કાર કરીને સર્વ કર્મના નાશ માટે યોગદીપક નામનો ગ્રંથ કરૂં છું.

**ભાવાર્થ:**—સદ્‌ગુરૂઓમાં પૂજ્ય એવા સ્વાભાવિક સુખના સાગરભૂત એવા શ્રીસુખસાગર ગુરૂને નમસ્કાર થાઓ. સદ્‌ગુરૂઓમાં પૂજ્ય એ વિશેષણથી ગુરૂના સદ્‌ગુણોની મહત્તા દર્શાવી છે. સર્વ સદ્‌ગુરૂઓમાં પૂજ્યતાને જે પામે છે તેમનામાં વિશેષત: જ્ઞાનચારિત્રાદિક સદ્‌ગુણો હોવા જોઇએ. સ્વાભાવિક સુખના સાગરભૂત ગુરૂ હોવા જોઇએ. પૌદ્‌ગલિક સુખોને જે નાકના મેલ સમાન સમજે છે અશાતા ભોગવતાં જે ગુરૂ સમતા રાખે છે, ઉચ્ચ ભાવનાઓવડે સદાકાલ આત્માને ભાવે છે, સદ્‌ગુરુની પાસે પંચમહાવ્રત ગ્રહણ કરી જે યથાર્થ પાળે છે, જ્ઞાનક્રિયાથી જે આત્માના અધ્યવસાયોની શુદ્ધિ કરે છે, શત્રુ અને મિત્ર ઉપર સમભાવ રાખે છે, બાહ્ય વસ્તુમાં જે કદી મોહથી લપટાતા નથી, કામક્રોધાદિક અન્તરના દુર્ગુણોનો નાશ કરવા જે સદાકાલ પ્રયત્ન કરે છે. ધર્મની ક્રિયાઓમાં જે ચિત્તને રોકે છે, પ્રાણાંતે પણ કોઇનું અશુભ કરવા જેનો સંકલ્પ નથી, હું અને મારું એવો અહંભાવ જેમના હૃદયમાં સ્ફુરતો નથી. જે સર્વ જીવોની દયા પાળવામાં કટિબદ્ધ થયા છે, જે પ્રભુની આજ્ઞાને બરાબર પાળવા ઉદ્યુક્ત થયા છે. એવા સુખસાગર ગુરૂ, સ્વાભાવિક સુખના સમુદ્ર હોય એમાં શું આશ્ચર્ય ? અથવા સ્વાભાવિક સુખના દરિયા ભવિષ્યમાં થાય એમાં શું આશ્ચર્ય ? અર્થાત્ કંઇ પણ આશ્ચર્ય નથી. ગ્રન્થા-

ર'સે સદ્ગુરૂને નમસ્કાર કરવો જોઇએ. કારણ કે ગુરૂ મોટા ઉપકારક છે, જગતમાં સદ્ગુરૂસમાન કોઇ હિતકારક નથી. સિંદુરપ્રકરણમાં કહ્યું છે કે—

श्लोकः

पिता माता भ्राता प्रियसहचरी सूनुनिवहः,
सुहृत् स्वामी माद्यत् करिभटरथाश्वः परिकरः ॥
निमज्जन्तं जन्तुं नरककुहरे रक्षितुमलं,
गुरोर्धर्माधर्मप्रकटनपरात् कोऽपि न परः ॥ १ ॥

જગતમાં પિતા, માતા, ભાઈ, પ્રિયસહચરી, પુત્રવૃન્દ, મિત્ર, સ્વામી અને મદોન્મત્ત ગજ ભટ-રથ-અશ્વ અને પરિવાર હોય, તો પણ નરકકુહરમાં પડતા એવા પ્રાણીનું રક્ષણ કરવા ફકત ગુરૂ વિના કોઇ સમર્થ નથી. અત્ર પ્રદેશી રાજા વગેરેનાં દૃષ્ટાંત જાણી સમજી લેવાં. गुरु दीवो गुरु देवता, गुरुविण घोर अंधार. ગુરૂ દીવો અને ગુરૂ દેવતા છે, જે મનુષ્યો સદ્ગુરૂની મહત્તા સમજે છે તેઓ અહર્નિશ સદ્ગુરૂની આજ્ઞાનું પરિપાલન કરે છે, સદ્ગુરૂની આજ્ઞામાં ધર્મ છે, અનેક પ્રકારે યથાયોગ્ય સદ્ગુરૂની ભક્તિ કરવી જોઈએ.

સદ્ગુરૂને નમસ્કાર કરવાથી શિષ્યના હૃદયમાં ભક્તિ ઉત્પન્ન થાય છે, તેમજ લઘુતા ઉત્પન્ન થાય છે. धर्मस्य मूलं विनयः ધર્મનું મૂલ વિનય છે, વિનયથી ધર્મની યોગ્યતા પ્રગટે છે,

'હર્ષ' ને 'શોક' જેવી હથેલીનાં રમકડાં તુલ્ય છે તે સાચો શ્રાવક છે.

વિનયના યોગે સદ્‌ગુરૂઓ અનેક પ્રકારની વિદ્યાઓ અર્પે છે. વિદ્યાથી આત્મા, સ્વસ્વરૂપ સન્મુખ થાય છે. સદ્‌ગુરૂના વિનયથી જ્ઞાન, દર્શન, ચારિત્રની પ્રાપ્તિ થાય છે, સદ્‌ગુરૂ વિનયથી જ્ઞાનાવરણીય કર્મનો નાશ થાય છે, સદ્‌ગુરૂ વિનયથી શાસન દેવતાઓ પ્રસન્ન થાય છે અને તેથી અનેક વિઘ્નોનો નાશ થાય છે, સદ્‌ગુરૂના ગુણોની ભાવના કરતાં આત્મામાં તેમના જેવા સદ્‌ગુણોની પ્રાપ્તિ થાય છે અને દુર્ગુણોનો નાશ થાય છે. મનુષ્યો પ્રેમથી જે જે વસ્તુઓને ચાહે છે તેવું પામે છે. આ ન્યાયને અનુસરીને વિચારતાં માલૂમ પડે છે કે સદ્‌ગુરૂ તરફ રુચિભક્તિ થતાં તેમના ગુણો હૃદયમાં જાગે છે. અહો ! જગતમાં સદ્‌ગુરુ સૂર્યની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે. પંચમકાલમાં સદ્‌ગુરૂની પ્રાપ્તિ થવી મહાદુર્લભ છે. મન, વચન અને કાયાથી સદ્‌ગુરૂને નમસ્કાર કરનારને ઉચ્ચ પદવી પ્રાપ્ત થાય છે. સ્વાભાવિક સુખસાગર મૂર્તિની આરાધના કરતાં આત્મા પોતે સુખસાગરરૂપ થઇ જાય છે. કહ્યું છે કે, જે જેનું ધ્યાનજ ધરે, તે તેવો થઇ જાય. ઇલી ભમરી સંગથી, ભમરીરૂપ સુહાય. ગુરૂના વિનયથી શ્રુતધર્મ અને ચારિત્રધર્મની પ્રાપ્તિ થાય છે.

ગુરૂને આ પ્રમાણે નમસ્કાર કરી ગ્રન્થકાર યોગદીપક ગ્રન્થ રચવાની પ્રતિજ્ઞા કરે છે. યોગદીપક નામનો ગ્રન્થ કરૂં છુ. યોગનો માર્ગ પ્રકાશ કરવાને આ ગ્રન્થ, દીપકની ઉપમાને ધારણ કરે છે. હાલના કાળમાં યોગમાર્ગસંબંધી લોકોનું લક્ષ્ય વિશેષ નથી, તેથી આત્માની શક્તિઓનો પ્રકાશ અલ્પ દેખ-

વામાં આવે છે. અધુના પંચમકાળમાં યોગમાર્ગનું આરાધન નિષ્કામબુદ્ધિથી કરવું એ મહાદુર્લભ છે. વ્યાવહારિક બાહ્ય કષ્ટક્રિયાઓમાં એકાંત મગ્ન થએલા મનુષ્યો, આત્માની ઉન્નતિ કરી શકતા નથી. યોગમાર્ગથી જીવ શુકલપક્ષને અંગીકાર કરી શકે છે. "अक्रियावादी कृष्णपक्षीयो, शुक्लपक्षीयो क्रियावादी रे." આત્મા કર્મથી બંધાએલ છે માટે કર્મનો નાશ કરવા, ક્રિયાની આવશ્યકતા છે એમ જે જિતાગમ શ્રદ્ધાપૂર્વક સ્વીકારે છે તે શુકલપાક્ષિક છે. યોગની યમનિયમાદિ ક્રિયાઓ પણ આત્માને કર્મબંધનથી મુક્ત કરવા કહેલી છે માટે તે सूत्रसम्मत आवश्यक क्रियाओ છે. તેમજ યોગમાર્ગમાં સહજમાર્ગ જ્ઞાનરૂપ છે. તેથી જ્ઞાનક્રિયારૂપ યોગમાર્ગ સદા વિજયવંત વર્તે છે. યોગદીપક ગ્રંથ વાંચી અનેક જીવો પોતાના આત્માને તારવા માટે પ્રયત્ન કરશે. તેથી આ ગ્રન્થ પોતાના સ્વરૂપમાં રમણતાના હેતુથી પોતાને અને પરને ઉપયોગી થશે એવું જાણી અત્ર તેનું કથન કરવામાં આવે છે. કિંતુ યોગની પ્રરૂપણા કરતાં પ્રથમ નાસ્તિક લોકોને ઉપદેશ આપી આત્માની અસ્તિતા પ્રશ્નપૂર્વક જણાવતા છતાં ગ્રન્થકાર કહે છે કે,—

## ૩. હું કોણ છું?

कोऽहमात्मा चिदालक्ष्यो, भिन्नः पुद्गलभावतः ।
रत्नत्रयीस्वरूपेण, सत्तातोऽस्मि स्वभावतः ॥ ३ ॥

શબ્દાર્થઃ—હું કોણ છું? ઉત્તર-આત્મા. શાથી ઓળ-

ખાઉં છું? જ્ઞાનવડે. હું લક્ષ્ય છું? પુદ્‌ગલદ્રવ્યથી ભિન્ન છું? જ્ઞાનદર્શનચારિત્રરૂપ રત્નત્રયીવડે સત્તાથી છું? તેમજ સ્વાભાવથી છું?

**ભાવાર્થઃ**—હું કોણ છું? એમ સ્વાભાવિક વિચારતાં પ્રશ્ન ઉત્પન્ન થાય છે.

હું કોણ? ઉત્તર-આત્મા. આત્મા છે એમ શાથી લક્ષ્યાય છે? પ્રત્યુત્તરમાં કહે છે કે-જ્ઞાનથી સમજાય છે. અનુભવ કરતાં માલૂમ પડે છે. આત્મામાં સર્વ પદાર્થો જાણવાની જ્ઞાનશક્તિ રહેલી છે, તેમજ સર્વ પદાર્થો દેખવાની આત્મામાં દર્શનશક્તિ રહી છે. પોતાના શુદ્ધ સ્વભાવે વર્તવાની ચારિત્રશક્તિ આત્મામાં રહેલી છે. એમ જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપ રત્નત્રયીવડે સત્તાથી હાલ તો આત્મા છે. જ્યારે એ ત્રણ રત્નનો પરિપૂર્ણ પ્રકાશ થાય ત્યારે પરિપૂર્ણ વ્યક્તિથી રત્નત્રયીરૂપ આત્મા ગણાય છે. જે જે જ્ઞાનાદિ આવરણોનો જે જે અંશે નાશ થાય છે તે તે અંશે વ્યક્તિપણાની અપેક્ષાએ હું રત્નત્રયીવડે યુક્ત આત્મા છું. ત્રણ કાલમાં આત્મા રત્નત્રયીથી ભિન્ન નથી. શું આ રત્નત્રયી આત્માનો સ્વાભાવિક ધર્મ છે? આના ઉત્તરમાં સમજવાનું કે, ખરેખર આત્માનો સ્વાભાવિક ધર્મ છે, વિભાવિક ધર્મ છે તે આત્માનો ધર્મ ખરેખરો નથી. સ્વાભાવિક ધર્મ આત્માનો છે તે કદી નષ્ટ થતો નથી. જે ધર્મ સ્વાભાવિક છે તે પોતાનો છે, અને વિભાવિક છે તે પોતાનો નથી. રત્નત્રયી વિના જે જે અન્ય પદાર્થો છે તેમાં કંઈ આત્મત્વ નથી ત્યારે તેમાં રાચીમાચી રહેવું તે કેવળ મોહભ્રાન્તિ છે. પોતાનો શુદ્ધ ધર્મ

ત્યાગીને જેઓ પરવસ્તુનો ધર્મ આદરે છે તેઓ ત્રણ કાલમાં સુખી થતા નથી, પ્રત્યેક વસ્તુઓ પોતપોતાના ધર્મે શોભે છે; પણ પરધર્મથી શોભતી નથી. આત્માનો સ્વાભાવિક ધર્મ જો આત્મા આદરે છે તો આત્મા શોભે છે. જડ વસ્તુનો ધર્મ આદરતો છતો આત્મા જડ જેવો બને છે તેથી શોભી શકતો નથી. અનાદિ કાળથી આવી અજ્ઞાનદશાના યોગે ચોરાશી લાખ જીવયોનિમાં અનંતવાર ભટકયો, ભટકે છે અને ભટકશે. જ્યારે આત્મા પોતાનો શુદ્ધ ધર્મ પ્રાપ્ત કરે છે ત્યારે તે પરધર્મથી મુક્ત થાય છે. વિભાવિકધર્મથી મુક્ત થએલ આત્માને પરમાત્મા કહે છે. જ્યારે આત્માનું આ પ્રમાણે સ્વરૂપ છે ત્યારે તે આત્મા કોને માનવો, તેનો વિશેષ વિચાર કરી નિર્ણય કરે છે.

## ૪. આત્માનું અસ્તિત્વ.

> अस्त्यहं प्रत्ययज्ञाता, जीवो भिन्नोऽस्ति देहतः ।
> इन्द्रियाण्यपि नैवात्मा, तथैवं मनसोऽपि वै ॥ ४ ॥

શબ્દાર્થ:—હું છું એવા પ્રત્યયનો જ્ઞાતા આત્મા છે, અને તે દેહથી ભિન્ન છે. ત્યારે શું ઇન્દ્રિયો આત્મા છે? ઉત્તરમાં કહેવાનું કે પંચઇન્દ્રિયો પણ આત્મા નથી. તે પ્રમાણે મનનું પણ સમજી લેવું અર્થાત્ મન પણ આત્મા નથી.

ભાવાર્થ:—હવે વિશેષ નિર્ણયથી આત્માની અસ્તિતાનું પ્રતિપાદન કરે છે. ભૂતકાલમાં છું, અને તેજ હું હાલ વર્ત-

માનમાં છું અને ભવિષ્યમાં પણ હોઇશ એવા પ્રત્યયને જ્ઞાતા આત્મા છુ. કોઇ આત્માને ચેતન કહે છે, કોઇ જીવ કહે છે, કોઈ હંસ કહે છે, કોઇ બ્રહ્મ કહે છે. આત્મા છું એમ જ્યારે અનુભવથી નિશ્ચય થાય છે ત્યારે કોઇ કહે છે કે–આત્મા તો છે પણ દેહને જ આત્મા માનવો જોઇએ. તેના ઉત્તરમાં કહે છે કે,

**દેહથી આત્મા ભિન્ન છે.**

દેહ છે તે જડ છે, સાત ધાતુથી બનેલો છે. અન્ય સાંખ્યાદિના મતપ્રમાણે પંચભૂતથી શરીર બનેલું છે. વાસ્તવિક રીત્યા દેહ એ પુદ્‌ગલ પરમાણુ દ્રવ્યને જથ્થો છે. પુદ્‌ગલદ્રવ્ય જડ છે. વર્ણ, ગંધ, રસ અને સ્પર્શમય છે. એક પરમાણુ પુદ્‌ગલદ્રવ્યમાં એક વર્ણ, એક ગંધ, એક રસ, અને બે સ્પર્શ રહેલા છે. સડણ, પડણ અને વિધ્વંસન સ્વભાવવાળ પુદ્‌ગલ છે, માટે દેહ પણ પુદ્‌ગલદ્રવ્ય હોવાથી તેવા સ્વભાવવાળો છે. જડમાં જ્ઞાનગુણ નથી તેથી દેહ કંઇ પણ જાણી શકતો નથી. સ્થૂલ દેહમાંથી આત્મા જ્યારે નીકળે છે ત્યારે દેહને બાળી નાંખવામાં આવે છે પણ તે કંઈ સમજી શકતો નથી. આત્મા જ્યારે દેહમાં હોય છે અને તે સમયે જો દેહ ઉપર અંગારો મૂકવામાં આવે તો બૂમો પડાય છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, દેહ તે આત્મા નથી, વળી દેહ તે આત્મા નથી તે સ્પષ્ટ કરે છે. પુનર્જન્મના સિદ્ધાંત નિર્ણયથી દેહથી ભિન્ન આત્મા છે એમ નિશ્ચય થાય છે. કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો પણ હવે

આત્મ 'ઠગાઇ'માં કુશળ 'મૂછાળાઓ' કરતાં ન મૂછાળી છોકરી ઉત્તમ છે.

એમ સ્વીકારવા લાગ્યા છે કે દેહથી ભિન્ન આત્મા છે, અને
તે એક શરીરમાંથી નીકળી અન્ય શરીરમાં પ્રવેશે છે. સ્થૂલ
દેહમાંથી નીકળીને અન્ય દેહમાં જતાં તૈજસ અને કાર્મણ એ
બે શરીરને લઇ આત્મા પરભવમાં જાય છે. ઇંગ્લાંડ, જર્મની
અમેરિકા વગેરેમાં હાલ કેટલાક સંસ્કારિત વિદ્વાનો દેહથ
ભિન્ન આત્મા છે એમ માને છે. હું દેહમાં છું, દેહી છું
દેહ મારો છે એવો વિચાર કરનાર દેહથી ભિન્ન
એમ નિર્ણય થાય છે. હું દેહ છું એવો વિચાર કોઇના હૃદય
માં ઉત્પન્ન થતો નથી, તેથી પણ નિર્ણય થાય છે કે—આત્મ
દેહથી ભિન્ન છે. દેહને જ આત્મા માનનારા નાસ્તિકો કહેવા
છે. જે લોકો દેહને આત્મા માને છે તેમના મતપ્રમાણે
જગતમાં નીતિધર્મની પણ આવશ્યકતા સિદ્ધ ઠરતી નથી. ધર
અને અધર્મની સિદ્ધિ પણ ઠરતી નથી. અન્યના ઉપર પરે
પકાર કરવાની નીતિ પણ કોટિ ઉપાયે સિદ્ધ ઠરતી નથી. જ
વાદીઓ હવે નિર્મૂલ થતા જાય છે. આસ્તિકોની આગળ જ
વાદી નાસ્તિકોનું કંઇ પણ ચાલતું નથી. દેહથી ભિન્ન આત્મા
સિદ્ધિ પરમાત્મદર્શનગ્રંથમાં દર્શાવી છે ત્યાંથી જોઇ લેવી.
દેહથી ભિન્ન છું, દેહમાં હું રહું છું, દેહ પિંજર છે, મ
દેહની રક્ષા કરવી જોઇએ. મારૂં શરીર જાડું છે, મારૂં શર
પાતળું છે, બાલ્યાવસ્થામાં મ્હારૂં શરીર નાનું હતું, હાલ મ
શરીર સારૂં છે ઇત્યાદિ સર્વ વાક્યો છે તે દેહથી ભિ
આત્માની અસ્તિતા પ્રતિપાદન કરે છે. સર્વ જિનાગમો દેહ
ભિન્ન આત્માની અસ્તિતા પ્રતિપાદન કરે છે. તેમજ ચાર

'બુદ્ધિ' કેવળ નર્તકી છે, 'અનુભવ' માત્ર મહાન્ ચીજ છે.

પણ શરીરથી ભિન્ન ચૈતન્ય પદાર્થની અસ્તિતા પ્રતિપાદન કરે છે. બૌદ્ધો પણ શરીરથી ભિન્ન ક્ષણિકપણે આત્માની અસ્તિતા પ્રતિપાદન કરે છે. સાખ્યદર્શન પણ દેહથી ભિન્ન આત્માની અસ્તિતા પ્રતિપાદન કરે છે. યોગદર્શન પણ દેહથી ભિન્ન આત્માની અસ્તિતા પ્રતિપાદન કરે છે. નૈયાયિકદર્શન અને વૈશેષિક પણ શરીરથી ભિન્ન આત્માની અસ્તિતા પ્રતિપાદન કરે છે. બ્રહ્મસમાજીયો પણ દેહથી ભિન્ન કેટલેક અશે આત્માની અસ્તિતા પ્રતિપાદન કરે છે આત્મા દેહથી ભિન્ન છે એમ અનુમાનપ્રમાણની પેઠે આગમપ્રમાણથી પણ સિદ્ધ થાય છે પત્થરમા અને વનસ્પતિમાં પણ જીવ છે એમ હવે મોટા મોટા પ્રોફેસરો પણ માનવા લાગ્યા છે અને તે સિદ્ધ કરી આપે છે કેટલાક વર્તમાનમાં પુનર્જન્મ દેખનારાઓનાં દષ્ટાતો વર્તમાનપત્રમાં મોજુદ છે. પશુપંખીમાં આત્મા નથી એમ માનનારા ખ્રીસ્તિઓની સંખ્યામા ઘટાડો થતો જાય છે મુસલમાનો પણ ખુદાની રૂહ તરીકે આત્માનો સ્વીકાર માને છે, પણ મુસલમાન ધર્મ અને ખ્રીસ્તિ ધર્મ પુનર્જન્મ માનતા નથી તેથી તેમણે માનેલો આત્મા અર્ધદગ્ધન્યાયને અનુસરે છે. જ્યારે પુનર્જન્મની સિદ્ધિ માનવામા આવે ત્યારે આત્મા છે, પુણ્ય પાપ છે, એમ સિદ્ધ થાય છે પુનર્જન્મ જે માનતા નથી તેનો જડવાદમાં કથચિત્ સમાવેશ થાય છે પુનર્જન્મ માનનારી કોમે જે જગતનું ભલુ કર્યું છે, તેવું ભલુ અદ્યાપિપર્યંત જડવાદી કોમે કર્યું નથી પુનર્જન્મ માનનારી કોમના રાજાઓએ જગત્માં જેવી શાતિ ફેલાવી છે તેવી કોઇ જડવાદી નૃપતિઓએ ફેલાવી નથી. પુનર્જન્મ માનનારા યોદ્ધાઓ લડાઈ-

માથી પગ પાછો મૂકતા નથી તેનું કારણ એ છે કે તેઓ બીજા ભવમાં વિશેષ સુખ મળશે એવી શ્રદ્ધાવાળા હોય છે. નાસ્તિક જડવાદી યોદ્ધાઓમાં એવી શ્રદ્ધાના અભાવે લડાઇમાં પરાજ્યપણું વસે એ સ્વાભાવિક છે. પુનર્જન્મ માનનારાઓ જેવી રાજ્યભક્તિ ને રાજાની ભક્તિ કરે છે તેવી જડવાદીઓ કરી શકતા નથી. ઉલટા રાજાઓને પણ મારી નાંખવા તૈયાર થઇ જાય છે. દેહથી ભિન્ન આત્માને માનનારાઓ ઇશ્વર અને ગુરૂની ભક્તિ કરે છે, સર્વ જીવોની દયા કરે છે. પોતાના આત્માસમાન અન્ય આત્માઓને માની કોઇને દુઃખ આપતા નથી, લડાઇ ટંટા વગેરે પાપકર્મથી દૂર રહે છે, પ્રભુભક્તિમાં સદાકાલ તલ્લીન રહે છે. સર્વ જીવોનું ભલું ઇચ્છે છે. નીતિધર્મમાં ચુસ્ત રહે છે. પુનર્જન્મની હૃદયમાં પડેલી ઊંડી છાપ દુર્ગુણોનો નાશ કરે છે. પુનર્જન્મ માનનારાઓ સહજસુખની જે ખુમારી ધ્યાનમાં ભોગવે છે તેનો ગંધ પણ જડવાદી નાસ્તિકો જાણી શકતા નથી. પુનર્જન્મ જે માને છે તેના મતમાં બંધ, મોક્ષ, સિદ્ધ ઠરે છે, પણ પુનર્જન્મ નથી માનતા તેના મતમાં બંધ, મોક્ષ, તેમજ આત્માની નિત્યતા સિદ્ધ ઠરતી નથી. પુનર્જન્મ માનતાં દેહથી ભિન્ન આત્મા સિદ્ધ ઠર્યો.

## કેટલાક ઇન્દ્રિયોને આત્મા માને છે પણ ઇન્દ્રિયો આત્મા નથી તે દર્શાવે છે.

કેટલાક મનુષ્યો ઇન્દ્રિયોને આત્મા માને છે, પણ જે બાહ્ય ઇન્દ્રિયો છે તે આત્મા નથી એમ સિદ્ધ થાય છે. હું ચક્ષુથી

---

'મૂર્દાં' પ્રેરીત ધાંધલની વચ્ચે ચુપ ને શાંત તે 'સરાક્ષ' છે.

દેખું છું, પણ હું ચક્ષુ નથી. હું નાસિકાથી સુંઘું છું, પણ હું નાસિકા નથી. હું કાનથી સાંભળું છું પણ હું કાન નથી. હું જિહ્વાથી ચાખું છું, પણ હું જિહ્વા નથી હું ચામડીથી સ્પર્શ જાણું છું, પણ હું ચામડી નથી. ચક્ષુ ફુટી જતાં પણ અંધાવસ્થામાં એવો નિશ્ચય થાય છે કે પહેલાં હું ચક્ષુથી દેખતો હતો, હાલ હું દેખતો નથી. આ વિચાર પણ જણાવે છે કે–ચક્ષુથી ભિન્ન આત્મા છે. એમ સર્વ બાહ્યઇન્દ્રિયોથી ભિન્ન આત્મા છે એવી પ્રતીતિ થાય છે. બાહ્યઇન્દ્રિયો પણ સાંભળવા, દેખવા વગેરેનું કામ આત્માના ક્ષયોપશમના બળથી કરે છે. જ્યારે આત્મા શરીરમાંથી ચાલ્યો જાય છે ત્યારે આત્માનો જ્ઞાનાદિ ક્ષયોપશમ પણ આત્માની સાથે જાય છે ત્યારે બાહ્યઇન્દ્રિયો જે ફકત આકારવાળી છે તે કંઈ પણ કરી શકતી નથી. હું ઇન્દ્રિયોને વશ કરી શકતો નથી. અથવા હું ઇન્દ્રિયોને વશ કરૂં છું. આવો નિશ્ચય એમ જણાવે છે કે–પંચઇન્દ્રિયોથી ભિન્ન આત્મા જ હું એવો શબ્દપ્રયોગ કરે છે. આત્માનો બાહ્યપ્રકાશ થવામાં ઇન્દ્રિયો દ્વાર છે, સાધન છે, પણ તે આત્મા નથી એમ સાબિત કર્યું. હવે મન પણ આત્મા નથી એમ જણાવે છે.

મન પણ આત્મા નથી, મનથી ભિન્ન આત્મા છે. મન બે પ્રકારનું છે, એક દ્રવ્યમન અને દ્વિતીય ભાવમન. દ્રવ્યમન છે તે પુદ્‌ગલમય છે અર્થાત્ મનોવર્ગણાને દ્રવ્યમન કહે છે. ભાવમન છે તે વિચારરૂપ છે અને વિચાર છે તે આત્માનો ક્ષાયોપશમિક જ્ઞાનગુણ છે અને તેથી ભાવમન છે તે આત્માના ગુણરૂપ સિદ્ધ

થાય છે. અત્ર દ્રવ્યમનની અપેક્ષાએ લખવાનું છે તે સમજી લેવું. દ્રવ્યમન જડ હોવાથી તે આત્માથી ભિન્ન ઠરે છે. કર્મ-ગ્રન્થ, વિશેષાવશ્યક, પઞ્ચસંગ્રહ, વગેરે ગ્રન્થોમાં મનથી ભિન્ન આત્મા છે એમ સિદ્ધ કર્યું છે. મનોવર્ગણામાં અનંત પરમાણુઓ ભર્યા છે, કેટલાક પરમાણુઓ ખરે છે અને કેટલાક નવા પરમાણુઓ આવે છે ઇત્યાદિ પ્રતિપાદન કર્યું છે. દ્રવ્ય-મન જડ હોવાથી તે કંઇ સમજી શકાતું નથી માટે દ્રવ્ય તે આત્મા નથી. દ્રવ્યમનમાં પરમાણુઓનો જથ્થો હોય છે પણ ભાવમન તો જ્ઞાનરૂપ હોવાથી તેમાં પરમાણુનો જથ્થો નથી. પરમાણુઓના જથ્થાથી બનેલું દ્રવ્યમન છે એમ અનેક વિદ્વાનો શોધ કરીને માનવા લાગ્યા છે. મનોવર્ગણાની શુભાશુભતાનો આધાર શુભાશુભ વિચાર ઉપર છે. જે લોકો આર્ત્ત-ધ્યાન અને રૌદ્રધ્યાનમાં પ્રવૃત્તિ કરે છે તેઓની મનોવર્ગણા ખરાબ હોય છે. ઇત્યાદિ ઘણો વિચાર અત્ર લખવા યોગ્ય છે કિંતુ ગ્રંથવિસ્તારના ભયથી સંક્ષેપમાં કહેવાય છે. દ્રવ્ય-મનોવર્ગણા શુભ-શુભતર બનાવવી હોય તો સારા વિચારો કરવાની ટેવ પાડવી. નઠારા વિચારો ઉત્પન્ન થવા દેવા નહિ. શુભ વિચારો કરવાની ટેવ પાડવાથી દ્રવ્યમનોવર્ગણા સારી થશે. પ્રસંગોપાત્ત આટલું જણાવી હવે મૂલ પ્રસ્તુત વિષય પર આવીએ. દ્રવ્યમન એ આત્મા નથી, દ્રવ્યમનથી ભિન્ન આત્મા છે. નૈયાયિક અને વેદાન્તદર્શન પણ કેટલેક અંશે ( એકાંતે ) મનથી ભિન્ન આત્મા કહે છે. મનને હું વશ કરૂં આમ કહેનાર મનથી ભિન્ન છે એમ સિદ્ધ થાય છે. હવે વાણી વગેરે પણ આત્મા નથી તે ગ્રન્થકાર લક્ષ્ય દઇ કહે છે.

श्लोकः

**नास्ति वाणी तथैवात्मा, रक्तं नास्ति जडत्वतः।**
**प्रत्यक्षादिप्रमाणेन, सिद्ध आत्मा हि शाश्वतः ॥ ९ ॥**

**શબ્દાર્થ**—તે પ્રમાણે વાણી પણ આત્મા નથી તેમજ જડપણાથી રક્ત ( રુધિર ) પણ આત્મા નથી. પ્રત્યક્ષ વગેરે પ્રમાણથી આત્મા શાશ્વત સિદ્ધ થાય છે.

**ભાવાર્થ**—વાણી જે શબ્દાત્મક છે તે આત્મા નથી. કેટલાક લોકો ફક્ત શબ્દ છે તેજ આત્મા છે; તે વિના અન્ય કોઈ નથી અને કેટલાક તો શબ્દનીજ પૂજ્યતા સ્વીકારે છે, પણ આગમ પ્રમાણથી વિચારીએ તો માલૂમ પડે છે કે, શબ્દ એ પુદ્ગલપરમાણુઓનો બનેલો છે. કહ્યું છે કે,—

ગાથા.

सद्दंधयारउज्जोअ, पभाछायातवेहिया।
वन्नगंधरसाफासा, पुग्गलाणं तु लक्खणं ॥ १ ॥

શબ્દ, અંધકાર, ઉદ્યોત, પ્રભા, છાયા, તાપ, વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એ સર્વ પુદ્ગલનાં લક્ષણ છે. અનંતાનંત પરમાણુઓની શબ્દવર્ગણા બનેલી છે. શબ્દવર્ગણારૂપ વાણી એક ઠેકાણેથી અન્ય ઠેકાણે જાય છે. શબ્દવર્ગણા પુદ્ગલ હોવાથી તે જડ છે અને જડ હોવાથી તે ચેતન નથી. તેમજ રક્ત પણ જડત્વપણાથી આત્મા નથી. કેટલાક કહે છે કે રૂધિર છે તેજ આત્મા છે પણ આમ કહેવું અસત્ય છે. કારણ કે રૂધિર જડ

---

જડ 'શાસ્ત્રો' પર આત્માની રોશની ન ઉતરે તો તે શાસ્ત્રો 'અંધારીયાકુવા' છે.

પરમાણુઓનુ બનેલું છે, જડમાં જડત્વધર્મ છે તેથી રૂધિર તે આત્મા ત્રણ કાલમા નથી. પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ પ્રમાણથી આત્માની સિદ્ધિ થાય છે પ્રત્યક્ષ પ્રમાણથી સર્વજ્ઞોએ સાક્ષાત આત્માને દીઠો છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખદુઃખની લાગણી આદિ હેતુઓથી આત્માની સિદ્ધિ થાય છે જે સુખદુઃખને જાણે છે તે આત્મા છે જેનામા સુખદુઃખ જાણવાપણું નથી તે આત્મા નથી જેવો સિદ્ધાત્મા છે તેવોજ શરીરમા રહેલો આ આત્મા છે. સિદ્ધાત્મા અષ્ટકર્મથી મુક્ત થયો છે અને શરીરમા રહેલો આત્મા અષ્ટકર્મથી મુક્ત થયો નથી જિનેન્દ્ર સર્વજ્ઞ હોવાથી તેમની વાણી પ્રમાણભૂત છે. જિનેન્દ્ર સર્વજ્ઞ હોવાથી તેમના જાણવા જોવામા કોઇ જાતનો વિરોધ આવતો નથી માટે તેમના કહેલા આગમ પ્રમાણભૂત છે આગમમા આત્માનું અત્યંત સૂક્ષ્મ ભેદોથી સ્વરૂપ વર્ણવ્યું છે માટે આગમપ્રમાણથી પણ આત્માની સિદ્ધિ થાય છે આત્મા અનાદિકાળથી છે અર્થાત્ આત્માને બનાવનાર કોઇ નથી. આત્મા શાશ્વત છે, ત્રણ કાલમા એકસરખી રીતે તેની અસ્તિતા છે, આત્મા કદી ઉત્પન્ન થયો નથી માટે તે અજ કહેવાય છે.

કેટલાક ઇશ્વરકર્તાવાદીઓ આત્માઓનો બનાવનાર ઇશ્વર સ્વીકારે છે પણ તે સત્ય નથી, કારણ કે આત્માઓને જો ઇશ્વર બનાવે તો આત્માઓને કઇ વસ્તુમાથી બનાવ્યા અને તે વસ્તુ પહેલા કયા હતી ? તેનો ઉત્તર નથી. તેમજ આત્માઓ જો બનાવેલા માનવામા આવે તો ઉત્પન્ન થએલી વસ્તુઓની પેઠે આત્માની પણ ક્ષણિકતા સિદ્ધ થાય એ મોટો દોષ આવે

---

દુનિયાના ' સર્ટીફીકેટ ' માં જે મોહાય તે દોજખની ટીકીટ ખરીદે છે.

છે. ઇત્યાદિ અનેક દોષો આ પક્ષમાં આવે છે. જો તેનો વિસ્તાર કરવામાં આવે તો એક ગ્રન્થ થઇ જાય માટે અત્ર વિસ્તાર કરવામાં આવતો નથી. જૈનો આત્માને શાશ્વત માને છે. વેદાંતિયો પણ આત્માને નિત્ય માને છે. વેદાનુયાયીઓ પણ આત્માને નિત્ય માને છે. નૈયાયિકો પણ આત્માને નિત્ય માને છે, પણ તેમનો માનેલો આત્મા ચિંતનીય છે, અર્થાત્ એકાન્તપણે માનવાથી દોષવૃન્દવિલાસને પામે છે. આત્માને સિદ્ધ કહ્યો છે તે શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ કહ્યો છે. વસ્તુતઃ આત્માનું મૂળ સ્વરૂપ વિચારીએ તો સિદ્ધના જેવું છે. કર્મથી રહિત થતાં આત્મા પરમાત્મતાને પામે છે. બૌદ્ધો આત્માને ક્ષણિક માને છે. આત્મા ક્ષણે ક્ષણે બદલાય છે. પૂર્વક્ષણમાં જે આત્મા હતો તે પશ્ચાત્ ક્ષણમાં નથી, અર્થાત્ ક્ષણવિનાશી આત્મા છે. કિંતુ ઉત્તરોત્તર આત્મામાં જ્ઞાનસંતતિપ્રવાહ ચાલ્યો જાય છે આમ તેમનું કહેવું યોગ્ય ઠરતું નથી; કારણ કે આત્માને ક્ષણિક માનતાં અપર આત્મામાં જ્ઞાનસંતતિપ્રવાહ જતો નથી ઇત્યાદિ પ્રસંગે કહેવાશે. જૈનેતર કેટલાક દર્શનો આત્માને નિત્ય સ્વીકારે છે તે જડવાદીઓ કરતાં અપેક્ષાએ અનંતગણાં સારાં છે, કિંતુ તેમના મતમાં એકાંતપક્ષ હોવાથી સર્વથા સત્ય સિદ્ધ ઠરતાં નથી. આ પ્રમાણે આત્માની અસ્તિતાની પરિપૂર્ણ સિદ્ધિ થઈ. હવે આત્મા કયાં રહે છે? તે વ્યાપ્ય છે કે વ્યાપક છે તે જણાવે છે.

શ્લોક;

आत्माऽसङ्ख्यप्रदेशैश्च, देहव्यापी चतुर्गतौ ।
केवलज्ञानभावेन, सर्वव्यापक इष्यते ॥ १ ॥

શબ્દાર્થ:—અસંખ્ય પ્રદેશોવડે આત્મવ્યક્તિ કહેવાય છે અને તે કર્મના યોગે દેહવ્યાપી ચાર ગતિમાં છે. જ્યારે કેવલજ્ઞાન થાય છે ત્યારે કેવલજ્ઞાન ભાવવડે સર્વવ્યાપક કહેવાય છે.

ભાવાર્થ:—આત્માના અસંખ્યાત પ્રદેશ છે અને તે અરૂપી છે. કર્મના યોગે આત્મા દેહમાં વ્યાપીને રહે છે, કુંથુઆના શરીરમાં તેમજ હસ્તિના ભવમાં હસ્તિ જેવડા શરીરમાં અસંખ્ય પ્રદેશોવડે વ્યાપીને રહે છે. જેમ નીલમણિનો પ્રકાશ જલના લઘુપાત્રમાં વ્યાપીને રહે છે તેમજ મોટા જલપાત્રમાં પણ વ્યાપીને રહે છે, તેમજ આત્મા પણ પોતાના અસંખ્યપ્રદેશોવડે નાના તેમજ મોટા શરીરમાં વ્યાપીને રહે છે. દેવગતિ, મનુષ્યગતિ, તિર્યગ્ગતિ અને નરકગતિમાં જ્યાંસુધી આત્મા રહે છે ત્યાંસુધી અસંખ્યાત પ્રદેશોવડે દેહવ્યાપી છે એમ જાણવો અને જ્યારે કેવલજ્ઞાન થાય છે ત્યારે આત્મામાં લોકાલોક સર્વનો ભાસ થાય છે; માટે સર્વવ્યાપક આત્મા, જ્ઞાનની અપેક્ષાએ છે.

સ્યાદ્વાદરીત્યા માનેલા આત્મામાં અણુવાદ અને વ્યાપકવાદનો સમાવેશ થાય છે. શંકરાચાર્ય એકાંત આત્માને વ્યાપક માને છે અને તે સર્વ પ્રાણીઓનો એક આત્મા માને છે. રામાનુજ આચાર્ય આત્માને અણુરૂપ માને છે અને તે પ્રતિશરીર ભિન્ન માને છે અને આત્મા તે પરમાત્મા થતો નથી એમ સ્વીકારે છે. જ્યારે આ બે આચાર્ય ભિન્ન ભિન્ન વાદ સ્વીકારી પરસ્પર એક બીજાના વાદને તોડ-

વામાં અનેક દૂષણો ન્યાયયુક્તિથી દેખાડે છે. શંકરાચાર્યના મતવાળા મહાદેવની ઉપાસના કરે છે રામાનુજ આચાર્યના પંથવાળા વિષ્ણુની ઉપાસના કરે છે. આ પ્રમાણે અપેક્ષારહિત સ્વસિદ્ધાંતને સ્થાપન કરનાર શંકરાચાર્ય અને રામાનુજ આચાર્ય પોતાના પક્ષકરતાં પ્રતિપક્ષી પક્ષને અસત્ય ઠરાવે છે, ત્યારે જૈનદર્શન તે બે વાદને પણ અપેક્ષાથી પોતાના પક્ષમાં સ્થાપન કરી અનેકાન્તપણે વિજય કરે છે. એકાંતપણે ઉઠેલા આવા અસંખ્ય વાદોને અનાદિકાળથી જૈનદર્શન સાપેક્ષપણે પોતાના અનેકાન્તસ્વરૂપમાં સમાવે છે. આત્મપ્રદેશ વ્યક્તિની અપેક્ષાએ આત્મા વ્યાપ્ય છે અને જ્ઞાનની અપેક્ષાએ જ્ઞેયવસ્તુના પ્રતિભાસથી આત્મા સર્વ વ્યાપક છે, આમ અપેક્ષાએ વ્યાપ્ય અને વ્યાપકભાવ માનતાં કઇ ખંડનમંડન રહેતું નથી. જ્યાં સાપેક્ષાએ બન્ને બાજુથી તપાસીને વસ્તુ માનવામાં આવે છે ત્યાં ખંડનમંડનની મારામારી રહેતી નથી. એકાંત આત્માને વ્યાપ્ય માનીએ તોપણ ઘટે નહિ, તેમજ એકાંત આત્માને વ્યાપક માનીએ તોપણ ઘટે નહિ, માટે અપેક્ષાએ બન્ને વાદ માનવાની જરૂર છે તે જણાવતા છતા ગ્રન્થકાર કહે છે

શ્લોકઃ

व्याप्यव्यापकभावत्वं, सापेक्षातः स्फुटं मतम् ।
नित्यानित्यप्रवादानां, समासो जैनदर्शने ॥ ७ ॥

**શબ્દાર્થ:**—જૈનદર્શનમાં વ્યાપ્ય અને વ્યાપકપણું સાપેક્ષાથી સ્ફુટ માનેલું છે, તેમજ નિત્યવાદ અને અનિત્યવાદનો સમાવેશ થાય છે

ભાવાર્થ:—આત્મા વ્યક્તિથી શરીરને વ્યાપી રહે છે, માટે તે વ્યાપ્ય કહેવાય છે અને જ્ઞાનમાં સર્વ ભાસે છે તેની અપેક્ષાએ વ્યાપક કહેવાય છે. આમ બે બાબતો પણ સાપેક્ષાથી સ્ફુટ માની શકાય છે. આમ વ્યાપ્ય અને વ્યાપકપણું માનવાથી કોઇ એકાંતે વ્યાપ્યપણું આત્માનું માને છે તેના ઉપર પણ માધ્યસ્થ્યભાવના રહે છે. તેમ કોઈ એકાંતે વ્યાપકપણું આત્માનું માને છે એવા શિવમતાનુયાયી ઉપર પણ મધ્યસ્થતા રહે છે, એમ માધ્યસ્થ્યભાવના રહેવાથી રાગદ્વેષનો ક્ષય થાય છે અને રાગદ્વેષનો ક્ષય થવાથી આત્માની પરમાત્મદશા થાય છે. આમ પરમાત્મદશા પ્રાપ્તિમાં સાપેક્ષાવાદ જ સુગમમાર્ગ ભાસે છે, કારણ કે આ પ્રમાણે સાપેક્ષાવાદ માનવાથી કોઇનું ખંડનમંડન એકાંતે થતું નથી. પોતાના ધર્મની વૃદ્ધિ માટે અપશબ્દ તેમજ તરવારની ધારની જરૂર પડતી નથી, સાપેક્ષવાદથી દરેક ધર્મો કે જે દુનિયામાં પ્રવર્તે છે તેના ઉપર પણ સમભાવ આવવાથી કોઇ મનુષ્યનું બુરૂં કરવાની બુદ્ધિ થતી નથી. જ્ઞાનદર્શનચારિત્રની આરાધના કરવામાં મનની સ્થિરતા થાય છે. સર્વદર્શનવાળાઓની સાથે ભ્રાતૃભાવ રહે છે. ક્રોધાદિક દોષનો નાશ થતાં ચિત્તની નિર્મલતા રહે છે. હૃદયની શુદ્ધિ થતાં પરમાત્માનું યથાર્થ ધ્યાન થાય છે. અનેકાંતવાદની યથાર્થ પ્રરૂપણા કરતાં છતાં પણ એકાંતવાદ ઉપર રાગ કે દ્વેષ થતો નથી. આત્મામાં અપેક્ષાએ યજુર્વેદમાં પણ બે ધર્મ સ્વીકાર્યા છે. तदेजते तन्नैजते तद्ब्रह्म एजते कम्पते तद्ब्रह्म न एजते न कम्पते. તે બ્રહ્મ હાલ છે વ્યવહારની અપેક્ષાએ, પણ વસ્તુઃ તે બ્રહ્મ કંપાયમાન થતું નથી અર્થાત્

હાલતું નથી. આમ યજુર્વેદમાં પણ એક બ્રહ્મને બે અપેક્ષાએ કહ્યું છે. તેમજ જૈનદર્શનમાં પણ અપેક્ષાએ એક જ આત્મામાં બે ધર્મ સ્વીકારવામાં આવે છે, તેથી કોઈ જાતનો વિરોધ આવતો નથી.

## આત્મામાં નિત્યપણું અને અનિત્યપણું માનવામાં આવે છે.

વેદાન્તશાસ્ત્રો બ્રહ્મ અર્થાત આત્માને એકાંત નિત્યજ માને છે અને આત્માના અનિત્યવાદનું એકાંત ખંડન કરે છે, તેમજ બૌદ્ધનાં શાસ્ત્રો આત્માને એકાંત ક્ષણિક માને છે. ક્ષણક્ષણમાં આત્મા ઉત્પન્ન થઇ મરી જાય છે અને અન્ય આત્મા ઉત્પન્ન થાય છે. ત્રણ લોકમાં એક આત્મા હોતો નથી. લુગડાની ઘડીઓ હોય છે તેમાં નીચેની ઘડીમાં કસ્તુરી મૂકવામાં આવે તો જેમ ઉપરઉપરની ઘડીમાં કસ્તુરી ચાલી જાય છે તેમ પૂર્વનો આત્મા નષ્ટ થતાં જ્ઞાનસંતતિ ઉત્તરોત્તર આત્મામાં ચાલી જાય છે, પણ આત્મા રહેતો નથી. વેદાન્તિયો કહે છે કે-હે બૌદ્ધો! પૂર્વના આત્માના સમાનકાળમાં ઉત્તરઆત્મા માનવામાં આવે તો વિજ્ઞાનસંતતિ ચાલી જાય. પણ ઉત્તર-આત્માની ઉત્પન્ન દશામાં પૂર્વનો આત્મા ન હોય તો વચમાં જ્ઞાનસંતતિ કોના આધારે રહી? અર્થાત્ કોઇના આધારે ન રહી તેથી પૂર્વના આત્માની જ્ઞાનસંતતિ ઉત્તરઆત્મામાં જઇ શકે નહીં. આ પ્રમાણે વેદાંતિયોનું બોલવું સાંભળી બૌદ્ધો કહે છે કે-તમારૂં કહેવું યથાર્થ નથી, કારણ કે પૂર્વક્ષણનો આત્મા જો કે ઉત્તરક્ષણ આત્માનો સમાનકાલીન હોય તો

પણ પૂર્વક્ષણ જ્ઞાનસંતતિ છે તે ઉત્તરક્ષણ આત્મામા ચાલી જાય છે. જેમ ક્યારાના બીજને લાખના રંગની ભાવના દેવામાં આવે અને પશ્ચાત્ તેને વાવવામાં આવે તો ઉત્પન્ન થનાર કપાસમાં રક્તતા આવે છે, ત્યારે સમજવાનું કારણકાલ ભિન્ન ઉત્તરક્ષણ કાર્યકાલ આ દૃષ્ટાંતમાં જોવામાં આવે છે, તેથી કારણ-કાર્યનો સમાન ક્ષણભાવનો નિયમ નથી. આ પ્રમાણે વેદાંતિયો ઉત્તર સાંભળી પ્રતિપાદન કરવા લાગ્યા કે–કારણકાર્યક્ષણનો સમાનકાલ પ્રતિપાદ્યસિદ્ધ છે. લાક્ષારંગની સંતતિની અસ્તિતા કપાસવૃક્ષમાં ઝીંડવું થતાં પહેલાં વર્તે છે, તેથી કારણકાર્યની સમાનકાલતા છે. બૌદ્ધો તેથી અન્ય રીત્યા પ્રતિપાદન કરે છે. આ પ્રમાણે આત્માના સંબંધી નિત્યવાદ અને અનિત્યવાદ એકાંત બન્ને વાદિયો પ્રતિપાદન કરે છે. આ પ્રમાણે બન્ને પક્ષવાદિઓ સામાસામી કલેશ કરે છે. જિનદર્શને તો આ બે પક્ષસંબંધી જુદીજ રીતે અભિપ્રાય આપે છે અને કહે છે કે–આત્મા કથંચિત નિત્ય છે અને કથંચિત્ અનિત્ય છે.

### आत्मा कथंचित् नित्य अने कथंचित् अनित्य छे.

આત્મા દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિત્ય છે અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ આત્મા અનિત્ય છે. આત્મા મૂળ દ્રવ્યરૂપે સદાકાળ નિત્ય છે. આત્મદ્રવ્યમાં ત્રણે કાલે ફેરફાર થતો નથી. આત્માના પર્યાયો ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય છે અને નષ્ટ થાય છે. દૃષ્ટાંતઃ–જેમ આત્મા મનુષ્યના શરીરપણે ઉત્પન્ન થાય છે, મનુષ્યના શરીરપણે નષ્ટ થાય છે અને દેવતાના શરીરપણે ઉત્પન્ન થાય છે તેમ દેવતાના શરીરપણે નષ્ટ થઇ

મનુષ્યપણે ઉત્પન્ન થાય છે, પણ આત્મપણું તો અનેક આકૃતિયો ધારણ કર્યા છતાં પણ કાયમ રહે છે. આ તો અશુદ્ધ આત્માનું દૃષ્ટાંત આપ્યું. શુદ્ધ આત્મામાં તે પ્રમાણે ઉત્પાદવ્યયપણે અનિત્યપણું જાણવું અને તેમજ દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ સ્થિરપણું જાણવું. આ પ્રમાણે ષડ્દ્રવ્યોમાં નિત્યાનિત્યપણું સમજી લેવું. આમ અપેક્ષાએ નિત્યાનિત્યપણું માનતાં કોઈના ઉપર રાગ કે દ્વેષ રહેતો નથી. નિત્ય અને અનિત્ય એમ બે પક્ષ આત્મામાં અપેક્ષાએ સ્વીકાર્યાથી વેદાંત અને બૌદ્ધદર્શનનો જૈનદર્શનમાં સમાવેશ થાય છે. તેથી સ્યાદ્વાદદર્શન માનતાં અપેક્ષાએ સર્વ દર્શનનું આરાધન થાય છે. આમ સાપેક્ષવાદ માનતાં કોઈ જાતનો કદાગ્રહ રહેતો નથી. હવે એકાનેક ધર્માદિ માટે કહે છે.

श्लोकः

एकाऽनेको नयेनात्मा, वाच्यावाच्यस्तथैव च ।
कर्त्ताऽकर्त्ता च हर्त्ता वै, सापेक्षातः प्रभासते ॥ ८ ॥ ૮

શબ્દાર્થઃ—નયની અપેક્ષાએ આત્મા એક છે અને અનેક છે તેમજ વાચ્ય અને અવાચ્ય છે, તેમજ આત્મા અપેક્ષાએ કર્તા તથા અકર્તા છે તથા કર્મનો હર્તા પણ ભાસે છે.

ભાવાર્થઃ—દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ આત્મા એક છે અને પર્યાયાર્થિકનયની અપેક્ષાએ આત્મા અનેક છે. આત્માનું સ્વરૂપ કથંચિત્ વાચ્ય છે અને કથંચિત અવાચ્ય છે. સંસારમાં કર્મબંધ હેતુઓથી આત્મા કર્મનો કર્તા છે અને આત્મરમ-

ણુતાની અપેક્ષાએ કર્મનો અકર્તા છે. તેમજ શુદ્ધધર્મની અપેક્ષાએ શુદ્ધકર્મનો કર્તા છે અને કર્મનો હર્તા છે એમ સાપેક્ષથી સ્યાદ્વાદરહસ્ય હૃદયમાં ભાસે છે. કેટલાક આત્માને એકજ માને છે ત્યારે કેટલાક આત્માને અનેક માને છે અને પરસ્પર એક બીજાનું ખંડન કરે છે. પણ જો અપેક્ષા સમજવામાં આવે તો એકબીજાના પક્ષને સમજતાં મધ્યસ્થતા રહે છે. કેટલાક એકાંત આત્માને કર્મનો કર્તાજ માને છે અર્થાત્ કદી આત્મા કર્મની ક્રિયાથી રહિત થતો નથી, સદાકાલ કર્મ કર્યા કરે છે આમ માને છે તેને પૂછવામાં આવે તો કહે છે કે–આત્માનો કર્મ કરવાનો સ્વભાવ છે તેથી તે કર્મથી રહિત થઇ શકે નહીં. ત્યારે અકર્તાવાદી કહે છે કે–આત્મા કર્મનો કર્તા માનવો એ ભ્રમ છે કારણ કે, આત્માનો કર્મ કરવાનો સ્વભાવ છેજ નહિ. કર્મકર્તૃવાદી કહે છે કે–જો આત્મા કર્મ ન કરતો હોય તો શરીરાદિ સંબંધ હોવો જોઈએ નહિ. કર્મ વિના શરીરનો સંબંધ નથી. અકર્તૃવાદી કહે છે કે, શરીર જડ છે, જડની ક્રિયા જડ કરે. આત્મા ચેતનાવંત છે તેથી જડની ક્રિયા કરે નહિ.

કર્તૃવાદી—હે અકર્તૃવાદિન્! જડની ક્રિયાનો કર્તા જો આત્મા ન માનવામાં આવે તો આત્મા તે કર્મનો ભોક્તા થઇ શકે નહિ. જગત્‌માં એક સુખી દેખાય છે તેમજ જગત્‌માં એક દુઃખી દેખાય છે, તેનું કારણ કર્મ અવશ્ય માનવું જોઇએ. જો તેનું કારણ કર્મ નહિ માનવામાં આવે તો જીવને સુખદુઃખની વ્યવસ્થા ઘટી શકશે નહિ.

---

અંતરમાં આનંદ, રસ, પ્રેમ ને પ્રભુતાના ઉભરાઓ આવે તે જ સ્વર્ગ છે.

અકર્ત્તૃવાદી—હે કર્ત્તૃવાદિન્! તમારૂં કહેવું યથાયોગ્ય નથી. કારણ કે પરવસ્તુ જે જડ છે તેનો કર્ત્તા આત્મા શી રીતે હોઇ શકે ? પરવસ્તુનું કર્ત્તૃપણું પરવસ્તુમાં છે, તે કંઇ અન્ય વસ્તુમાં જતું નથી તેથી કર્મનો કર્ત્તા આત્મા સંભવતો નથી. હું કરૂં છું, ભોગવું છું. એવો અધ્યાસ તો ફક્ત અજ્ઞાનતાના લીધે આત્માને થાય છે. માટે આત્મા સદાકાલ અકર્ત્તા છે. મૂર્ખ જીવો ફોગટ કર્મથી આત્મા બંધાય એમ માની હું બંધાઉં છું એમ ભ્રમ ધારણ કરે છે, અને તેથી તપશ્ચર્યા વગેરે અનેક કષ્ટો કરે છે, અહો કેટલી ખેદની વાત!!!

કર્ત્તૃવાદી—હે અકર્ત્તૃવાદિન્! તમો જે બોલો છો તે યુક્તિયુક્ત નથી, કારણ કે કર્મની ક્રિયાનો કર્ત્તા જો આત્મા ન હોય તો કર્મ આત્માને ન લાગે અને જ્યારે કર્મ આત્માને ન લાગે તો આત્માને જન્માદિક લેવાની જરૂર જ પડે નહીં પણ શરીર ધારણ કર્યું તે તો પ્રત્યક્ષ જણાય છે ત્યારે તે આત્માની ક્રિયા વિના શી રીતે હોઇ શકે તે વિચારવું જોઇએ. હું કરૂં છું, હું ભોગવું છું, આવો જો અનુભવ થાય છે તે ભ્રમરૂપ નથી. જો ભ્રમરૂપ માનવામાં આવે તો આત્મા છે એવો અનુભવ પણ ભ્રમરૂપ કેમ ન ગણાય? અને જો તે ભ્રમરૂપ ગણાય છે એમ સ્વીકારશો તો શૂન્યવાદનું શરણ લેવું પડશે માટે આત્માને કર્મનો કર્ત્તા સદાકાલ માનવો જોઇએ. કર્મ કરવાનો તેનો મૂળ સ્વભાવ હોવાથી તે કદી કર્મરહિત થતો નથી, અને અનાદિકાળથી કર્મ કરવાનો સ્વભાવ કદી છૂટે નહિ.

'આજીવન' સ્વર્ગ ને ચાખવું એ માનવ જીંદગીનો આદેશ છે.

અકર્ત્તૃવાદી—હે કર્ત્તૃવાદિન્! જડનો કર્તા જો આત્મા માનીએ તો આત્મા પણ જડ થઇ જાય. આત્મા પોતાના સ્વરૂપની ક્રિયા છોડીને અન્ય કર્મની ક્રિયા કરવા જાય તો જડ બની જાય માટે આત્મા કર્મનો કર્તા નથી. કર્મનો કર્તા આત્મા છે એમ માનવું તે તો કેવલ ભ્રમ છે. અગ્નિ જો જલની ક્રિયા કરે તો અગ્નિ કહેવાય નહીં. તેમજ જલ જો અગ્નિની ક્રિયા કરે તો જલ કહેવાય નહીં. જ્યારે આ પ્રમાણે દ્દષ્ટાંતોથી પણ આત્મા અકર્તા સિદ્ધ થાય છે ત્યારે કર્મક્રિયાનો કર્તા કેમ માનવો જોઇએ? હું કર્તા છું, ભોક્તા છું, એ તો કેવલ ભ્રમમાત્ર છે.

કર્ત્તૃવાદી—હે અકર્ત્તૃવાદિન્! આત્મા જ્યાંસુધી સંસારમાં રહે છે ત્યાંસુધી કર્મનો કર્તા જાણવો. કર્મપરમાણુઓને ખેંચવાની શક્તિ જો આત્મામાં ન માનવામાં આવે તો આત્માને સુખદુઃખ ઘટે નહીં. કદાપિ એમ કહેવામાં આવશે કે સુખદુઃખ થાય છે તે પણ ભ્રમ છે તો પૂર્વપ્રમાણે કહીશું કે આત્માને ભ્રમરૂપ કેમ માનતા નથી? જ્યારે આત્મા સિદ્ધ થાય છે ત્યારે તેની સાથે લાગેલું કર્મ પણ સિદ્ધ થાય છે. જો કર્મ ન લાગેલું માનીએ તો નીતિ, તપ, જપ, જ્ઞાન અને ધ્યાન વગેરે કરવાની જરૂર કંઇ પણ રહે નહિ, શુભાશુભ કર્મ વિના જગતમાં ન્યાય અને અન્યાયની પણ સિદ્ધિ થાય નહીં.

ઇત્યાદિ કર્મનો કર્ત્તૃવાદી અને અકર્ત્તૃવાદી પોતપોતાની યુક્તિથી અને અનેક સંકલ્પોથી એકબીજાનું એવી રીતે ખંડન કરે છે કે, જેનો પાર આવે નહિ ત્યારે જૈનદર્શન સાપેક્ષાએ

કર્મનું કર્તાપણું અને અકર્તાપણું સ્વીકારે છે. વ્યવહારનયની અપેક્ષાએ આત્મા કર્મનો કર્ત્તા છે. વ્યવહારનયના છ ભેદ છે. તે છની અપેક્ષાએ જુદી જુદી રીતે આત્મા કર્ત્તા છે. તેમજ શુદ્ધનિશ્ચયનયની અપેક્ષાએ આત્મા કર્મનો કર્ત્તા નથી. જ્યાંસુધી કર્મના હેતુઓને આત્મા અવલંબે છે. તાવત્ કર્મનો કર્ત્તા કહેવાય છે, વ્યવહારનય છે તે કર્મ અને આત્માના સંયોગને ગ્રહણ કરે છે, તેથી વ્યવહારનયમતથી કર્મનો કર્ત્તા આત્મા કહેવાય છે. શુદ્ધ નિશ્ચયનય ફક્ત એક આત્માનાજ સ્વરૂપને ગ્રહણ કરે છે માટે શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ આત્મા કર્મનો કર્ત્તા નથી. આમ કર્તૃવાદ અને અકર્તૃવાદનો સમાવેશ પણ જૈન દર્શનમાં થાય છે. બે વાદીયો અપેક્ષાએ એકબીજાને સમજ્યા વિના વાદવિવાદ કરતા હતા. જૈનદર્શને અપેક્ષા સમજાવી એને શાંત કર્યા વ્યવહારનયની અપેક્ષાએ અનાદિ કાળથી કર્મનો કર્તા આત્મા છે. પણ જ્યારે આત્મા પોતાનું શુદ્ધસ્વરૂપ ઓળખે છે અને શુદ્ધ સ્વરૂપમાં જે જે અંશે રમણતા કરે છે તે તે અંશે આત્મપ્રદેશોથી કર્મના પરમાણુઓને ખેરવી નાખે છે. આત્મા કર્મની સર્વ પ્રકૃતિયો ખેરવીને પરમાત્મા બને છે. જ્યારે આ પ્રમાણે આત્મા કર્મનો નાશ કરે છે ત્યારે કર્મનો હર્તા આત્મા કહેવાય છે. તેમજ આત્મા વ્યવહારનયની અપેક્ષાએ મન, વચન અને કાયાના યોગને ધારણ કરવાથી યોગી કહેવાય છે અને શુદ્ધનિશ્ચયનયની અપેક્ષાએ અયોગી કહેવાય છે, એમ અપેક્ષાએ બે ધર્મ સ્વીકારતા વાદવિવાદના ઝઘડા રહેતા નથી.

પતંજલિ યોગના અષ્ટાંગભેદ માની તેનાથી મુક્તતા સ્વીકારે

છે ત્યારે વ્યાપક બ્રહ્મવાદી કહે છે કે-આત્મા અબદ્ધ છે તેથી સદાકાલ મુક્ત છે માટે યોગની જરૂર નથી એમ સ્વીકારે છે અને કહે છે કે-અનાદિમુક્ત સર્વવ્યાપક આત્માને કોઈના યોગ નથી તો યોગ શી રીતે સિદ્ધ થાય ? પતંજલિ જણાવે છે કે-આત્મા પ્રકૃતિથી બંધાયેલ છે. જ્યાંસુધી આત્મા માયાના સંબંધમાં છે ત્યાંસુધી રાગદ્વેષાદિક દોષો રહે છે, માટે રાગ-દ્વેષાદિક દોષોનો નાશ કરવાસારૂ યોગનાં આઠ અંગ માનવાંજ જોઈએ અનાદિથી બ્રહ્મ માયાથી મુક્ત છે એ સિદ્ધાંત નથી ઈત્યાદિ પોતાની યુક્તિયો જણાવે છે. જૈનદર્શન આ બે પક્ષને પણ અપેક્ષાએ સ્વીકારે છે, અનાદિકાળથી કર્મનો સંબંધ આત્માને છે અને તેથી ચોરાશી લાખ જીવયોનિમાં અનેક શરીર ધારણ કરી આત્મા પરિભ્રમણ કરે છે, આઠ કર્મ છે તેનો નાશ કરવાસારૂ યોગનાં અષ્ટ અંગ છે. કર્મનો નાશ થતાં આત્મા તે પરમાત્મા થાય છે, ત્યારે કેવલજ્ઞાનમાં લોકાલોક ભાસવાથી સર્વત્ર વ્યાપક આત્મા ગણાય છે, એમ અપેક્ષાએ અમુક સ્થિતિએ અમુક પક્ષ ઘટી શકે છે.

આત્મારૂપ ઇશ્વરે આ શરીરરૂપ જગત્ બનાવ્યું છે, માટે આત્મા તે બ્રહ્મ કહેવાય છે અને આત્મારૂપ ઈશ્વર આ દેહરૂપ શરીરનુ પ્રતિપાલન કરે છે માટે તે વિષ્ણુ કહેવાય છે અને આત્મારૂપ ઇશ્વર આ દેહરૂપ જગતનો આયુષ્યની મર્યાદાએ સંહાર કરે છે માટે તે મહાદેવ ગણાય છે. આમ અપેક્ષાએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરપણું પણ આત્મામાં ઘટે છે. આત્મારૂપ ઇશ્વર જ આ દેહરૂપ સૃષ્ટિનો ઉત્પન્નકર્ત્તા છે

અને તેમાં રહી સુખદુઃખ ભોગવે છે. આત્મારૂપ ઇશ્વર આ શરીરમાં રહી વૃત્તિયોરૂપ ગોપિકાઓની સાથે અનેક પ્રકારની શાતા અને અશાતાયોગે ક્રીડા કરે છે માટે તે કૃષ્ણ કહેવાય છે. આત્મરૂપ ઇશ્વરની , અનંત શક્તિ છે માટે તે અનંત શક્તિમાન્ કહેવાય છે. આત્મારૂપ ઇશ્વર ઇન્દ્રિયોને જીતી જ્યારે કેવલજ્ઞાન પામે છે ત્યારે તે સિદ્ધબુદ્ધ કહેવાય છે. આત્મારૂપ ઇશ્વર કર્મના યોગે જે જે ગતિમાં અવતાર લે છે ત્યાં તે તેવો કહેવાય છે. આત્મારૂપ ઇશ્વર જ્યારે સર્વ કર્મનો ક્ષય કરે છે ત્યારે તે ફરીથી અવતાર લેતો નથી. જ્યાંસુધી કર્મ સંબંધયુક્ત છે ત્યાં સુધી આત્મારૂપ ઇશ્વર અવતાર ધારણ કરે છે. આમ અપેક્ષાએ આત્માનું સ્વરૂપ માનતાં હઠ, કદાગ્રહ તથા મમતા રહેતી નથી અને સર્વ વાદો અપેક્ષા પૂર્વક સમજાયાથી રાગદ્વેષ રહેતો નથી.

આત્માનું સ્વરૂપ કથંચિત્ અપેક્ષાએ વાણીથી કહેવા યોગ્ય છે માટે તે વાચ્ય છે અને કથંચિત્ અપેક્ષાએ આત્માનું સ્વરૂપ વાણીથી પણ પેલીપાર છે માટે તે અવાચ્ય છે. કોઇ વાદી આત્માને એકાંત અવાચ્ય માને છે અને કેટલાક આત્માને વાચ્ય માને છે, એમ કથંચિત આત્માને વાચ્યાવાચ્ય માનવામાં આવે છે. જો આત્માને સર્વથા અવાચ્ય માનવામાં આવે તો ઉપદેશ, પુસ્તક વગેરેની અસિદ્ધતા થાય. તેમજ એકાંત વાચ્ય કહેવામાં આવે તો ભાષા પુદ્‌ગલમય હોવાથી અને આત્મા અરૂપી હોવાથી વાચ્યપણું યથાર્થ ઘટી શકે નહીં, માટે અપેક્ષાએ કહેતાં કોઇ જાતનો દોષ આવતો નથી. જૈનદર્શન

સર્વ વસ્તુઓના ધર્મોને અપેક્ષાથી કહે છે, માટે સ્યાદ્વાદદર્શન ઉત્તમોત્તમ દર્શન છે એમ સર્વને સમજતાં નિશ્ચય થાય છે. જેમ જેમ જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમભાવથી આત્મા સ્યાદ્વાદપણે વસ્તુને જાણે છે, અનુભવે છે તેમ તેમ વિશેષતઃ આસ્તિકયને પ્રાપ્ત કરે છે. સમજો કે સર્વ વસ્તુઓનું જ્ઞાન થયું તેથી શું થયું ? એમ કોઇ કહે તો તેના પ્રત્યુત્તરમાં જણાવવાનું કે સ્યાદ્વાદપણે જેમ જેમ વસ્તુઓનું વિશેષ જ્ઞાન થાય છે તેમ તેમ આત્મામાં વિવેક પ્રકટે છે, માટે આત્માનું સ્વરૂપ નયાદિકથી સમજવું જોઇએ એમ જણાવે છે.

શ્લોકઃ

सर्वस्मिन् सर्वतोभिन्नो, ज्ञानेन व्यक्तितः स्वयम् ।
नयैर्ज्ञातं स्वरूपं मे, तथैव सप्तभङ्गतः ॥ ९ ॥

**શબ્દાર્થ**—નયોવડે મારૂં સ્વરૂપ, ( મારા આત્માનું સ્વરૂપ ) જાણ્યું, તેમજ સપ્તભંગીથી મારા આત્માનું સ્વરૂપ જાણ્યું. તેથી જ્ઞાનની અપેક્ષાએ હું સર્વમાં છું અને તેમજ વ્યક્તિની અપેક્ષાએ હું સર્વથી પોતે ભિન્ન છું.

**ભાવાર્થ**:—નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દનય, સમભિરૂઢ અને એવંભૂત એ સાત નયોથી મેં આત્માનું સ્વરૂપ જાણ્યું, તેમજ स्यादस्ति, स्यात् अवक्तव्य, स्यात् अस्तिनास्ति, स्यात् अस्ति अवक्तव्यम्, स्यात्नास्ति अवक्तव्यम्, स्यात् अस्तिनास्ति युगपत् अवक्तव्यम्- એ સપ્તભંગીવડે મેં આત્માનું સ્વરૂપ જાણ્યું. સાત નયો અને સપ્તભંગી-

'ઝરા' ની માફક ખળખળ વહેતી 'જીંદગી' એજ જીંદગી છે.

નું વિશેષ સ્વરૂપ અસ્મદીય આત્મપ્રકાશ ગ્રંથમાંથી જોઇ લેવું. જ્ઞાનમાં સર્વ જ્ઞેય પદાર્થોનો ભાસ થાય છે, તેથી તે અપેક્ષાએ સર્વમાં હું આત્મા છું એમ કહેવું યુક્તિયુક્ત સંઘટે છે, તેમજ આત્માના જ્ઞાનમાં સર્વ પદાર્થો ભાસે છે, પણ તેથી આત્માનો જ્ઞાનગુણ કંઇ અન્ય પદાર્થરૂપ થઇ જતો નથી. અન્ય જડ પદાર્થથી જ્ઞાનગુણ ભિન્નજ રહે છે, તેમજ જ્ઞાનગુણનો આધારભૂત આત્મા પણ સર્વ જડ પદાર્થોથી વા અન્ય ચેતન દ્રવ્યોથી ભિન્ન રહે છે, તે અપેક્ષાએ આત્મા પોતે જ્ઞાન અને આત્મવ્યક્તિની અપેક્ષાએ સર્વથી ભિન્ન છે એમ સિદ્ધ થયા છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાલ એ પંચદ્રવ્યથી ભિન્ન આત્મદ્રવ્ય છે, આત્મદ્રવ્ય અનંત છે. એક આત્મામાં અનંત જ્ઞાન, અનંત દર્શન અને અનંત ચારિત્ર છે. એક સમયમાં લોકાલોકનો ભાસ થવાની શકિત આત્મામાં રહી છે. સિદ્ધ ભગવાન્ એક સમયમાં લોકાલોક જાણે છે, સર્વ જડ પદાર્થોથી આત્મા ભિન્ન છે અને સર્વને જાણે છે. કહ્યું છે કે,—

" सबसे न्यारा सब द्रममांहि, ज्ञाताज्ञेयपण धारे
धन धन बुद्धिसागर जगमें, आप तरे परकुं तारे "
" सबमें है प्रभु सबमें नाहि, तुं नटरूप एकेलो "

ઈત્યાદિ વાક્યો પણ આ શ્લોકના ભાવાર્થની સિદ્ધિ કરે છે. આત્મામાં અનંત જ્ઞાનાદિ ગુણો રહ્યા છે. અનન્ત ઋદ્ધિ આત્મામાં રહી છે, બાહ્ય વસ્તુમાં ઋદ્ધિ શોધનારાઓ ભૂલ કરે છે, આત્માની ઋદ્ધિમાંજ ખરેખરો આનંદ છે. બાહ્યાનંદ

નવનવા 'સ્ફુરણ' વચ્ચે 'દૃઢતા' જીવનમાં જ 'મનુષ્યત્વ'નો વાસ છે.

તો ક્ષણિક છે, માટે બાહ્ય વસ્તુમાં રાચવું‌માચવું નહિ. આત્મા આનંદને માટે પણ બાહ્ય વસ્તુઓને ગ્રહણ કરવા ઇચ્છે છે; પણ જો તેને ખાત્રી થાય તો બાહ્ય વસ્તુઓમાં મુંઝાય નહીં. આત્માને જ્યારે વિવેકજ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે તે નિશ્ચય કરે છે કે, ખરેખર હું બાહ્ય પદાર્થો કે જે જડ છે તેમાં હું નથી, બાહ્યવસ્તુઓમાં અહં અને મમત્વ બુદ્ધિથી રાગદ્વેષ કરી ભૂલ્યોભુલ્યો રખડ્યો; પણ ખરી શાંતિ મળી નહિ. આત્મિક શુદ્ધ સ્વરૂપના અવબોધથી ખરેખર સત્ય આનંદ પ્રાપ્ત થાય છે, માટે હવે વિચારવું જોઇએ કે, બાહ્ય પદાર્થોમાં હું એટલે આત્મા નથી ત્યારે મ્હારે શામાટે બાહ્યમાં મિથ્યાભિમાન કરવું જોઇએ ? અલબત ન કરવું જોઇએ. હે આત્મન્! ત્હારૂં ધન તો જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, સુખ વગેરે છે. આત્મધનથી બાહ્ય સુવર્ણ વગેરે ધન તો ભિન્ન છે. આત્મિક ધનની આગળ બાહ્ય ધન તો કંઇ પણ હિશાબમાં નથી. બાહ્ય સર્વ ધનથી આત્મા ભિન્ન છે એમ પુનઃ પુનઃ ક્ષણે ક્ષણે ભાવના કરવાથી આત્મા ભેદજ્ઞાનની પ્રાપ્તિ કરે છે. હું સર્વથી ન્યારો છું આ અમૂલ્ય વાક્ય વૈરાગ્ય રંગમાં આત્માને તલ્લીન કરે છે. આ દેખાતા સ્થૂળ પદાર્થમાં કોઈ પણ પ્રકારની વાસના રહેતી નથી, બાહ્ય વસ્તુઓની વાસનાયોગે બાહ્યવસ્તુઓના સંબંધમાં અવતાર લેઇ આવવું પડે છે. જડ પદાર્થોના વિશેષ સંબંધમાં આવવાથી આત્મા જ્ઞાનાદિક ઋદ્ધિથી દૂર રહે છે. અને તેથી પરિણામ એ આવે છે કે, આત્મા પોતાના સહજ સુખના અજ્ઞાનને લીધે બાહ્યમાં ને બાહ્યમાં રાચીમોચી રહે છે અને તેથી આત્મસુખની ગંધ પણ વેદી શકતો નથી, અને જ્યાંસુધી તે આત્મ-

સુખને વેદી શકતો નથી ત્યાંસુધી તે આત્મસુખનો વિશ્વાસી બની શકતો નથી, અંતે પરિણામ એ આવે છે કે તે જડમાંજ સુખની બુદ્ધિ ધારણ કરે છે, માટે આત્મસુખ થવા માટે સર્વ વસ્તુથી આત્માને ભિન્ન ભાવવો જોઇએ.

જડ પદાર્થો કેટલાક અજ્ઞાનતાથી પ્રિય લાગે છે, અને તેમાં રાગ થાય છે. પણ શાસ્ત્રકાર તેમાં પ્રિયપણું માનવું યોગ્ય નથી એમ જણાવતા છતા કહે છે કે,

श्लोको.

कुतः प्रियपदार्थेषु, ममत्वं क्रियते मया ।
बाह्यभावात् प्रभिन्नोऽस्मि, तत्र रागो न युज्यते ॥ १० ॥

कुतोऽप्रियपदार्थेषु, द्वेषत्वं क्रियते मया ।
प्रियाप्रियत्वं मनसः, कल्पितं नास्ति ब्रह्मणः ॥ ११ ॥

**શબ્દાર્થ:**—અહો ! મારાવડે શાથી પ્રિય જડ પદાર્થોમાં મમત્વભાવ કરાય છે ? ખરેખર હું બાહ્ય જડ પદાર્થોથી પ્રકર્ષ (અત્યંત) ભિન્ન છું ત્યાં રાગ કરવો ઘટતો નથી. શાથી અપ્રિય પદાર્થો પર મારે દ્વેષ કરવો જોઇએ ? પ્રિય અને અપ્રિય-પણું મનથી કલ્પેલું છે, વસ્તુતઃ આત્માનું નથી.

**ભાવાર્થ:**—અજ્ઞાનતાને લીધે કલ્પેલા પ્રિય પદાર્થોમાં અહો મારાથી શાથી મમત્વભાવ કરાય છે, ખરેખર બાહ્ય પદા-ર્થોમાં પ્રિયતા કલ્પવી તેજ ભ્રાંતિ છે, બાહ્ય પદાર્થોમાં જ્યાંસુધી સુખની આશા છે, ત્યાંસુધી તેમાં પ્રેમ રહે છે અને ત્યાંસુધીજ

તેમાં મમત્વ બંધાએલું રહે છે. પણ આત્મા જ્યારે જડ અને ચેતનનો ભેદ સમજે છે ત્યારે નિશ્ચય કરે છે કે, હું બાહ્ય પદાર્થથી ભિન્ન છું, મારે ત્યાં રાગ કરવો ઘટતો નથી. ઇન્દ્ર, ચંદ્ર, નાગેન્દ્ર અને ચક્રવર્તી સરખાઓ મારૂં મારૂં કરતા અન્યગતિમાં ચાલ્યા ગયા, પણ કોઇ પદાર્થ તેઓની સાથે ગયો નહીં. આત્મા જ્યારે આવી રીતે નિશ્ચય કરે છે ત્યારે જડ પદાર્થના પ્રેમને લીધે મમત્વવિષ વ્યાપી રહ્યું હતું તે મમત્વવિષ ઉતરી જાય છે. મમત્વવિષ ઉતરી જવાથી આત્મા જાગ્રત થાય છે. પોતાના શુદ્ધ સ્વરૂપે જાગે છે, અને તેથી સંસારમાં સુખની બુદ્ધિ રાખતો નથી.

આખું જગત્ મમત્વ ભાવથી બંધાઇ ગયું છે. આ મારૂં–એ મારો, ઇત્યાદિ ભાવથી પોતાને પોતે જગત્ ઓળખી શકતું નથી. મમત્વભાવથી બંધાએલું જગત્ ઉન્મત્ત પુરૂષની પેઠે વિવિધ પ્રકારની ચેષ્ટાઓ કરે છે. ઘડીમાં હસે છે, ઘડીમાં રૂવે છે, લડે છે, શોક કરે છે, ઉપજે છે, અને મરે છે. એમ મમત્વયોગે જગત્‌ની વિચિત્ર દશા દેખવામાં આવે છે. વૈર, ઝેર, ઇર્ષ્યા, કુસંપ આદિ દુર્ગુણોની ઉત્પત્તિ ખરેખર મમત્વના યોગે થાય છે. કેટલાક પદાર્થો ઉપર રાગ થાય છે ત્યારે પ્રતિકૂળ કેટલાક પદાર્થો ઉપર દ્વેષ થાય છે. આમ રાગ અને દ્વેષનું ચક્ર સદાકાલ ચાલ્યા કરે છે, રાગ અને દ્વેષનો ત્યાગ કર્યાવિના મુક્તિ નથી. કહ્યું છે કે, रागद्वेषको त्यागविन, मुक्तिको पद नहि, कोटी कोरी जप तप करे, सब अकारज थाइ જગતમાં જ્યાં ત્યાં રાગ અને દ્વેષે ભ્રમિત જીવો અનેક પ્રકા-

રનાં કુકર્મ કરે છે. અહો ! રાગ દ્વેષનું એટલું બધું જોર છે કે તેમાંથી કોઇ વિરલા મનુષ્યો છૂટી શકે છે. સાંસારિક જડ પદાર્થોમાં પ્રિયપણાની બુદ્ધિથી આત્મા તે પદાર્થો તરફ ઘસડાતો જાય છે. અંતે તે પદાર્થો ક્ષણિક હોવાથી નષ્ટ થતાં પુનઃ શોક પેદા થાય છે. ઇન્દ્રજાળસમાન ક્ષણિક પદાર્થોમાં શું રાચવું શું માચવું ? જે પદાર્થો પ્રાતઃકાલમાં સુન્દર દેખાય છે તેજ પદાર્થો સંધ્યામાં ખરાબ દેખાય છે. જે ભક્ષ્ય પદાર્થો ક્ષણમાં પ્રિય લાગે છે તેજ પદાર્થો ક્ષણમાં અપ્રિય લાગે છે. જે પદાર્થો અપ્રિય લાગે છે તેજ પદાર્થો પુનઃ પ્રિય લાગે છે. જ્યારે આમ વિચારીએ છીએ ત્યારે પ્રિયપણું અને અપ્રિયપણું મનની કલ્પનાથી કલ્પાએલું લાગે છે. મનની કલ્પનાથી કલ્પાએલું પ્રિયપણું અને અપ્રિયપણું મિથ્યા છે ત્યારે કયાં રાચવું ? અને કયાં દ્વેષ કરવો ? બાહ્ય પદાર્થો પર થતું પ્રિયપણું ખરેખર ભ્રાંતિરૂપ છે. વસ્તુતઃ બાહ્ય પદાર્થો પ્રિય કે અપ્રિય નથી. મનમાં ઉઠેલું પ્રિય અને અપ્રિયપણું છે તે ક્ષણિક છે. મન ક્ષણિક હોવાથી જગતમાં બાહ્ય પદાર્થો જે જે છે તે સર્વથી હું ભિન્ન છું. બાહ્ય પદાર્થો ક્ષણિક છે, જડ છે, રૂપી છે, અને હું આત્મા તો અવિનાશી છું, ચેતન છું, અરૂપી છું આનંદમય છું, અનંત જ્ઞાનાદિક શક્તિનો સ્વામી છું.' બાહ્યપદાર્થોમાં મ્હારા-ત્હારાપણું કરવું તે ખરેખર મિથ્યા કલ્પના છે. ખરેખર આ પ્રમાણે સર્વ બાહ્ય પદાર્થોથી હું આત્મા ભિન્ન છું એમ જો નિશ્ચય થયો તો હવે બાહ્ય લક્ષ્મી, રાજ્ય, મહેલ વગેરે પદાર્થોમાં પ્રિયપણું માનવું કેમ ઘટે ?

અલબત ન ઘટે. આત્મા, સત્યતત્ત્વનો વિચાર કર! ત્હારૂં છે તેજ ત્હારૂં છે. હવે તે કેમ ભૂલવું જોઇએ! કહ્યું છે કે,

> भूली आतमज्ञानकी बाजी, मायामां मकलावुं,
> भ्रमणामां भूलीने रे भाइ, ब्रह्मस्वरूप केम पावुं.
> चेतावुं चेती लेजे रे, एकदिन जरूर उठी जावुं.
> त्हारू त्हारी पास जाणी, समतामां दील लावुं,
> अलखनिरञ्जन आतमज्योति, बुद्धिसागर ध्यावुं. चेतावुं

આત્માની જ્ઞાનાદિ ઋદ્ધિ આત્મામાંજ છે પણ જડ પદાર્થોમા નથી એમ નિશ્ચય છે. હું એક આત્મા છું. કર્મના યોગે સંસારમાં પરિભ્રમણ કરૂં છું. પણ સંસારમાં નથી. આ પ્રમાણે નિશ્ચય થતાં સહજ સુખસ્વરૂપમય આત્મામાંજ ઉપયોગ રહે છે. આવી શુદ્ધ ઉપયોગ દશામાં રહેતાં અનંત આનંદની વાનગી મળે છે. આત્માના સુખની વાનગી મળતાં બાહ્ય પદાર્થો પર રાગ કે દ્વેષ રહેતો નથી. બાહ્યપદાર્થોની પ્રાપ્તિ માટે કલેશ રહેતો નથી. બાહ્ય પદાર્થો જેવા કે ઘર, મહેલ, પૃથ્વી, ધન વગેરે માટે તૃષ્ણા રહેતી નથી. બાહ્ય પદાર્થો માટે મારામારી રહેતી નથી. દેશ, કુટુંબ, વર્ગ અને ગચ્છ વગેરેની મમતા રહેતી નથી. કોઈ બાહ્ય પદાર્થ લઇ જાય છે તો તેના ઉપર દ્વેષ થતો નથી. જ્યારે બાહ્ય પદાર્થો પર કોઇ પણ પ્રકારનો ભાવ ઉત્પન્ન થતો નથી ત્યારે જે સમભાવદશા કહેવાય છે તે પ્રાપ્ત થાય છે. સમભાવનું સ્વરૂપ આગળ કહેવામાં આવશે. અત્રે તો બાહ્ય પદાર્થોમાંથી મમત્વભાવ ઉઠવાથી તેમાં રાગ થતો નથી, એટલું જ કહેવાનું છે, દ્વેષવૃત્તિથી જગતના પદાર્થો દ્વેષરૂપ લાગે છે, અને

રાગવૃત્તિથી જગતના પદાર્થો રાગરૂપ લાગે છે; આમ મનોકલ્પનાથી રાગદ્વેષ વૃત્તિજ ખરાબ છે. કંઇ બાહ્ય પદાર્થોનો વસ્તુતઃ વિચારીએ તો વાંક નથી. રાગ અને દ્વેષવૃત્તિ થાય છે તેમાં અજ્ઞાન અને મોહના આવરણો કારણ છે. શુદ્ધાત્મા તેમાં કારણ નથી. આ પ્રમાણે વિચારીએ છીએ તો માલુમ પડે છે કે, મનકલ્પનાથી પ્રિયાપ્રિયત્વ ભાવનાની જંજાળ ઉઠી છે અને તેથીજ આત્મા જડ પદાર્થો તરફ અને દુઃખ તરફ ઘસડાતો જાય છે, તેમજ અનેક પ્રકારના અવતારો ધારણ કરે છે. જ્યારે અજ્ઞાન મોહમય મનઃકલ્પના નાશ પામે છે ત્યારે સંસારનો અંત આવે છે. મોહમય મનઃકલ્પનાથી દૂર રહેવા માટે આત્માને ભાવવો. સર્વ જડ વસ્તુઓમાં પ્રિય અને અપ્રિયભાવ થાય છે તે ન થવા દેવો જોઇએ. આત્માનું શુદ્ધ સ્વરૂપ છે તે કર્મભાવથી ભિન્ન છે તેનો યથાર્થ વિચાર કરી જવો. આ પ્રમાણે વિવેકજ્ઞાનથી આત્માનું શુદ્ધસ્વરૂપ વિચારતાં રાગ અને દ્વેષની ભાવનાઓ ક્ષય પામતી જાય છે; અને આત્મદશાની ઉજ્વલતા થાય છે. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થતો જાય છે, અને તેથી જ્ઞાનવડે સર્વ પદાર્થોનો આત્મામાં ભાસ થાય છે; તેજ આત્માને વ્યુત્પત્તિથી સિદ્ધ કરી બતાવે છે.

શ્લોકઃ

मीयन्ते सर्वतोभावा, अनेन ब्रह्मचक्षुषा ।
आत्मेति कथ्यते तेन, सम्यग्व्युत्पत्तियोगतः ॥ १२ ॥

શબ્દાર્થઃ—જે આત્માના જ્ઞાનગુણવડે સર્વ પદાર્થો

જણાય છે, મપાય છે આથી તે સમ્યગૂવ્યુત્પત્તિયોગથી આત્મા કહેવાય છે.

**ભાવાર્થ:**—આત્મા જ્ઞાનગુણવડે સર્વ પદાર્થોને જાણી શકે છે. કોઇપણ પદાર્થ એવો નથી કે તે આત્માના જ્ઞાનગુણમાં ભાસ્યા વિના રહે. જેમ જેમ કર્માવરણોથી રહિત આત્મા થતો જાય છે, તેમ તેમ જ્ઞાનમાં વિશેષ વિશેષ પદાર્થો ભાસતા જાય છે. છેવટ સર્વથા જ્ઞાનાવરણીયકર્મનો નાશ થતાં સંપૂર્ણ પદાર્થોનો કેવલજ્ઞાનમાં ભાસ થાય છે ત્યારે આત્મા તે પરમાત્મા કહેવાય છે. સર્વ પદાર્થો અમુક અમુક છે એમ જાણવાની શક્તિના લીધે આત્મા કહેવાય છે. આત્માની સર્વ શકિતયોમાં જ્ઞાનશકિત મુખ્યતા ભોગવે છે, કારણ કે આત્માની અસ્તિતાનો પુરાવો જ્ઞાનશક્તિ છે. આત્માનો જ્ઞાનગુણ સ્વાભાવિક ધર્મ છે, તેથી કોઇ પણ અવસ્થામાં જ્ઞાનગુણ નાશ પામતો નથી. મતવાદીઓ મુકતાવસ્થામાં આત્મામાં જ્ઞાનનો નાશ માને છે, પણ તે યુકિતયુકત વાત નથી. સંપૂર્ણ કર્મ આવરણોનો નાશ થતાં આત્મામાં સંપૂર્ણ કેવલજ્ઞાનગુણ ખીલે છે. જ્યાં કોઇ પણ પદાર્થનું ભાન નહિ તે મુકિત કહેવાયજ નહીં. (ઈંટ અને પત્થરના સમાન એવી મુકિતને કોઇ ઇચ્છેજ નહીં.) આત્માના આઠ રુચક પ્રદેશો બીલકુલ ગમે તેવાં જ્ઞાનાવરણ આવે તો પણ અવરાતો નથી. अक्खरस्स अणंतमो भागो निच्चुग्घाडियो होइ. જ્ઞાનનો અનંતમો ભાગ નિત્ય ઉઘાડો રહે છે. સર્વકાલમાં જ્યાં ત્યાં જ્ઞાનથી આત્માને ઓળખી શકાય છે.

---

### હવે તે જ્ઞાનનું વિશેષતઃ સ્વરૂપ બતાવે છે.

શ્લોકઃ

**विज्ञानमात्मनो धर्मः, स्वान्यभावप्रकाशकम् ।**
**आत्मनो ज्ञानपर्याये, लोकाऽलोकं विलीयते ॥ १३ ॥**

શબ્દાર્થ:—વિજ્ઞાન છે તે આત્માનો મૂળસ્વાભાવિક ધર્મ છે. અને તે સ્વ અને પરનો પ્રકાશ કરે છે. જ્ઞાન એ આત્માનો પર્યાયછે અને તેમાં લોકાલોક વિલય પામે છે, ( અર્થાત્ લોકાલોકનો ભાસ થાય છે. )

ભાવાર્થ:—વિજ્ઞાન એ આત્માનો ધર્મ છે, સ્વપરપ્રકાશક જ્ઞાનગુણ છે. જે મતવાદિયો એક જ વસ્તુનો સ્વીકાર કરે છે તેમનામાં स्वान्यभावप्रकाशक વિશેષણ ઘટતું નથી. જડ અને ચેતન એ બેનો સ્વીકાર કરતાં આ વિશેષણ ઘટી શકે છે. જ્ઞાનગુણ પોતાના આત્માનો પ્રકાશ કરે છે પણ કોઈ એમ શંકા કરે કે જ્ઞાનગુણ અન્યનો ભલે પ્રકાશ કરે; કિંતુ પોતાના પ્રકાશ માટે અન્યની જરૂર પડવાની. જેના ઉત્તરમાં સમાધાન કરવામાં આવે છે કે, જ્ઞાનગુણ પોતાનો સ્વયમેવ પ્રકાશ કરે છે, મતિજ્ઞાન આદિ પંચપ્રકાર જ્ઞાનના છે. જ્ઞાનના બે ભેદ પણ થાય છે. ક્ષયોપશમભાવીય જ્ઞાન અને ક્ષાયિકભાવીય જ્ઞાન. ક્ષાયિકભાવના જ્ઞાનને કેવલજ્ઞાન કહે છે, તે આવ્યું કદી જતું નથી. જ્ઞાનગુણનું વિશેષ વર્ણન अस्मदीय **પરમાત્મદર્શન** અને परमात्मज्योति ગ્રંથમાં છે, તેથી વિશેષ જિજ્ઞાસુએ ત્યાંથી વિશેષ અધિકાર જોઈ લેવો. ગ્રંથગૌરવભયથી અત્ર સંક્ષિપ્તતઃ

---

'મહા' મુશ્કેલીઓને પી જાણે તે જ 'મહાન' બની શકે છે.

વિવેચન કરવામાં આવ્યું છે. આત્માના અસંખ્યાત પ્રદેશ છે, તે અસંખ્યાત પ્રદેશો અરૂપી છે. વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ-ગુણ જેનામાં હોય તેને રૂપી કહે છે. અને જેનામાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ હોતા નથી છતાં દ્રવ્ય તરીકે હોય છે, એવા પ્રદેશોને અરૂપી પ્રદેશો કહે છે. આત્માના એકેક પ્રદેશમાં અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર, અનંતવીર્ય, અનંતસુખ વગેરે અનંતગુણ રહ્યા છે. આત્માના એકેક પ્રદેશનું એક સમયનું જ્ઞાન છે તેમાં લોકાલોક ભાસે છે, આવી આત્માના જ્ઞાનગુણની શક્તિ છે. જ્ઞાનાવરણ છતે ભાસવાની શક્તિ તિરોભાવે આત્માઓમાં રહે છે, અને જ્ઞાનાવરણનો ક્ષય થતાં ઉત્તમ જ્ઞાનશક્તિ આવિર્ભાવે પ્રકાશે છે. જે આત્માનો એક પ્રદેશ પણ એક સમયમાં સર્વ દ્રવ્યોના અનંતગુણપર્યાયોનું તોલ કરી શકે છે તેજ આત્મા હું છું. કર્માવરણથી તે શક્તિ હાલ તિરોભાવે છે, પણ આવી અપૂર્વ શક્તિ પ્રગટ કરવા પ્રયત્ન કરવો જોઇએ. અનેક ભવ્ય જીવોએ ભૂતકાલમાં અનંતકેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું અને ભવિષ્યમાં કરશે. જે જીવ મોહની દશાનો નાશ જે જે અંશે કરે છે તેને તે તે અંશે જ્ઞાનગુણ પ્રગટ થાય છે. આત્માના મૂળ ગુણોની પ્રાપ્તિમાં મોહનીયકર્મ વિઘ્ન કરે છે, કારણ કે સર્વકર્મમાં મોહનીયકર્મ મુખ્ય છે. આત્માને જડવસ્તુમાં મુંઝાવનાર મોહનીયકર્મ છે. તેનો નાશ થતાં અદ્‌ભુત ચારિત્રગુણ પ્રગટ થાય છે. આત્માના સર્વ ગુણો પોતપોતાના સ્વભાવે સ્થિર રહે છે તેને ચારિત્ર કહે છે. શુદ્ધસ્વભાવમાં રમણતા કરવી તેને નિશ્ચયનયની અપેક્ષાએ ચારિત્ર

કહેવાય છે. આવું નિજગુણરમણુતારૂપ ચારિત્ર છે તે આત્માનો સ્વાભાવિક ગુણ છે. તે સહેજે પ્રાપ્ત થાય છે. આત્માની શુદ્ધદશામાં રમણુતા કરતાં સહજ આનંદ પ્રગટ થાય છે માટે આત્મદ્રવ્યની સર્વ દ્રવ્યોમાં શ્રેષ્ઠતા છે.

**આત્માની શ્રેષ્ઠતાપૂર્વક ચારિત્રનું વર્ણન કરે છે.**

श्लोकः

आत्मनः सर्वद्रव्येषु, श्रेष्ठता भाविताशुभा ।
सहजानन्दभावेन, चारित्रमद्भुतं स्फुटम् ॥ १४ ॥
समितिगुप्तियोगेन, शुद्धधर्मसमुद्भवः ।
सुखदुःखप्रसङ्गेषु, समश्चारित्रवान्स्मृतः ॥ १५ ॥

શબ્દાર્થઃ—આત્માની સર્વ દ્રવ્યોમાં શ્રેષ્ઠતા કહેલી છે. સહજ શુદ્ધ આનંદસ્વભાવવડે અદ્‌ભુત ચારિત્ર પ્રગટ જાણવું. સમિતિ અને ગુપ્તિના યોગવડે શુદ્ધધર્મનું પ્રગટપણું થાય છે. શાતાવેદનીયજન્ય સુખ અને અશાતાવેદનીયજન્ય દુઃખના પ્રસંગોમાં જે સમ છે અર્થાત્ સમભાવ ધારણ કરે છે તે ચારિત્રી જાણવો.

ભાવાર્થઃ—આત્મામાં જ્ઞાન, સુખ વગેરે ગુણો રહ્યા છે તેવા જડ દ્રવ્યોમાં રહ્યા નથી. આત્માના જ્ઞાનાદિ ગુણોથીજ સર્વદ્રવ્યોમાં આત્માની મહત્તા છે. સહજાનન્દગુણથીજ આત્મા પોતાનું ચારિત્ર પ્રકાશી શકે છે. શુદ્ધ આનંદથીજ શુદ્ધ ચારિત્ર પરખાય છે. સહજાનન્દની ખુમારી જ્યાં ભોગવાતી નથી ત્યાં

'ઇચ્છાશક્તિ'થી ભરેલું 'ભવ્ય' હૃદયજ મુશ્કેલીઓને 'નમાવે' છે.

શુદ્ધચારિત્રનો ગંધમાત્ર પણ નથી. જેમ જેમ સહજાનંદગુણનો અનુભવ થાય છે તેમ તેમ ચારિત્રપણું જાણવું. શુદ્ધચારિત્ર એમ કહે છે કે હું જ્યાં હોઉં ત્યાં સહજાનંદની પ્રકટતાજ હોય, જે યોગિઓ સહજાનન્દની ખુમારી ભોગવે છે તેમનામાં શુદ્ધચારિત્રગુણ હોય છે. જે સાધુઓ થઈ વિષયકષાયને ધારણ કરે છે તેમનામાં સહજાનંદની ખુમારી ક્યાંથી હોય ? અલબત હોઇ શકે નહીં. જેમ જેમ કર્માવરણો ટળતાં આત્માનો જ્ઞાનાદિ શુદ્ધ ધર્મ પ્રગટ થતો જાય છે તેમ તેમ આત્માની ઉજ્વલતા થતી જાય છે. ઈર્યાસમિતિ આદિ પંચસમિતિ અને મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ એ ત્રણ ગુપ્તિ એ અષ્ટપ્રવચનમાતાના સંસેવનથી આત્માનો શુદ્ધ ધર્મ પ્રગટ થતો જાય છે. પાંચ સમિતિનું પ્રતિપાલન એ અપવાદમાર્ગ છે અને ત્રણ ગુપ્તિનું પ્રતિપાલન એ ઉત્સર્ગમાર્ગ છે. આત્માર્થી જીવે ત્રણ ગુપ્તિનું મુખ્યતાએ સેવન કરવું જોઇએ.

## મનોગુપ્તિનું સ્વરૂપ કહે છે.

શ્લોકઃ

विमुक्तकल्पनाजालं समत्वे सुप्रतिष्ठितम् ।
आत्मारामं मनस्तज्ज्ञै-र्मनोगुप्तिरुदाहृता ॥ १ ॥

આર્ત્ત, રૌદ્ર ધ્યાનની કલ્પનાથી રહિત ધર્મધ્યાનવાળી, માધ્યસ્થ પરિણતિ શુભાશુભ ચિંતવન રહિત, યોગનિરોધાવસ્થાવાળી આત્મારામ નામની ત્રીજી, એ ત્રણ પ્રકારની મનોગુપ્તિ જાણવી. મનમાં કોઇ જાતનો વિચાર પ્રગટાવવો નહિ તે મનોગુપ્તિ કહેવાય છે. મનમાં કલ્પના જાળ ઉઠતાં સમભાવમાં

રહી શકાતું નથી. બાહ્યભાવમાં મનને ન જવા દેવું અને આત્મામાં જ મનને રમાવવું આ ઉપાયથી અંતે મનોગુપ્તિ સાધ્ય કરવા માટે જગતમાં કેટલાક મનુષ્યો સાધુઓ થાય છે. મનોગુપ્તિ વિના મનની શુદ્ધિ ત્રણુ કાલમાં થઇ શકતી નથી. સાધુને મનોગુપ્તિની આવશ્યકતા છે, કોઇ વિરલા સાધુઓ અમુક કાલપર્યંત મનોગુપ્તિ ધારણુ કરી શકતા હશે.

મનની નિર્વિકલ્પદશા કરવા માટે યોગનાં આઠ અંગ કહ્યાં છે યમ, નિયમ, આસન, પ્રાણુાયામ, પ્રત્યાહાર, ધારણુા, ધ્યાન અને સમાધિ એ આઠ અંગથી મનનો ચંચલભાવ નાશ કરવામાં આવે છે. પંચમહાવ્રતનું પરિપાલન કરવું તે યમ કહેવાય છે.

### યમ.

દરેક દર્શનકારોએ યમનું અનેકધા વર્ણન કર્યું છે. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ યમ કહેવાય છે. પ્રથમાભ્યાસમાં યમની અત્યંત આવશ્યકતા છે. યમ વિના મનુષ્ય ઉચ્ચકોટી પર ચઢી શકતો નથી. નાસ્તિકો પણુ નીતિધર્મના નામથી આ પંચ પ્રકારના યમનો સ્વીકાર કરે છે. યમથી બાહ્ય અને આંતરિક શુદ્ધિ થાય છે. યમ એ યોગનું પ્રથમ પગથિયું છે. જ્ઞાનનું ફળ પણુ એ છે કે–આવા પ્રકારનો યમ ધારણુ કરવો. શ્રી તીર્થંકર ભગવાન્ પણુ ત્રણુ જ્ઞાની છતાં ભાગવતી દીક્ષા અંગીકાર કરી યમને ધારણુ કરે છે. યમની મહત્તા અપૂર્વ છે, જે ધર્મવાળાઓ યમને માનતા નથી, તેનો ધર્મ દુનિયામાં ટકતો નથી. યમનું પ્રતિપાલન કરતાં મનુષ્યો નિયમ પાળવા સમર્થ થાય છે.

## બીજું અંગ નિયમ.

યોગનું દ્વિતીય અંગ નિયમ છે. યમમાં સ્થિર રહેવાને અને તેમ જ અનેક સદ્‌ગુણો પ્રાપ્ત કરવા માટે, નિયમ પાળવામાં આવે છે, પ્રત્યાખ્યાન, અમુક કાળે અમુક કરવું. ઈશ્વરપ્રણિધાન, શૌચ, સંતોષ, તપ આદિ નિયમોથી આત્મા નિર્મલ બને છે. મનનાં અનેક પાપ નાશ કરવા માટે નિયમ પાળવાની અત્યંત આવશ્યકતા છે. નિયમથી આત્મા પોતાનું અને પરનું પણ ભલું કરી શકે છે. આત્મા, મોહના લીધે અનેક પાપના હેતુઓને આચરે છે, પણ નિયમનું દૃઢ રીતે પ્રતિપાલન કરવાથી પાપના હેતુઓથી દૂર રહે છે, અન્ય ગ્રંથોમાં નિયમોનું સ્વરૂપ વિશેષતઃ છે ત્યાંથી વિશેષ જિજ્ઞાસુએ નિયમોનો અધિકાર જોઈ લેવો. નિયમ પાળનારાઓએ આસનનો જય કરવો જોઈએ.

## ત્રીજું અંગ આસન.

આસનના અનેક પ્રકારના ભેદ શાસ્ત્રોમાં કહ્યા છે. વીરાસન, પદ્માસન, સિદ્ધાસન વગેરે આસનના ભેદો છે. મનને જિતવાને માટે આસન સાધવાની આવશ્યકતા છે. પદ્માસન વાળી બેસવાથી પેટના ઘણા રોગો શમી જાય છે, અને તેથી ચિત્તની સ્થિરતા પણ થઈ શકે છે. જ્યાં સુધી શરીરમાં આત્મા રહેલો છે ત્યાં સુધી શરીરની ચંચળતા ટાળી મનનો જય કરવાની આવશ્યકતા છે. પદ્માસનથી પ્રાણની ચંચળતા ટળે છે.

વચનગુપ્તિ સાધ્ય કરવાથી નવીન કર્મ બંધાતું નથી. તેમજ કાયગુપ્તિથી પણ બાહ્ય પ્રવૃત્તિ વગેરે દોષોનો નાશ

થાય છે, સમિતિનું સ્વરૂપ સુગમ છે, જ્યાં સુધી ગુપ્તિમાર્ગમાં રહેવાય ત્યાં સુધી તેમાં રહેવું જોઇએ, ગુપ્તિમાર્ગમાં ન રહેવાય ત્યારે સમિતિનો આદર કરવો જોઇએ. ગુપ્તિનું યથાર્થ પાલન કરવાથી અનેક પ્રકારની લબ્ધિયો ઉત્પન્ન થાય છે અને ગુપ્તિની ઉત્કૃષ્ટ દશા સિદ્ધ થવાથી સર્વ કર્મનો નાશ થાય છે. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિનું જો યથાર્થ પરિપાલન કરવામાં આવે છે તો આત્મા પોતાનો શુદ્ધ ધર્મ પ્રાપ્ત કરે છે. સુખદુઃખના પ્રસંગોમાં જે સમ રહે છે તે જ આવું ઉત્તમ ચારિત્ર પ્રાપ્ત કરે છે, અને તે જ ચારિત્રધારી કહેવાય છે. સુખદુઃખના પ્રસંગોમાં જે મુનિ પોતાના સમભાવમાં રહી શકતો નથી તે ઉત્તમ મુનિ ગણાતો નથી. સુખદુઃખના પ્રસંગોમાં સમભાવ રાખવાથી સમભાવરૂપ ચારિત્રની પ્રાપ્તિ થાય છે. સમભાવમાં એવું અત્યંત બળ છે કે—તે ગમે તે દર્શનમા મુક્તિની પ્રાપ્તિ કરાવે છે. કહ્યું છે કે,

गाथा.

सेयंवरो आसंवरो चा, बुद्धो वा अहव अन्नो वा ।
सममावभाविअप्पा, लहइ मुक्खं न संदेहो ॥ १ ॥

શ્વેતાંબર હોય, દિગંબર હોય, બુદ્ધ હોય, અન્ય વેદાન્તી વગેરે હોય પણ સમભાવે આત્મા જેણે ભાવ્યો છે તે મુક્તિ પામે છે તેમાં સંદેહ નથી. આવી સમભાવની ઉત્તમ દશા પ્રાપ્ત કરનાર શુદ્ધચારિત્રી ગણાય છે. સમભાવની દશામાં રહેવું એ કંઇ સામાન્ય કામ નથી. ઉત્તમ સમભાવની દશા મુનિએ પ્રાપ્ત કરવી જોઇએ. આત્મસુખના અભિલાષીએ સમભાવને

---

તેમજ સુખદુઃખમાં સમભાવ ધારણ કરનાર હોય, મરવા અને જીવવા ઉપર પણ સમભાવ હોય, ભવ અને મોક્ષ ઉપર પણ સમભાવ હોય, આહાર નિહારાદિક ક્રિયાઓ પ્રસંગે પણ જે આત્માને સમભાવે ભાવે તે ચારિત્રયોગિરાજ કહેવાય છે. આવી

ધારવા વિશેષતઃ પ્રયત્ન કરવો જોઇએ. સમભાવની ઉચ્ચ કોટી પર ચઢતાં અનેક વિઘ્નો આવીને ઉભાં રહે છે. તેની સાથે બહાદૂરીથી લડવું જોઇએ, વિઘ્નોથી કદી હારી જવું નહિ. સમભાવની કોટી પર ચઢતાં આનંદની ખુમારી ઘટમાં પ્રગટે છે પશ્ચાત્ યોગી સમભાવમાં રહેવા સદાકાલ ઇચ્છે છે. ઉપશમ- શ્રેણિ અને ક્ષપક શ્રેણિપર ચઢવાને માટે સમભાવ એ ઉત્તમ કુંચી છે. આવો ઉત્તમ સમભાવ ધારણ કરનાર ચારિત્રી કહેવાય છે.

## પુનઃ ચારિત્રીનું લક્ષણ કહે છે.

શ્લોકઃ

समो हर्षविषादेषु, समो मानापमानयोः ।
स्तुतिनिन्दादिभावेषु, समश्चारित्रयोगिराट् ॥ १६ ॥

શબ્દાર્થઃ—હર્ષ અને વિષાદમાં સમ હોય, માન અને અપમાનમાં જે સમ હોય, સ્તુતિ નિન્દા, પુત્ર, શત્રુ, મિત્ર, સંસાર અને મુક્તિ વગેરેમાં જે સમભાવ ધારણ કરનાર હોય, તે ચારિત્ર ધારણ કરનાર ઉત્તમ યોગી કહેવાય છે.

ભાવાર્થઃ—જે હર્ષના પ્રસંગોમાં સમ હોય તેમજ વિષાદના પ્રસંગોમાં સમ હોય, વિષાદના પ્રસંગોમાં જે આત્મભાવનો ધૈર્યથી ત્યાગ કરે નહીં તેમજ માન અને અપમાનમાં પણ સમભાવે રહેતા હોય, કોઇ સ્તુતિ કરે તો તેના ઉપર રાગ નહીં અને કોઇ નિન્દા કરે તો તેના ઉપર દ્વેષ નહીં, કોઈ કંઈ કહે અને કોઇ કંઇ કહે પણ જે આત્માના શુદ્ધ સ્વરૂપમાં રહી પરભાવમાં પડનારા ન હોય, જે મહાત્મા લાભ મળે વા અલાભ મળે તો પણ સમભાવ ધારણ કરનાર હોય,

તેમજ સુખદુઃખમાં સમભાવ ધારણ કરનાર હોય, મરવા અને જીવવા ઉપર પણ સમભાવ હોય, ભવ અને મોક્ષ ઉપર પણ સમભાવ હોય, આહાર નિહારાદિક ક્રિયાઓ પ્રસંગે પણ જે આત્માને સમભાવે ભાવે તે ચારિત્રયોગિરાજ કહેવાય છે. આવી સમભાવ દશાથી અનેકભવકૃત સર્વ કર્મનો નાશ થાય છે. સાધુઓ થઇ જે આત્માભિમુખ થતા નથી અને બાહ્યક્રિયાઓના ખંડનમંડનમાં રાગદ્વેષ કરી અશાંતિનો ફેલાવો કરે છે, તેઓ સ્વપરનું હિત કરી શકતા નથી. બાહ્યમાં ઇષ્ટાનિષ્ટપણું માન્યાથી રાગદ્વેષના વિકલ્પો ઉઠે છે; પણ બાહ્યમાં તે નહિ માનવાથી રાગદ્વેષના વિકલ્પો ઉઠતા નથી. પ્રત્યેક સાધુ અને સાધ્વીઓ ધર્મક્રિયાઓ કરે પણ અન્ય ઉપર આક્ષેપ મૂકે નહિ, અન્યની નિંદા કરે નહીં ત્યારે તેના મનની સમભાવ દશા રહે છે. આત્મા તે પરમાત્મા છે માટે વચમાં રહેલો કર્મ પડદો ચીરવા જેની ધ્યાનદશા વર્તતી હોય તેવો મહાત્મા સમભાવધારક થઇ શકે છે, બાહ્ય વસ્તુઓમાં અહંબુદ્ધિ સ્વપ્નમાં પણ ન ઉઠે એવી રીતે જેણે આત્માનો નિશ્ચય કર્યો છે તે મહાત્મા આવી સમભાવશ્રેણિ ઉપર ચઢી શકે છે.

**સમભાવશ્રેણિ ઉપર ચઢવા માટે ઉત્તમ જ્ઞાનગતિથી વૈરાગ્ય પ્રાપ્ત કરવો જોઇએ, તે કહે છે.**

શ્લોકઃ

ज्ञानगर्भितवैराग्य–मुत्तमं प्राप्य योगिराट् ।
अक्षरं निर्मलं शुद्धं, परमात्मपदं भजेत् ॥ १७ ॥

શબ્દાર્થઃ—મહાયોગી જ્ઞાનગર્ભિત ઉત્તમ વૈરાગ્ય પામીને અક્ષર નિર્મલ, શુદ્ધ, પરમાત્મપદને સેવે છે.

ભાવાર્થઃ—ઉત્તમ એવો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પામીને યોગી અક્ષર નિર્મલ પરમાત્મપદ પામે છે. દુઃખગર્ભિત વૈરાગ્ય, મોહગર્ભિત વૈરાગ્ય અને જ્ઞાનગર્ભિત એમ વૈરાગ્યના ત્રણ ભેદ પડે છે. દુઃખના યોગે દુઃખગર્ભિત વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. આવો વૈરાગ્ય મિથ્યાત્વીને પણ હોય છે. મોહગર્ભિત વૈરાગ્યમાં મોહનો પ્રાદુર્ભાવ થાય છે, આવો વૈરાગ્ય પણ ત્યાગ કરવા યોગ્ય છે. આ બે પ્રકારના વૈરાગ્ય તો અજ્ઞાનીને પણ હોય છે. જ્ઞાનગર્ભિત વૈરાગ્ય છે તે જ ઉત્તમ છે, કારણ કે તે સર્વ પદાર્થોનું હેય, જ્ઞેય અને ઉપાદેયપણે જ્ઞાન થયા પછી જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી આત્મા સમભાવશ્રેણિ પર ચઢી શકે છે. આત્મા વિના અન્ય વસ્તુ પર મમત્વભાવ બંધાતો નથી. જ્ઞાનગર્ભિત વૈરાગ્યવાળો સર્વ આત્માઓને પોતાના સમાન માને છે. પ્રારબ્ધયોગે સાંસારિક કાર્ય કરતો છતો પણ જલપંકજવત્ ન્યારો રહે છે. સંસારની ખટપટમાં તે મુંઝાતો નથી. ગચ્છનો કદાગ્રહ કરી મનુષ્યજન્મની નિષ્ફલતા કરતો નથી. જે જે હેતુઓથી રાગ અને દ્વેષ થાય તે તે હેતુઓથી દૂર રહે છે. તૃષ્ણાના પાશમાં પડી મૃગવત્ દીન થતો નથી. આત્મા તે જ સારમાં સાર માને છે, પરમાત્મભાવનામાં સદાકાલ મગ્ન રહે છે. શરીરમાં છતાં શરીરથી ભિન્ન પોતાના આત્માને ભાવે છે. શુદ્ધ ઉપયોગમાં રમણતા કરી પરમપદ સુખ પ્રાપ્ત કરે છે. ચારિત્રધારક યોગિને આ સંસારના કોઇ પણ પદાર્થ

ઉપર મોહ થતો નથી, તેથી તે નિર્મમત્વભાવ પામીને સંસારથી છૂટે છે.

મમત્વભાવ જ્ઞાનીને થાય નહીં એમ જણાવે છે.

શ્લોકઃ

ममत्वं ज्ञानिनः किं स्यात्, हेयादेयविवेकतः।
ममत्वोपाधिनिर्मुक्त, आत्मा मुक्तः प्रकीर्तितः॥ १८॥

मूर्च्छा परिग्रहः ख्यात, उक्तं सूत्रेषु सूरिभिः।
सूत्रसम्मतयोगेन, आत्मा सद्धर्ममाप्नुयात्॥ १९॥

શબ્દાર્થઃ—હેય, જ્ઞેય અને ગ્રહણબુદ્ધિના વિવેકથી જ્ઞાનીને કઇ વસ્તુ પર મમત્વ હોય? અલબત કોઈ ઉપર ન હોય. મમત્વોપાધિરહિત આત્મા મુક્ત કહેલો છે. મૂર્ચ્છા તે જ પરિગ્રહ છે એમ સૂત્રોમાં સૂરિઓએ કહ્યું છે. સૂત્રસંમત યોગવડે આત્મા પોતાના શુદ્ધ ધર્મને પ્રાપ્ત કરે છે.

ભાવાર્થઃ—હેય, જ્ઞેય અને આદેય બુદ્ધિના વિવેકથી જ્ઞાનીને કઇ વસ્તુમાં મારાપણાની બુદ્ધિ થાય? અલબત્ત કોઈ પણ વસ્તુમાં મારાપણાની બુદ્ધિ થાય નહીં. હું અને મારું એવી બુદ્ધિ થતાં જ તેને વિવેક અટકાવે છે તેથી મમત્વનો અવકાશ રહેતો નથી. હું અને મારાપણાની બુદ્ધિ થતાં ચેતન જડતા અનુભવે છે. મમત્વ એ જ જગતમાં મોટામાં મોટી ઉપાધિ છે. મમત્વઉપાધિથી અનેક પ્રકારનાં દુઃખો પ્રગટે છે. ચોરાશી લાખ જીવયોનિમાં પરિભ્રમણ કરવાનું બીજ મમત્વજ

છે. જીવો દેશ, કુળ, જ્ઞાતિ, શરીર, ધન અને કુટુંબના મમત્વથી લડી એકબીજાની ખુવારી કરે છે. જ્યાં ત્યાં મમત્વની લડાઇ જોવામાં આવે છે. જગત્‌માં જે જે ઈષ્ટ વસ્તુઓ છે તેમાંથી મમત્વનો અધ્યાસ ઉઠવો મુશ્કેલ છે. સર્વ ઉપાધિનો ત્યાગ કરી શકાય છે; પણ જે હૃદયમાં પરિણમી રહી છે એવી મમત્વઉપાધિનો ત્યાગ કોઇ મહાપુરૂષો કરી શકે છે. મમત્વઉપાધિનો ત્યાગ કરતાં ત્યાગઅવસ્થાની સિદ્ધિ થાય છે. વિશેષ શું કહેવું ? મમત્વોપાધિનો નાશ થતાં આત્મા મુક્ત કહેવાય છે.

કેટલાક કહે છે કે–નગ્ન થયા વિના મુક્તિ મળતી નથી, કારણ કે લંગોટી જેટલું વસ્ત્ર રાખવાથી પણ મુક્તિ મળતી નથી. કિન્તુ આમ તેમનું કહેવું વિચારવા યોગ્ય છે, કારણ કે મુક્તિમાં પ્રતિબંધક વસ્ત્ર થતું નથી પણ મૂર્છા થાય છે. નગ્નાવસ્થામાં પણ શરીર મમત્વ હોય છે તો કેવલજ્ઞાન થતું નથી, માટે મમત્વ તેજ ખરેખર વસ્તુતઃ ઉપાધિ છે. દુનિયાની વસ્તુઓ પર જેને મમત્વભાવ નથી તેજ ખરેખરો ત્યાગી છે. મમત્વબુદ્ધિના ત્યાગવિના બાહ્ય વસ્તુનો ત્યાગ તે વસ્તુતઃ ત્યાગ નથી. ઘણા બાહ્યના ત્યાગીઓ અન્તરંગમાં મમત્વથી સળ્યા કરે છે. મમત્વગ્રહથી આત્મા પોતે સુખ પામી શકતો નથી અને ઊલટો અન્યને પણ હેરાન કરે છે. જો હૃદયમાં મમત્વ

હૃદયમાંથી મારાપણાનો અધ્યાસ ઉઠે તો જાણવું કે આત્મા ખરેખર ત્યાગી છે. કોઇ મનુષ્ય સર્વ વસ્તુનો ત્યાગ કરતો કરતો એક જીર્ણ વસ્ત્ર પણ પાસે રાખે નહીં, બીલકુલ નગ્ન થઈ જાય; પણ જો હૃદયમાં અજ્ઞાન અને મમત્વ છે તો તે પશુપંખીના કરતાં વિશેષે ત્યાગી નથી. આ સર્વ મ્હારૂં આવો મમત્વભાવ ઉઠતો નથી તો સંસારમાં છતાં ત્યાગી થાય છે. દેશમમત્વ, કુળજાતિમમત્વ, કુળધર્મમમત્વ, ગચ્છમમત્વ, શિષ્યમમત્વ, પુત્રમમત્વ, વસ્ત્રમમત્વ, સ્થાનમમત્વ, અને ભક્તમમત્વ ઇત્યાદિ મમત્વમાં બંધાએલો જીવ કર્મપાશથી છૂટી શકતો નથી. હું ત્યાગી; એવું અહંભાવરૂપ મમત્વ જ્યાંસુધી આત્મામાં આરોપવામાં આવે છે ત્યાંસુધી ખરેખરૂં ત્યાગીપણું પ્રગટતું નથી.

અજ્ઞાની જીવ સંસારના હેતુઓમાં પણ મમત્વ કલ્પી સંવરના હેતુઓને આશ્રવહેતુઓપણે પરિણમાવે છે અને જ્ઞાની જીવને તો મમત્વ થતું નથી, તેથી આશ્રવના હેતુઓને પણ સંવરપણે પરિણમાવે છે. કહ્યું છે કે–અજ્ઞાની જ્યાંથી બંધાય છે ત્યાંથી જ્ઞાની છૂટે છે. જ્ઞાનીઓ ખાતાંપીતાં આદિ અનેક કાર્ય કરતા છતા પણ મમત્વકાદવથી લેપાતા નથી. જ્ઞાની પુરૂષો બાહ્યવસ્તુઓને ઉપભોગમાં લે છે, સંયમ રક્ષણાર્થે વાપરે છે, પરંતુ તેથી તેઓ પરિગ્રહી ગણાતા નથી. કારણ કે મૂર્છા તેજ પરિગ્રહ છે. પણ કંઇ બાહ્યનાં ઉપકરણો પરિગ્રહરૂપ નથી. જો અન્તરમાંથી મમત્વભાવરૂપ પરિગ્રહ ટળ્યો તો ત્યાગવાનું કંઈ બાકી રહેતું નથી. દશવૈકાલિક સૂત્રમાં પણ કહ્યું છે કે–મૂચ્છા પરિગ્ગહો વુત્તો નાયપુત્તેણ તાયિણા, મૂર્છા તેજ પરિ-

શ્રહ જ્ઞાતપુત્ર મહાવીરસ્વામીએ કહ્યો છે. સૂત્રોમાં કહેલા નિર્મમત્વ ભાવથીજ આત્મા સર્વ વસ્તુઓથી પોતાને ભિન્ન માનતો છતો પોતાને શુદ્ધ ધર્મ પામે છે. વ્રતાદિકમાં પણ મમત્વભાવ રાખવાથી નિશ્ચયતઃ આત્મા છૂટી શકતો નથી, વેશાદિકમાં પણ મમત્વભાવ રાખવાથી આત્મા પરિગ્રહ બંધનમાંથી છૂટી શકતો નથી. જ્યારે આત્મા મમત્વનો ત્યાગ કરે ત્યારે જ તે ત્યાગી થઇ સ્વપરનું કલ્યાણ કરી શકશે કેશલોચ કરવો સહેલ છે પણ અન્તરમાંથી દ્વેષ કાઢવો મહામુશ્કેલ છે. વસ્ત્ર રંગીને પહેરવાં સહેલ છે પણ વૈરાગ્યથી હૃદયને રંગવું મુશ્કેલ છે. ગામોગામ પરિભ્રમણ કરવું સહેલ છે પણ અન્તરથી ચિત્તની પરિભ્રમણતાનો ત્યાગ કરવો મુશ્કેલ છે. સ્ત્રીઆદિકનો બાહ્ય ત્યાગ કરવો સહેલ છે પણ કામપરિણતિનો ત્યાગ કરવો મુશ્કેલ છે. તાત્પર્યાર્થ એ છે કે—બાહ્ય વસ્તુનો ત્યાગ કરી અન્તરમાં રહેલા કામાદિક દોષોનો જો ત્યાગ ન કર્યો તો ખરેખરો ત્યાગ કહી શકાતો નથી. પરભાવપરિણતિમાં પોતાપણું કંઇ નથી એમ નિશ્ચય કરી જે જે પરભાવના વિચારો આવે તેને પોતાના માનવા નહીં. તેના ઉપરથી મમત્વભાવ ઉઠાવવો જોઇએ, એવી રીતે પરવસ્તુ પરથી મમત્વભાવ ઉઠાવતાં આત્મા શુદ્ધ આત્મિક ધર્મને અવશ્ય પામે છે.

હવે મમત્વભાવનો ત્યાગ કરતાં આત્મા મુક્ત થાય છે તે વિશેષતઃ જણાવે છે.

શ્લોક

बाह्यकार्याणि कुर्वन् सन्, मोहचेष्टां परित्यजन् ।
भावचारित्रयोगेन, मुच्यते सर्वकर्मतः ॥ २० ॥

મીઠું મીઠું હસવું ને હસાવવું એ કાંઈ જગતમાં ઓછું પુણ્ય નથીજ.

**શબ્દાર્થ:**—મોહ ચેષ્ટાનો ત્યાગ કરતો એવો આત્મા પોતે બાહ્ય કાર્યોને કરે છે છતાં ભાવચારિત્રના પ્રતાપે સર્વ કર્મથી મૂકાય છે.

**ભાવાર્થ:**—બાહ્ય વ્યાવહારિક કે જે કૃત્યો કર્મના ઉદયે અવશ્ય કરવાં પડે તેવાં કાર્યોને બાહ્યથી કરતો છતો અને અન્તરથી મોહચેષ્ટાનો ત્યાગ કરતો છતો, મમત્વપરિગ્રહ ત્યાગરૂપ ભાવચારિત્રના પ્રતાપે આત્મા જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મની સર્વ પ્રકૃતિયોથી મૂકાય છે. ઉપરના શ્લોકને આ શ્લોક પુષ્ટિ આપે છે અને તેથી સિદ્ધ થાય છે કે—મૂર્ચ્છાનો ત્યાગ કરતાં ભાવચારિત્ર પ્રગટે છે. નવ પ્રકારનો ભાવ લોચ કરતાં ભાવ ચારિત્રપણું પ્રગટે છે. તે વિના ભાવચારિત્રપણું પ્રાપ્ત થતું નથી. કેટલાક જીવો કર્મયોગે બાહ્યકાર્ય કરતા છતાં પણ ભાવચારિત્રના પ્રતાપે નવાં કર્મ બાંધતા નથી અને પૂર્વનાં જે જે કર્મ ઉદયે આવે છે તે સમભાવે વેદીને ખપાવે છે. આવી ભાવચારિત્રની ઉત્તમ દશા પ્રાપ્ત થતાં જ્ઞાની બંધાતો નથી. "ज्ञानिको भोग सवि निर्जराको हेतु है" જ્ઞાનિયો જે જે ભોગો ભોગવે છે તે તે સર્વ ભોગો નિર્જરા માટે થાય છે. આ ઉત્તમ વાક્યનો પરમાર્થ પણ આ શ્લોકના ભાવાર્થની સિદ્ધિ કરે છે. આત્માની શુદ્ધતા કરનાર ખરેખર આત્માનો શુદ્ધ ભાવ જ છે. શરીરની ક્રિયાઓ પણ આત્માની શુદ્ધ દશા કરવા સમર્થ નથી. ભાવચારિત્ર જ આત્માની શુદ્ધતા કરી શકે છે. ભાવચારિત્ર કંઇ આત્માથી ભિન્ન નથી. શરીરની શુદ્ધિ તરફ લક્ષ્ય નહિ આપતાં આત્માની શુદ્ધિ તરફ લક્ષ્ય આપવું જોઇએ.

---

નિર્દોષ ને મધુરૂં સ્મિત હાસ્ય એ તો આત્માનું શુદ્ધ 'ઝરણું' છે.

એવો સ્વભાવ છે કે તેને કંઈક ને કંઈક વિચારવું જોઈએ. મનને શુદ્ધસ્વરૂપમાં રમાવતાં તે આત્માના ઉપયોગમાં ભળે છે અને તેથી બાહ્યવસ્તુઓનું ભાન ભૂલી જાય છે. આત્માનું શુદ્ધસ્વરૂપ સ્થિર છે, શુદ્ધસ્વરૂપની સ્થિરતાના સંગે મન પણ સ્થિર થાય છે, શુદ્ધસ્વરૂપમાં વિકલ્પસંકલ્પ નથી, તેથી વિકલ્પ-સંકલ્પ ટળતાં આત્મા પોતાની સહજાનંદદશાનો અનુભવ લઈ શકે છે. જડ વા ચેતન સર્વે પદાર્થો પોતપોતાના સ્વરૂપે રહ્યા છે. જડ પદાર્થ છે તે ચેતન થતા નથી અને આત્માઓ કદી જડ થવાના નથી, ચેતનના સ્વભાવે ચેતનમાં સુખ છે. આમ શુદ્ધ ઉપયોગ થતાં સમભાવરૂપ અનુભવપ્રકાશ ખીલે છે.

**તે સમયે આત્મા બીજના ચંદ્રમાની પેઠે ખીલ્યો ગણાય છે તે જણાવે છે.**

श्लोकौ

साम्यामृतप्रसादेन, जीवन्मुक्तोऽभिधीयते ।
सम्यग्दृष्टिगुणस्थाने, सापेक्षातो घटेत सः ॥ २३ ॥

६ शुक्लेन परिणामेन, साम्यानन्दो विवर्द्धते ।
ज्ञा॰ ध्याता सम्यग् विजानाति, ध्यानं हि ज्ञानयो॰
द॰शा।

દાર્થ:—આત્માના શુદ્ધસ્વરૂપ લક્ષ્યમાં દીધો છે ઉપ-
] એવો મુનિવર મનની સ્થિરતા પ્રાપ્ત કરીને ભવ
ત્રામાં સમપણે રહીને સમતારૂપ અમૃતને ચાખે છે.

ાર્થ:—આત્માના અસંખ્યાત પ્રદેશો છે. એકેક
અનંત જ્ઞાનદર્શનચારિત્રાદિ ગુણો રહ્યા છે. નિશ્ચય
ચારતાં સિદ્ધના આત્માઓ સમાન સર્વના આત્માઓ
. આત્માના શુદ્ધ સ્વરૂપમાં ઉપયોગ દેતાં મનની
થાય છે, અને મનની સ્થિરતા થતાં સમભાવદશા
), રાગદ્વેષની પરિણતિનો નાશ થાય છે. મનની
થતાં રાગ અને દ્વેષ પ્રગટી શકતો નથી. તે વખતે
તુ ઉપર રાગ કે દ્વેષ થતો નથી, કોઇ વસ્તુ પ્રિય કે
લાગતી નથી, કોઈ વસ્તુ હેય કે આદેય લાગતી નથી.
અને સંસાર ઉપર પણ સમભાવ આવે છે. આવી

**શબ્દાર્થઃ**—આત્માના શુદ્ધસ્વરૂપ લક્ષ્યમાં દીધો છે ઉપયોગ જેણે એવો મુનિવર મનની સ્થિરતા પ્રાપ્ત કરીને ભવ અને મુક્તિમાં સમપણે રહીને સમતારૂપ અમૃતને ચાખે છે.

**ભાવાર્થઃ**—આત્માના અસંખ્યાત પ્રદેશો છે. એકેક પ્રદેશમાં અનંત જ્ઞાનદર્શનચારિત્રાદિ ગુણો રહ્યા છે. નિશ્ચય નયથી વિચારતાં સિદ્ધના આત્માઓ સમાન સર્વના આત્માઓ શુદ્ધ છે. આત્માના શુદ્ધ સ્વરૂપમાં ઉપયોગ દેતાં મનની સ્થિરતા થાય છે, અને મનની સ્થિરતા થતાં સમભાવદશા પ્રગટે છે, રાગદ્વેષની પરિણતિનો નાશ થાય છે. મનની સ્થિરતા થતાં રાગ અને દ્વેષ પ્રગટી શકતો નથી. તે વખતે કોઇ વસ્તુ ઉપર રાગ કે દ્વેષ થતો નથી, કોઇ વસ્તુ પ્રિય કે અપ્રિય લાગતી નથી, કોઈ વસ્તુ હેય કે આદેય લાગતી નથી. મુક્તિ અને સંસાર ઉપર પણ સમભાવ આવે છે. આવી નિર્વિકલ્પદશામાં અનંતસુખની ખુમારી આત્મા સારી રીતે ભોગવે છે. આત્માના શુદ્ધસ્વરૂપમાં જ મન રમાવવાથી મન થાકી જાય છે, બાહ્યમાં જતાં ક્ષણે ક્ષણે ઉપયોગ દેઈ શુદ્ધલક્ષ્યમાં જ રમાવવામાં આવવાથી મન સ્થિર થાય છે, આ બાબતનો અનુભવ આવે છે, અનુભવથી તેની સિદ્ધતા ભાસી છે, આવો પ્રસંગ સદાકાળ રહેવો મુશ્કેલ છે. કેટલાક મનુષ્યો મનની સ્થિરતાને માટે પોકારો કરે છે, મનને વશ કરવું એમ બૂમો પાડ્યા કરે છે, પણ જ્યાંસુધી શુદ્ધસ્વરૂપમાં મનને રમાવ્યું નથી ત્યાંસુધી મનની સ્થિરતા નથી. મનનો

મૃત્યુને ખડખાટ હસી જાણવાની 'મસ્તી' મેળવે તેજ મહાન છે.

પણ તે બિચારા તેનું સ્વરૂપ યથાર્થ સમજી શકતા નથી. મનના વિકલ્પસંકલ્પ ટાળવા માટે બહુ ક્રિયાઓ કરવી જોઇએ. ધ્યાનક્રિયાનો વિશેષ આદર થવાથી મનના સંકલ્પો ટળે છે. બાહ્ય પદાર્થોની વાસના જ્યાંસુધી હોય છે ત્યાંસુધી મનમાં સંકલ્પવિકલ્પ થયા કરે છે, પણ સમજવું જોઇએ કે, બાહ્ય પદાર્થો ક્ષણિક છે, બાહ્ય પદાર્થોથી કદી સુખ થવાનું નથી, બાહ્ય પદાર્થો પોતાના કદી થવાના નથી ત્યારે બાહ્ય પદાર્થોમાં કેમ લોભાવું જોઇએ ? આ પ્રમાણે વિચાર કરતાં વાસનાનો નાશ થાય છે. બાહ્ય પદાર્થો મળતાં હર્ષ થતો નથી તેમજ બાહ્ય પદાર્થો જતાં શોક થતો નથી. હર્ષ અને શોક વિનાની આત્માની દશાને સમભાવદશા કહે છે. આવી દશામાં જે કંઇ બાહ્ય કાર્યો કરવામાં આવે છે તો તેથી આત્મા બંધાતો નથી. પૂર્વકર્મના ઉદયે જે જે કાર્યો કરવાં પડે છે, જે જે કર્મો ભોગવવાં પડે છે તે તે સર્વ ઉદાસીન-પરિણામે કરવાં તથા ભોગવવાં પડે છે, તેથી વિકલ્પસંકલ્પ નવા ઉઠતા નથી, અર્થાત્ આર્ત્તધ્યાન તથા રૌદ્રધ્યાન થતું નથી. ધર્મધ્યાન અને શુક્લધ્યાનમાં આત્મા રહે છે. આવી દશા પામીને જ્ઞાની મુનિવર નિર્વિકલ્પદશાનાં સુખ અનુભવે છે. જે આનંદ ભોગવે છે તે સહજાનંદ છે. જ્ઞાની મુનિઓ નિર્વિકલ્પદશાનાં સુખ ભોગવતાં ગયો કાળ પણ જાણતા નથી.

**જ્ઞાની આવી નિર્વિકલ્પદશાનો અધિકારી થઈ સમદશામાં સદાકાલ ઝીલે છે તે લક્ષણસહ બતાવે છે.**

श्लोकः

मनःस्थैर्यं समासाद्य, दत्तलक्ष्योपयोगकः ।
भवे मुक्तौ समत्वाच्च, स्वादते समतामृतम् ॥ २२ ॥

---

પોતાના આનંદી તાનમાં જે મસ્તાન છે તેજ અજબ રીતે જીવે છે.

**શબ્દાર્થ**:—આત્માના શુદ્ધસ્વરૂપ લક્ષ્યમાં દીધો છે ઉપયોગ જેણે એવો મુનિવર મનની સ્થિરતા પ્રાપ્ત કરીને ભવ અને મુક્તિમાં સમપણે રહીને સમતારૂપ અમૃતને ચાખે છે.

**ભાવાર્થ**:—આત્માના અસંખ્યાત પ્રદેશો છે. એકેક પ્રદેશમાં અનંત જ્ઞાનદર્શનચારિત્રાદિ ગુણો રહ્યા છે. નિશ્ચય નયથી વિચારતાં સિદ્ધના આત્માઓ સમાન સર્વના આત્માઓ શુદ્ધ છે. આત્માના શુદ્ધ સ્વરૂપમાં ઉપયોગ દેતાં મનની સ્થિરતા થાય છે, અને મનની સ્થિરતા થતાં સમભાવદશા પ્રગટે છે, રાગદ્વેષની પરિણતિનો નાશ થાય છે. મનની સ્થિરતા થતાં રાગ અને દ્વેષ પ્રગટી શકતો નથી તે વખતે કોઇ વસ્તુ ઉપર રાગ કે દ્વેષ થતો નથી, કોઇ વસ્તુ પ્રિય કે અપ્રિય લાગતી નથી, કોઈ વસ્તુ હેય કે આદેય લાગતી નથી. મુક્તિ અને સંસાર ઉપર પણ સમભાવ આવે છે. આવી નિર્વિકલ્પદશામા અનંતસુખની ખુમારી આત્મા સારી રીતે ભોગવે છે. આત્માના શુદ્ધસ્વરૂપમાં જ મન રમાવવાથી મન થાકી જાય છે, બાહ્યમાં જતાં ,ક્ષણે ક્ષણે ઉપયોગ દેઇ શુદ્ધલક્ષ્યમાં જ રમાવવામાં આવવાથી મન સ્થિર થાય છે, આ બાબતનો અનુભવ આવે છે, અનુભવથી તેની સિદ્ધના ભાસી છે, આવો પ્રસંગ સદાકાળ રહેવો મુશ્કેલ છે. કેટલાક મનુષ્યો મનની સ્થિરતાને માટે પોકારો કરે છે, મનને વશ કરવું એમ બૂમો પાડ્યા કરે છે, પણ જ્યાંસુધી શુદ્ધસ્વરૂપમાં મનને રમાવ્યું નથી ત્યાંસુધી મનની સ્થિરતા નથી. મનનો

મૃત્યુને ખડખડાટ હસી જાણવાની 'મસ્તી' મેળવે તેજ મહાન છે.

એવો સ્વભાવ છે કે તેને કંઇક ને કંઇક વિચારવું જોઇએ. મનને શુદ્ધસ્વરૂપમાં રમાવતાં તે આત્માના ઉપયોગમાં ભળી છે અને તેથી બાહ્યવસ્તુઓનું ભાન ભૂલી જાય છે. આત્માનું શુદ્ધસ્વરૂપ સ્થિર છે, શુદ્ધસ્વરૂપની સ્થિરતાના સંગે મન પણ સ્થિર થાય છે, શુદ્ધસ્વરૂપમાં વિકલ્પસંકલ્પ નથી, તેથી વિકલ્પ-સંકલ્પ ટળતાં આત્મા પોતાની સહજાનંદદશાનો અનુભવ લઇ શકે છે. જડ વા ચેતન સર્વે પદાર્થો પોતપોતાના સ્વરૂપે રહ્યા છે. જડ પદાર્થ છે તે ચેતન થતા નથી અને આત્માઓ કદી જડ થવાના નથી, ચેતનના સ્વભાવે ચેતનમાં સુખ છે. આમ શુદ્ધ ઉપયોગ થતાં સમભાવરૂપ અનુભવપ્રકાશ ખીલે છે.

## તે સમયે આત્મા બીજના ચંદ્રમાની પેઠે ખીલ્યો ગણાય છે તે જણાવે છે.

श्लोकौ

साम्यामृतप्रसादेन, जीवन्मुक्तोऽभिधीयते ।
सम्यग्‌दृष्टिगुणस्थाने, सापेक्षातो घटेत सः ॥ २३ ॥
शुक्लेन परिणामेन, साम्यानन्दो विवर्द्धते ।
ध्याता सम्यग् विजानाति, ध्यानं हि ज्ञानयोगतः ॥२४॥

શબ્દાર્થ:—સમભાવરૂપ અમૃતના પ્રસાદવડે જીવન્મુક્ત કહેવાય છે અને તે જીવન્મુક્ત, અપેક્ષાથી સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાને ઘટે છે. શુક્લપરિણામવડે સમતારૂપ આનંદ વૃદ્ધિ પામે છે અને ધ્યાતા, જ્ઞાનયોગવડે સમ્યગ્ધ્યાનને સારી રીતે જાણે છે.

ભાવાર્થઃ—સમભાવરૂપ અમૃત પ્રસાદવડે આત્મા જીવન્મુકત ગણાય છે. જીવતાં પણ જાણે મૂકાયલા હોય એવા સિદ્ધનાં સુખનો અનુભવ લેનાર આત્માને અપેક્ષાએ જીવન્મુકત કહેવામાં આવે છે, ખરૂં જીવન્મુક્તપણું તો તેરમા ગુણસ્થાનકમાં સયોગી કેવલીને ઘટે છે પણ અપેક્ષાએ ચોથા ગુણસ્થાનકમાં પણ આવું જીવન્મુક્તપણું ઘટી શકે છે. ચોથા ગુણસ્થાનકમાં પણ ભેદજ્ઞાનથી જડ અને ચેતનનો ભિન્ન ભિન્ન સાક્ષાત્કાર પરોક્ષ પ્રમાણથી થાય છે, તેથી ત્યાં પણ સામ્યામૃતનો લેશ ઉપરના ગુણસ્થાનકની અપેક્ષાએ ઘટે છે. 'આત્માના પોતાના શુદ્ધસ્વરૂપનેજ સત્ય ધન માને છે, આત્મા તેજ પરમાત્મા છે એમ નિશ્ચય કરે છે, આત્મા વિના જડમાં કદી સુખ નથી એમ નિશ્ચય થાય છે. સંસારની ઉપાધિયોથી છૂટવાનું મન થાય છે. જેમ જલમાં કમલ રહે છે પણ તે જલથી ન્યારૂં રહે છે, તેમ સમકિતી જીવ ભોગાવલીકર્મના ઉદયે સંસારમાં રહે છે છતાં સંસારથી ન્યારો રહે છે. ધાવમાતા જેમ બાળકને રમાડે છે પણ મનમાં જાણે છે કે–તે મ્હારો બાળક નથી તેમ સમકિતી જીવ પણ જાણે છે કે–ભોગાવલીકર્મના ઉદયે જે જે પદાર્થોનો સંબંધ થયો તે તે પદાર્થો મ્હારા નથી અને હું એનો નથી. આવી દશામાં કષાયના ઉપશમાદિ ભાવે ચોથા ગુણસ્થાનકમાં પણ સમભાવરૂપ અમૃતનો લેશ ઘટે છે. શુક્લ શુક્લ પરિણામથી ઉપર ઉપરના ગુણસ્થાનકમાં સમભાવની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાય છે. જેમ જેમ આત્મા ઉપર ઉપરના ગુણસ્થાનકમાં પ્રવેશ કરતો જાય

છે તેમ તેમ સમતારૂપ અમૃતનો સ્વાદ વિશેષતઃ ભોગવે છે. સમભાવથી જે સહજાનન્દ પ્રગટે છે તેનો સ્વાદ તે દશામાં જે વર્તે છે તે જ ચાખે છે, અનુભવરૂપ જિહ્વાવડે સમભાવથી થતા આનંદનો સ્વાદ ચાખી શકાય છે, આવો સમભાવીય સહજાનન્દ અપૂર્વ છે, અકૃત્રિમ છે, આત્માના ઘરનો છે. આત્માના શુદ્ધસ્વરૂપનું જે ધ્યાન કરે છે તે જ સમભાવથી થતા આનંદને ભોગવી શકે છે, ધ્યાન વિના સમભાવ પરખાતો નથી, ધ્યાનવિના ચંચળતા મટતી નથી, ધ્યાન વિના મન સ્થિર થતું નથી, ધ્યાન વિનાનું જ્ઞાન છે તે ઉપરટપકીયું છે, ધ્યાની પુરૂષ આત્માનો સહજાનંદ ભોગવી શકે છે, જ્ઞાન વિના ધ્યાન હોતું નથી, કારણ કે જો આત્માનું જ્ઞાન ન હોય તો આત્માનું ધ્યાન શી રીતે કરી શકાય? આત્માનું જ્ઞાન હોય છે તો જ આત્માનું થઇ શકે છે એવો નિશ્ચય છે, માટે ધ્યાનના અભિલાષિઓએ આત્મજ્ઞાન કરવું, કારણ કે ધ્યાન પ્રતિ જ્ઞાન કારણભૂત છે, જ્ઞાનથી ધ્યાન અને ધ્યાનથી અનુભવ અને તેથી સમભાવ અને તેથી સહજાનન્દ સ્ફુરે છે. આ બાબતનો અનુભવ ધ્યાનીને થાય છે માટે આત્માર્થી જીવોએ ધ્યાનીની સંગત કરવી. ધ્યાનયોગીને અવશ્ય જ્ઞાનયોગ હોય છે અને ધ્યાનયોગ હોય છે, ધ્યાનયોગ વિના કોઇ કદાપિ મુક્તિ પામનાર નથી.

**ધ્યાનયોગ વિના મનની ચંચળતા ટળવાની નથી તે બતાવે છે.**

श्लोकः

**मनश्चञ्चलतां प्राप्य, यत्र तत्र परिभ्रमत् ।**
**स्थिरतां लभते नैव, आत्मनो ध्यानमन्तरा ॥ २५ ॥**

**શબ્દાર્થ**—મન ચંચળતા પામીને જ્યાં ત્યાં પરિભ્રમણ કરતું છતું, આત્માના ધ્યાન વિના સ્થિરતાને પામતું નથી.

**ભાવાર્થ**—રાગ અને દ્વેષના યોગે મન ચંચળ થઇને જ્યાં ત્યાં પરિભ્રમણ કરે છે, ક્ષણમાત્ર પણ એક ઠેકાણે ઠરતું નથી. મન રાત્રિ અને દિવસમાં જ્યાં ત્યાં પરિભ્રમણ કરે છે, વિદ્યુતના વેગ કરતાં પણ મનની ગતિ અત્યંત વેગવાળી છે, આકાશમાં ચડી શકાય, કદાપિ પાતાળમાં પેસી શકાય પરંતુ મનને જીતવું મહાદુર્લભ છે, વ્યાકરણ અને ન્યાય શાસ્ત્રોનો અભ્યાસ સુખે કરી શકાય છે પરંતુ મનને વશ કરી શકાતું નથી. લોચ કરાય છે, પૃથ્વી ઉપર શયન કરી શકાય છે પરન્તુ મનને જીતી શકાતું નથી. લાંબા લાંબા ભાષણો આપી શકાય છે પરંતુ મનને જીતી શકાતું નથી. અનેક પ્રકારના હુન્નરો શોધી શકાય છે પરંતુ મનની શુદ્ધિ કરવી દુષ્કર છે. અવધાનો પણ બુદ્ધિના વૈભવથી કરી શકાય છે પણ મનની સ્થિરતા પ્રાપ્ત કરવી મહાદુર્લભ છે. વિજલીને પણ વશ કરી શકાય છે પણ બળવાન્ એવા મનને વશ કરવું દુષ્કર છે. (પ્રભુની પૂજા કરતાં પણ શેઠનું મન ઢેઢવાડે ગયું હતું.) ખાતાં પણ મન અન્ય ચિંતવે છે, પાણી પીતાં પણ મન અન્ય ચિંતવે છે, ધર્મની ક્રિયાઓ કરતાં પણ મન અન્યત્ર પરિભ્રમે છે, ક્ષણમાં ગાડીનો અને ક્ષણમાં લાડીનો વિચાર મનમાં આવ્યા કરે છે. મન એટલું બધું ચંચળ છે કે-એને વશ કરવું તેના ઉપાયોમાં મોટા મોટા યોગીઓ પણ નિષ્ફળ નિવડે છે તો સામાન્યની તો શી વાત કરવી ? જેટલા વિકાર છે

તેટલા મનમાં પ્રગટે છે, માટે મન વશ કરતાં સર્વ વિકારોનો જય થાય છે. મનને જીતવામાં અનેક પ્રકારના ઉપાયો યોજવા પડે છે, છટકી ગયેલ ઢોરને પણ વશ કરવું હોય તો અનેક ઉપાયો યોજવા પડે છે ત્યારે મનને વશ કરવાના ઉપાયો કેટલા યોજવા જોઇએ ? આત્મજ્ઞાન થાય તો મનને વશ કરવાના ઉપાયો સુજે છે, આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે સદ્ગુરુની ઉપાસના કરવી જોઇએ. મનને વશ કરવા માટે શાસ્ત્રકાર કહે છે કે-આત્માનું ધ્યાન કરવું જોઈએ. આત્માનું ધ્યાન કરતાં મનની સ્થિરતા થાય છે. આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરીને ધર્મધ્યાન અને શુક્લધ્યાનનું અવલંબન કરવું જોઈએ, ધર્મધ્યાન ધ્યાતાં અશુભ લેશ્યાના વિચારોનો નાશ થાય છે અને શુભ લેશ્યાના વિચારો પ્રગટ થાય છે. શુભ વિચારોમાં અનંતશકિત રહી છે. અશુભ વિચારોનો નાશ કરવો તે પણ પોતાના હાથમાં છે. સારા વિચારો કરવા તે પણ પોતાના હાથમાં છે, આત્મા ધારે તો શું કરી શકતો નથી? કાયા, વાણી અને મનને વશ કરવાની શકિત આત્મામાં રહી છે. આત્મા ધારે છે તે કરી શકે છે તો મનને વશ કેમ ન કરી શકે ? આત્મા પોતાના સ્વરૂપનું ધ્યાન કરે ત્યારે મન અન્યત્ર પરિભ્રમણ કરતું નથી. આત્મામાં ચિત્ત રાખવાથી રાગ અને દ્વેષ થતો નથી. આત્મધ્યાનથી મન બહિર્ ભટકતું નથી, અને જ્યારે બહિર્ ભટકતું નથી ત્યારે રાગદ્વેષ શી રીતે પ્રકટી શકે ? અલબત પ્રકટી શકે નહીં માટે આત્મધ્યાન તે જ સર્વોત્તમ ઉપાય છે. યોગિયો મન વશ

કરવા અષ્ટાંગયોગની સાધના કરે છે, હઠયોગ અને રાજયોગથી મનને વશ કરવા પ્રયત્ન કરવો. રાજયોગની પ્રાપ્તિમાં હઠયોગ નિમિત્તકારણ છે, હઠયોગની ક્રિયાઓ રાજયોગીને મન વશ કરવામાં સાહાય્ય કરે છે, મનને મારતાં પરમાત્મપદની પ્રાપ્તિ થાય છે. ક્ષણે ક્ષણે મન કંઇ ને કંઇ ચિંતવ્યા કરે છે તે શું ચિંતવે છે તેનો પત્તો ઉપયોગ મૂકવાથી લાગે છે, ઉપયોગ મૂકીને મનનું ચિંતવન જોયા કરવું. નકામા વિચારો મન કરે છે તેથી મનની સ્થિતિ ઉન્મત્ત પુરુષની પેઠે બગડી જાય છે, માટે આત્માના બળપૂર્વક મન વશ કરવા અત્યન્ત પ્રયત્ન કરવો. જ્ઞાનિયો કહે છે કે-અંતે શુદ્ધ પ્રયત્નથી મન વશ થાય છે અને તેથી સંસારનો અંત આવે છે. અનેક તીર્થંકરોએ મનને વશ કર્યું અને ભવિષ્યમાં પણ કરશે. મન વશમાં નહિ આવે એમ ચિંતવી હિમ્મત હારવી નહિ ખરેખર મન વશમાં આવી શકે છે, મન વશ કરવામાં ઉત્સાહ અને ખંતની ખાસ જરૂર છે. તેમજ મન વશ કરવામાં જ મ્હને ખરૂં સુખ થનાર છે એવો નિશ્ચય થવો જોઇએ. મનને વશ કરવું તેજ ખાસ કર્તવ્ય છે. એવો પરિપૂર્ણ નિશ્ચય થવો જોઈએ. માથા સાટે માલની પેઠે સતત પ્રયાસ કરવાથી અંતે મનને વશ કરવામાં યોગ ફતેહમંદ નીવડે છે, મનમાં થતા વિકલ્પ અને સંકલ્પોને એક પછી એક દૂર હઠાવવા જોઇએ. મનને આત્મસ્વરૂપના ધ્યાનમાં જ રોકતાં આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનનો નાશ થાય છે. ખરેખર આત્મધ્યાનથી જ વસ્તુતઃ મનના વિકલ્પ અને સંકલ્પો ટળે છે, આત્મધ્યાનથી ઘાતી-

કર્મનો નાશ થાય છે અને બારમા ગુણસ્થાનકના અંતે કેવલજ્ઞાન પ્રગટે છે, આવું સર્વોત્તમ આત્મધ્યાનનું અવલંબન કરવું જોઈએ. આત્મધ્યાનથી મન વશ થાય છે એ ખરેખર અનુભવની વાત છે. ક્ષયોપશમજ્ઞાનથી જે ધ્યાન કરાય છે તેનો ઉપયોગ સતત રાખવો જોઈએ. આત્મધ્યાનસંતતિથી અંતે પરમાત્મસુખની પ્રાપ્તિ થાય છે. તર્હિ મન વશ થાય તેમાં તો શું કહેવું ?

**મનને વશ કરવાને આ પ્રમાણે ધ્યાન મુખ્ય હેતુ છે એમ જણાવી હવે મન વશ કરવા માટે સર્વ ઉપાયો સિદ્ધાંતોમાં દર્શાવ્યા છે તેમ પ્રતિપાદન કરે છે.**

શ્લોકઃ

चित्ते वशीकृते सर्वं विजानीयाद्वशीकृतम् ।
वशीकरणाय चित्तस्य, सर्वोपायाः प्रजल्पिताः ॥२६॥

**શબ્દાર્થઃ**—ચિત્ત વશ કર્યાથી સર્વ વશ કર્યું એમ જાણવું. શાસ્ત્રમાં તપ, જપ આદિ સર્વ ઉપાયો કહ્યા છે તે ખરેખર મન વશ કરવા માટેજ જાણવા.

**ભાવાર્થઃ**—ચિત્તની ચંચળતા અનેક પ્રકારની બાહ્યોપાધિયોગતઃ કહેવાય છે. હસ્તિકર્ણવત્ તથા વિદ્યુલ્લતાવત્ મનની ચંચળગતિ કોણ અનુભવતો નથી ? એ તાદશ મન વશ કરવા માટે તપની પ્રરૂપણા કરી છે. જપ કરવાનું કારણ પણ તેજ છે, કારણ કે જપ કરવાથી અન્ય વસ્તુઓમાં મનના

* ચૈતન્યયુક્ત શાંત ને હસતો ચ્હેરો જ દુનિયામાં સૌને ગમે છે.

ગમનનો રોધ થાય છે. અર્થાત ઇષ્ટદેવ ગુરુ આદિના જપમા એકતાર થએલું મન અન્યની ચિંતા કરી શકતું નથી. જેમ સિંહ અને હસ્તિને હળવે હળવે યુક્તિથી વશ કરવામાં આવે છે તેમ મનને પણ શનૈઃ શનૈઃ યુક્તિથી વશ કરવું જોઇએ.

રાગદ્વેષ કરવો એ મનનો ધર્મ ( સ્વભાવ ) છે, રાગદ્વેષને જીતવા હોય તો મનમાં ઉઠતી વિકલ્પ અને સંકલ્પની શ્રેણિઓને દાબવી, મનને જો જીતવું હોય તો મનમાં ઉઠતા શુભાશુભ વિચારોને તટસ્થ રહી તપાસવા, પશ્ચાત્ અશુભ વિચારોને આવતા અટકાવવા, શુભ વિચારોથી પણ મન રહિત થઇ આત્મસ્વરૂપમાં સ્થિર થઇ રહે તેમ પ્રવર્તવું.

પંચેન્દ્રિયોના વિષયોમાં મન પ્રવૃત્તિવાળું થાય છે તેમાં ખરૂં કારણ તો મન છે. કારણ કે પંચેન્દ્રિયો પણ મનના કહ્યા પ્રમાણે પ્રવૃત્તિ કરે છે. જો મનમાં પ્રિયપણું તથા અપ્રિયપણું ન કલ્પાય તો ઇન્દ્રિયોની પ્રવૃત્તિ લુખી થઇ પડે, તેમજ પ્રિય અને અપ્રિય ભાવ વિના જો બાહ્યપ્રવૃત્તિ થાય તો આત્મા ઘણાં કર્મનો નાશ કરી શકે. સમજો કે ચક્ષુથી સુંદર સ્ત્રીઓ દેખાય, અશુભ પદાર્થો દેખાય, પણ તેમાં મનદ્વારા થતું પ્રિયપણું અને અપ્રિયપણું ઉઠી ગયું તો ચક્ષુથી કર્મ બંધાતું નથી. ચક્ષુને દાબી દેવી, વા ચક્ષુને ફોડી નાખવાં એ કંઇ ચક્ષુ વશ કરવાનો ઉપાય નથી, પણ ચક્ષુથી સર્વ પદાર્થો દેખાતાં મનમાં પ્રિયપણું અને અપ્રિયપણું જો ન ઉઠે તો ચક્ષુ વશ કરી કહી શકાય. તેમજ કર્ણથી શુભાશુભ અનેક શબ્દો સંભળાય છે, કેટલાક શબ્દો પ્રિય લાગે છે અને કેટલાક શબ્દો

મધુર સ્મિત, કોમળ હાસ્ય ને સુંદર શબ્દો જ એક મહાન નૈતિક શક્તિ છે

અપ્રિય લાગે છે, શબ્દોને પ્રિય તથા અપ્રિય માનનાર મન છે. આત્મજ્ઞાન થતાં શબ્દોમાં થતું પ્રિયાપ્રિયપણું ઊડી જતાં મન શાંત થાય છે તેથી કર્ણથી પ્રિયાપ્રિય શબ્દો સાંભળતાં છતાં પણ મન વશમાં રહે છે. પહેલાં વગડામાંથી જે હાથી પકડી લાવ્યા હોઇએ છીએ તેની પાસે બંદુક અગર તોપ ફોડતાં દોડદોડા કરી મૂકે છે; પણ બહુ અભ્યાસ થતાં તોપોનાં ભયંકર શબ્દથી હાથી ન્હાસી જતો નથી, તેમજ પ્રથમ અજ્ઞાનાવસ્થામાં મન શબ્દ સાંભળી રાગદ્વેષના પ્રવાહમાં તણાતું જણાય છે, પણ શબ્દોની પ્રિયતા તથા અપ્રિયતાથી આત્મા ન્યારો છે એમ જાણતાં કોઇ સારા કહે તો તેથી મન હર્ષ પામતું નથી અને કોઈ નઠારા શબ્દોથી બોલાવે તો દીલગીરી થતી નથી.

જેમ કોઈ મનુષ્યને કાષ્ઠની પેટીમાં ઘાલ્યો હોય અને તે બહિર્ દેખાતો ન હોય, કોઇ પેટીને સારી કહે વા ખોટી કહે તેથી પેટીમાં રહેનારને સારી ખોટી અસર થતી નથી. પેટીને સારી ખોટી કહેવાથી કંઈ મનુષ્ય સારો ખોટો ગણાય નહીં. કદાપિ પેટીને દીધેલી ગાળોને અંદર રહેનાર પોતાના ઉપર માની લે તો તે જેમ ભ્રાંત ગણાય છે તેમ આત્મા પણ શરીરરૂપ પેટીમાં રહ્યો છે. શરીરના ધર્મને આત્માના માની કોઈ અજ્ઞ સારૂં વા ખોટું કહે તે શરીરરૂપ પેટીમાં રહેનાર આત્માને પ્રિયાપ્રિયપણું ન માનવું જોઈએ; અને જો તે પ્રિયાપ્રિયપણું માને તો તેની ભૂલ ગણાય. ગાડીને ગાળ દેવાથી ગાડીવાળાએ દીલગીરી ન ધારણ કરવી જોઇએ. શબ્દો તો રૂપી છે, આત્મા

તો અરૂપી છે, રૂપી એવા શબ્દોમાં પ્રિય અને અપ્રિયપણું ભ્રાંતિથી મનાય છે, અર્થાત્ તે મનની કલ્પનાથી ઉઠેલું છે અને આત્મજ્ઞાનથી મનની કલ્પનાનો નાશ થાય છે. જિહ્વાથી કોઈ પણ પદાર્થ ક્ષુધા લાગે ત્યારે ખાધા વિના છૂટકો થવાનો નથી. તેમજ તૃષા લાગે ત્યારે જલપાન કર્યા વિના છૂટકો થવાનો નથી. તેમજ વાણીથી વદ્યા વિના છૂટકો થવાનો નથી, ત્યારે શું જિહ્વાને વશ કરી કહી શકાય? કેટલાક જિહ્વાને વશ કરવા મૌનવ્રત ધારણ કરે છે, પણ વસ્તુતઃ વિચારતાં સર્વોત્તમ ઉપાય એજ છે કે જિહ્વા ઇન્દ્રિયથી ખાતાં પીતાં તેમાં મનોદ્વારા પ્રિયત્વ અને અપ્રિયત્વની કલ્પના થાય છે તે છોડી દેવી. જિહ્વા ઇન્દ્રિયદ્વારા મિષ્ટાન્ન ખવાય તો તેથી મનમાં ખુશ ન થવું તેમજ અન્ય પદાર્થો ખવાય તો નાખુશ ન થવું. ખવાતા પદાર્થોમાં મનોદ્વારા પ્રિયાપ્રિયની કલ્પના ન કરવી, એમ કરવાથી રસનેન્દ્રિય જીતાય છે. કેટલાક મનને જીત્યા વિના હઠથી સર્વ વસ્તુ ભેગી કરી ખાય છે તેથી શું તેઓ મનના પ્રિય અને અપ્રિય ભાવનો જય કરી શકશે? ના કદી નહિ. વાણી એવી વદવી કે જેથી અન્યનું કોઈ રીતે અહિત થાય નહીં. અશુભ વિચારથી બોલેલી વાણી વસ્તુતઃ જૂઠી છે માટે શુભ પરિણામથી વાણી બોલવી. રાગ અને દ્વેષ વિના સ્વાત્મહિતાર્થ ભાષા બોલવાથી મન વશ થાય છે. બાહ્યનાં કાર્ય કરતાં છતાં પણ મનને આત્મસમ્મુખ કરવાથી મનની ચંચળતા ટળે છે. જલમાં કમળ રહેતાં છતાં પણ તેને જલનો લેપ લાગતો નથી અને નિર્લેપ રહે છે તેમ આત્મા પણ

શકાય છે. મનને જીતવાના અનેક ઉપાયો કહ્યા છે. કોઈપણ માર્ગ અવલંબીને આત્માના સ્વરૂપમાં રમવું અને સ્વસાધ્ય સિદ્ધિ કરવી. મનને વશ કરતાં જે વશ કરવાનું હતું તે વશ કર્યું સમજવું. ભિન્ન ભિન્ન રુચિવાળા જીવો ગમે તે માર્ગે મનને જીતવા પ્રયત્ન કરે તો તે ઇષ્ટ છે. અસંખ્ય યોગથી મુક્તિ થાય છે એમ જિનેશ્વરભગવાન્ કહે છે. મનને વશ કરવાના ઉપાયો ભિન્ન ભિન્ન હોય તો પોતે જે ઉપાય આદર્યો હોય તેનાથી ભિન્નનું ખંડન કરવા પ્રયત્ન કરવો નહીં. જેટલાં શાસ્ત્રો છે તે સર્વનો સાર એ છે કે ગમે તેમ કરી મનના વિકલ્પસંકલ્પોને જીતવા. મન વશ થતાં યોગી અનેક સિદ્ધિયોના ચમત્કાર પ્રાપ્ત કરે છે. મનોજય થતાં સંસારનાં સર્વ કાર્યની સમાપ્તિ થાય છે. મનુષ્યો એમ ધારે છે કે-મનના કહ્યા પ્રમાણે વર્તવાથી સુખ મળે છે, પણ તેમ નથી, મનને જીતવાથી ખરાં સુખ મળે છે માટે પૂર્વોક્ત ઉપાયથી મન વશ કરવું.

**આત્માનું સ્વરૂપ વિચારતાં ધ્યાવતાં મન વશ થાય છે માટે ઉત્તર શ્લોકથી આત્મસ્વરૂપ ધ્યેય દર્શાવે છે.**

પોતાના સ્વભાવમા રમતો છતો બાહ્યનાં કાર્ય કર્યા છતાં પણ લેપાતો નથી. જલકમલવત્ આત્માની નિર્લેપતા સિદ્ધ કરવામાં મનને આત્મસન્મુખ કરવું જોઇએ.

આત્માર્થસાધક બંધુઓએ પ્રથમ સમ્યક્ સ્યાદ્વાદરીત્યા આત્મજ્ઞાન મેળવવું. બાહ્ય દૃશ્યમાં હું નથી એવી દૃઢ ભાવના કરવી. બાહ્યવસ્તુમાં હું અને મ્હારૂં એવો પરિણામ ન ઉઠે ત્યાં સુધી આત્મભાવના કરવી, આત્મભાવનાની પરિપકવ દશા માટે દરરોજ એક બે કલાક એકાંત નિર્જન ઉપદ્રવરહિત, રમણીય યોગ્ય પ્રદેશમાં જવું, જીવરહિત સ્થાનમાં ઉહલ કંબલ વગેરે પાથરી સમપણે બેસાય તેમ બેસવું. બેસીને પ્રાણાયામ, ગુરુગમપૂર્વક કરવા, છેવટે બીજ કેવલ કુંભક પ્રાણાયામ કરવા, પદ્માસન વા સિદ્ધાસને બેસવાની ટેવ ત્રણ કલાક પર્યંતની પાડવી, પ્રાણાયામ કર્યાબાદ પ્રત્યાહારની ક્રિયા કરવી, મમત્વ ભાવનો ત્યાગ કરી આકાશની પેઠે નિર્મલ પોતાનો આત્મા ધારી સ્થિર દૃષ્ટિથી આકાશ વગેરે કોઈ પણ પદાર્થ ઉપર દૃષ્ટિ સ્થાપવી. નાભિકમલ વા બ્રહ્મરન્ધ્ર તથાં હૃદયકમળ વગેરે સ્થાનોમાં આત્માના અસંખ્યેય પ્રદેશની ધારણા કરવી, આત્માજ ધ્યેય છે, તેના શુદ્ધગુણોનું સ્વરૂપ વિચારવું. આત્માનું શુદ્ધ ધ્યાન ધરવું, સર્વ જડ વસ્તુઓનાં ધ્યાન મૂકીને આત્મધ્યાન ધરવું જોઇએ. આત્માની નિર્વિકલ્પદશામાં સમાધિનાં સુખ અનુભવવાં જોઇએ, મનની નિર્વિકલ્પદશા થતાં આત્મા પોતાના સહજ ગુણોનો પ્રકાશ કરે છે. ક્ષયોપશમભાવના ચારિત્રમાં આ પ્રમાણે ઉદ્યમ કરતાં કરતાં અપ્રમત્તદશાનાં સુખ અનુભવી

શકાય છે. મનને જીતવાના અનેક ઉપાયો કહ્યા છે. કોઇપણ માર્ગ અવલંબીને આત્માના સ્વરૂપમાં રમવું અને સ્વસાધ્ય સિદ્ધિ કરવી. મનને વશ કરતાં જે વશ કરવાનું હતું તે વશ કર્યું સમજવું. ભિન્ન ભિન્ન રુચિવાળા જીવો ગમે તે માર્ગે મનને જીતવા પ્રયત્ન કરે તો તે ઇષ્ટ છે. અસંખ્ય યોગથી મુક્તિ થાય છે એમ જિનેશ્વરભગવાન્ કહે છે. મનને વશ કરવાના ઉપાયો ભિન્ન ભિન્ન હોય તો પોતે જે ઉપાય આદર્યો હોય તેનાથી ભિન્નનું ખંડન કરવા પ્રયત્ન કરવો નહીં. જેટલાં શાસ્ત્રો છે તે સર્વનો સાર એ છે કે ગમે તેમ કરી મનના વિકલ્પસંકલ્પોને જીતવા. મન વશ થતાં યોગી અનેક સિદ્ધિ-ઓના ચમત્કાર પ્રાપ્ત કરે છે. મનોજય થતાં સંસારનાં સર્વ કાર્યની સમાપ્તિ થાય છે. મનુષ્યો એમ ધારે છે કે-મનના કહ્યા પ્રમાણે વર્તવાથી સુખ મળે છે, પણ તેમ નથી, મનને જીતવાથી ખરાં સુખ મળે છે માટે પૂર્વોક્ત ઉપાયથી મન વશ કરવું.

**આત્માનું સ્વરૂપ વિચારતાં ધ્યાવતાં મન વશ થાય છે માટે ઉત્તર શ્લોકથી આત્મસ્વરૂપ ધ્યેય દર્શાવે છે.**

श्लोकः

ज्ञानदर्शनचारित्र-वीर्यानन्दननिकेतनः ।
आत्मारामः सदा ध्येयः सर्वशक्तिमयः सदा ॥ २७ ॥

**શબ્દાર્થ:**—જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય અને આનન્દનું

સ્થાન, અને સદા સર્વશક્તિમય એવો આત્મા સદાકાલ ધ્યાન કરવા યોગ્ય છે.

ભાવાર્થઃ—આત્મા અનંત ગુણોનું ઘર છે. સર્વ વસ્તુઓને જાણવાની શક્તિ જેનામાં છે તે જ્ઞાન છે. સામાન્યપણે દેખવાની શક્તિ તે દર્શન કહેવાય છે. આત્મા સ્વશુદ્ધસ્વભાવમા રમે તે ચારિત્ર કહેવાય છે, આત્માની અંતરાયકર્મના નાશથી શક્તિ પ્રગટે છે તેને વીર્યશક્તિ કહે છે. બાહ્ય વસ્તુઓના સંબંધવાળી ઇન્દ્રિયોની ક્રિયા વિના પણ નિર્વિકલ્પદશામાં જે આનંદનો સ્વાદ આપે છે તે આત્માનો આનંદગુણ જાણવો.

નિર્વિકલ્પદશા થતાં આત્માનો આનંદ આત્મા પોતે જ જાણે છે, ત્યાં અન્ય પ્રમાણની જરૂર નથી. જેમ પોતે ગોળ ખાધો અને તે ગળ્યો લાગ્યો તેમાં અનુમાન આદિનાં પ્રમાણોની મારામારીની શી જરૂર? સાકર મુખમાં નાખી અને મીઠી લાગી તે લોકો માને નહીં તેમાં સમ ખાવાની શી જરૂર? અલબત કંઇ નહિ, તેમ આત્માનું ધ્યાન કર્યું, આત્માનો આનંદ અનુભવાયો, ચાખ્યો તેમાં પોતેજ સાક્ષી છે. પુસ્તકોની સાક્ષી આપવાની શી જરૂર? અધ્યાત્મસ્વરૂપમાં રમણતા કરતાં આનંદની ખુમારી આવી તે પ્રત્યક્ષ અનુભવથી અનુભવાઇ તે અન્ય ન માને તો શું તેથી આત્માનંદ ઊડી ગયો? ના કદી નહિ. કોઇએ રાજાને દીઠો અને બસો આંધળા એમ કહે કે, અમે દેખતા નથી માટે રાજા નથી તેથી શું રાજા ન દેખાવાનો? અલબત દેખાવાનો. ઘુવડો સૂર્યને ન દેખી શકે, તેથી સૂર્ય નથી એમ પોકારે તેથી શું સૂર્ય નથી? અલબત છે.

તેમ જેણે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું નથી, આત્મધ્યાન કરી આત્માની નિર્વિકલ્પદશા મેળવી નથી તેને આત્માનો આનંદ મળતો નથી તેથી શું આત્માનો આનંદ ન માનવો? અલબત માનવો જોઇએ, કારણ કે, ધ્યાન કરતાં હાલ પણ નિર્વિકલ્પ-દશામાં આત્માનો આનંદ ભોગવી શકાય છે. જે એ દશાને પ્રાપ્ત કરે છે તેને તેનો અનુભવ થાય છે. લેખક પણ જ્યારે જ્યારે ધ્યાન કરતાં નિર્વિકલ્પદશા પ્રાપ્ત કરે છે ત્યારે ત્યારે આત્માનો આનંદ પ્રત્યક્ષ વેદે છે અને જ્યારે નિર્વિકલ્પદશાનું ઉત્થાન થાય છે ત્યારે આવરણો આવવાથી આત્માનો આનંદ વેદી શકતો નથી. પાછો ધ્યાન કરી નિર્વિકલ્પદશામાં સમાધિસ્થ રહે છે ત્યારે સાક્ષાત્ આનંદ વેદે છે, તેથી તેને ક્ષણિક પૌદ્ગલિક આનંદ ઉપર રુચિ થતી નથી. વિકલ્પ અને સંકલ્પરૂપ આવરણો સર્વથા જો ખસી જાય તો સદાકાળ આત્માનો આનંદ ભોગવી શકાય. જ્યારે લેખક નિર્વિકલ્પદશામાં રહે છે ત્યારે તેને જે આનંદ થાય છે તે વર્ણવી શકાતો નથી તેમ બીજાને કહી શકાતો પણ નથી. હું જે આત્માનો આનંદ ભોગવું છું તે આનંદને અન્ય ન માને તો મારે શું? મને સાક્ષાત્ તેનો અનુભવ થાય છે તેમાં અન્ય પ્રમાણની શી જરૂર? સાક્ષાત્ ચક્ષુથી ઘટ, પટ, ઝાડ વગેરે પદાર્થો દેખાય તો તેમાં દીપક લાવવાની શી જરૂર? તેમજ તેમાં પુસ્તકોની સાક્ષીની શી જરૂર? અલબત કંઈ નહિ. આત્માનું અનંત વીર્ય છે, તેની શુદ્ધિ થતાં પરમાં પરિણમતું નથી. ચૌદ રાજલોકમાં અનેક અવતાર લીધા તેમાં આત્માની અશુદ્ધ થએલી વીર્ય-

શક્તિ જ કારણ છે. આત્માની વીર્યશક્તિ છે તે આત્મામાં જ પરિણમે તો અનંતકર્મથી મુક્ત થઇ શકે. તે માટે ખાસ આત્માનુંજ ધ્યાન કરવું જોઇએ. ખરેખર પર-જડ વસ્તુમાં રમણતા કરવાની શી જરૂર? પરવસ્તુનું ધ્યાન કરતાં આત્માને શો ગુણ? આત્મા પોતાના સ્વરૂપનું ધ્યાન કરે તો સંસારબંધનમાંથી છૂટી શકે.

આત્મધ્યાનથી અનંતભવનાં કરેલ કર્મનો ક્ષય થાય છે, જેટલું આત્મબળ આત્મામાં પરિણમે છે તેટલાં કર્માવરણોનો નાશ થતાં આત્માની નિર્મલતા પ્રગટે છે. બાહ્યની અનેક વસ્તુઓ કે જે ઇષ્ટ વા અનિષ્ટ નથી, ત્યારે તેઓનું ધ્યાન કરવાથી કંઇ ફાયદો થતો નથી. આત્માના સ્વરૂપનું ધ્યાન ધરવાથી આત્માની નિર્મલતા પ્રગટે છે અને અનેક દુર્ગુણોનો નાશ થાય છે. આત્મા પોતે પરમાત્મા છે એમ ધ્યાન ધરવાથી આત્માની અનંતશક્તિયોનો પ્રકાશ થાય છે. પરમાત્માનું ધ્યાન ધરતાં પણ આત્મા પરમાત્મા થાય છે. અરિહંતાદિક પદનું પણ ધ્યાન ધરતાં આત્મા પરમાત્મા થાય છે. આત્માના અસંખ્ય પ્રદેશોમાં રહેલા અનંતગુણો પૈકી જે જે જ્ઞાનાદિ ગુણો અનુભવમાં આવે તેમાં સંયમ કરવો. યોગવિદ્યાના આશય પ્રમાણે ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણની એકત્ર સ્થિતિને સંયમ કહે છે.

દુનિયાનાં ધર્મનાં પુસ્તક દરેક મનુષ્ય વાંચી જોશે તો માલુમ પડશે કે-આત્મા જ અનંતશક્તિનું સ્થાન છે, આત્મા જ

પરમપૂજ્ય ભગવાન્ છે. અસ્મદીય આત્મશક્તિપ્રકાશમા આ બાબત વિશેષતઃ સમજાવી છે. શ્રી મહાવીરપ્રભુ સૂત્રોમાં પ્રકાશે છે કે–આત્મા જ તારવા યોગ્ય છે, આત્માની નિર્મલતા કરવા માટે સર્વ ક્રિયાઓ કહી છે, આત્માને માટે વ્રતો કહ્યાં છે. આત્માની અનંત શક્તિયોનો પરિપૂર્ણ પ્રકાશ થતાં આત્મા તેજ પરમાત્મા કહેવાય છે. અરે જગત્ના જીવો! તમો ભ્રાંતિથી બાહ્યમાં ક્યાં શોધો છો? જેનાથી સર્વ વસ્તુઓ શોધાય છે, જણાય છે, અનંતી શક્તિયોનો ચમત્કાર જેનામાથી પ્રગટે છે તે તમે પોતે દેહમાં રહેલા આત્માજ છો બાહ્ય વસ્તુઓમા ઇષ્ટાનિષ્ટ વિકલ્પનાનો ત્યાગ કરી આત્મામાજ લક્ષ્ય રાખો આત્માજ સર્વનો પ્રકાશક છે, પોતાનો પ્રકાશ કરનાર પણ આત્મા છે, આત્માની દશા આત્મા જાણવા સમર્થ છે, આત્મા વિના આત્માનું ધ્યાન ધરવા અન્ય સમર્થ નથી. જડ વસ્તુમાં તો જ્ઞાન બિલકુલ નથી તેથી જડ વસ્તુઓ તો આત્માનું ધ્યાન ધરી શકે છે તેથી સહજ સ્વકીય આનન્દનો ભોક્તા બની શકે છે ક્રિયા વા ભક્તિથી પણ આત્માજ ઉપાસ્ય છે, કારણ કે ક્રિયા અને ભક્તિમાર્ગથી પણ આત્માને પરમાત્મા બનાવવાનોજ ઉદ્દેશ છે, આવું આત્માનુ ધ્યાન ધરનારે યાદ રાખવું કે જ્યાસુધી બાહ્ય વસ્તુઓમાં મમતા છે ત્યાસુધી આત્મધ્યાન થઈ શકતું નથી

## માટે સ્વપ્નપદાર્થ પેઠે બાહ્યપદાર્થોમાં મમતા તેમજ દ્વેષનો ત્યાગ કરવો જોઇએ તે બતાવે છે.

श्लोकः

स्वप्नवद् बाह्यभावेषु, ममत्वं नैव युज्यते ।
तथैव द्वेष्यता तत्र, ज्ञानिनो नैव युज्यते ॥ २८ ॥

नैव स्त्रीशत्रुभोज्यादि, पदार्था मोहहेतुकाः ।
मोहबुद्ध्या स्वयं तत्र, द्विषन् रज्यन् विमुह्यति ॥२९॥

શબ્દાર્થ:—સ્વપ્નસમાન ક્ષણિક બાહ્ય દશ્ય પદાર્થોમાં મ્હારાપણાની બુદ્ધિ ધારણ કરવી તે યોગ્ય નથી. તેમજ તે બાહ્યપદાર્થોમાં જ્ઞાનીઓએ દ્વેષ્યતા કરવી તે યોગ્ય નથી.

સ્ત્રી, શત્રુ અને ભોજ્ય વગેરે પદાર્થો પોતે કંઇ મોહના હેતુઓ નથી. અજ્ઞ જીવ ફક્ત મોહબુદ્ધિથી રાગ કરતો અને દ્વેષ કરતો ત્યાં મુંઝાય છે.

ભાવાર્થ:—બાહ્ય પદાર્થો ખરેખર સ્વપ્નના સમાન ક્ષણિક છે. બાહ્ય પદાર્થોમાં ઇષ્ટબુદ્ધિ થાય છે તે ખરેખર ભ્રાંતિ છે. બાહ્ય પદાર્થોને મ્હારા માનવા તે ભ્રાંતિ છે. બાહ્ય પદાર્થો ક્ષણિક છે, અનેક જીવો બાહ્ય પદાર્થોને મ્હારા મ્હારા માની ચાલ્યા ગયા પણ કોઇની સાથે બાહ્ય વસ્તુઓ ગઇ નહીં; જે વસ્તુઓ મનુષ્યો પોતાની માને છે તે વસ્તુઓ કોઇપણ રીતે તેમની નથી. દાખલા તરીકે જેમ અજ્ઞપુરુષ એક ઘરને મમતાથી પોતાનું માને છે ત્યારે તેમાં રહેતા ઉંદર વગેરે તે ઘરને મમતાથી પોતાનું માને છે, કારણવશાત્ મમતાથી લડી પણ મરે છે.

---

મૃદુ વચનોના આેઢાશમાં, નમ્રતા, પ્રેમ ને ઉદારતામાં ચારિત્ર છે.

મમતા પોતાનું જોર બતાવી જગતના જીવોને પોતાના વશમાં કરે છે. મમતાથી બાહ્ય વસ્તુઓની સદાકાળ ઝંખના થયા કરે અને તેથી મનમાં જરા માત્ર પણ શાંતિ થતી નથી, મમતા વશ થયેલો મનુષ્ય ઇષ્ટ વસ્તુ પર રાગ કરે છે અને અનિષ્ટ વસ્તુ પર દ્વેષ કરે છે, મમતા યોગે મનુષ્ય આ દેખાતા શરીરમાં મ્હારાપણાની બુદ્ધિથી મુંઝાઇ જાય છે, જે શરીરને પોતાનું માને છે તે શરીર જડ પુદ્ગલપરમાણુઓથી બનેલું છે. શરીરમાં રહેનારા કીડા એમ જાણે છે કે–આ શરીર અમારૂં છે ને મનુષ્ય જાણે છે કે મ્હારૂં છે. વસ્તુતઃ વિચારી જોતાં માલૂમ પડે છે કે, શરીર ત્રણ કાલમાં પોતાનું નથી. સાત ધાતુનું શરીર બનેલું છે તેમાંની એક ધાતુ પણ આત્માની નથી, શરીરમાંથી આત્મા નીકળી જાય છે ત્યારે સાત ધાતુઓનું રૂપાંતર થઇ જાય છે અને તે વળી અન્ય જીવના શરીરપણે પરિણમે છે. મનુષ્યના આત્માએ ભૂતકાળમાં અનંત શરીરો ધારણ કર્યાં હતાં, તે શરીરો રૂપાંતર પામી અનેક જીવોના શરીરરૂપે પરિણમ્યા હશે. હાલ પણ જે શરીરો દેખાય છે તે ભવિષ્યકાલમાં અન્ય શરીર વગેરે આકારોમાં ગોઠવાઇ જશે અને તેના માલીક અનેક અન્ય જીવો થશે, તેને માટે પરસ્પર લડાઈ પણ કરશે. હાલ જે સ્ત્રીના શરીરના પુદ્ગલ છે તે કોઇ વખત માતાના શરીરરૂપે પરિણમેલા હતા. અનેકપણે પરિણમવાનો પુદ્ગલનો સ્વભાવ છે. અહો! કયા પદાર્થ ઉપર મમતા રાખવી જોઇએ? જે પદાર્થો ઘડીમાં શાતાવેદનીયના હેતુપણે પરિણમેલા હોઇ વ્હાલા લાગે છે,

તેના ઉપર રાગ થાય છે, તેજ પદાર્થો અશાતાવેદનીયના હેતુ-ભૂત થતાં તેઓના પ્રતિ દ્વેષ પ્રગટે છે.

જે દૂધપાક ખાવા પર રાગ હોય છે તેના ઉપર ઘડીમાં કારણવશાત્ દ્વેષ પ્રગટે છે. દૂધપાકમાં કંઇ રાગદ્વેષ નથી પણ દૂધપાક પર મનથી રાગદ્વેષ થાય છે. આ પ્રમાણે ખરેખર રાગ દ્વેષ મનમાંથી ઊઠે છે, ત્યારે એમ સિદ્ધ થયું કે–બાહ્ય વસ્તુઓ ઇષ્ટ વા અનિષ્ટ નથી, પણ બાહ્ય વસ્તુઓને ઇષ્ટ વા અનિષ્ટ માની લેનાર મન છે. ઇષ્ટ અને અનિષ્ટપણાની કલ્પના ધારણ કરનાર મન છે. મનમાં ઇષ્ટાનિષ્ટપણું મોહથી કલ્પાએલું છે. જ્યારે બાહ્ય વસ્તુઓમાં ઇષ્ટાનિષ્ટપણું નથી ત્યારે તે પર શા માટે રાગદ્વેષ ધારણ કરવો જોઇએ ? ખરેખર જ્ઞાનીઓને બાહ્ય વસ્તુ પર રાગ વા દ્વેષ કરવો યોગ્ય નથી. દુઃખે માથું અને કૂટે પેટ. તેમજ પાડાને રોગ અને પખાલીને ડામ દેવાની પેઠે આપણે બાહ્ય વસ્તુઓને નિંદીએ છીએ. શા માટે તેના ઉપર રાગ થાય છે ? બાહ્યવસ્તુઓ કહે છે કે–અમારામાં ઇષ્ટ-પણું વા અનિષ્ટપણું કંઇ નથી. ત્યારે શા માટે તમારી રાગ-દ્વેષ પ્રવૃત્તિથી હે મનુષ્યો ! તમે અમને નિંદો છો, સ્તવો છો ? ચંદ્રને દેખી કેટલાકને શીતળપણાના ગુણથી તેના ઉપર રાગ પ્રગટે છે અને વિરહિણીઓને તેના ઉપર દ્વેષ પ્રગટે છે. વસ્તુતઃ વિચારીએ તો ચંદ્રના વિમાનને દેખી મનુષ્યો ફક્ત મનની કલ્પનાથી જ રાગદ્વેષ કરે છે, તેમાં ચંદ્રના વિમાનને કંઇ નથી. તેમજ બાહ્ય પદાર્થો ઉપર રાગદ્વેષ થાય છે તે ખરે-ખર આત્માની ભ્રાંતિથી જ થાય છે. કોઇ છોકરો લાકડાના

---

હિમાલયનાં જેવું ઉંચું, શ્વેત ઠંડુને બધાં ગુણોનું મંદિર, તે ચારિત્ર છે.

ઘોડા ઉપર બેસે છે ત્યારે રાગ કરે છે અને જ્યારે તે ઉપ-
રથી પડી જાય છે ત્યારે લાકડાના ઘોડાને સોટી મારે છે. હવે
વિચારો કે, લાકડાના ઘોડા પર બેસનાર છોકરાને રાગ વા
દ્વેષ થયો તેમાં લાકડાના ઘોડાને શું ? અલબત કંઇ નહિ.
ખરેખર, તેમાં છોકરાના મનમાં ઇષ્ટાનિષ્ટપણું થયું તે જ કારણ છે.

સ્ત્રીનું સુન્દર રૂપ દેખી પુરૂષના મનમાં રાગ પ્રગટે અને
સ્ત્રીની પ્રાર્થના કરે, તેમાં સ્ત્રી જો પ્રાર્થના ન માને તો તેના
ઉપર દ્વેષ પ્રગટે તેમાં સ્ત્રીના શરીરનો શો વાંક ? અલબત
કંઇ નહિ ફક્ત પુરૂષના મનમાં રાગ અને દ્વેષની કલ્પના ઉઠી
તેમાં અજ્ઞાનનો જ વાંક છે. પુરૂષો સ્ત્રીઓને દેખી કામઘેલા
બની જાય, મોહના પાશમાં સપડાય અને ઘોર કર્મ કરે અને
કહે કે, સ્ત્રીઓ નરકનું બારણું છે, તેમજ સ્ત્રીઓ પણ પુરૂષને
દેખી મોહ કરે અને કામના વશમાં સપડાય અને કહે કે,
પુરૂષોજ નરકનું બારણું છે કારણ કે પુરૂષો ન હોત તો અમારી
ખરાબ અવસ્થા થાત નહિં હવે અત્ર ન્યાયથી વિચારીએ તો
સત્ય જણાશે કે, પુરૂષોને સ્ત્રીઓ ઉપર મોહ થાય તેમાં પોતાના
મનમાં ઉઠતા કામવિકારનોજ દોષ છે જો પોતાના મનમાંથી
કામવિકાર કે જે પુરૂષવેદ તરીકે ગણાય છે, તે જો શાંત થયો
તો અનેક સ્ત્રીઓથી પોતાનું કંઇ પણ ભૂંડું થવાનું નથી.
તેમજ સ્ત્રીઓના મનમાં સ્ત્રીવેદરૂપ કામવિકાર થાય છે તે જો
ન હોય તો પુરૂષોથી સ્ત્રીઓનું કંઇ પણ બગડવાનું નથી.
બન્નેના મનમાં ઉત્પન્ન થતા કામવિકારનોજ દોષ છે, તેમાં અન્ય
તો નિમિત્તમાત્ર છે, માટે તત્ત્વથી વિચારીએ તો માલૂમ પડે

છે કે–બાહ્યવસ્તુઓ મોહકારક નથી પણ મનુષ્યો પોતેજ મોહબુદ્ધિથી તેમાં રાગદ્વેષાત્મક મોહને ધારણ કરે છે.

કારણ કે–મોહીને બાહ્યવસ્તુઓ મોહના હેતુભૂત થાય છે અને વૈરાગીને બાહ્યની વસ્તુઓ વૈરાગ્યના હેતુભૂત તરીકે પરિણમે છે, માટે જ આચારાંગસૂત્રમાં કહ્યું છે કે–જ્ઞાનીને આશ્રવના હેતુઓ સંવરરૂપે પરિણમે છે અને અજ્ઞાનીને સંવરના હેતુઓ આશ્રવરૂપે પરિણમે છે, તેમાં મનજ કારણ છે. રાગદ્વેષાત્મકરૂપે પરિણમેલું મનજ સંસાર છે અને રાગદ્વેષથી રહિત થએલું મન મોક્ષકારક છે. જો બાહ્ય વસ્તુઓમાં ઇષ્ટાનિષ્ટપણું ન કલ્પાય તો રાગદ્વેષનો ઉત્પાદ થાય નહિ. અને રાગદ્વેષના અભાવે આત્મા સમભાવમાં રમણતા કરી પરમાત્મપદ પામે.

મોહબુદ્ધિથી બાહ્ય વસ્તુ પર રાગ થાય છે અને દ્વેષ થાય છે. બાહ્ય પદાર્થો છે પણ તે આત્મરૂપે નથી, તેમાં સુખ નથી, એમ જણાય તો બાહ્ય વસ્તુઓ ઉપર થતી મોહબુદ્ધિનો નાશ થઇ શકે, સૂર્યનો પ્રકાશ થતાં અંધકાર રહે નહીં તથા આત્મજ્ઞાનનો ઉપયોગ છતાં મોહબુદ્ધિ રહે નહીં. આત્મજ્ઞાનથી અનંત ભવનાં કરેલ કર્મનો ક્ષય થાય છે. સાત ધાતુના બનેલા દેહરૂપ પિંજરમાં રહીને મોહવાસનાનો નાશ કરી સ્વતંત્ર પરમાત્મા બનવું જોઇએ. મ્હારૂં મ્હારૂં કરી મરી જવું ન જોઇએ. અનંતકાલથી મમતાના વશે આત્મા મર્યો પણ હવે તો આત્મા પોતાનું સ્વરૂપ સમજ્યો તેથી મમતાના પાશમાં કેમ ફસાય? અલબત કદી ફસાય નહીં. જિનેશ્વરો એમજ કહે છે કે–મ્હારા ત્હારાપણાનો અધ્યાસ ટળ્યો તો આત્મા પોતાની અનંત

શક્તિઓનો પ્રકાશ કરી શકે છે, માટે રાગનો નાશ કરવા ઉદ્યમ કરવો. તેજ સંબંધ લઇ કહેવામાં આવે છે કે—રાગના હેતુઓનો ત્યાગ કરવો જોઇએ.

## રાગના હેતુઓ પણ પ્રસંગ પામી દ્વેષરૂપે પરિણમે છે.

श्लोकौ

रागस्य हेतवो ये ये, भजन्ते द्वेषहेतुताम् ।
सानुकूलप्रतिकूल, मनोवृत्तिप्रसङ्गतः ॥ ३० ॥
रागरूपामनोवृत्ति, द्वेषरूपा तथैव च ।
रागद्वेषविनिर्मुक्त—मनो मोक्षस्य कारणम् ॥ ३१ ॥

શબ્દાર્થ:—રાગના જે જે હેતુઓ છે તે દ્વેષના હેતુઓ-રૂપે પરિણમે છે, તે ખરેખર સાનુકૂલ અને પ્રતિકૂલ મનો-વૃત્તિના પ્રસંગથી છે.

મનોવૃત્તિ બે પ્રકારની છે, રાગરૂપ મનોવૃત્તિ અને દ્વેષરૂપ મનોવૃત્તિ. રાગ અને દ્વેષથી રહિત મનોવૃત્તિ મોક્ષનું કારણ બને છે.

ભાવાર્થ:—રાગનાં કારણો જેટલાં છે તેટલાંજ પ્રસંગને પામી દ્વેષનાં કારણો બને છે. સ્ત્રી વગેરે મનની સાનુકૂલ વૃત્તિથી રાગનાં કારણો બને છે. તેજ સ્ત્રી જો પતિનું કહ્યું ન માને તો તેના ઉપર દ્વેષ ઉત્પન્ન થાય છે, જે પિતાના ખોળામાં બેસનાર પુત્ર પર પિતાનો અત્યંત રાગ હોય છે, તે પિતા

'વ્યક્તિ' ભાવમાંથી ઉઠી 'સમષ્ટિ'માં પ્રવેશવું તે મહાચારિત્ર છે.

રાગના યોગે પુત્ર માંદો પડે છે તો મહાદુઃખી થાય છે, પુત્ર ઉપર અત્યંત રાગ ધારણ કરી તેને ભણાવે છે, પરણાવે છે, તેજ પુત્ર જો પિતાના વિચારોથી તથા આચારોથી વિરૂદ્ધ ચાલે છે તો પછી પિતાનો પુત્ર પર અત્યંત દ્વેષ થાય છે. પિતા પોતે પુત્રને ઘરથી બહાર કાઢે છે. પુત્ર પણ પિતાનું બુરૂં કરવા ચૂકતો નથી. કયાં પરસ્પર અત્યંત રાગ અને કયાં પાછો પરસ્પર દ્વેષ ! અહો ! સાનુકૂળ વૃત્તિ હોય ત્યાંસુધી રાગ અને પ્રતિકૂળ વૃત્તિ થતાં દ્વેષ-એવી મનની સ્થિતિ અજ્ઞાનના યોગે વહ્યા કરે છે. બાલ્યાવસ્થામાં કાષ્ઠનાં રમકડાં ઉપર અત્યંત રાગ હોય છે, તેજ રમકડાં ઉપર યુવાવસ્થા થતાં રુચિ રહેતી નથી. ખરેખર અવસ્થાભેદે તથા પ્રસંગભેદે રમકડાં ઉપર રુચિ તથા અરુચિ કરનાર મનજ છે. જે મિત્રો પર અત્યંત રાગ હોય છે તેજ મિત્રો કોઇ વખત દ્વેષના હેતુઓરૂપે બને છે.

રાગકારક અને દ્વેષકારક બાહ્યની વસ્તુઓ નથી પણ ખરેખર શોધ કરતાં માલૂમ પડે છે કે-સાનુકૂલ અને પ્રતિકૂલ મનોવૃત્તિ તેજ કારણ છે. જો સાનુકૂલ અને પ્રતિકૂલ મનોવૃત્તિ ન થતી હોય તો રાગ અને દ્વેષ થાય નહીં સાનુકૂળ અને પ્રતિકૂળ મનોવૃત્તિ થવાનું કારણ ફકત અજ્ઞાન અને મોહ છે.

ચતુર્દશ રાજલોકમાં અનંતવાર પરિભ્રમણ કરાવનાર સાનુકૂળ અને પ્રતિકૂલ મનોવૃત્તિ જ છે. યોગવાસિષ્ઠમાં પણ કહ્યું કે વૃત્તિથીજ સંસાર ઉત્પન્ન થાય છે. બહિર્ મનોવૃત્તિથીજ આત્માં સંસારમાં પુણ્યપાપ ગ્રહણ કરી અનેક શુભાશુભ અવતારો ધારણ કરે છે. મનોવૃત્તિ જો શાંત થઇ તો સંસાર પણ શાંત

થયો સમજવો. સાનુકૂળ અને પ્રતિકૂળ મનોવૃત્તિને રોકવાથી જ મુક્ત થવાય છે. મનોગુપ્તિ કરવાથી જ સત્યધર્મ પ્રગટે છે.

મનોવૃત્તિરૂપ સ્ત્રીએ આત્મારૂપ સ્વામીને વિકલ્પરૂપ પારણામાં અનંતીવાર ઝુલાવ્યો અને કોણ જાણે હજી કયાં સુધી ઝુલાવશે. મનોવૃત્તિ એક ભાવ વેશ્યા છે; તેના વશમાં જગતનાં સર્વ જીવો ફસાયા છે. રાગ દ્વેષાત્મક મનોવૃત્તિ એક દાસી છે, તેના તાબામાં રહેનાર પુરુષો પણ અપુરુષાર્થપણાને ભજે છે. મનોવૃત્તિરૂપ વ્યભિચારિણી સ્ત્રીના કબ્જામાં જે પુરુષો છે તે વ્યભિચારી કહેવાય કે બ્રહ્મચારી ? તેનો સજ્જનોએ નિર્ણય કરવો જોઇએ. પંચેંદ્રિયના વિષયો તરફ દોડતી રાગરૂપ મનોવૃત્તિએ કયા કયા પુરૂષોને વિષય ભોગમાં સપડાવ્યા નથી ? એક ઇન્દ્રિયના વિષય કરતાં જે પાંચ ઇન્દ્રિયોનો વિષય સેવે છે તે પણ મનોવૃત્તિના પરતંત્રપણાથી જ જાણવું. પ્રારબ્ધયોગે રાગદ્વેષરૂપ મનોવૃત્તિની શૂન્યતાએ ઉદાસીન પરિણામે વિષયભોગ ભોગવી જે આત્માઓ કર્મ નિર્જરે છે તેવા પુરૂષોને ધન્યવાદ ઘટે છે, તેવી દશાની સ્થિતિ પ્રાપ્ત થવી દુર્લભ છે. પાંચે ઇન્દ્રિયોના જે બાહ્ય પદાર્થો વિષયરૂપે છે તેમાં જો મન, રુચિ વા અરુચિપણું ધારણ કરે નહિ તો ઉત્તમ આત્મિક સુખની ખુમારી પ્રગટે છે.

ખરેખર અજ્ઞાન દશાથી જ આનંદાર્થે જ મનોવૃત્તિ, બાહ્ય પદાર્થો ઉપર રુચિભાવ ધારણ કરે છે. અજ્ઞાનદશામાં જે આનંદ મનાયો છે તે કલ્પનારૂપ છે, કારણ કે બાહ્ય પદાર્થો આનંદવાળા નથી તો તેના ઉપર રાગ ધારણ કરવાથી કયાંથી

આનંદ મળી શકે ? બાહ્ય પદાર્થોમાં જો આનંદ હોય તો તે જડ હોય નહિં, કારણ કે જડ પદાર્થોમાં આનંદ હોતો જ નથી. લાખો વા કરોડો મનુષ્યો, રાજાથી તે રંક પર્યંત સર્વે સ્ત્રી પુરૂષો આનંદને માટે રાત્રિદિવસ બાહ્ય પદાર્થોનો ગ્રહણ-ત્યાગ કરે છે. છેવટે મરી પણ જાય છે. પણ બાહ્ય પદાર્થોથી તેમને આનંદ મળતો નથી. તેમ વાચકો અને લેખકો પણ કોટી ઉપાય કરે તો પણ બાહ્ય જડ પદાર્થોથી કદી આનંદ મેળવી શકનાર નથી.

મનોવૃત્તિથી જ બાહ્યમાં આનંદ કલ્પાય છે. જો મનોવૃત્તિ સાચી હોય તો તેની કલ્પના પ્રમાણે બાહ્ય પદાર્થોમાં આનંદ પણ હોઈ શકે, પણ મનોવૃત્તિ ક્ષણિક છે, શુદ્ધ જ્ઞાનથી રહિત છે, ત્યારે મનોવૃત્તિની કલ્પનાથી બાહ્યમાં આનંદ કેમ માની શકાય ? અલબત માની શકાય નહીં.

રાગદ્વેષાત્મક મનોવૃત્તિ અનંત કાળથી લાગેલી છે પણ અદ્યાપિપર્યંત તેનાથી સત્ય આનંદ પ્રાપ્ત થયો નથી તો હવે સત્ય આનંદની આશા રાખવી તે વ્યર્થ છે. જે પોતેજ ઘડી-મા નવનવા કષાયના રંગને ધારણ કરે છે તેવી મનોવૃત્તિ પોતે આનંદરૂપ જ નથી, અને તેનાથી જે જે વસ્તુઓમાં આનંદ કલ્પાય છે તે પણ સત્ય નથી. ત્યારે રાગદ્વેષાત્મક મનોવૃત્તિમાં રમવાથી કંઇ પણ સુખ મળનાર નથી એમ નિશ્ચય ધારણ કરવો.

રાગદ્વેષાત્મક મનને ભાવમન કહેવામાં આવે છે, અને

તેનેજ વિકલ્પ સંકલ્પવાળું મન કહેવામાં આવે છે, રાગદ્વેષ-રહિત મનને નિર્મલ મન કહેવામાં આવે છે. રાગદ્વેષાત્મક મનોવૃત્તિને બહિર્મુખ મનોવૃત્તિ કહેવામાં આવે છે, અન્તર્મુખ મનોવૃત્તિ થતાં કર્મનો નાશ થાય છે, વિશેષ શું કહેવું ? સારાંશ કે, આત્મામાં મનને જોડી રાગદ્વેષને જીતી પરમાત્મપદ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો.

રાગદ્વેષ રહિત થવા માટે જે જે ઉપાયો બતાવ્યા છે તે પ્રમાણે વર્તવા પ્રયત્ન કરવો જોઈએ, મનની નિર્મલતા કરવા માટે દયાની પણ જરૂર છે, જેમ જેમ દયા પ્રતિ મનનું વલણ થાય છે તેમ તેમ ક્રોધ હિંસાદિક દોષો મનમાંથી ક્ષય પામે છે.

**બાહ્ય ભાવમાં રાગ થાય છે અને તેમાં ઈષ્ટત્વ અહંત્વ મનાય છે તેનું ખરેખર કારણ અજ્ઞાન છે તે હવે જણાવે છે.**

શ્લોકઃ

अज्ञानेन स्वयं जीवो, बाह्यभावेषु रज्यति ।
ज्ञानात्मा तु विवेकेन, जडेषु नैव रज्यति ॥ २२ ॥

શબ્દાર્થઃ—અજ્ઞાનવડે પોતે આત્મા બાહ્ય પદાર્થોમાં રંગાય છે. અને જ્ઞાનાત્મા તો વિવેક બળથી જડમાં રાગથી રંગાતો નથી.

ભાવાર્થઃ—અજ્ઞાનવડે જે જીવ બાહ્ય ભાવમાં રાગી બની રંગાય છે એમ તો સિદ્ધ ઠર્યું. અનંત કાળથી જીવ સંસાર-

ભેદે જાણે છે કે, દૂધ તે દૂધ અને પાણી તે પાણી, આત્મા તેજ આત્મા પણ જડ વસ્તુઓ આત્મા નથી. અને જડ વસ્તુઓથી સુખ થવાનું નથી, માટે શામાટે રાગ ધારણ કરવો જોઇએ? જ્ઞાનાત્મા એમ વિચારે છે કે-રાગ છે તે મનનો ધર્મ છે, રાગથી આત્મા ભિન્ન છે. રાગથી આત્મા બંધાય છે માટે કોઈ પણ સારી અગર ખોટી વસ્તુ ઉપર રાગ વા દ્વેષ કરવો તે યોગ્ય નથી. મુક્તિ સારી છે, સંસાર ખરાબ છે, એમ વિવેકથી જણાય છે પણ તેથી મુક્તિના ઉપર રાગ અને સંસારના ઉપર દ્વેષ કરવો જોઇએ નહીં એમ જ્ઞાનીના મનમાં ભાસે છે, મુક્તિ સંસાર બેઉ સમ ગણે આ શ્રી આનંદઘનજીના અનુભવપ્રમાણે, જ્ઞાનીને ભાસે છે અને તેથી સદ્‌ગુણી ઉપર રાગ અને દુર્ગુણી ઉપર દ્વેષ પણ ધારણ કરતો નથી. આવી જ્ઞાનીની ઉત્કૃષ્ટ જીવનદશા થતાં પંચ પરમેષ્ઠી ઉપર પણ રાગ ભાવ થતો નથી. તેમજ પોતાના આત્મા ઉપર પણ રાગભાવ થતો નથી. તેમજ વિષયો પર દ્વેષ, અરુચિ પણ થતી નથી, જ્ઞાનીની આવી ઉત્તરોત્તર દશા વૃદ્ધિ પામતાં અધ્યાત્મસારમાં કહ્યા પ્રમાણે ઉત્તમ સામ્યભાવની પ્રાપ્તિ થાય છે. આત્મજ્ઞાની જ્ઞાનના બળથી વિષયવાસનાનું જોર હઠાવી દે છે. કરોડ રૂપૈયાનો હીરો હોય તો પણ તેના ઉપર જરા માત્ર રાગભાવ થતો નથી. તેમજ દેવેન્દ્રની પદવી ઉપર પણ જરા માત્ર રાગભાવ ઉત્પન્ન થતો નથી, પંચેન્દ્રિયના ભોગો તો નાકના મેલ સમાન લાગે છે. જ્ઞાનીની અન્તરદશાને જ્ઞાની જન જાણી શકે છે. અજ્ઞાની જન શું જાણી શકે? જ્ઞાનીની બલિહારી છે, જ્ઞાની રાગદ્વેષનો ક્ષય કરે છે.

રાગ દ્વેષ ક્ષયાર્થે જે જે ઉપાયો બતાવ્યા છે તથા રીત્યા વર્તવા પ્રયત્ન કરવો જોઇએ. મનની નિર્મલતા માટે દયાની પણ જરૂર છે જેમ જેમ દયા પ્રતિ મનનું વલણ થાય છે તેમ તેમ ક્રોધ હિંસાદિક દોષોનો ક્ષય થાય છે.

**માટે અત્ર પ્રસંગને અનુસરી દયાની સિદ્ધિનું માહાત્મ્ય છે તેનો અનુભવ સમતાથી થાય છે એમ જણાવે છે.**

શ્લોક

**अहिंसायाः प्रतिष्ठायां, वैरत्याग इति श्रुतिः ।**
**साम्यभावप्रतिष्ठायां, प्रत्ययस्तस्य जायते ॥ ३३ ॥**

**શબ્દાર્થ:**—અહિંસાની (દયાની) સિદ્ધિ થયે છતે વેરનો ત્યાગ થાય છે. આવું પાતંજલ યોગ સૂત્ર છે તેનો પ્રત્યય (નિશ્ચય) પણ સામ્યભાવની સિદ્ધિ થતાં થાય છે.

**ભાવાર્થ:**—અહિંસા ની પ્રતિષ્ઠા થતાં વેરનો ત્યાગ થાય છે એ વાત ખરી છે, એવો અનુભવ શાથી થાય છે એમ કોઈના મનમાં આશંકા થાય તો તેનો જવાબ આપે છે કે સમતાભાવ થતાં દયાથી વૈર ત્યાગ થાય છે; એવો સાક્ષાત્ અનુભવ વેદાય છે. કહેવાનો સારાંશ એ છે કે દયાની સિદ્ધિ થતાં કોઇના ઉપર દ્વેષ રહેતો નથી અને તેથી કોઈ મ્હારો શત્રુ છે એવું મનમાં આવતું નથી તેથી સર્વ જીવોનો પણ પ્રાયઃ તેના ઉપરથી વૈરભાવ ટળી જાય છે. એવા દયાયોગિયોની પાસે સિંહ જેવા ક્રૂર પ્રાણિયો આવીને બેસે છે. આવી દયાની

સિદ્ધિનો અનુભવ જેના મનમાં રાગદ્વેષરહિતદશારૂપ મનની સમાન અવસ્થારૂપ સમતા પ્રગટી હોય તે જાણે છે. પૂર્વોક્ત પાતંજલયોગ સૂત્રનો અનુભવ કરવો હોય તો સમતાથી કરવો, કારણ કે સમતાવંત પુરૂષના ઉપર કોઇ લોકો વૈરબુદ્ધિ રાખતા નથી અને વૈરબુદ્ધિ હોય છે, તો તે ટળી જાય છે. ઉત્તમ સમતાની પરિપકવ દશામાં આ દશા અનુભવાય છે. આવી ઉત્તમ સમતા કે કોઇ પદાર્થ વા પ્રાણી પુત્રાદિ ઉપર રાગ પણ નહિ અને કોઇના ઉપર દ્વેષ પણ નહિ. શાતા વેદનીયના ઉદયથી અકલાવું નહિ અને અશાતા વેદનીયના ઉદયથી ચિંતા નહિ, લાભ અને અલાભમાં રાગ નહિ તેમ દ્વેષ પણ નહિ, શરીર હોય તો તેના ઉપર રાગ નહિ અને નાશ પામે તો તેના ઉપર દ્વેષ નહિ. મુક્તિના ઉપર મનમાં રાગ નહિ અને સંસાર ઉપર પણ દ્વેષ નહિ, ધર્મી ઉપર રાગ નહિ તેમ અધર્મી ઉપર દ્વેષ નહિ, શરીર ઉપર મમત્વ નહિ અને શત્રુ ઉપર દ્વેષ નહિ, કીર્તિ ઉપર રૂચિ નહિ, અને અકીર્તિ ઉપર દ્વેષ નહિ, જૈન ઉપર પણ સમભાવ અને મિથ્યાત્વી ઉપર પણ સમભાવ, ચેતન દ્રવ્યો જેટલા તેટલાં ઉપર પણ સમભાવ અને પૌદ્‌ગલિક વસ્તુઓ જેટલી છે તેટલી ઉપર પણ સમભાવ, પ્રાણરક્ષક પર પણ સમભાવ અને પ્રાણભક્ષક પર પણ સમભાવ, આવી ઉત્તમ સમભાવની દશામાં મનની અત્યંત નિર્મલ દશા થાય છે. આત્માના પ્રદેશોને લાગેલા કર્મના ઘણાં આવરણો તૂટી જાય છે. સમરાદિત્યને જેમ અગ્નિશર્મા ઉપર બીલકુલ દ્વેષભાવ રહ્યો નહિ, તેવી સમતાની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ. ક્રૂર-

ગડુ ઋષિરાજે સમતાના બળથી ઉપવાસ નહિ કર્યા છતાં પણ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું એવી સમતાનું જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું છે.

સમતા સેવો સમતા સેવો એમ સર્વ મનુષ્યો વદે છે. પણ સમતાની પ્રાપ્તિ કરવી દુર્લભ છે. સુખદુઃખના સંયોગોમાં મનની સમાનતા આકડાના રૂની પેઠે આકાશમાં ઉડી જાય છે, માનપ્રતિષ્ઠાના ભંગ વખતે મનની સમાનતા હવાઈની પેઠે ક્ષણમાં નષ્ટ થઈ જાય છે. રોગના સમયમાં મનની સમાનતા વિદ્યુતની પેઠે ચંચળ થઈ જાય છે. પુત્ર, પુત્રી શિષ્ય, અને શિષ્યાના, મરણ પ્રસગે મનની સમાનતા રહેવી દુર્લભ છે. પોતાની અપકીર્તિ સાંભળતાં દુર્જનો ઉપર મહાવીર પ્રભુની પેઠે સમતા રાખવી અશક્ય છે. અકસ્માત્ કોઇ જાતનો ભય આવતાં મનની સમાનતારૂપ સમતા રાખવી દુર્લભ છે, પોતાના કોઈ ગુણ ગાય તે વખતે મનની સમાનતા ( અર્થાત હર્ષવિનાની સ્થિતિ ) રહેવી દુર્લભ છે. પુત્રજન્માદિ સાંભળતાં મનની સમાનતા રાખવી દુર્લભ છે, માતપિતાનું મરણ દેખતાં, સાંભળતાં મનની સમાનતા રાખવી દુર્લભ છે, કોઇ પણ પ્રકારનું સરકાર તરફથી માન મળતાં મનની સમાનતા રાખવી દુર્લભ છે, મિષ્ટાન્ન ભોજન ખાતાં વા કુત્સિત ભોજન ખાતાં મનની સમાનતા રાખવી દુર્લભ છે, પંચેન્દ્રિયોના ભોગો સાનુકૂલપણે ભોગવતાં રાગદ્વેષ રહિત મનની ,રાખવી દુર્લભ છે, સુંદર લલનાઓનાં મુખ દેખતાં દુઃખે રાખી શકાય છે. દુર્જનોને દેખતાં વે.

હૃદયની 'નિર્બળતા' પર જય મેળવવો એ જ ઉધ્વ

મુશ્કેલ છે. તરવાર વા બંદુક લઈને મારવા આવેલા દુશ્મનોને દેખી, ભય શોક વા વૈરની લાગણી મનમાં ન પ્રગટે એમ બનવું મુશ્કેલ છે. જ્યારે એવી દશામાં ભય, શોક, ચંચળતા, વૈર વગેરે ન. પ્રગટે ત્યારેજ મનની સમાનતા ગણાય છે. મરણની વાત સાંભળતાં અથવા વિશેષ જીવવાની વાત સાંભળતાં મનની સમાનતા રાખવી દુર્લભ છે, ઘરનાં મનુષ્યો અનેક પ્રકારે ઉપાધિ કરે, સગાંસંબંધીઓ ઉપાધિ કરે તેમ છતાં મનની સમાનતા રાખવી મુશ્કેલ છે. ખરેખર કાજળની કોટડીમાં રહેતાં ડાઘ ન લાગે એમ જો બને તો સંસારની આવી સ્થિતિમાં મનની સમતોલ સ્થિતિ રાખી શકાય એમ કહી શકાય, આવું દૃષ્ટાંત સાંભળી અધીરા ન બનવું જોઇએ. રાગ અને દ્વેષના પ્રસંગોમાં પણ રાગ અગર દ્વેષમાં ન પડવું અને મનને એથી અલગ રાખવું, એવી મનની સમતોલ દશા પ્રાપ્ત કરવી દુર્લભ છે. એવી દશા માટે સત્પુરૂષોના ચરણકમળની સેવા કરવી જોઇએ. પૂર્વોક્ત પ્રસંગોમાં મનનું સમતોલપણું જાળવી શકાય એવું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. મનનું સમતોલ-પણું રાખવા ક્ષણે ક્ષણે આત્માના શુદ્ધ સ્વરૂપમાં લક્ષ્ય આપવું જોઇએ, જે જે હેતુઓ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ પ્રમાણે આદરવાની આવશ્યકતા જણાય તે તે હેતુઓ આદરવા કે જેથી સામ્ય પ્રગટે.

## હવે સામ્યનો મહિમા વિશેષતઃ વર્ણવે છે.

श्लोकाः

साम्यात्मा नैव वध्नाति, कर्माणि किन्तु छेदकृत् ।
साम्यात्मा पूर्णयोगी स्यात् , योगशास्त्रेषु सम्मतम् ॥ ३४ ॥

शुद्धानन्दस्य भोक्ता स्यात्, समात्मा भगवद्गिरा ।
समत्वं सर्वभावेषु, जीवाजीवेषु सम्मतम् ॥ ३५ ॥

समत्वमात्मनो धर्मो, रागरोषविवर्जनात् ।
समुल्लसति जीवेषु, तत्त्वसम्मुखदृष्टिषु ॥ ३६ ॥

घोरकर्म्माणि कुर्वाणा, जना यान्ति परांगतिम् ।
साम्यभावप्रतापेन, तस्मात्तं प्राप्तुमुत्सहे ॥ ३७ ॥

साम्यादात्मस्थिरीभावो, वीर्योल्लासः प्रवर्धते ।
क्षपकश्रेणिमारुह्य, भव्यो याति शिवं गृहम् ॥ ३८ ॥

શબ્દાર્થ:—સામ્યાત્મા કર્મોને બાંધતો નથી, કિંતુ કર્મોનો છેદ કરનાર થાય છે, સામ્યાત્મા જ પૂર્ણયોગી થાય છે, એમ યોગશાસ્ત્રોમાં સમ્મત છે. ૩૪ જિનેન્દ્રવાણીવડે સમાત્મા શુદ્ધાનન્દનો ભોક્તા થાય છે, જીવાજીવ સર્વ ભાવોમાં સમત્વ સમ્મત હોય છે. ૩૫ રાગદ્વેષના વર્જનથી સમત્વ એ આત્માનો ધર્મ છે. સ્વાત્મસમ્મુખદૃષ્ટિવાળા જીવોમાં સામ્ય પ્રગટે છે. ૩૬ સામ્યભાવ પ્રતાપથી અઘોર કર્મ કરનારા પણ શિવપદને પામે છે. માટે મુમુક્ષુ કહે છે કે તે સામ્ય-

---

'ઝૂઝીજવું'કે 'ઝુલાવું'આ કમજોરીઓ ઉપર પરાજય મેળવે તે જ વિજેતા છે.

ભાવ પ્રાપ્ત કરવા ઉત્સાહી થાઉં છું. । ૩૭ । સામ્યથી આત્માનો સ્થિરીભાવ થાય છે અને વીર્યોલ્લાસ વૃદ્ધિ પામે છે અને ક્ષપકશ્રેણિ ચઢી ભવ્ય આત્મા શિવઘરમાં જાય છે. । ૩૮ ।

**ભાવાર્થઃ**—સમભાવી આત્મા કર્મોને બાંધતો નથી, કારણ કે તેણે આશ્રવના હેતુઓ રોકયા છે માટે મુખ્યતાએ કર્મનો છેદ કરનારજ કહેવાય છે; સમત્વના લાખો, અસંખ્ય ભેદ કહી શકાય. તેમ ઉચ્ચ ઉચ્ચ સમત્વના ભેદોને પામતો છતો અંતે પૂર્ણયોગી થાય છે, હેમચંદ્રાદિકૃત યોગશાસ્ત્રોમાં સામ્યત્વનો અત્યંત મહિમા વર્ણવ્યો છે; ઇષ્ટ અને અનિષ્ટ પદાર્થો જેમ વસ્તુતઃ નથી, વા અજ્ઞાનથી મનાયા હતા તે સમભાવ પ્રાપ્ત થતાં ઇષ્ટ વા અનિષ્ટ જણાતા નથી; કારણ કે આત્માનું કોઇ ઇષ્ટ કરનાર વા કોઇ અનિષ્ટ કરનાર બાહ્ય પદાર્થ નથી, એમ સમભાવી સમજી શકે છે, સમતાધારી એમ સમજે છે જડ તે હું નથી અને હું છું તે જડ નથી. રાગદ્વેષ એ કંઇ મ્હારો શુદ્ધ સ્વભાવ નથી. રાગ અને દ્વેષ વિનાની જ્ઞાનદૃષ્ટિમાં સત્ય ભાસે છે અને તે દૃષ્ટિથી કેવલજ્ઞાનીઓ વદે છે કે, સામ્ય એ તમારો ધર્મ છે. હે જીવો! સત્ય ધારશો કે રાગ અને દ્વેષ એ આત્માનો મૂળધર્મ નથી. જો તમો બાહ્યપદાર્થોને રાગ અગર દ્વેષ રહિત દૃષ્ટિથી દેખશો તો બાહ્યમાં ઇષ્ટાનિષ્ટપણું જણાશે નહિ. ભરત રાજાને આરીસા ભવનમાં જડમાં ઇષ્ટાનિષ્ટપણું ભાસ્યું નહિ ત્યારે કેવલજ્ઞાન થયું, મરૂદેવી માતાને પણ ઇષ્ટાનિષ્ટપણું ટળ્યું ત્યારે કેવલજ્ઞાન થયું. આ ઉપરથી સિદ્ધ થાય છે કે જેમ જેમ આત્મા

સમતાની ઉત્તમતાને અધિક અધિક પ્રાપ્ત કરતો જાય છે તેમ તેમ તે અનંત કર્મની નિર્જરા કરતો જાય છે અને આત્માની જ્ઞાનાદિ શક્તિયોનો પ્રકાશ કરતો જાય છે. ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરીને અંતે કેવલજ્ઞાન અને કેવલદર્શન પામી આત્મા પરમાત્મરૂપ થાય છે.

પુત્રાનન્દ, લલનાનન્દ, મિત્રાનન્દ, હવાનો આનન્દ, મુસાફરી આનન્દ, રમતગમત-આનન્દ, ભોજ્યાનન્દ, ગપ્પાંસપ્પાંનો આનન્દ, પંચેન્દ્રિયવિષયાનન્દ વગેરે અનેક પ્રકારનો પૌદ્‌ગલિક આનન્દ કહેવાય છે. આ બાહ્ય આનન્દ જો કે મનુષ્યને પ્રિય લાગે છે તો પણ તે ક્ષણિક છે, માટે તેના કરતાં વિશેષ અને સદાકાલ રહેનાર આનન્દ મળતો હોય તો કોણ મનુષ્ય બાહ્યાનન્દને ઇચ્છે ? અલબત કોઇ ઇચ્છે નહિ. લાડુ મળતા હોય તો કોદરાના રોટલા કોણ ખાય ? દૂધપાક મળતો હોય તો ઘેંસ કોણ ખાય ? ગંગાનું જલ મળે તો મલિન જળ કોણ પીવે ? તેવી જ રીતે સદાકાળ સ્થાયી રહેનાર આનન્દ મળતો હોય તો કોણ એક ક્ષણના આનન્દને ઇચ્છે ? અલબત કોઇ ઇચ્છે નહિ.

સામ્યભાવનો આનન્દ સહજ છે. સામ્યાનન્દ તે આટ્લાંટિક મહાસાગર જેવડો છે. તેની આગળ બાહ્યાનન્દ તો એક ખાબોચીઆ જેટલો પણ નથી, બાહ્યાનન્દ તો વિજલીના ચમકારા જેવો ક્ષણિક છે. અને સામ્યાનન્દ તો સૂર્યના જેવો પ્રકાશક છે. બાહ્યાનન્દ તો અન્ય વસ્તુઓના સંબંધથી થાય

છે માટે તે પરતંત્ર છે અને સમતાનન્દ તો પોતાની મેળે આત્મામાંથી પ્રગટે છે માટે સ્વતંત્ર છે. બાહ્યાનન્દને માટે દુઃખ વેઠવાં પડે છે અને સમતાના આનન્દ માટે દુઃખ વેઠવાં પડતાં નથી. બાહ્યાનન્દ પછી દુઃખ અવશ્ય પ્રાપ્ત થાય છે, સમતાના આનન્દ પછી દુઃખ નથી. બાહ્યાનંદ કૃત્રિમ છે ત્યારે સામ્યાનન્દ સત્યરૂપ છે. સમતાનન્દ તે-જ શુદ્ધાનન્દ કહેવાય છે શાંત યોગી શુદ્ધાનન્દનો ભોક્તા ભગવાન્‌ની આજ્ઞાનુસારે થઇ શકે છે.

એકેન્દ્રિય, દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય જીવો, પંચેન્દ્રિયના દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકી એ ચાર ભેદ છે. એમ સર્વ જીવો તથા સિદ્ધ જીવો એ સર્વ મ્હારા આત્માની સમાન છે, મ્હારા આત્મા સમાન જ્ઞાનદર્શનચારિત્રાદિ ગુણે સર્વે આત્માઓ છે, માટે જેમ હું છું તેમ સર્વ જીવો છે, કોઇના ઉપર રાગ વા દ્વેષ કરવાનું કંઇ કારણ નથી, ચૈતન્યધર્મવિશિષ્ટ હું છું તેમ સર્વજીવો છે. સર્વ એક સરખા જ્ઞાનગુણાદિ વિશિષ્ટ છે તેમાં શો રાગ અને દ્વેષ કરવો ! જડ વસ્તુઓ પણ અનેક સ્વભાવવાળી અનાદિ કાળથી જુદા જુદા સ્વરૂપે પરિણમે છે, તેમાં શો રાગ કે દ્વેષ કરવો ! ખરેખર રાગ કે દ્વેષ કોઇ પણ જડ વા ચેતન્ય વસ્તુઓ પર કરવો તે યોગ્ય નથી.

માટે સિદ્ધાંત ઠરે છે કે જીવ અને અજીવ પદાર્થો પર સમત્વ ધારણ કરવું તે જ યોગ્ય છે. વિવેકદૃષ્ટિથી વિચારતાં સમત્વગુણ ખરેખર સત્ય લાગે છે, સમત્વ દશામાં જેમ આત્મા વિશેષતઃ રહેતો જાય છે, તેમ તેમ તે શુદ્ધાનન્દને ભોગવતો જાય

છે. આવી સમતાના ધારક ગીતાર્થજ્ઞાની ભક્ત યોગીઓ થઈ શકે છે.

રાગદ્વેષ દોષના અભાવે આત્માની જે દશા અનુભવાય છે. તે દશાને સમતાદશા કહેવામાં આવે છે, અને તે જ ખરેખરો આત્માનો ધર્મ છે. સર્વ જીવોમાં આવો સમત્વગુણ પ્રગટે છે. રાગ, દ્વેષ, ક્ષયધર્મવાળા છે માટે તેનો ક્ષય થવો જોઇએ, જ્યારે રાગ દ્વેષનો જ્ઞાન ધ્યાનથી ક્ષય થાય ત્યારે જ્ઞાનધ્યાનના અભ્યાસક સર્વ જીવોમાં સમતા પ્રગટે છે. શુદ્ધાનન્દને પ્રગટાવનારી સમતા જગત્‌માં જયવંતી વર્તે છે.

અઘોર કર્મ ( મહાપાપનાં કાર્ય ) કરનારાઓ પણ સમતાને પામી પરમ મોક્ષપદ પ્રાપ્ત કરે છે. લેખક મુમુક્ષુ પણ અભિલાષા કરે છે કે સામ્યભાવ પ્રતાપથી તેવું મોક્ષપદ પ્રાપ્ત કરવા હું ઉત્સાહ ધારણ કરૂં છું. કોણ મનુષ્ય અહો ! આ જગત્‌માં પરમાત્મપદ પ્રાપ્ત કરવા પ્રયત્ન ન કરે ? અલબત સર્વે કરેજ. સમતાને પ્રાપ્ત કર્યાથીજ પરમસુખ મળે ત્યારે તે પ્રાપ્ત કરવા તૈયાર થવું તે કોને ન ગમે, અર્થાત સર્વેને ગમે. સમતાના અભાવેજ અનંતકાળ નિષ્ફળ ગયો, હવે જાગ્રત થતાં સમતા પ્રાપ્ત કરવી જોઇએ. સમતા માટે યોગ્ય પ્રયત્ન કરવો, તેમ ઈચ્છાય છે. સમતાની ઉચ્ચમાં ઉચ્ચ દશા પ્રાપ્ત થાઓ, એમ જગત્‌ના સર્વ જીવો ઇચ્છો. જ્યારે ત્યારે પણ સમતા વિના મુક્તિ નથી.

સામ્યથી આત્માની સ્થિરતા વૃદ્ધિ પામે છે, અને વીર્યા-

તરાયકર્મના ક્ષયોપશમ વા ક્ષયથી વીર્યોલ્લાસ વૃદ્ધિ પામે છે. સમતાની દશામાં વીર્યોલ્લાસ વૃદ્ધિ પામે છે એવો અનુભવ છે. સમતામાં સ્થિરીભાવ પામેલો આત્મા ક્ષપકશ્રેણિ આરોહીને શિવઘરમાં જાય છે.

સમતા કહે છે કે એક હું મોટી સ્ટીમર છું. મારામાં બેસી અનેક ભવ્ય જીવો સંસારસાગરની પેલી પાર જાય છે. સમતા કહે છે કે-જ્યાં હું ત્યાં રાગદ્વેષ રહેવા પામતા નથી. સમતા કહે છે કે, અનંતકાળનાં લાગેલાં કર્મ પણ હું કાચી બે ઘડીમાં ખેરવી નાખું છું. સમતા કહે છે કે-મુક્તિ મ્હારા હાથમાં છે. આ ઉપરથી ભવ્ય જીવોએ સમજવું કે-સમતા સદાકાલ સુખકારી છે.

## હવે સામ્યભાવ વા સમતાનું વિવેચન વિશેષતઃ કરાય છે. સમતા તે જ ભાવચારિત્ર છે.

શ્લોકઃ

साम्यमेव हि चारित्रं, सर्वदा मम्मतं स्फुटम् ।
फलं ज्ञानस्य साम्यं वै, सूत्रेषु तत् प्रकीर्तितम् ॥ ३९ ॥

શબ્દાર્થઃ—સમતા તેજ ભાવચારિત્ર છે, હમેશ તે ભાવથી પ્રત્યક્ષ છે. જ્ઞાનનું ફળ સમતા છે, એમ સૂત્રોમાં કહ્યું છે.

ભાવાર્થઃ—જિનવાણી અનુસાર દીક્ષા અંગીકાર કરવી તે દ્રવ્યચારિત્ર છે, અને સમભાવદશા પ્રાપ્ત કરવી તે ભાવ-ચારિત્ર છે. દ્રવ્યચારિત્રથી ભાવચારિત્રની પ્રગટના થાય છે

દ્રવ્યચારિત્ર કારણ છે અને ભાવચારિત્ર કાર્ય છે, સર્વ તીર્થંકરો દ્રવ્યચારિત્ર અંગીકાર કરી ભાવચારિત્ર પ્રગટ કરે છે તેથી સિદ્ધ થાય છે કે-ઉપાધિનાશક દ્રવ્યચારિત્ર હોવાથી ભાવચારિત્રરૂપ કાર્યની સિદ્ધ કરે એમાં કાંઇ પણ સંશય નથી. દ્રવ્યચારિત્ર વિના ગૃહસ્થને કોઇ વખત અત્યંત પરિણામની વિશુદ્ધિથી સામ્યભાવરૂપ ભાવચારિત્ર-અપવાદમાર્ગે પ્રગટે છે એમ જાણવું. દ્રવ્યચારિત્રનું પણ સાધ્યબિંદુ સામ્યભાવ છે.

## ज्ञाननुं फल साम्यभाव छे.

આત્મજ્ઞાનનું ફલ સમતા છે એમ શાસ્ત્રકારો પ્રતિપાદન કરે છે, જ્ઞાનવિના સમતા પણ આવતી નથી. રાગદ્વેષથી વિરામ પામવો તે વિરતિ કહેવાય છે અને તે विरति તેજ समता કહેવાય છે. સમતાથી આનન્દ પ્રગટે છે માટે ભાવચારિત્ર તે आनन्दरूप ગણાય છે. ચારિત્ર ત્યાં આનંદ, અને જ્યાં આત્માનન્દ હોય ત્યાં અપેક્ષાએ ચારિત્ર હોય છે. સમતારૂપ ચારિત્ર જગતના પ્રત્યેક મનુષ્યો ધારણ કરે તો જગતમાં અદ્ભુત શાંતિ પ્રસરી રહે. નાતજાતના ભેદ વિના સમતારૂપ ભાવચારિત્ર ધારણ કરવાનો સર્વને અધિકાર છે. સમતારૂપ ચારિત્રના પ્રતાપે સર્વ દેશોમાં પણ મારામારી, લડાઇ, ટંટા, યુદ્ધ, ગાળાગાળી, ક્લેશ, નિંદા, ઇર્ષ્યા, કુસંપ વગેરે દુર્ગુણોનો નાશ થાય છે. કુટુંબમાં ક્લેશ કંકાસ રહેતો નથી, સાધુવર્ગમાં પણ સામ્યભાવની પ્રકટતાથી સાધુવર્ગ ઉચ્ચ દશાને પામે છે. સાધુવર્ગની સમતા જોઇ ગૃહસ્થવર્ગ તેનું અનુકરણ કરે છે.

સાધુવર્ગનું સામ્યભાવે ખાવું, પીવું, ઉઠવું, બેસવું, બોલવું, વિચરવું, વગેરે ક્રિયાઓથી સાધુવર્ગ બોલ્યા વિના પણ લાખો ગૃહસ્થોને સમતાની અસર કરી શકે છે.

સાધુ શબ્દનો અર્થજ એવો છે કે તેઓ સમતાના ધારક છે, જ્ઞાન વિના સમતાની ઉચ્ચ દશા પ્રાપ્ત થતી નથી, દ્રવ્યથી સાધુ થએલાઓએ સમતારૂપ ભાવચારિત્ર પર લક્ષ્ય દેવું જોઇએ. કારણ કે સમતા વિના યતિપણું શોભતું નથી. જેમ જેમ રાગદ્વેષની મંદતા થતી જાય છે તેમ તેમ ભાવસાધુપણું વિશેષતઃ પ્રગટતું જાય છે. સાધુ થઇને જે કોઈની હાંસી કરતા નથી. તેમજ કોઇને ગાળ આપતા નથી, કોઇનાં ઉપર દ્વેષ કરતા નથી, કોઇના ઉપર રાગ ધારણ કરતા નથી, તેમજ પુસ્તકોના ભંડાર રાખતા છતાં તેના ઉપર રાગ ધારણ કરતા નથી, તેમજ ખાવામાં અને પીવામાં સામ્યભાવ રાખે છે, અને અનેક મનુષ્યો તરફથી અનેક ઉપાધિયો આવ્યા છતાં પણ જે ગભરાતા નથી, પંથના ભેદોની લડાઈમાં ક્રોધાગ્નિથી બળતા નથી. માન અને અપમાનના પ્રસંગોમાં સમતાનું વિશેષતઃ અવલંબન કરે છે, પરસ્પર એકબીજાના સમુદાયને હલકો પાડવા પ્રયત્ન કરતા નથી, આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનરૂપ વાયુને જે સ્પર્શતા નથી. કોઇનું પણ બુરૂં કરવા જેની મનોવૃત્તિ ખરાબ થતી નથી, જગતના જીવોને ઉચ્ચ કોટી પર ચડાવવા જ્ઞાનનો લાભ આપતા હોય છે, એવા સાધુઓથી જગતની શાંતિ અને આત્માની શાંતિ વર્તે છે. સમતાના ઉચ્ચ પરિણામને ધારણ કરનારા સાધુઓ જગતમાં કલ્પવૃક્ષ, ભાવદેવ,

ચિંતામણિ છે, તેઓનાં દર્શન કરે છતે સમતાના સમ્મુખ થવાય છે. અનેક ભવનાં પાપ છૂટે છે, એવં ગૃહસ્થ અને સાધુવર્ગ બે પણ જો સામ્યદૃષ્ટિથી વર્તે તો પરમાનંદ પ્રાપ્ત કરી શકે.

## આવી સામ્યભાવની દશા માટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે.

શ્લોકઃ

आत्मज्ञानं विना नास्ति, समत्वं क्वापि विद्धि तत्।
आत्मज्ञानाय भव्यैश्च, यतितव्यं पुनः पुनः ॥ ४० ॥

શબ્દાર્થઃ— આત્મજ્ઞાન વિના સમતા કયાંય પણ નથી માટે ભવ્યાત્માઓએ આત્મજ્ઞાનાર્થે વારંવાર પ્રયત્ન કરવો જોઇએ.

ભાવાર્થઃ—ષડ્દ્રવ્યોના ગુણપર્યાયને સાત નયપૂર્વક જાણવાથી આત્મજ્ઞાન ઉત્પન્ન થાય છે, સ્યાદ્વાદપણે આત્માને જાણવાથી આત્માનું સમ્યગ્જ્ઞાન થાય છે, આત્માને જાણતાં સર્વ જાણ્યું એમ કહેવાય છે. શ્રીયશોવિજય ઉપાધ્યાયે અધ્યાત્મસાર ગ્રંથમાં આત્મજ્ઞાનનો અપૂર્વ મહિમા વર્ણવ્યો છે. આત્મજ્ઞાન થવાથી બાહ્યવસ્તુઓમાં થતો મમત્વભાવ દૂર થાય છે. મન, વાણી અને કાયામાં થતો મમત્વભાવ દૂર થાય છે. આત્મજ્ઞાન થવાથી બાહ્યપદાર્થોમાં રાગ અને દ્વેષ થતો નથી, આત્મા ઉપર પણ (આગળની ઉત્તમ સામ્યદશામાં) રાગ થતો નથી, કારણ કે આત્મા પર રાગ કરવાનું કંઇ કારણ રહેતું નથી. ખરેખર

આત્મજ્ઞાનીઓ જ સમતાને પ્રાપ્ત કરે છે. આત્મજ્ઞાન કરવું તે સહેલ છે. પણ આત્માની સમતા પ્રાપ્ત કરવી તે મુશ્કેલ છે. અજ્ઞાની જનો તો આત્માના જ્ઞાનના અભાવે કારણપ્રસંગે બલાત્કારથી ઉપર ઉપરની મમતા રાખે, પણ આત્મજ્ઞાનપૂર્વક થતી સમતાના અભાવે સંસારસમુદ્રથી તરી શકતા નથી. દ્રવ્યચારિત્રની પ્રાપ્તિ થઇ શકે છે, અભવ્ય જીવો પણ દ્રવ્યચારિત્ર તો લઇ નવગ્રૈવેયક પર્યંત જાય તો પણ તત્ત્વની શ્રદ્ધાના અભાવે દ્રવ્યચારિત્રથી ભાવચારિત્રરૂપ સમતાની પ્રાપ્તિ થઇ શકતી નથી, ભાવચારિત્ર માટે આત્મજ્ઞાનની આવશ્યકતા છે. આત્મજ્ઞાનાર્થ ભવ્યાત્માઓએ સદાકાલ પ્રયત્ન કરવો જોઇએ. આત્મજ્ઞાનની, પીસ્તાલીશ આગમ વગેરે જે જે હેતુઓથી પ્રાપ્તિ થાય તે તે હેતુઓનું પણ અવલંબન કરવું જોઇએ.

માનપ્રતિષ્ઠા, લક્ષ્મી, કુટુંબ, કીર્તિ નામનાદિને માટે તો મનુષ્યો પ્રયત્ન કરે છે. બાહ્ય જગતમાં ચાવા થવા ( પ્રસિદ્ધ થવા ) અનેક જાતના ઉદ્યમ કરો પણ અંતે ક્ષણિક વસ્તુઓમાં ક્ષણિકપણુંજ પ્રાપ્ત થશે. બાહ્યની માનપ્રતિષ્ઠા, ભવિષ્યભવમાં સાથે આવનાર નથી, લક્ષ્મી માટે લાખો ઉદ્યમ કરવામાં આવે તો પણ તે પરભવમાં સાથે આવનાર નથી, કુટુંબ પણ સ્વાર્થની ખાતર સ્નેહ રાખે છે, ચેલા, ચેલીઓ પણ સ્વાર્થની ખાતર સ્નેહ રાખે છે, ભક્તો પણ સ્વાર્થની ખાતર સ્નેહ રાખે છે, આવી બાહ્યવસ્તુઓની પ્રાપ્તિ કરનારા મોટા મોટા રાજાઓ, બાદશાહોએ પણ 'અંતે હાથ 'ઘસ્યા 'છે, અને મુખે બોલ્યા છે કે–અરેરે ! અંતે કોઇ . કોઇનું થયું નહિ, ખરી શાંતિ

મળી નહિ. આમ અનેક મનુષ્યોએ નિશ્ચય કર્યો છે. મોટા મોટા વિદ્વાનો અને પ્રોફેસરોએ પણ આમ નિશ્ચય કર્યો છે. ત્યારે હવે બાહ્યના માટે જીવન નકામું ગાળવું એમ તો યોગ્ય લાગતું નથી તેમ આત્માર્થીઓના મનમાં નિશ્ચય થાય છે.

આત્માની શાંતિજ ખરી છે એમ આત્મજ્ઞાન થતાં નિશ્ચય થાય છે, માટે આત્મજ્ઞાન માટે સદ્ગુરુની ઉપાસના કરવી જોઇએ. સદ્ગુરુનું બહુમાન કરવું જોઇએ. સદ્ગુરુના વચન ઉપર વિશ્વાસ રાખવો જોઇએ, કારણ કે વિશ્વાસ વિના તો સંસારનો વ્યાપાર વગેરે વ્યવહાર પણ ચાલી શકતો નથી, સદ્ગુરુનાં કોઈ વચનોમાં સમજણ ન પડે તો પુનઃ પુનઃ તેનો વિચાર કરવો. વા યોગ્યતાએ સમજાશે એમ માની લેવું. ચાર પ્રકારના આહારથી, વસ્ત્ર વગેરેથી સદ્ગુરુની ભક્તિ કરવી, અને આત્મતત્ત્વની પૃચ્છા કરવી, શ્રીસદ્ગુરુ જે જે વચનો ઉપદેશે તે તે વચનો ઉપર ઘણા કાળ સુધી વિચાર કર્યા કરવો અને તેની શ્રદ્ધા કરવી. શ્રીસદ્ગુરુને ત્રણ કાળ સુધી વંદન કરવું, સદ્ગુણોથી શિષ્યોએ એવી યોગ્યતા મેળવવી કે જેથી સદ્ગુરુજી યોગ્ય જ્ઞાન આપતાં અચકાય નહીં. આ પ્રમાણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરી સમતા તરફ લક્ષ્ય દેવું. પુનઃ આત્મજ્ઞાનથી ધ્યાનની પ્રાપ્તિ થાય છે એમ ગ્રંથકાર જણાવે છે.

### આત્મજ્ઞાનથી ધ્યાન.

श्लोकौ

आत्मज्ञानेन भव्यात्मा, निर्मलध्यानमश्नुते ।
आत्मज्ञानफलं ध्यानं, ध्यानं साम्यमेव हि ॥ ४१ ॥

ध्यानं क्रियास्वरूपं च, साम्यं क्रियास्वरूपकम् ।
तयोः किञ्चिद्विशेषोऽस्ति, भासते त्वनुभवे ॥ ४२ ॥

**શબ્દાર્થ**:—ભવ્યાત્મા આત્મજ્ઞાનથી નિર્મલ ધ્યાન પામે છે, આત્મજ્ઞાનનું ફળ ધ્યાન છે, તથા ધ્યાન તે સામ્યભાવરૂપ જ છે. અને ધ્યાન ક્રિયારૂપ છે તેથી સામ્ય પણ ક્રિયાસ્વરૂપ કહી શકાય છે; તો પણ ધ્યાન અને સામ્યભાવનો કિંચિત્ વિશેષ છે તે તો અનુભવમાં ભાસે છે.

**ભાવાર્થ**:—ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, જીવાસ્તિકાય, અને કાલ. તેમાં કાલદ્રવ્ય ઔપચારિક છે, ષડ્દ્રવ્ય સત્ય છે, એ ષડ્દ્રવ્યના ગુણપર્યાયનું ધ્યાન કરવું. આત્મદ્રવ્ય વિના બાકીના પાંચ દ્રવ્ય જાણવા યોગ્ય છે. એક આત્મદ્રવ્ય આદેય છે, આત્માની સાથે લાગેલી કર્મની સર્વ ઉપાધિ ત્યાગ કરવા યોગ્ય છે, આત્મદ્રવ્યના ગુણપર્યાયનું સાત નયથી ચિંતવન કરતાં આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, આત્મજ્ઞાન થતાં ભવ્યાત્મા નિર્મલ ધ્યાન પામે છે, આત્માના દ્રવ્યગુણપર્યાયમાં મનની વૃત્તિઓ રોકવાથી આત્મા સ્વસ્વરૂપમાં સ્થિર થાય છે. આત્મજ્ઞાન પામ્યાનું ફલ પણ એ છે કે–આવું ઉત્તમ ધ્યાન કે જેમાં પરપરિણતિનો બિલકુલ અવકાશ નથી તેવું ધ્યાન પ્રાપ્ત કરવું. આત્માના જ્ઞાનગુણનો ક્ષયોપશમભાવે અને ક્ષાયિકભાવે કેવો પ્રકાશ થાય તેનો વિચાર કરવો. દર્શનગુણનો પણ તેવી રીતે વિચાર કરવો. ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવે આત્માના ચારિત્રગુણનો વિચાર કરવો, આત્માના

પારિણામિકભાવનો વિચાર કરવો. ઔદયિકભાવથી આત્મા ભિન્ન છે એમ જાણી ઔદયિકભાવ રમણતાનો ત્યાગ કરવો, પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ અને રૂપાતીતધ્યાનથી આત્મામાં રમણતા કરવી. પાંચ પદોથી આત્માના સ્વરૂપની ભાવના કરવી, શરીરમાં રહેલા આત્માના શુદ્ધ ગુણોમાંજ ચિત્ત રોકવું, કર્મની સાથે આત્મા રહેલો છે પણ કર્મથી ભિન્ન છે, એમ ક્ષયોપશમભાવે વિચારવું. આત્મા સર્વ રૂપી પદાર્થોથી ભિન્ન છે અર્થાત્ રૂપાતીત છે એમ વિચાર કરવો. ચાર પ્રકારના ધ્યાનમાં મનને રોકવાથી આત્મામાં સામ્ય પ્રગટે છે. આત્માનું સામ્ય રાખવું, સામ્ય અને ધ્યાન તે કથંચિત્ એકરૂપ છે. ધ્યાન અને સામ્ય એકરૂપ હોવાથી બન્ને પણ ક્રિયારૂપ ઠરે છે, કારણ કે ધ્યાનમાં પણ મનની ક્રિયાની જરૂર પડે છે તેમ સમતા રાખવામાં પણ મનને મહેનત પડે છે, રાગ અને દ્વેષ બન્નેને રૂંધવા પડે છે માટે સમતા પણ અપેક્ષાએ ક્રિયારૂપ છે; પણ ક્ષાયિકભાવ થતાં સમતારૂપ ભાવચારિત્રમાં મનની ક્રિયાની આવશ્યકતા નથી, ક્ષાયિકભાવ થતાં ભાવમન રહેતું નથી, તેથી તેરમા ગુણસ્થાનકે કેવલીને ફક્ત દ્રવ્યમન હોય છે. ક્ષયોપશમભાવ હોય ત્યાં સુધી ભાવમન હોય છે, ધ્યાન અને સામ્યભાવ એ બે ક્ષયોપશમાવસ્થામાં–ક્રિયારૂપ–અપેક્ષાએ ઘટે છે.

ધ્યાન અને સામ્યભાવરૂપ ક્રિયા કરનારાઓ આ જગતમાં વિરલા છે. બાહ્યની ક્રિયાની જો કે અનુપયોગિતા નથી, વ્યવહાર દશામાં તે પણ ઉપયોગી છે પણ કાયિક સ્થૂલ ક્રિયા કરતાં ધ્યાન અને સમતારૂપ સૂક્ષ્મક્રિયા અનંતગણી વિશેષ

---

મક્કમતા જાળવી શકનાર હૃદય જ ઐશ્વર્યને-ઈશ્વરત્વને ખેંચે છે.

ઉપયોગી છે. ધ્યાન અને સમતારૂપ સૂક્ષ્મક્રિયાથી ચિલાતીપુત્રે, ભરતરાજાએ અને મરૂદેવીમાતાએ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કર્યું. ધ્યાન અને સમતાની સૂક્ષ્મક્રિયા વિના ત્રણ કાલમાં મુક્તિ નથી, કાયિક્યાદિ સ્થૂલક્રિયાથી મુક્તિ થાય તેવો નિશ્ચય નથી કારણ કે સ્થૂલક્રિયાથી પણ અંતે સૂક્ષ્મમાં આવવું પડે છે. સ્થૂલક્રિયાથી સૂક્ષ્મમાં આવ્યા વિના મુક્તિ થવાની નથી. જેની સૂક્ષ્મક્રિયા કરવાની યોગ્યતા થઈ નથી તેનો અધિકાર સ્થૂલક્રિયામાં છે. સ્થૂલક્રિયા કરનારાઓને ભલામણ કે તેઓએ સૂક્ષ્મધ્યાનક્રિયા કરનારાઓની નિંદા ન કરવી, તેમજ સ્થૂલક્રિયાઓને ભાવથી આરાધવી. સૂક્ષ્મક્રિયા કરનારાઓને પણ ભલામણ કે વ્યવહારમાર્ગનો, યોગ્યમાર્ગ સાચવી સૂક્ષ્મક્રિયાથી આત્માનું કલ્યાણ કરવું, પણ સ્થૂલક્રિયા કરનારાઓની નિન્દા કરવી નહીં. તેમને બોધ આપી આગળ ચડાવવા પ્રયત્ન કરવો. સૂક્ષ્મબોધના અભાવે તેમનાં આક્ષેપવચનો સાંભળી સમતા ધારણ કરવી, તેથી સમતારૂપ સૂક્ષ્મક્રિયાથી અનંત-કર્મવર્ગણાઓનો નાશ કરી શકાશે. પ્રથમ ધોરણના અભ્યાસીઓ છઠ્ઠા ધોરણવાળાઓના જ્ઞાનની નિંદા કરે તે અયોગ્ય કહેવાય. તેમજ છઠ્ઠા ધોરણવાળા પ્રથમ ધોરણવાળાની નિંદા કરે તે પણ અયોગ્ય ગણાય. એકેકથી નિન્દા કરી જુદા પડવાથી કલાસોની નષ્ટતા થાય અને તેથી આખી શાળા ભાગી જાય; તેમ સ્થૂલક્રિયા અને ધર્મની સૂક્ષ્મક્રિયા કરનારાઓમાં પણ સમજી લેવું. સમજીને પરસ્પર સંપીને રહેવું જોઇએ.

ધ્યાન અને સમતામાં ક્ષયોપશમ અને ક્ષાયિકભાવની

---

નિભય ? નિર્ભય જે-હોય તેજ 'નિજાનંદ'ની મજાઓ ચાખી શકે છે.

અપેક્ષાએ ભેદ પણ પડે છે. તત્ત્વજ્ઞાતાઓના અનુભવમાં તે કોઈ અપેક્ષાએ ભાસ્યા કરે છે. ત્રયોદશગુણસ્થાનકની સમતામાં ક્ષાયિકભાવ હોવાથી ક્રિયાની જરૂર પડતી નથી. બાકી શુકલધ્યાનના બે ધ્યાન તો હોય છે તે ધ્યાનક્રિયા ચોદમા ગુણઠાણા સુધી હોય છે, માટે મુક્તિના પ્રતિ જ્ઞાન અને ક્રિયા ઉપકારી છે, જ્ઞાન અને ધ્યાનક્રિયા વિના મુક્તિ નથી, માટે જ તત્વાર્થસૂત્રમાં કહ્યું છે કે-ज्ञानक्रियाभ्यां मोक्षः જ્ઞાન અને ક્રિયાથી મુક્તિ છે. પ્રથમ જ્ઞાન અને પશ્ચાત્ સ્થૂલ વા ધ્યાનરૂપ સૂક્ષ્મક્રિયા પ્રાપ્ત થાય છે. पढमं नाणं तओ दया. દશવૈકાલિક સૂત્રમાં પણ પ્રથમ જ્ઞાન અને પશ્ચાત્ દયારૂપ ક્રિયાની સ્થિતિ જણાવી છે, અને પશ્ચાત્ સમતારૂપ ક્રિયાની પ્રાપ્તિ થાય છે. મનને રાગ અને દ્વેષથી ભિન્ન રાખવું. આવી સમતારૂપ ક્રિયા ક્ષણે ક્ષણે પ્રસંગ પામી કરવાની આવશ્યકતા છે. સમતાથી જ સાક્ષાત્ આત્મસુખ વેદાય છે.

### શુદ્ધધ્યાનરૂપ ક્રિયા કરવાથી શું ફલ થાય છે.

श्लोकौ

प्राधान्यं शुद्धवीर्यस्य, ध्याने भवति निश्चलम् ।
शुद्धवीर्यं क्रियारूपं, क्षयोपशमभावतः ॥ ४३ ॥

क्षयोपशमवीर्यात्मा, क्रियैव ध्यानमात्मनः ।
आत्मधर्मस्थिरीभावे, ध्यानं हि ज्ञानसङ्गकृत् ॥ ४४ ॥

શબ્દાર્થઃ—ધ્યાનમાં શુદ્ધ વીર્યનું પ્રાધાન્ય નિશ્ચલ છે. ક્ષયોપશમભાવથી શુદ્ધવીર્ય ક્રિયારૂપ છે, ક્ષયોપશમભાવીય

વીર્ય ક્રિયારૂપજ આત્માનું ધ્યાન છે, આત્મધર્મની સ્થિરતામાં જ્ઞાનસંગકૃત ધ્યાન જ છે.

**ભાવાર્થઃ**—ધર્મધ્યાન અને શુકલધ્યાનના પહેલા બે પાયા ધ્યાવતાં પર્યંત ક્ષયોપશમભાવીય શુદ્ધ વીર્યનું પ્રાધાન્યપણું છે. રાગદ્વેષમાં જે વખતે આત્માનું વીર્ય ન પરિણમે તે વખતે તે શુદ્ધવીર્ય કહેવાય છે. બારમા ગુણઠાણા સુધી ક્ષયોપશમભાવસહિત ધ્યાન કહેવાય છે, પંચભાવનું જેણે સ્વરૂપ જાણ્યું હશે તે આ બાબતમાં વિશેષ સમજી શકશે. ધ્યાનમાં ક્ષયોપશમ ભાવનું જ્ઞાન છે, ચારિત્ર મોહનીયને ઉપશમભાવ વા ક્ષયોપશમભાવ વા દશમા ગુણઠાણે લોભને ક્ષય થતાં ક્ષપકશ્રેણિમાં મોહનીયને ક્ષાયિકભાવ તથા ક્ષયોપશમભાવનું વીર્ય હોય છે. હાલ સાતમા ગુણસ્થાનક પર્યંત જઈ શકાય છે. સાતમા ગુણસ્થાનકે ક્ષયોપશમભાવનું જ્ઞાન હોય છે. ચારિત્રમોહનીયને ઉપશમ વા ક્ષયોપશમભાવ હોય છે, ક્ષયોપશમભાવનું વીર્ય હોય છે, ભાવમન તથા દ્રવ્યમન હોય છે, શુકલલેશ્યાના વિશુદ્ધ પરિણામ હોય છે, સાતમા ગુણસ્થાનકે જે ધ્યાન છે તેમાં શ્રુતજ્ઞાનને ઉપયોગ હોય છે, અને ત્યાં સહાયતા મનની વર્તે છે.

અત્ર કહેવાનું કે–ધ્યાનમાં જ્ઞાન, ચારિત્ર, સમ્યકત્વ અને વીર્ય એ ચાર ગુણની પ્રવૃત્તિ દેખાય છે. ધ્યાનમાં ઉપયોગ હોવાથી શ્રુતજ્ઞાનને વ્યાપાર ઠરે છે, સમ્યકત્વ પણ કોઈ જાતનું હોવાથી ત્યાં સમ્યકત્વ પણ ઘટે છે, ચારિત્રમોહનીયને

—પોતાના ' ધર્મિષ્ટ 'પણાનું ' ઘમંડ ' એજ નર્યું અધાર્મિકપણું છે.

ઉપશમ વા ક્ષયોપશમભાવ હોવાથી ત્યાં ચારિત્રનો વ્યાપાર પણ ઘટે છે. ક્ષયોપશમભાવનું વીર્ય હોવાથી જ્ઞાન, ચારિત્રાદિ ગુણોની શક્તિને પણ બળ મળે છે. ભાવમન પણ શુક્લલેશ્યામય હોવાથી વિશુદ્ધ પરિણામવાળું હોય છે, તે વખતે આત્માનો સુખ ગુણ પણ આવરણોનો નાશ થવાથી સાક્ષાત્ અનુભવાય છે, આવી આત્મધ્યાનની દશામાં અપ્રમત્તપણું મુખ્યપણે વર્તે છે. અનુત્તરવિમાનવાસી દેવતાનાં સુખ કરતાં પણ આત્મા તે વખતે અનંતગુણ સહજ સુખનો ભોક્તા બને છે.

ધ્યાન વખતે ક્ષયોપશમભાવનું વીર્ય પણ રાગદ્વેષમાં પરિણમતું નથી માટે તે નિશ્ચલ કહેવાય છે ક્ષયોપશમભાવનું વીર્ય છે તે આત્મામાં રમણતારૂપ ક્રિયા કરે છે તેથી તે પણ ક્રિયારૂપ કારણકાર્યની અપેક્ષાએ કહેવાય છે.

ધ્યાનમાં જે શક્તિ વિશેષ ભાસે છે તે વીર્ય છે. તેમજ જે સ્થિરતા ભાસે છે તે ચારિત્ર છે. જે ઉપયોગ છે તે જ્ઞાન છે, ધ્યાનને બળ આપવાની ક્રિયા, ક્ષયોપશમ વીર્યની છે. મનોબલ, વચનબલ અને કાયબલ પણ ક્ષયોપશમ વીર્ય કહેવાય છે. મનોબલ જે ધ્યાનમાં વર્તે છે તે પણ ક્રિયાવિશેષ અપેક્ષાએ જણાય છે.

આત્મધ્યાનમાં ક્ષયોપશમ વીર્યની શુદ્ધતા અને પ્રાધાન્યપણું ભાસે છે. મન તે વખતે પરપરિણતિમાં હોતું નથી તેથી અપેક્ષાએ નિશ્ચલ શુદ્ધ વીર્ય કહેવાય છે, તેના પણ મંદ, તીવ્ર આદિ અનેક ભેદ અપેક્ષાથી કહેવાય છે. ક્ષયોપશમ વીર્યરૂપ-

જે ક્રિયા આત્માના સ્વરૂપમાં જ્ઞાનોપયોગની સાથે પરિણમે છે તે ક્રિયા છે અને તે આત્માનું ધ્યાન કહેવાય છે, મનોબલ અનાદિકાળથી પરમાં પરિણમતું હતું તે જ્યારથી આત્મામાં જ્ઞાનોપયોગે પરિણમે ત્યારથી તે આત્માની શુદ્ધ ક્રિયારૂપ ધ્યાન કહેવાય છે.

આત્માના ધર્મની સ્થિરતામાં જ્ઞાનસહ ધ્યાન જ્ઞાનસઙ્ગત-ધ્યાન એ વાક્યથી એવો ફલિતાર્થ નીકળે છે કે, સમ્યગ્જ્ઞાન વિના કેટલાક અજ્ઞ બાવાઓ ધ્યાન ધ્યાન પોકારે છે, તેઓ સમ્યગ્જ્ઞાન વિના સમ્યગ્ ધ્યાનને પામી શકતા નથી, કારણ કે જેટલા પ્રમાણમાં જ્ઞાન હોય છે તેટલા પ્રમાણમાં ધ્યાન હોય છે, જેટલું બળ તેટલું ચાલવું થાય છે, જેટલી આંખમાં દર્શનશક્તિ, તેટલા પ્રમાણમાં જ દેખી શકાય છે માટે જ્ઞાન તેટલું ધ્યાન કહેવાય છે.

આ ઉપરથી ભવ્યાત્માઓએ સમજવું કે ધ્યાન માટે પ્રથમ સદ્ગુરુ પાસે જ્ઞાન મેળવવું. પરિપૂર્ણ જ્ઞાન વિના ગુફામાં પણ ચિત્ત ઠરવાનું નથી. ધોબીનો કૂતરો જેમ ઘરનો નહિ ને ઘાટનો નહિ, તેમ સિદ્ધાંતના જ્ઞાન વિનાના મનુષ્યો ધ્યાન કરી શકવાના નથી. જ્ઞાન કરતાં ધ્યાનરૂપ ક્રિયા અત્યંત ઉપયોગી છે, તે કંઇ જ્ઞાન વિના પામી શકાય નહિ. આત્મજ્ઞાન વિના વૈરાગ્ય થતો નથી, અને વૈરાગ્ય વિના વાસનાનો ક્ષય થતો નથી. દુનિયાના પદાર્થો પરથી રાગ અગર દ્વેષ ટળતો નથી. આત્મજ્ઞાન વિના ચિત્તને શી રીતે વશ કરવું તે સમજી શકાય નહિ, ત્યારે ધ્યાનરૂપ સૂક્ષ્મ ક્રિયાની આશા શી રીતે રાખી

શકાય ? આત્માનું પરિપૂર્ણ જ્ઞાન થતાં અજ્ઞાનદશાનો નાશ થાય છે ત્યારે આત્મજ્ઞાની ખાતાં, પીતાં, બેસતાં, ઉઠતાં અને ચાલતાં પણ આત્માનું ધ્યાન ધરી શકે છે. રાગદ્વેષની અનેક વાસનાનો આત્મજ્ઞાનથી ક્ષય કરી શકે છે. પરિપૂર્ણ સ્યાદ્વાદ- તત્ત્વના જ્ઞાન વિના ધ્યાનની ઇચ્છાવાળાઓ કંઇ પણ સમજ્યા વિના કોઈ વખત મિથ્યાત્વ દશામાં પણ ઉતરી જાય છે. તેમના મનમાં વાસનાઓ ફૂદાફૂદ કરી મૂકે છે, માટે પ્રથમ સિદ્ધાંતા- નુસાર આત્મજ્ઞાન પ્રાપ્ત કરી ધ્યાન કરવું જોઇએ. જ્ઞાનસંગ- કૃત ધ્યાનની અત્યંત આવશ્યકતા છે, જ્ઞાન વિનાના પુરૂષોને ધ્યાનનો અધિકાર નથી. ધ્યાનયોગ ક્રિયારૂપ છે, તેમાં જ્ઞાની પુરૂષોનો પ્રવેશ થઇ શકે છે. આત્મજ્ઞાન-વૈરાગ્ય વિનાના જીવો બાહ્યકષ્ટ, પ્રાણાયામ આદિથી કંઇક સિદ્ધિયો મેળવે છે, પણ તેથી તે સિદ્ધિયોને તેમના આત્માના હિત માટે થતી નથી, કારણ કે તેઓ ક્રોધી બની શ્રાપ આપી શકે છે. આત્મજ્ઞાન વિના અને વૈરાગ્ય વિના બાહ્યની સિદ્ધિયોના લોભમાં પડી મુક્ત થવાનું ભાન ભૂલી જાય છે માટે જ જ્ઞાનપૂર્વક ધ્યાનની આવશ્યકતા છે. અત્ર બાહ્યના જ્ઞાનનો અધિકાર નથી. તત્ત્વ- જ્ઞાનની આવશ્યકતા સૂચવી છે, કારણ કે વ્યાકરણ, ન્યાય, રસ, અલંકાર વગેરે શાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય પણ ષડ્દ્રવ્યપૂર્વક આત્મજ્ઞાન, યોગજ્ઞાન કે જે જૈન શાસ્ત્રોમાં સમ્યગ્ રીતે વર્ણવ્યું છે તેનું જ્ઞાન ન હોય તો તે મનુષ્યોને આત્મજ્ઞાન, અને ધ્યાનનો અધિકાર નથી. અત્ર તો આત્મજ્ઞાનની આવશ્ય- કતા જણાવી છે.

આત્મજ્ઞાનપૂર્વક ધ્યાનરૂપ ક્રિયા કરવાની અત્યંત આવશ્યકતા છે, ધ્યાનમાં જ્ઞાન અને ક્રિયા એ બેનો સંબંધ થાય છે. જ્યાં જ્ઞાન ક્રિયા એ બે મળે ત્યાં કેવલજ્ઞાન પ્રાપ્ત થઇ શકે, એમાં કંઇ આશ્ચર્ય નથી. સૂક્ષ્મ જ્ઞાન અને સૂક્ષ્મ ક્રિયાનું આત્મામાં એવું બળવાન ચક્ર ચાલે છે કે અનેક કર્મની પ્રકૃતિયો મૂળમાંથી ટળી જાય છે. આત્મજ્ઞાનથી શુકલધ્યાનમાં શક્તિમાન્ થયેલા આત્મામાં એટલું બધું સામર્થ્ય પ્રગટે છે કે તે અનંતભવના કર્મ ખપાવી નાખે છે–તે ભેગાં જો અન્ય જીવોનાં કર્મ હોય તો તેનો પણ નાશ કરી શકે, આવું આત્મસામર્થ્ય વર્તે છે. જેના ઘેર કોટી ધનનો વ્યાપાર ચાલતો હોય તેને સામાન્ય વ્યાપાર ગમે નહિ, તેમ આત્મધ્યાનીઓને ત્યાં મોટામાં મોટો ધ્યાનક્રિયારૂપ ધર્મનો વ્યાપાર ચાલતો હોય છે તેથી તે પ્રમત્તદશાની ધર્મક્રિયાઓમાં પણ લક્ષ્ય આપતા નથી, અર્થાત્ અપ્રમત્તદશામાં ધ્યાન જ કર્યા કરે છે. અપ્રમત્તદશાના ધ્યાનમાં ન રહેવાય ત્યારે તે પ્રમત્તદશાની ધર્મક્રિયાઓને અવશ્ય કરે છે. યોગ્ય છે કે–મુનિઓએ સૂક્ષ્મક્રિયામાંથી મન પાછું હઠે ત્યારે તેને ધર્મની નિરવદ્ય સ્થૂલક્રિયાઓમાં રોકવું. જ્ઞાન કરતાં ક્રિયા ઉત્તમ છે તે આવી અપેક્ષાએ સર્વેને સમજાય છે. આત્મજ્ઞાન એ રૂપું છે અને આત્મધ્યાન વા આત્મામાં રમણતા એ સોનું છે, એમ જાણીને આચારમાં મૂકવું. તે ચારિત્રરૂપ ક્રિયા જે કરે છે તેને ઈન્દ્રો પણ નમસ્કાર કરે છે. આ પ્રમાણે આત્મજ્ઞાન અને આત્મધ્યાનરૂપ ક્રિયા એ બેનો અત્યંત આદર કરવો જોઇએ.

---

'વ્યવહારીઆ મગજમાં કોઇ ઉચ્ચ ભાવ કે ભાવનાને ઓછુંજ સ્થાન છે.

## સિદ્ધાંતોમાં પણ જ્ઞાન ક્રિયાથી મુક્તિ છે એમ પ્રતિપાદન કર્યું છે, તે જણાવે છે.

श्लोकौ

अतो ज्ञानक्रियाभ्यां च, मुक्तिः सूत्रे प्रदर्शिता ।
एकान्ततोहि मिथ्यात्व–मेकान्तवाददर्शिनाम् ॥ ४५ ॥

सप्तभंगीनयोपेतं, सम्यक्स्याद्वाददर्शनम् ।
आत्मज्ञानाय विज्ञेयं, भव्यजिज्ञासुभिः शुभम् ॥ ४६ ॥

શબ્દાર્થ:—તે માટે જ્ઞાન અને ક્રિયાથી સૂત્રમાં મુક્તિ દેખાડેલી છે. એકાંતથી એકાંતવાદિયોને મિથ્યાત્વ દર્શાવ્યું છે. સપ્તભંગી અને સાત નયોવડે પ્રત્યેક પદાર્થની પ્રરૂપણા કરવી તે સમ્યક્ સ્યાદ્વાદદર્શન કહેવાય છે. ભવ્ય જિજ્ઞાસુઓએ આત્મજ્ઞાન માટે તે વિજ્ઞેય છે.

ભાવાર્થ:—પૂર્વોક્ત શ્લોકમાં યુક્તિયો દર્શાવી છે તે માટે જ્ઞાન અને ક્રિયાવડે મુક્તિ થાય છે. સૂત્રોમાં પણ એથીજ મુક્તિ દેખાડેલી છે. જ્ઞાન ( જાણવું ) ક્રિયા, આત્મા આઠ કર્મથી મુક્ત થાય તેવી સ્થૂલ અને સૂક્ષ્મ યથાયોગ્ય ક્રિયા કરવી, જે જે ઉપયોગથી રાગ અને દ્વેષ ઘટે તેવી જિનાજ્ઞાનુસાર ક્રિયા કરવી, સાધુ અને શ્રાવકના ધર્મની ક્રિયાથી મુક્તિ થાય છે. જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ મોક્ષમાર્ગ છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રની પ્રાપ્તિ માટે જે જે ક્રિયાઓ કરવી તે સત્ક્રિયા છે. અસંખ્યયોગથી પણ મુક્તિ છે માટે અસંખ્યયોગરૂપ ક્રિયા

પણ મુક્તિના પ્રન્તે હેતુભૂત છે. વ્યવહારિક જે જે ધર્મક્રિયાઓ શાસ્ત્રમાં દર્શાવી છે કે જેનાથી પરિણામની શુદ્ધિ થાય છે તે તે ક્રિયાઓ, ગુરૂઆજ્ઞાનુસાર આદરવી જોઇએ. જૈનસિદ્ધાંતોમાં કહેલી ક્રિયાઓની કેવા પ્રકારની આવશ્યકતા છે, તે સમજીને તેના યોગ્ય અધિકાર મેળવી તેનો આદર કરવો. જોઇએ. આત્મા પોતાના સદ્ગુણોનો પ્રકાશ કરે એવી ક્રિયાઓને ચારિત્ર કહે છે. કારણરૂપ ચારિત્રને દ્રવ્યચારિત્ર કહે છે, અને ફળરૂપ ચારિત્રને ભાવચારિત્ર કહે છે. ભાવચારિત્ર, ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવરૂપ છે, એ ત્રણની પ્રાપ્તિ માટે જે જે પ્રયત્ન કરવા તે દ્રવ્યચારિત્ર કહેવાય છે. ક્રોધ, માન, માયા અને લોભનો નાશ કરવા જે પ્રયત્ન કરવા તે દ્રવ્યચારિત્ર કહેવાય છે.

બાહ્યની ક્રિયાઓ જે જે ધર્મની ધર્મસૂત્રોમાં બતાવી હોય તે તે ક્રિયાના જે જે મુદ્દાઓ જે જે નયોની અપેક્ષાએ કહ્યા હોય તે તે બરાબર સમજીને આત્માના ઉપયોગપૂર્વક ક્રિયાઓ કરવામાં મનને જોડી દેવાથી બાહ્યભાવમાં ભટકતું મન બંધ થશે. મનની ક્રિયાઓ આત્માના સમ્મુખ કરવી અર્થાત્ સારાંશ કે, આત્માના સદ્ગુણોના ચિંતવનમાં જ મનની ક્રિયા થવી જોઇએ. અરિહંતાદિક પંચપરમેષ્ઠિ તથા જ્ઞાનાદિ ચાર પદના ગુણોનું ચિંતવન મનમાં કરવું. વાણીવડે પ્રભુના ગુણ ગાવા, તેમજ ધર્મોપદેશ દેવો, અને ધર્મચર્ચા કરી તત્વજ્ઞાનનો લાભ મેળવવો, કાયાની ક્રિયા પણ ધર્મની પ્રાપ્તિ માટે કરવી.

પરમાત્માની મૂર્તિ વા સ્થાપનાચાર્ય આગળ ધર્મની તે તે

ક્રિયાઓ કરવી, તદ્ધેતુ અને અમૃતક્રિયામાં વિશેષતઃ લક્ષ આપવું. પ્રથમાવસ્થાની ક્રિયામાં જો કે કંઈ ભૂલ થાય તો પણ દરરોજ ભૂલો સુધારીને શુદ્ધ ક્રિયાઓ કરવાની પ્રવૃત્તિ કરવી. તપનું અજીર્ણ અહંકાર છે, અને ક્રિયાનું અજીર્ણ પરની નિંદા છે, પારકી નિન્દા કરવાથી ક્રિયાની શુદ્ધિ થતી નથી. જૈનશ્વેતાંબર માર્ગમાં હાલ તો ઘણા ગચ્છો છે, તેઓની ભિન્નતા ક્રિયા વગેરેની બાબતમાં દેખાય છે, તો પણ ક્રિયાની ભિન્નતાથી જીવોએ પરસ્પર લડી મરવું જોઇએ નહિ, મધ્યસ્થ દૃષ્ટિ ધારણ કરવી.

એકલા જ્ઞાનથી વા એકલી ક્રિયાથી મુક્તિ થતી નથી. જ્ઞાન વિનાની ક્રિયાથી કંઇ કર્મનો ક્ષય થતો નથી, તેમજ જ્ઞાનમાત્રથી સંપૂર્ણ કર્મનો ક્ષય થતો નથી. જ્ઞાનપક્ષી સર્વથી આરાધક છે અને દેશથી વિરાધક છે, અને ક્રિયાપક્ષી દેશથી આરાધક છે અને સર્વથી વિરાધક છે, જ્ઞાન અને ક્રિયા એ બંનેને માનનાર તો અનેકાન્તવાદી હોવાથી સર્વથી જ આરાધક છે.

શુષ્ક જ્ઞાન અને શુષ્ક ક્રિયાથી મુક્તિ થતી નથી, ગાડરીયા પ્રવાહની પેઠે અંધશ્રદ્ધાથી જેઓ ક્રિયા કરે છે તેઓ ઉચ્ચ કોટિ પર ચઢી શકતા નથી. ક્રિયા કરનારાઓને ભલામણ છે કે તેઓ અંધક્રિયા થાય છે એમ જાણી ક્રિયાઓનો ત્યાગ કરે નહીં, પણ શુદ્ધક્રિયા કરવાનો ખપ કરે. કારણ કે ક્રિયા ન કરવાથી ઉપર ચઢાતું નથી પણ પાછું ઉતરાય છે. અધ્યાત્મ-જ્ઞાનપૂર્વક ધર્મક્રિયાઓની આવશ્યક્તા સ્વીકારવી જોઇએ. જો

કે સ્થૂલદૃષ્ટિવાળા જીવોને અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત ન થાય, તો પણ ગીતાર્થ અધ્યાત્મજ્ઞાનીની આજ્ઞાપૂર્વક ધર્મક્રિયાઓ કરવી જોઇએ. જે જે ક્રિયાઓમાં અત્યંત શુદ્ધ પ્રેમ, ભક્તિ, ઉત્સાહ, વૈરાગ્ય, આનંદ પ્રગટે તે તે ક્રિયાઓમાં વિશેષતઃ આદર કરવો જોઇએ. પ્રભુપદ, ષડાવશ્યકની ક્રિયા, આદિ ક્રિયાઓ જ્ઞાનપૂર્વક સમજીને કરવામાં આવે તો અધ્યાત્મ ઉત્તરોત્તર ચઢતો જાય છે.

માનપૂજા, કીર્તિની લાલચ, આજીવિકાની લાલચ, વગેરે આશયથી ધર્મની ક્રિયાઓ કરવામાં આવે તો મુક્તિની સિદ્ધિ-માટે થતી નથી. સમતા, જ્ઞાન, ભક્તિ આદિપૂર્વક ક્રિયાઓ કરવામાં આવે તો આત્મકલ્યાણ થઇ શકે. જે જે ધર્મની ક્રિયાઓથી ઉપશમપણું પ્રાપ્ત થાય તે તે ક્રિયાઓ કરવા લાયક છે.

કેટલાક એકાંતપક્ષથી જ્ઞાન વિના ક્રિયામાં જ અંધશ્રદ્ધાથી ધર્મ માનનાર અધ્યાત્મજ્ઞાનની નિન્દા કરે, ધિક્કારે, સદ્‌ગુણ લે નહિ. જ્ઞાનીની આશાતના કરે, ધમાધમ ચલાવે, આત્મજ્ઞાન ઉપર ઝેર હોય, અધ્યાત્મજ્ઞાનિયોને ઉડાવતા હોય; તેવાઓની તેવી પ્રવૃત્તિ પ્રશસ્ય નથી, અને તેવી પ્રવૃત્તિથી તેઓ આત્મકલ્યાણ કરી શકતા નથી.

કેટલાક નામમાત્ર અધ્યાત્મજ્ઞાની વા શુષ્કજ્ઞાની બન્યા હોય, સદાચરણથી વિમુખ હોય, આત્માનું ધ્યાન કરે નહિ, ધ્યાન વા સમતારૂપ ક્રિયા કરતા ન હોય, ધાર્મિક ક્રિયાઓની નિન્દા

કરતા હોય, ક્રિયાપક્ષનું એકાંતે ખંડનજ કરતા હોય, કંઈ પણ કરવુંજ નહિ એમ માને અને સાંસારિક આશ્રવોની ક્રિયાઓ તો કર્યા કરે, ધર્મના વ્યવહારોને એકાંતે નિન્દે, તેવાઓની દશા ચિંતનીય છે. તેવા જીવો સદ્ગુરુદૃષ્ટિથી અનેકાંતવાદ ધારણ કરે, તો જ્ઞાન અને ક્રિયાનો સંબન્ધ ધારીને અલ્પ કાલમાં મુક્તિપદ પ્રાપ્ત કરી શકે.

આત્મજ્ઞાનિયો સ્થૂલ (બાહ્ય) અને આભ્યંતર (સૂક્ષ્મ) ક્રિયાઓ અધિકારદશા પ્રમાણે કરી આત્મસ્વરૂપાનંદને અનુભવે છે. આત્મિક સુખના અનુભવીઓ નિમિત્ત અને ઉપાદાનક્રિયાનું કારણકાર્યપણે સ્વરૂપ સમજી યથાયોગ્ય ધર્મક્રિયાઓમાં મગ્ન રહે છે. બાહ્યક્રિયાઓના અનેક ભેદ છે તેમાંથી પોતાના અધિકાર પ્રમાણે જે ક્રિયાઓ યોગ્ય છે તેનો તે આદર કરે છે અને અન્યના અધિકારની જે ક્રિયાઓ છે તેનો પોતે આદર કરતા નથી, તો પણ તેનું ખંડન કરતા નથી. કારણ કે અધિકાર પ્રમાણે ભિન્ન રૂચિવાળા જીવો ભિન્ન ભિન્ન ક્રિયાઓને અવલંબીને પણ અભ્યંતર આત્મરમણતારૂપ ભાવચારિત્રમાં આવવા ઇચ્છે છે. એક નગરને પચીશ દરવાજા હોય તો પણ ગમે તે દરવાજાથી નગરમાં ઇચ્છિત સ્થાને જવાની જરૂર છે. જૈનસિદ્ધાંતોના અનુસારે વ્યાવહારિક ક્રિયાઓ કરી આત્મસ્વરૂપમાં રમણતા કરવી. ધર્મક્રિયા કરતાં મનની શુદ્ધિ થાય છે, અનેક વિષયોમાં પરિભ્રમણ કરતું ચિત્ત સ્થિર થાય છે, ધર્મધ્યાનનું અવલમ્બન થાય છે.

કેટલાંક દર્શન અક્રિયાવાદી છે, તે એમ કહે છે કે, આત્મા

બંધાયેજ નથી તેથી તેને મુક્ત થવા ક્રિયા કરવી તે ભ્રમણા-
માત્ર છે. આવા એકાંતે અક્રિયાવાદને માનનારાઓ કૃષ્ણપાક્ષિક
ગણાય. જૈન દર્શનમાં સક્રિય અને અક્રિય એ બે વાદ આત્મામાં
ઘટે છે, કર્મસહિત આત્મા સક્રિય છે, કર્મથી મુક્ત થયાબાદ
અક્રિય આત્મા થાય છે આશ્રવક્રિયાના વિરૂદ્ધ સંવરક્રિયાની
જરૂર છે તેથી જૈનો મુક્તિ માટે ક્રિયા કરનારા હોવાથી શુકલ-
પાક્ષિક ગણાય છે, સંવરની ક્રિયા બે પ્રકારની છે. બાહ્ય અને
અભ્યંતર. આ બેમાંથી અધિકાર પ્રમાણે જે જે ભવ્યો જે જે
ક્રિયાઓ સાધ્ય લક્ષ્ય રાખીને કરે છે તે અનેકાંત જ્ઞાનથી
ક્રિયાવાદી હોવાથી, શુકલપાક્ષિક ગણાય છે આભ્યંતર સંવર-
રૂપ ધ્યાનાદિક ક્રિયા કરનારને કેટલાક અજ્ઞો અક્રિયાવાદી કહે
છે તે અયોગ્ય છે, ખરેખર તેવા અજ્ઞો ક્રિયાનું પરિપૂર્ણ સ્વ-
રૂપ જાણતા નથી તેનુંજ તે પરિણામ છે બાહ્ય અને અભ્યંતર-
ધર્મક્રિયાઓ કરી આત્મામાં લયલીન થઇ સહજાનંદ સાધવો
તેજ સાધ્યબિંદુ લક્ષમાં રાખવાની જરૂર છે

જ્ઞાનની અત્યંત આવશ્યકતા છે જ્ઞાન સૂર્ય સમાન છે અને
ક્રિયા આગીયા જેવી છે—જ્ઞાન દેખતુ છે ક્રિયા આંધળી છે.
બેનો સંયોગ થવો જોઇએ જો એકલી ક્રિયા વા એકલું જ્ઞાન
જ માનવામાં આવે તો એકાંતવાદ થાય છે અને એકાંતવાદ
તેજ મિથ્યાત્વરૂપ ગણાય છે તેથી એકાંતવાદી આત્મતત્ત્વને
પ્રાપ્ત કરી શકતો નથી, જે જે એકાંતવાદિયો છે તે મિથ્યા-
ત્વબુદ્ધિવાળા કહેવાય છે

સપ્તભંગી અને સાત નયસહિત પદાર્થનું સ્વરૂપ કહેવાથી

સ્યાદ્વાદ દર્શનની સિદ્ધિ થાય છે, તેમાં એકાંતવાદ નથી માટે તે સમ્યગ્ સ્યાદ્વાદદર્શનની ખ્યાતિથી જગતમાં જયકારી વર્તે છે

આત્મજ્ઞાન માટે સ્યાદ્વાદદર્શન ભવ્યોએ જાણવા યોગ્ય છે, સ્યાદ્વાદદર્શનના જ્ઞાનથી એકાંત આગ્રહ, મતભેદ, ધર્મભેદ, ધર્મનાં ખંડન, મંડન, અનપેક્ષવાદ, ધર્મકલેશ અને મિથ્યાબુદ્ધિ આદિ સર્વ દોષોનો નાશ થાય છે અને આત્મામાં સમતા પ્રગટે છે, તેથી આત્મા પરમાત્મપદ પ્રાપ્ત કરે છે.

**સ્યાદ્વાદદર્શન પ્રમાણે આત્મદ્રવ્યને ઉદ્દેશી મુમુક્ષોએ ઉદ્યમ કરવો જોઈએ.**

श्लोकः

आत्मधर्मं समालम्ब्य, यतितव्यं मुमुक्षुभिः ।
आत्मा हि ज्ञापनीयश्च, भव्यानां शर्महेतवे ॥ ४७ ॥

શબ્દાર્થઃ—મુમુક્ષુઓએ આત્મધર્મને અંગીકાર કરીને પ્રયત્ન કરવો જોઇએ, અને મુમુક્ષુઓએ ભવ્ય જીવોને આત્માનું સ્વરૂપ જણાવવું જોઇએ; આત્માનું સ્વરૂપજ ભવ્યોને આત્મિક સુખ માટે થાય છે.

ભાવાર્થઃ—આત્માને અધિકાર કરીને જે કરવું તે अध्यात्म કહેવાય છે, તાત્પર્યાર્થ કે અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત કરી સંવરની ક્રિયાઓમાં પ્રયત્ન કરવો જોઇએ, અને ભવ્ય જીવોને મોક્ષસુખ માટે આત્માજ જણાવવો જોઇએ, જગત્‌માં આત્માની શુદ્ધ ક્રિયા મૂકીને અશુદ્ધ ક્રિયા કે જે આશ્રવરૂપ ગણાય છે, તેને

કરનારાઓ ઘણા હોય છે, જગતની ઉન્નતિનો ઉપદેશ આપનારા ઘણા હોય છે, પણ તેવા ઉપદેશકો પોતાનું શાશ્વત સુખ પ્રાપ્ત કરી શકતા નથી અને અન્યોને પણ શાશ્વત સુખાર્થે ઉપકારી બની, દુનિયાના સુખ માટે અનેક જીવો ઉદ્યમ કર્યા કરે છે, દુનિયાના કૃત્રિમ સુખ માટે અનેક ઉપદેશો અપાય છે, પુસ્તકો રચાય છે, યંત્રો બનાવાય છે, વ્યાપારો કારવાય છે, રાજ્યના અને પ્રજાના સુધારા કરાવાય છે, રાત્રી દિવસ ઘાણીના બલદની પેઠે ગદ્ધાવૈતરૂં કરાય છે, સુખની ઝંખનામાં ઊંઘ પણ આવતી નથી, ગાડી, વાડી, ગાડી માટે ન કરવાનું કરાય છે, સંસારની ઉપાધિમાં ખુંચી રહેવાય છે, અને આખી ઉમર તેમાં ગાળવામાં આવે છે તો પણ આત્માને સદાનું સુખ મળતું નથી, સાન્નિપાતિકની પેઠે ચિત્તની સ્થિરતા રહેતી નથી. આવી સાંસારિક ક્રિયાઓ કરનાર તથા તેના ઉપદેશ આપનારાઓને સત્યસુખ મળતું નથી. ઊલટા કર્મ બાંધી સંસારમાં પરિભ્રમણ કરે છે. માટે મુમુક્ષુ જીવે આત્મિકક્રિયા કરવી જોઇએ, દેવગુરુ અને ધર્મની આરાધના વા આત્માનું ધ્યાન, આત્માનો ઉપયોગ ઈત્યાદિને આત્મિક ક્રિયા કહેવામાં આવે છે, આત્માને ઉદ્દેશીને જે જે ક્રિયાઓ કરવામાં આવે છે તેમાં બાહ્યસુખની ઇચ્છાના અભાવે આત્મિક ક્રિયાઓ શાશ્વત સુખને પ્રગટાવનારી થાય છે.

આત્માનું બળ એવું થવું જોઇએ કે જેથી આત્માનો સત્ય આનંદ અનુભવાય. આત્માના આનંદની ખુમારી આવે છે ત્યારે મુક્તિના સુખનો વિશ્વાસ બરાબર હૃદયમાં થાય છે.

સારમાં સાર આત્મા છે, આત્માવિના સુખ નથી ત્યારે

મુમુક્ષુએ સર્વ જીવોને આત્માજ જણાવવો જોઈએ. મુમુક્ષુએ સુખ પ્રાપ્ત કરે છે અને ભવ્ય જીવોને સુખ મળે એવો ઉપદેશ કરે છે. દુઃખપ્રદ સાંસારિક કાર્યોનો ઉપદેશ કરતા નથી. જે જે જીવો ભૂતકાલમાં મુક્તિ ગયા છે, મહાવિદેહમાં હાલ મુક્તિ જાય છે અને ભવિષ્યકાળમાં જશે તે સર્વ આત્માના આલંબનથી, આત્માને જાણવાથી આત્મામાં રમણતા કરવાથી જ સમજી લેવું.

ક્ષણિક સુખ જણાવનારનો પામર મનુષ્ય મોટો ઉપકાર માને છે, પણ તે સમજતો નથી કે ઊલટું તેથી ત્હેને સત્ય સુખ મળતું બંધ થાય છે, ક્ષણિક સુખને જણાવનારનો ઉપકાર પણ ક્ષણિક છે અને સત્ય નિત્ય સુખ જણાવનારનો ઉપકાર પણ ઉત્તમોત્તમ અને સદાનો છે. કયાં વિષ અને કયાં અમૃત ? કયાં સરસવનો દાણો અને કયાં મેરૂપર્વત ? કયાં કીડો અને કયાં ઇન્દ્ર મહારાજા ? સત્ય સુખ જેનામાં છે એવા આત્માને જણાવનાર ચડતી ઉપમાએ મોટા ઉપકારી છે.

જે સત્ય સુખમય હોય તેજ વસ્તુને દેખાડવી જોઈએ એવી વસ્તુ આત્મા છે, માટે આત્માને જણાવવો કે જેથી ભવ્યાત્માઓ મોક્ષનાં સુખ પામે.

## આત્મજ્ઞાનોપદેશથી ઉપદેષ્ટાઓ તીર્થંકર થઇ મુક્ત થાય છે.

શ્લોકઃ

आत्मज्ञानोपदेशेन, भव्यानामुपकारकाः ।
तीर्थकृत्त्वं समासाद्य, यान्ति मुक्तिगृहं शुभम् ॥ ४८ ॥

सर्वपरोपकारेषु, देशनाया उपक्रिया ।
प्राप्नोति श्रेष्ठतां सत्यां, सतामेतादृशी स्थितिः ॥ ४९ ॥
द्रव्यपरोपकारेण, साध्या भावोपकारता ।
निष्कर्मवृत्तितो भव्यैः, साध्यं लक्ष्यं सुखास्पदम् ॥ ५० ॥

**શબ્દાર્થ**:—આત્મજ્ઞાનોપદેશવડે સાધુઓ, ભવ્યોને ઉપ-કાર કરનાર એવું તીર્થંકરપણું પામી મુક્તિગૃહમાં જાય છે. સર્વ પ્રકારના પરોપકારમાં આત્માની દેશનાનો ઉપકાર શ્રેષ્ઠ સત્યતાને પામે છે. સત્પુરૂષોની એવા પ્રકારની સ્થિતિ છે.

દ્રવ્યપરોપકારવડે ભાવ ઉપકારતા સાધવા યોગ્ય છે. એમ નિષ્કામવૃત્તિથી આત્મસાધક સાધુઓએ સુખાસ્પદ એવું શિવ-પદ સાધવું જોઇએ.

**ભાવાર્થ**:—આત્મજ્ઞાનના ઉપદેશવડે તીર્થંકરનામકર્મ બંધાય છે, 'સવી જીવ કરૂં શાસનરસી એસી ભાવદયા મન ઉલ્લસી.' પ્રશસ્ત સરાગ ભાવમાં પરિણમેલ કોઇ ભવ્યા-ત્મા જ્યારે મનમાં વિચારે છે કે-સર્વ જીવોને જૈન શાસ-નના રસિક બનાવી દઉં એવી ભાવદયાનો સાગર પ્રગટતાં તીર્થં-કર નામકર્મના દલિક ગ્રહણ કરે છે. આ ઉપાયથી આત્મસા-ધકોને તીર્થંકરપદની ઇચ્છા હોય તો દેશનાની પ્રવૃત્તિ કરવી જોઇએ, સર્વ જીવોને ધર્મી બનાવવા. આવી ભાવદયાનો સાગર હૃદયમાં ઉભરાતાં તીર્થંકરનામકર્મ અનેક જીવોએ ભૂતકાલમાં બાંધ્યું અને બાંધશે. તેમજ મુક્તિ પામ્યા અને

પામશે. મનમાં ભાવદયાના ઉપદેશની ભાવના ઉઠ્ઠસે અને વાણીવડે ઉપદેશ ન દેવાય તોપણ તીર્થંકરનામકર્મ બંધાય છે, જેઓ અન્યને ઉપદેશ દેવાની ઇચ્છા રાખતા નથી, ફક્ત પોતેજ તરવું એમ ઇચ્છે છે, કોઇને ઉપદેશ આપતા નથી તે કેવલજ્ઞાની થાય છે. ભવ્ય જીવોને અનંત સુખ આપવા જેઓની ઇચ્છા છે તેઓએ ભવ્ય જીવોને તારવા માટે આત્મધર્મ ઉપદેશ આપવા તૈયાર થવું. પાપના ઉપદેશ કરતાં પુણ્યનો ઉપદેશ અત્યુત્તમ છે, આશ્રવના ઉપદેશ કરતાં સંવરનો ઉપદેશ અત્યુત્તમ છે. મિથ્યાત્વનો ઉપદેશ વા મિથ્યાત્વ ગ્રંથો બનાવવા કરતાં સમ્યક્ત્વનો ઉપદેશ અને સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય તેવા ગ્રંથો બનાવવા તે અનંતગુણ ઉત્તમ કાર્ય છે.

વ્યાવહારિક વિદ્યાની કેળવણીનો ઉપદેશ અને તત્સંબંધી ગ્રંથો રચવાનાં કરતાં ધાર્મિક વિદ્યા અને તત્સંબંધી ગ્રંથો રચવા તે અત્યુત્તમ કાર્ય છે, દ્રવ્યજ્ઞાનના ઉપદેશ કરતાં ભાવજ્ઞાનનો ઉપદેશ આપવો વા તે પ્રાપ્ત કરવું તે અનંતગુણ ઉત્તમ છે, અશુદ્ધ વ્યવહારમાં પ્રવૃત્યર્થ ઉપદેશ આપવાના કરતાં શુદ્ધ વ્યવહારમાં પ્રવૃત્યર્થ ઉપદેશ આપવો તે અનંતગુણ ઉત્તમ કાર્ય છે. આજીવિકાનો ઉપદેશ આપવા કરતાં મન અને આત્મા સુધરે તેવો ઉપદેશ આપવો તે માટે સહાય આપવી તે ઉત્તમ કાર્ય છે. વ્યવહારમાં રહેવાનો ઉપદેશ આપવા કરતાં આત્માના ધર્મમાં રહેવાનો ઉપદેશ આપવો તે અનંતગુણ ઉત્તમ કાર્ય છે, સંસારસુધારાના ઉપદેશ કરતાં ધર્મના સુધારાનો ઉપદેશ આપવો

તે અનંતગુણુ ઉત્તમ કાર્ય છે, શ્રાવક કરવાનો ઉપદેશ દેવા કરતાં સાધુ કરવાનો ઉપદેશ આપવો તે અનંતગુણુ ઉત્તમ કાર્ય છે, એકાંત ધર્મનો ઉપદેશ કરતાં અનેકાંત ધર્મનો ઉપદેશ આપવો એ અનંતગુણુ ઉત્તમ કાર્ય છે, રાગદ્વેષવૃદ્ધિકારક ઉપદેશના કરતાં રાગદ્વેષનો ક્ષય થાય તેવો ઉપદેશ આપવો તે અનંતગુણુ ઉત્તમ છે, અશાંતિના ઉપદેશ કરતાં શાંતિનો ઉપદેશ અનંતગુણુ ઉત્તમ છે. એકાંત વસ્તુનું સ્વરૂપ બતાવવા કરતાં અનેકાંતપણે વસ્તુનું સ્વરૂપ બતાવવું ( ઉપદેશવું ) એ અનંતગુણુ ઉત્તમ છે, એકેક નયથી એકાંતે વસ્તુસ્વરૂપ સમજાવવાનો ઉપદેશ આપવા કરતાં સાત નયોથી અનેકાંતપણે વસ્તુધર્મ સમજાવવા માટે ઉપદેશ આપવો એ અનંતગુણુ ઉત્તમ છે. જડ પદાર્થના જ્ઞાન માટે ઉપદેશ આપવો તેના કરતાં આત્મજ્ઞાન માટે ઉપદેશ આપવો એ અનંતગુણુ ઉત્તમ છે. આમ અપેક્ષાએ સમજવું. આ ઉપરથી ભવ્યોના સમજવામાં આવશે કે આત્મજ્ઞાનનો ઉપદેશ આપવો તે સર્વ પ્રકારના ઉપદેશમાં શ્રેષ્ઠ છે. આ ઉપરથી એમ કહેવાનું નથી કે-અન્ય જે જે ઉપદેશો આપવા તે ખોટા છે. છે. તે પણુ અપેક્ષાએ યોગ્ય છે. અન્ય તત્ત્વોનો ઉપદેશ તે કારણુ છે અને આત્મજ્ઞાનનો ઉપદેશ છે તે સર્વમાં શ્રેષ્ઠ કારણુ છે, કારણુ કે સર્વ જગતના જડ પદાર્થોને જાણુવા ઉદ્યમ કર્યો, તેનો ઉપદેશ આપ્યો, પણુ જ્યાંસુધી આત્મા એ શું છે તેનો ઉપદેશ ન આપ્યો ત્યાંસુધી જગતના ઉપર મહાન્ ઉપકાર કર્યો એમ કહી શકાય નહીં,

સર્વ જિનાગમોના ઉપદેશની આવશ્યકતા છે પણ તેમાં આત્મ જ્ઞાનના ઉપદેશની અત્યંત આવશ્યકતા છે, તેમાં પણ સમ જવાનું કે દ્રવ્યાનુયોગના જ્ઞાનપૂર્વક આત્મજ્ઞાનનો ઉપદેશ આપવો તે જ શ્રેષ્ઠ છે. આત્મજ્ઞાન, આત્મજ્ઞાન એમ તો સર્વે પોકારે છે, પણ સાત નય, સપ્તભંગી નિક્ષેપપૂર્વક અનેકાંતપ આત્માને જાણવો અને તેનો ઉપદેશ આપવો એ કંઇ સામાન્ય વાત નથી. કોઇ વિરલા દ્રવ્યાનુયોગપૂર્વક આત્મજ્ઞાનનો ઉપદેશ આપે છે અને તેમ જાણે છે. આત્મજ્ઞાનનો ઉપદેશ આપવાની રુચિ થવી વા આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું, એ કંઇ સહેલી વાત નથી. કોઇ ભાગ્યવંતને, આત્મજ્ઞાન અને આત્મજ્ઞાનનો સ્યાદ્વાદ-પણે ઉપદેશ આપવો સુઝે છે.

સર્વ પરોપકારોમાં ભાવદેશનાનો ઉપકાર મોટો છે. આ ઉપરથી ભવ્યો સમજશે કે-જે સાધુઓ ભાવદેશનાથી ભવ્ય જીવોને તારે છે તેના સમાન કોઇ મોટો ઉપકાર કરી શકે નથી. સુદર્શનાચરિત્રમાં પણ નીચે પ્રમાણે કહ્યું છે- सुदर्शनाचरित्रे.

जिणिंदधम्मोवएसदाणं महातित्थं ॥

વીતરાગકથિત ધર્મના ઉપદેશનું દાન એ મોટું તીર્થ છે, એજ મોટી યાત્રા છે.

गाथा.

जिणभुवण बिंबपूया, दाणदया तवसुतित्थजत्ताणं ॥
धम्मोवएस दाणं, अहियं भणियं जिणंदेहिं ॥ १ ॥
एगंपि जो पबोहइ, पावासत्तं जिणिंदधम्मंमि ॥
सव्वजियाण विदिन्नं, अभय महादाणमिह तेण ॥ २ ॥

धम्मोवएसदाणं, जिणेहिं भणियं इमं महादाणं ॥
सम्मत्तदायगाणं, पडिओवयारो जओ नत्थि ॥ ३ ॥

सम्मत्तमहादाणं, जीवो जो देइ धम्मबुद्धीए ॥
तं नत्थि जए जं तेण, नय विढत्तं सुहं पुन्नं ॥ ४ ॥

तियसिंदनमियचलणावि, जिणवरा जंति जोयणसयाइं ।
जीवस्स बोहणत्थं, एगस्सवि पावयस्स दुहिं ॥ ५ ॥

पडिबोहिउय जीवो, धम्मं आयरइ वज्जए पावं ।
जम्मे जम्मे सुहिओ, हवइ सासय सुहं लहइ ॥ ६ ॥

જિનમંદિર, જિનપ્રતિમા, જિનપ્રતિમાપૂજા, દાન, દયા, તપ અને તીર્થની યાત્રા ઈત્યાદિ ધર્મકાર્યો કરતાં શ્રીતીર્થંકરોએ ધર્મના ઉપદેશનું દાન દેવું તે અધિકતર શ્રેષ્ઠ બતાવ્યું છે.

એક પણ પાપાસક્તને પ્રબોધીને તેને જે જૈન ધર્મ પમાડે છે તેણે આ જગત્‌માં સર્વ જીવોને અભયદાન આપ્યું એમ જાણવું.

ધર્મોપદેશનું દાન જિનોએ મોટામાં મોટું દાન કહ્યું છે. સમ્યક્ત્વ પમાડનારાઓનો જે માટે પ્રત્યુપકાર થઇ શકતો જ નથી. ધર્મની બુદ્ધિથી ધર્મોપદેશદ્વારા જે ઉપદેશ મુનિરાજ સમ્યક્ત્વ મહાદાન આપે છે, તેણે દુનિયામાં સર્વ પુણ્ય વા સુખ પ્રાપ્ત કર્યું. ચોસઠ ઇન્દ્રો પણ જેના ચરણકમલમાં નમસ્કાર કરે છે એવા તીર્થંકર પણ એક પાપી જીવને બોધ દેવા સો યોજન પર્યંત જાય છે. પ્રતિબોધેલો આત્મા ધર્મનો આદર કરે છે અને પાપનો ત્યાગ કરે છે. ઉત્તરોત્તર ઉત્તમ

ભવ પામી સુખી થયો છતો અંતે કેવલજ્ઞાન અને કેવલદર્શન પામી મુક્તિ પ્રાપ્ત કરે છે.

આ ઉપરથી ધર્મસાધક સાધુ મહારાજાઓ સમજશે કે આત્મજ્ઞાન પ્રાપ્ત કરી આત્મજ્ઞાનનો ઉપદેશ આપવો એમાં મહાન્ ઉપકાર છે. ગૃહસ્થો કરતાં ધર્મોપદેશકો જગતમાં મોટો ઉપકાર કરી શકે છે તે ઉપકાર કોઇથી પણ થતો નથી. અર્થાત્ અન્યને ધર્મોપદેશ આપવો એ સર્વ ઉપકાર શિરોમણિ છે. ધર્મદેશનાનો દ્રવ્ય ઉપકાર અને ભાવઉપકાર સમજવો જોઇએ. સમ્યક્ત્વપ્રાપ્તિ યોગ્ય જે જે શાસ્ત્રો ભણાવવાં, વંચાવવાં, ઉપદેશવાં, એ દ્રવ્યઉપકારની દેશના છે, અપેક્ષાએ એમ સમજાય છે અને સમ્યક્ત્વ યોગ્ય જે ઉપદેશ આપવો કે જેથી જીવો સમ્યક્ત્વ પામે તે ભાવઉપકારરૂપ દેશના છે, વા સમ્યક્ત્વ પ્રાપ્તિના જે જે હેતુઓ હોય, તેમજ ભાવદેશનારૂપ પરોપકારના જે જે હેતુઓ હોય તેનો ઉપદેશ દેવો તે દ્રવ્યપરોપકાર છે. એવા દ્રવ્યપરોપકારવડે પણ ભાવપરોપકાર-સમ્યક્ત્વદેશનારૂપ પ્રાપ્ત કરવો. આત્મજ્ઞાનપ્રાપ્તિના જે જે નિમિત્ત હેતુઓ હોય તેનો ઉપદેશ, સાધ્યની અપેક્ષાએ દેવો અને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય તેવો અનેકાંતપણે ઉપદેશ દેવો, આમ આત્મજ્ઞાનનો ઉપદેશ આપવાથી અન્ય જીવો ઉપર મોટામાં મોટો ઉપકાર કરી શકાય છે માટે યોગ્ય જીવોને યોગ્ય વિધિથી યોગ્ય ઉપદેશવડે યોગ્ય ઉપદેશકોએ આત્મજ્ઞાનનો ઉપદેશ આપવો. આત્માને આત્મારૂપે ઓળખાવવાથી મુમુક્ષુઓ આત્મજ્ઞાન પામી પરમાત્મપદ પામે છે, માટે સાધ્યબિંદુ લક્ષ્યમાં રાખી સર્વ

જીવોએ આત્મજ્ઞાન પ્રાપ્ત થાય તેમ મન, વાણી અને કાયાથી પ્રયત્ન કરવો, એજ હિતશિક્ષા ક્ષણે ક્ષણે સ્મરણીય છે. નિષ્કામવૃત્તિથી ભવ્યોએ આત્મજ્ઞાન પ્રાપ્ત કરી શિવપદ સાધ્ય કરવું.

**આત્મજ્ઞાનના ઉપદેશનું માહાત્મ્ય જણાવી ગ્રંથકાર હવે આત્મામાં લક્ષ્ય રાખી મુમુક્ષુઓએ વર્તવું એમ જણાવે છે.**

શ્લોકઃ

दत्तलक्ष्योपयोगेन, वर्त्तितव्यं मुमुक्षुणा ।
आविर्भावः सुखाब्धेस्तु, जीवः परात्मतां व्रजेत् ॥ ५१ ॥

**શબ્દાર્થઃ**—આત્માના અસંખ્ય પ્રદેશરૂપ લક્ષ્યમાં જેણે ચિત્ત દીધું છે એવા મુમુક્ષુએ શુદ્ધ માર્ગમાં વર્તવું જોઈએ, કે જેથી સુખસાગરનો આવિર્ભાવ થાય અને આત્મા પોતે પરમાત્મપણું પામે.

**ભાવાર્થઃ**—બાહ્ય પદાર્થો જડ હોવાથી તેમાં લક્ષ્ય દેવું યોગ્ય નથી. આત્મામાંજ ધારણા, ધ્યાન અને સમાધિવડે લક્ષ્ય આપવું જોઇએ. જગત્માં આત્મા, વા પરમાત્મા વિના કોઇ ઉત્તમ પદાર્થ નથી. જેમાં જયારે ત્યારે પણ પરમાત્મપણું પ્રગટવાનું છે તે આત્મામાંજ લક્ષ્ય આપવાથી પ્રગટશે. જે સર્વ પદાર્થોને જાણે છે, દેખે છે, નિશ્ચય કરે છે તેવા આત્માના અસંખ્ય પ્રદેશોમાં લક્ષ્ય ધારવું જોઈએ. આત્મામાં

लक्ष्य दीधुं छे એવા મુમુક્ષુએ ઔદયિકભાવના સાક્ષી રહી અને સમભાવે રહી, અન્તરમાં રમણતા કરવી જોઇએ. તેમ વર્તવાથી શું થાય તે બતાવે છે. સહજ આત્મિક સુખ-સાગરનો આવિર્ભાવ થાય છે. જેમ જેમ આત્માના શુદ્ધ સ્વભાવ પ્રમાણે વર્તન થાય છે તેમ તેમ કર્મની વર્ગણાઓ ખરે છે અને ખરેખર અશુદ્ધ પરિણતિ ટળીને શુદ્ધ પરિણતિ થાય છે. જેમ જેમ રાગદ્વેષની પરિણતિ મંદ પડે છે તેમ તેમ શુદ્ધ પરિણતિયોગે અંશે અંશે આત્મિક સુખનો અનુભવ આવે છે. ક્ષાયિકભાવે પરિપૂર્ણ શુદ્ધ પરિણતિ થતાં પરિપૂર્ણ સુખનો ભોગ થાય છે. આત્મા જે વખતે રાગદ્વેષની પરિણતિમાં હોય છે તે વખતે બાહ્યસમ્મુખ ચિત્ત હોવાથી આત્માના સુખનો પરોક્ષદશામાં અનુભવ આવતો નથી. જેમ જેમ મન, વચન અને કાયાની સ્થિરતા થાય છે અને મન, વચન અને કાયામાં હું અને મ્હારાપણું લાગતું નથી તેમ તેમ આત્મિકસુખનો અનુભવ થાય છે. જેમ જેમ બાહ્યની અને અન્તરની જ્ઞાનના બળે ઉપાધિ ઓછી થાય છે તેમ તેમ સુખનો અનુભવ આવે છે. આત્મજ્ઞાનવડે શુભાશુભ જાણતો છતો બાહ્યમાં રાગ વા દ્વેષ કરતો નથી અને તે બાહ્યપદાર્થોનો નિર્લેપપણે કૂટસ્થ સાક્ષીરૂપે જોનાર અને દેખનાર થાય છે અને મનની સમતોલ દશા જાળવી સમતા સંગે ખેલે છે ત્યારે આત્મિક સહજસુખનો અનુભવ થાય છે. કામ, ક્રોધ, લોભ, મોહ, માન, માયા, ઈર્ષ્યા, નિંદા, હાસ્ય, હર્ષ, શોક અને રાગ આદિ દોષોના હેતુઓના સંબંધમાં આવતાં પણ કૂટસ્થ સાક્ષી

તરીકે રહે અને દોષોમાં લેપાય નહીં એવી આત્માની શુદ્ધ-દશા થતાં આત્મિકસુખનો અનુભવ આવે છે. પરિપૂર્ણ દોષો નાશ પામતાં પરિપૂર્ણ આત્મિકસુખનો સાક્ષાત્કાર થાય છે, ફોનોગ્રાફની પેઠે કેટલાક આત્મજ્ઞાન અને યોગની ફક્ત વાતોનો લવારો કરે છે અને ભકતો બનાવી તેના પૈસા ધુતે છે. અને ગૃહસ્થાશ્રમમાં એક આજીવિકા પંથ ઊભો કરે છે તેઓ આત્માના શુદ્ધ વર્તન વિના આત્મિક સુખ પામતા નથી; અધ્યાત્મ અને યોગજ્ઞાન મેળવી તે પ્રમાણે વર્તી ગૃહ-સ્થપણાની જંજાળ પરિહરી ઉપાધિમુક્ત થઇ અન્તરઉપાધિને છોડતાં આત્મિક સુખનો અનુભવ આવે છે, તે માટે તીર્થં-કરોએ ઉપાધિમુક્ત થઇ આત્મિક સુખ આસ્વાદવા સાધુમાર્ગની પ્રરૂપણા કરી છે. સાધુમાર્ગ સર્વોત્તમ હોવાથી અનેક ઉપાધિથી દૂર રહેવાય છે. આત્મજ્ઞાનમાં રમણતા થાય છે, માટે ગૃહ-સ્થોએ આરંભાદિકની હિંસાનો નાશ કરવા સાધુમાર્ગ ગ્રહણ કરી, આત્માના સ્વરૂપમાં લયલીન થઇ, આત્મિક સહજસુખના ભોક્તા થવું. ભોગાવલીકર્મની બળવત્તાથી ગૃહમાંથી ન નીક-ળાય તો પણ ઘરમાં રહીને કૂટસ્થ સાક્ષીપણે સર્વ વસ્તુઓના જ્ઞાતા-દ્રષ્ટા બનવું અને અંતરમાં નિર્લેપ રહેવા સત્સમાગમ કર્યા કરવો. ગૃહસ્થાવાસમાં રહી જેટલાં પળે તેટલાં વ્રતો પાળવાં, ગૃહસ્થાવાસમાં રહી ગમે તેટલા સારા ભક્ત કહેવાય તો પણ તેઓએ સાધુઓની તથા સાધુમાર્ગની નિન્દા પ્રાણાંતે પણ ન કરવી; કારણ કે નિન્દા કરવાથી આવતાં ભવમાં સાધુની દશા પ્રાપ્ત કરી શકાતી નથી. સંસારમાં રહીને પણ

સાધુધર્મની અનુમોદના કરવી. સાધુધર્મ પ્રાપ્ત કરવા અહર્નિશ પ્રયત્ન કરવો, પ્રતિદિન નિર્લેપદશાનું ઉચ્ચ જીવન કરવા માટે અને આત્મિક સુખનો વિશેષતઃ અનુભવ કરવા માટે યોગ્ય હેતુઓનું અવલંબન કરવું. જલકમળની પેઠે રાગદ્વેષથી દૂર રહી સાંસારિક દશા ગાળવા પ્રયત્ન કરવો, બાહ્યની દશા ભૂલીને અંતરમાં એક આત્મારૂપ લોકાલોક સૂર્યની ઉપાસના કરવી, તેમાં લીન થઇ જવું. ધારણા, ધ્યાન અને સમાધિવડે આત્મામાં સંયમ કરવો. આત્મામાં સંયમ કરવાથી આત્મિકસુખનો સાગર પ્રગટ થયા વિના રહેશે નહિ. અને પાંચ ઇન્દ્રિયોના વિષય વિના પણ જ્યાં ત્યાં આત્માના સુખની હહેરિયો ભોગવી શકશો. આત્માના સુખનો ભોગ ભોગવ્યાથી વિશ્વાસ આવતાં બાહ્ય- સુખમાંથી ચિત્ત પાછું હઠશે, બાહ્યમાં સુખની ભ્રાંતિ નાશ પામશે. આત્મા અનંત સુખનો સાગર થતાં પરમાત્મપણે પ્રગટ થાય છે.

હવે આત્મિકસુખ પ્રગટ કરવા અને પરમાત્મ થવાની કુંચી કર્તા બતાવે છે.

શ્લોકઃ

यादृक् सिद्धस्वरूपं मे तादृग् भेदस्तु कर्मणः ।
कर्मभेदविनाशाच्च, सोऽहं भव्यशिरोमणिः ॥ ૯૨ ॥

अहो जीवः परात्माऽहं, सत्तातः सम्प्रति स्मृतः ।
उत्थितो व्यक्तिसिद्ध्यर्थं, साधयिष्ये परात्मताम् ॥ ૯૩ ॥

आत्मसामर्थ्यतः शीघ्रं, मया किं किं न साध्यते ।
सर्वकार्याणि सिद्ध्यन्ति, यत्नेनातः समुत्सहे ॥ ५४ ॥

શબ્દાર્થ:—જેવું સિદ્ધનું સ્વરૂપ છે તેવું મ્હારૂં સ્વરૂપ છે, પણ હાલ હું તેવો નિર્મલ નથી તેમાં કર્મે ભેદ કર્યો છે. કર્મના ભેદના નાશથી હું આત્મા પણ સિદ્ધ પરમાત્મા થાઉં. ॥ ૫૨ ॥ અહો ! હું જીવ છું. પણ સત્તાથી હું પરમાત્મા છું એમ સંપ્રતિ ધાર્યું. હવે આત્માની પરમાત્મદશા કરવા હું ઉઠ્યો છું. ખરેખર પરમાત્મપણાને હું સાધીશ. ॥ ૫૩ ॥ આત્માના સામર્થ્યથી મ્હારાવડે શું શું સાધ્ય ન કરી શકાય ? અર્થાત્ સર્વ સાધ્ય કરી શકાય, કારણ કે પ્રયત્નવડે સર્વ કાર્યો સિદ્ધ થાય છે. કાળા માથાનો માનવી શું નથી કરી શકતો ? અર્થાત્ સર્વ કરી શકે છે, માટે પરમાત્મપદ સાધવા હવે હું ઉત્સાહ રાખું છું એમ સાધક પોતાના ઉદ્ગાર કાઢે છે.

ભાવાર્થ:—સિદ્ધપરમાત્માનું જેવું સ્વરૂપ છે તેવું પ્રાપ્ત કરવાને માટેજ આત્માનો આ જગત્માં મુખ્ય સાધ્ય ઉદ્દેશ છે. સિદ્ધ સમાન હું છું ત્યારે પ્રશ્ન થશે કે સત્તાથી કે વ્યક્તિથી ? ઉત્તરમાં કહેવું પડશે કે હાલ તો સત્તાથી સિદ્ધ સમાન છું. ત્યારે પ્રશ્ન થશે કે કેમ વ્યક્તિથી સિદ્ધ સમાન નથી ? તેના ઉત્તરમાં કહેવાનું કે-સિદ્ધપરમાત્માની વ્યક્તિ જેવી મ્હારી વ્યક્તિ નથી; કારણ કે તેવી વ્યક્તિ થવામાં કર્મનો ભેદ છે અર્થાત્ આ આત્માને કર્મ લાગ્યાં છે, તેથી સિદ્ધપરમાત્મા

સમાન હાલ નથી; પણ કર્મભેદનો ક્ષય થતાં ભવિષ્યમાં આત્મા તે પરમાત્મા થઈ શકે. अप्पा सो परमप्पा આત્માજ પરમાત્મા કહેવાય છે. વ્યક્તિથી આત્મા પરમાત્મા થાય એવો સાધ્ય ઉદ્યમ આરંભવો જોઇએ. ઉપર્યુક્ત सोऽहं શબ્દનો અર્થ વિશેષતઃ મનનીય છે.

## सोऽहं.

ઘણા લોકો સોઽહં સોઽહં એમ બોલ્યા કરે છે. કેટલાક એમ સમજે છે કે સોઽહં એ એક મહાન્ મંત્ર છે, સોઽહં એમ બોલવા માત્રથીજ મુક્તિ થાય છે. કેટલાક ફોનોગ્રાફની પેઠે બે ત્રણ કલાક પર્યંત સોઽહં શબ્દનો જાપ જપ્યા કરે છે. કેટલાક ॐसोऽहं શબ્દને મોટો માને છે અને તેનાથી સમાધિ થાય છે એમ માને છે.

सः એટલે શુદ્ધસ્વરૂપ. अहं એટલે હું. અર્થાત્ હું શુદ્ધસ્વરૂપમય છું. શુદ્ધસ્વરૂપ આત્માનું અનંતજ્ઞાન, દર્શન અને ચારિત્રમય છે. સિદ્ધપરમાત્મા જેવુંજ આત્માનું શુદ્ધસ્વરૂપ છે, પણ કર્મના આવરણથી ઢંકાયલું છે. અનાદિ કાળથી આત્માને કર્મ લાગ્યાં છે, આઠ પ્રકારના કર્મે આત્માના આઠ ગુણ દાબ્યા છે. જો અષ્ટપ્રકારના કર્મનો ક્ષય થઈ જાય તો આત્માના અષ્ટગુણ પ્રગટી શકે. **પરમાત્માના સમાન હું પણ છું. રાગદ્વેષમય અશુદ્ધ હું નથી, રાગ તે હું નથી, જગતના જીવો પર જે દ્વેષની પરિણતિ થાય છે તે હું નથી, ક્રોધ થાય છે તે હું નથી, કારણ કે ક્રોધ**

એ આત્માનો મૂળ સ્વભાવ નથી. હું મ્હારૂં એવો જે પ્રત્યય થાય છે તે હું નથી. જગતના દશ્ય વા અદશ્ય જડ પદાર્થો છે તે હું નથી, કપટ, અભિમાન અને લોભનો સ્વભાવ એ હું નથી, કારણ કે કપટ, અભિમાન અને લોભ એ આત્માનો મુળ સ્વભાવ નથી. જગત્માં કુટુંબપરિવાર વગેરે છે તે પણ હું નથી. મિથ્યાત્વપરિણતિ જે હૃદયમાં પ્રગટે છે તે પણ શુદ્ધનિશ્ચયથી જોતાં હું નથી. પાંચ પ્રકારનાં જે શરીર છે તે હું નથી. પુદ્ગલાસ્તિકાય તે પણ હું નથી. મનના જે રાગાદિક ધર્મો છે તે હું નથી. વાણી પણ હું નથી, ત્યારે હું કોણ ? તેના ઉત્તરમાં કહેવું પડશે કે-હું એટલે શુદ્ધસ્વભાવમય આત્મા છું. જ્ઞાન, દર્શન, અને ચારિત્ર સ્વભાવમય હું છું. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવલજ્ઞાનમય હું આત્મા છું. ચાર પ્રકારના દર્શનમય હું આત્મા છું. ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિક ચારિત્રમય હું આત્મા છું. દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય છું અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અનિત્ય છું. મ્હારા આત્માનો જાણવાનો શુદ્ધ સ્વભાવ છે, સર્વ પદાર્થ દેખવાનો મારો શુદ્ધસ્વભાવ છે. આત્માના અનંતગુણે સ્થિર રહેવાનો મ્હારો શુદ્ધસ્વભાવ છે. અનંત શક્તિમય મારો શુદ્ધસ્વભાવ છે. આત્માના અસંખ્ય પ્રદેશ છે. એકેક પ્રદેશમાં અનંતજ્ઞાન, અનંતદર્શન અને અનંતચારિત્ર

આદિ અનંતગુણપર્યાયો છે. સમયે સમયે આત્મામાં અનંતગુણનો ઉત્પાદ, અને વ્યય થયા કરે છે. વસ્તુતઃ આત્મા અરૂપી હોવાથી નિરાકાર છે અને કર્મમેલ જવાથી નિરંજન થાય છે એવો આત્મા હું છું. આત્મા કદી ઉત્પન્ન થયો નથી માટે તે અજ કહેવાય છે, તેવો અજ હું છું. આત્માના એક પ્રદેશનો પણ કદાપિ નાશ ન થાય તેવો છું તેથી હું અવિનાશી કહેવાઉં છું. દુનિયાના ઈષ્ટ વા અનિષ્ટ ગણાતા પદાર્થોમાં રાગદ્વેષથી લેપાવાનો શુદ્ધ નિશ્ચયનયથી મ્હારો સ્વભાવ નહિ હોવાથી હું નિર્લેપ છું, આત્માના અનંતગુણો આત્માથી ભિન્ન નથી તેવો હું છું તેથી અભિન્ન કહેવાઉં છું. અનન્તસુખનો ભોક્તા કર્મનો નાશ થતાં હું છું, બાહ્ય અને આન્તરિક ગ્રંથિથી મ્હારો આત્માનો મૂળ શુદ્ધસ્વભાવ ભિન્ન હોવાથી હું નિર્ગ્રંથ છું, કર્મના આવરણથી મ્હારી જે જે શક્તિયો સત્તાએ છે તેને પ્રગટાવવા હું સમર્થ છું. ચાર ગતિ પરિભ્રમણનો ક્ષય કરવા શક્તિમાન્ છું, અષ્ટકર્મનો ક્ષય કરવા સમર્થ છું. મનના ધર્મનો નાશ કરવા હું સમર્થ છું અનંતશક્તિમય હું છું, ક્ષાયિક નવલબ્ધિનો ભોગી તે હું છું. એકત્રીશ ગુણયુક્ત હું છું, તેજ શુદ્ધ આત્મા હું છું, અશુદ્ધાત્મા હું નથી. અશુદ્ધપરિણતિથી હું ભિન્ન છું. શુદ્ધસમતામય હું છું, પરમપુરૂષાર્થમય હું છું, સચ્ચિદાનન્દમય હું છું. આ પ્રમાણે સોઽહં શબ્દનો અર્થ બરાબર મનમાં ધારી તન્મય થવું. પરમશુદ્ધસ્વભાવમય તેજ હું છું, અનંતગુણવ્યક્તિમય હું છું.

અહો ! હું જીવ છું પણ સત્તાથી પરમાત્મા છું એવું હવે ધ્યાનમાં આવ્યું છે. પરમાત્મવ્યક્તિ પ્રગટ કરવા ઉઠ્યો છું, હવે હું દૃઢ નિશ્ચયથી પરમાત્મપણાને સાધીશ. પરમાત્મપદવ્યક્ત્યર્થ અત્યંતોત્સાહપૂર્વક ધર્મોદ્યમ આરાધવાની આવશ્યકતા છે. રાગ અને દ્વેષનો નાશ કરી પરમાત્મપદ સાધીશ. મનના વિભાવિક ધર્મોનો ત્યાગ કરી હું પરમાત્મપદ સાધીશ. બાહ્યભાવનો સાક્ષી થઇ તેમાં રાગ અને દ્વેષ ન કરતાં હું આત્મસ્વભાવમાં વર્તીશ. વ્યવહારે વ્યવહારમાં રહી અને નિશ્ચયથી નિશ્ચયધર્મમાં ઉપયોગ રાખી પરમાત્મપદ સાધીશ. જ્ઞાન અને ક્રિયાવડે સાધ્યોપયોગ રાખી પરમાત્મપદ સાધીશ. આત્મોપયોગમાં રહી આત્મજીવન ઉચ્ચ કરીને પરમાત્મપદ સાધીશ. સમતાભાવથી ક્ષણે ક્ષણે આત્મજીવનની આનન્દમય દશા ઉચ્ચ કરી પરમાત્મપદ સાધવા ઉદ્યમ કરીશ. વીતરાગદશા પ્રાપ્ત કરવા વીતરાગમય થઇને વીતરાગપદ પ્રાપ્ત કરવા ઉદ્યમ કરીશ. ઔદયિકકર્મ ભોગવતાં છતાં પણ મૂળ આત્માના સ્વભાવમાં રહી પરમાત્મપદ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરીશ.

વૈરઝેર અને કલેશના પ્રસંગોમાં પણ આત્મસ્વભાવમાં રહી પરમાત્મપદ સાધીશ. મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ્ય અને કરુણા એ ચાર ભાવનાઓને હૃદયમાં ભાવી મનશુદ્ધિ કરી પરમાત્મપદ સાધવા નિશ્ચય દૃઢ પ્રતિજ્ઞાવાળો થાઉં છું.

શ્રી તીર્થંકરોને ચાર નિક્ષેપાથી સત્ય સ્વીકારીને તેમની ધારણા તથા ધ્યાન ધરીને, પરમાત્મપદ સાધવા દૃઢ પ્રતિજ્ઞાવાળો થાઉં છું. ઔદયિકભાવમાં આત્મિક ધર્મ નથી એમ

ભીરૂ માણસો સંકટોના ગુલામ બને છે.

ઉપયોગ રાખી પરમાત્મપદ સાધવા ઉદ્યમ કરીશ અનેક તર્કવાદીઓ કદાપિ મ્હને કુતર્કથી જૂઠું સમજાવવા પ્રયત્ન કરશે તો પણ તેમના કુતર્કમાં નહિ ફસાતાં જિનાગમોની શ્રદ્ધાપૂર્વક, જ્ઞાન અને ક્રિયાથી પરમાત્મપદ પ્રગટ કરવા પ્રયત્ન કરીશ; કારણ કે મોક્ષનું અનન્ત સુખ ભોગવવું તેજ નિશ્ચય ધાર્યો છે.

અહો આત્મસામર્થ્યથી મ્હારાવડે કયું સાધ્ય ન થઈ શકે ? અર્થાત્ સર્વ થઇ શકે દુનિયાના કાર્ય સાધ્ય કરવા એમા કિંચિત્ પણ આત્મસુખ નથી માટે આત્માનું સહજ અનન્તસુખ પ્રાપ્ત કરવુ તેજ સાધ્યબિંદુ લક્ષ્યમા રાખી હું ઊભો થયો છું, અર્થાત્ અનન્તસુખમય પરમાત્મપદ સાધવા ઉદ્યમી થયો છુ ધારણા, ધ્યાન, અને સમાધિ પણ પરમાત્મ પદની છે પ્રત્યાહાર પણ પરમાત્મપદ માટે જ છે, માટે હવે હુ ઉત્સાહભાક્ થયો છું પરમાત્મપદ પ્રાપ્ત કરતા કષાયાદિ મનમા ઉદ્ભવશે તો પણ ત્હેનો નાશ કરવાનુંજ સાધ્યબિંદુ લક્ષ્યમા રાખીશ. જિનવાણી અનુસાર ઉદ્યમથી પરમાત્મપદ પ્રાપ્ત કરવા ઉત્સાહી બનું છું, એમ સાધકના ઉત્સાહ ઉદ્ગારો પરમાત્મપદ પ્રાપ્તિ માટે સાધક અવસ્થામા નીકળે છે.

સાધક વિશેષતઃ અનંતસુખમય શિવપદ સાધવા પ્રતિજ્ઞા જણાવે છે.

श्लोकः

लक्ष्यसाधकबुद्ध्या वै, परात्मानं स्मराम्यहम् ।
स्वमनद् बाह्यभावेषु, दर्दिया न कुत्रचित् ॥५५॥

ખરૂ સુખ ત્યાગમાં સમાયેલું છે.

શબ્દાર્થ:—લક્ષ્યસાધકબુદ્ધિથી પરમાત્માને સ્મરૂં છું. ખરેખર સ્વપ્નસમાન ક્ષણિક બાહ્યપદાર્થોમાં દૃષ્ટિ દેવી કદાપિ યોગ્ય નથી.

ભાવાર્થ:—પરમાત્મપદ લક્ષ્ય અવબોધીને તત્સાધક બુદ્ધિથીજ હું પરમાત્માને સ્મરૂં છું, પરમાત્માનું ધ્યાન ધરૂં છું, પરમાત્મલક્ષ્યપદ રાખી, તેને સાધવાની બુદ્ધિથી પરમાત્માનું સ્મરણ કરવાથી, બાહ્યવૃત્તિયોનો નિરોધ થવા ઉપરાત, અન્તર્મુખવૃત્તિ થાય છે અને આત્મા પોતે પરમાત્મરૂપજ બને છે. અન્ય કેચિત્ જનો પરમાત્માને ભજે છે પણ પરમાત્મપદ સાધ્યદશાને વિસ્મરી જઈ સાંસારિક વાસનાઓના કીટક બને છે અને પરમાત્મસ્મરણનું કાર્ય, બાહ્યવાસનાઓની તૃપ્તિને ગણે છે. પરમાત્મપદલક્ષ્યજ્ઞાનના અભાવે કેટલાક પરમાત્મા, એવા શબ્દો ફોનોગ્રાફની પેઠે ઉચ્ચારે છે; પરમાત્માનું પરિપૂર્ણ સ્વરૂપ સમજ્યા વિના શુકની માફક 'પરમાત્મા પરમાત્મા' એમ બોલ્યા કરે છે અને વૈષયિકસુખની માગણી કરે છે. પોતાના શત્રુઓનો ક્ષય થાઓ એવી પરમાત્માના સ્મરણની સાથે પરમાત્માની પ્રાર્થના કરે છે; એવા અજ્ઞ જનો સાધ્યદશાના જ્ઞાનના અભાવે ઘાચીની ઘાણીના બળદની પેઠે ચતુર્ગતિરૂપ સંસારમાંથી છૂટી શકતા નથી. કેટલાક દેવલોકનાં સુખ ભોગવવા એજ સાધ્ય લક્ષી પરમાત્માનું સ્મરણ કરે છે, કેટલાક સુંદર સ્ત્રીઓની પ્રાપ્તિ તથા માનપ્રતિષ્ઠા ઉદ્દેશથી પરમાત્માનું સ્મરણ કરે છે, કેટલાક પરમાત્માને લક્ષણથી સમજ્યા વિના શબ્દથી પરમાત્મા પરમાત્મા એમ બોલી સ્મરણ કરે છે. કેટલાક પરમાત્માનું

સ્મરણ કરે છે, પણ રાગ, દ્વેષ, ક્રોધ અને નિન્દા વગેરે દોષોને મૂકતા નથી. કેટલાક પરમાત્માના નામે આજીવિકા ચાલે એમ લક્ષી પરમાત્માનું ભજન સ્મરણ કરે છે. આવા મનુષ્યો પરમાત્માનું ભજન સ્મરણ કરે તો પણ પરમાત્મપદ પ્રાપ્ત કરવું એવા લક્ષ્યના અભાવે ઉચ્ચ કોટીના ઉત્તમ સાધક થઈ શકતા નથી, માટે પરમાત્માના સ્વરૂપનું સૂક્ષ્મબુદ્ધિથી જ્ઞાન કરી નિષ્કામવૃત્તિથી પરમાત્મરૂપ થવા માટે પરમાત્માનું સ્મરણ કરવું યોગ્ય છે

## परमात्मानुं स्मरण.

સાત નય અને સપ્ત ભંગી તેમજ ચાર નિક્ષેપાથી પરમાત્માનું સ્વરૂપ જાણી પરમાત્મ પ્રાપ્ત્યર્થ પરમાત્મમય મનોવૃત્તિ કરવી. ધારણા અને ધ્યાનમાં પરમાત્માનું સમ્યગ્ સ્વરૂપ ધારવું, તન્મય બનીને પરમાત્માનું સ્મરણ કરવું, મનમાં ઊઠતા વિકલ્પ સંકલ્પો બંધ કરવા. અનેક દુનિયાનાં કાર્ય, કર્મયોગે કરવાં પડે તો પણ પરમાત્માના સ્વરૂપની સાધ્યદશામાં ધૂન રાખવી. પરમાત્માના સ્મરણમાં પ્રસંગ પામી મનમાં ઉઠતા વિક્ષેપોને સમાવવા, પરમાત્મસ્વરૂપમાં સ્થિર મનોવૃત્તિ રાખીને બોલ્યા વિના પરમાત્માનું સ્મરણ કરવું. કદાપિ તેમ ન રહેવાય તો પરમાત્માના ગુણોનાં સ્તવનો અને પદો ગાઇને પણ પરમાત્માનું સ્મરણ કરવું. ભજનસંગ્રહ દ્વિતીય ભાગમાં કહ્યા પ્રમાણે પરમાત્માની નવધા ભક્તિથી પોતાના અસંખ્ય પ્રદેશના ધર્મમાં પોતે ( આત્મા ) રહી શકે છે, અને એમ વર્તવાથી ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવમા આત્મા પ્રવેશે છે, સાધક દશામાં

ઉપશમ અને ક્ષયોપશમભાવમાંથી ક્ષાયિકભાવે સર્વ ગુણો થતાં આત્મા પોતે પરમાત્મરૂપે સાદિઅનંતમે ભાગે થાય છે.

પરમાત્મ સ્મરણુને અભ્યાસ પ્રતિદિન વધારતા જવું. પરમાત્મ સ્મરણુ કરનારાઓએ દુર્જનોની સંગતિ ત્યજવાની જરૂર છે, તેમજ મનુષ્યોના શુભ અને અશુભ શબ્દોમાં સમતા રાખી પરમાત્મસ્વરૂપ સ્મરણુ કરવાની આવશ્યકતા છે. દુનિયા દીવાની ગમે તેમ કહે તોપણુ પરમાત્મસ્વરૂપ સ્મરણુરૂપ રણુાંગણુ; માંથી પાછા નહિ ફરતાં હિંમતથી રાગાદિ દોષોને હઠાવી પરમાત્મસ્મરણુમાં આગળને આગળ વધવું; એમ કરવાથી આનન્દની ખુમારી પ્રાપ્ત થાય છે.

પરમાત્મસ્વરૂપ સ્મરણુથીં જીવોએ સૃષ્ટિના સૌન્દર્ય પદાર્થની લીલાઓને સ્વપ્નસમાન માનવી, અર્થાત્ બાહ્યના પદાર્થોને સ્વપ્નવત્ ક્ષણિક જાણી તેમાં રાચવું નહિ, તેમજ તેમાં ચિત્તવૃત્તિ દેવી નહિ. બાહ્યપદાર્થોમાં રાગ અને દ્વેષથી દૃષ્ટિ દેવાથી પરમાત્મસ્વરૂપ સ્મરણુ યથાયોગ્ય થઇ શકતું નથી. અને ઉલટું મનની નીચ દશા થતાં પરમાત્મસ્મરણુમાં ચિત્ત ચોંટતું નથી, માટે ભવ્યજીવોએ બાહ્યભાવોમાં દૃષ્ટિ દેવી નહિ. બાહ્યભાવમાં દૃષ્ટિ ન દેવાથી પરમાત્મસ્મરણુ અવિચ્છિન્ન ધારાથી બન્યું રહે છે. આ પ્રમાણે સાધક કહે છે કે-બાહ્ય પદાર્થોમાં દૃષ્ટિ ન દેતાં પરમાત્મસાધ્યલક્ષ્યથી હું પરમાત્માને સ્મરૂં છું.

### પરમાત્મા થવાને માટે આત્માની ક્રિયારૂપ ભક્તિ કરવી જોઇએ તે ગ્રન્થકાર બતાવે છે.

 પોતાના દોષો જાણતાં શીખો.

श्लोकः

अविच्छिन्ना विधातव्या, नवधा भक्तिरात्मनः ।
आत्मभक्तिप्रतापेन, जीवा यान्ति परं पदम् ॥ ५६ ॥

શબ્દાર્થઃ—આત્માની નવ પ્રકારે અવિચ્છિન્ન ભક્તિ કરવી યોગ્ય છે. આત્મભક્તિપ્રતાપથી આત્માઓ મોક્ષપદ પામે છે.

ભાવાર્થઃ—ભક્તિના નવ પ્રકાર છે अस्मदीय भजनसंग्रह द्वितीय ભાગમાં નવ પ્રકારની નીચે પ્રમાણે ભક્તિ દર્શાવી છે.

प्रथम श्रवणक्रियाभक्ति.

અનંતગુણપર્યાયમય ચેતનદ્રવ્યનું બહુમાનથી શ્રવણ કરવું જોઈએ. સ્યાદ્વાદપણે ચેતનદ્રવ્યનું શ્રવણ કરવું જોઈએ. તીર્થંકરભાષિત ચેતનદ્રવ્ય છે, દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ આત્મા નિત્ય છે, અનાદિકાળથી અશુદ્ધપરિણતિથી પરનો કર્તા તથા ભોક્તા આત્મા કહેવાય છે, અને જ્યારે ભેદજ્ઞાન થાય છે ત્યારથી અંશે અંશે આત્મા સ્વરૂપનો કર્તા ભોક્તા થાય છે. આત્મા જે જે અંશે પોતાના સ્વરૂપે પરિણમે છે તે તે અંશે પરપરિણતિનો નાશ કરે છે. પોતાના સ્વરૂપમાં પરિણમવાથી કર્મનો નાશ થાય છે, અને ગુણોનો પ્રગટભાવ થાય છે. મોક્ષના જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ ઉપાયો છે. આત્માનાં ષટ્સ્થાનકોના શ્રવણથી આત્માનો સમકિત ગુણ પ્રગટે છે, અને ઉપશમભાવ આદિ ભાવોનો પ્રગટભાવ થાય છે. સમકિતગુણ, દેશવિરતિ અને સર્વવિરતિગુણો પણ આત્માના શ્રવણથી પ્રગટે છે. આત્માનુભવામૃત કારણ શ્રવણક્રિયા છે; જેમ જાંગુલી મંત્રશ્રવણથી 'સર્પાદિક વિષનો નાશ થાય છે; તેમ આત્મદ્રવ્ય શ્રવણ-

માહાત્મ્યથી મોહરૂપ સર્પવિષનો નાશ થાય છે. અસંખ્ય પ્રદેશી રૂપારૂપી અક્રિય આત્મા છે, આત્માના એકેક પ્રદેશે અનન્તગુણપર્યાય સમયે સમયે વર્તે છે.

સંગ્રહનયથી ચાર ગતિના જીવો સિદ્ધસમાન છે, ભેદજ્ઞાનથી વ્યક્તિનો પ્રકાશ થતાં જીવ તે પોતે શિવ થાય છે. આત્મશ્રવણની એકતાનતાના પ્રતાપે અનુભવતાન પ્રગટે છે અને કર્મવર્ગણાઓ ત્વરિત ખરે છે. સૂર્યની પેઠે આત્મા સર્વત્ર પ્રકાશ કરનારો થાય છે. શુદ્ધાત્મદ્રવ્યનું શ્રવણ કરી અનન્ત જીવો મુક્ત પામ્યા, પામે છે અને પામશે. શ્રવણક્રિયા એ ચેતનની પૂજા છે. આત્મશ્રવણક્રિયામાં સંતપુરૂષો સદાકાળ રાચીમાચી રહે છે, કારણકે તેઓને આત્મદ્રવ્યશ્રવણમાં અત્યંત આનન્દ પ્રગટે છે. ચિદાનન્દચેતન અહો ! આ શરીરમાં વસ્યો છે તેનું શ્રવણ કરવાથી મોહમાયાનાં આવરણ દૂર થઇ જાય છે. આત્મદ્રવ્યનું સ્વરૂપ સાંભળવાથી આત્મા પૂજવા યોગ્ય થાય છે.

## द्वितीय कीर्तनक्रियाभक्ति.

ગુણપર્યાયાધાર જીવદ્રવ્યનું કીર્તન કરવાથી આત્મામાં આનન્દબોધ પ્રગટી નીકળે છે, નિત્યાનિત્ય તેમજ ભેદાભેદપણે આત્માને ગાવો જોઇએ. આત્માના કીર્તનથી ચિત્તવૃત્તિનો લય થાય છે, અને બાહ્યની ઉપાધિનાં દુઃખો વિસરાય છે. કામાદિકની વાસનાઓના વેગરૂપ ઘોડાઓ કૂદાકૂદ કરતા હોય છે, તો પણ આત્મસ્વરૂપકીર્તનથી તે શાંત થાય છે, આત્માનું કીર્તન કરવાથી વિવેક પ્રગટે છે, અને સમકિતની નિર્મલતા થાય છે. આત્માનું કીર્તન કરતાં વૃત્તિયો શાંત થઇ જાય છે, સાવદ્યવાણીના દોષો પણ આત્મકીર્તનથી ખરેખર ટળી જાય છે. આત્મ

દ્રવ્યના કીર્તનથી પોતાને અને પરને ઉપકાર થાય છે. પરા અને પશ્યંતીથી આત્માને ગાનાર અલખ ખુમારીમાં લદબદ રહે છે એટલું તો નહિ પણ તેથી વિશેષ એ છે કે-તેને આત્માની સત્ય-પ્રતીતિ થાય છે. મધ્યમા અને વૈખરીથી આત્માનું કીર્તન કરવાથી બાહ્યપદાર્થોના યોગે થતા વિકલ્પ અને સંકલ્પો નાશ પામે છે.

આત્માના કીર્તનથી કર્મની વર્ગણાઓ આવતી અટકે છે, અને આત્મા પોતાના સ્વભાવમાં જાગ્રત્ થાય છે. અહો! આત્મકીર્તનમાં એવી અદ્ભુત શક્તિ રહી છે કે તેનાથી ભવ-સાગરની પેલી પાર જવાય છે. શ્રીતીર્થંકર ભગવાન્‌ની વચન-વર્ગણાના માહાત્મ્યથી અનેક જીવો તરી જાય છે, અને આપણને પણ તેમની વાણીનો ઉપકાર છે. જ્ઞાનીના વચનથી સત્ય અને અસત્ય જણાય છે, આત્માનું કીર્તન એવું છે કે-તે આત્માની ઝળહળ જ્યોતિ ઝટ પ્રગટાવી શકે છે. આત્માના કીર્તનયોગે આત્માનો અર્પિત ધર્મ ગ્રહણ કરી શકાય છે, આત્મકીર્તનથી આત્મા પોતાના સ્વરૂપમાં સ્થિર ઉપયોગી થાય છે. આત્માનું કીર્તન કરવાથી આત્માની અલખ ધૂનમાં પોતે પોતાને નિર્ભય અને નિત્ય આનન્દમય દેખે છે. વિશેષ શું કહેવું ? આત્માનું કીર્તન કરવાથી અનંત ભવનાં કરેલ કર્મનો ક્ષય થઇ જાય છે, વારંવાર ચેતનને ગાઓ, આત્મામાં મનને સ્થિર કરો, સદ્ગુરુપ્રતાપથી આત્માની કીર્તનભક્તિથી સર્વ સુખનો પ્રગટભાવ થાય છે અને થશે.

તૃતીય સેવનક્રિયાભક્તિ.

અરિહંતાદિકની સેવા કરવી તે પોતાની સેવા અર્થે થાય

છે આત્મદ્રવ્યની રમણતારૂપ સેવા જો આત્માના ઉપયોગથી થાય તો આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટે છે ભવ્ય પુરૂષોએ સમજવું કે આત્માની સેવા આત્મભાવેજ કરવી જોઇએ, આત્માની સેવાથી રાગદ્વેષ દશાનો નાશ થાય છે, ઉપશમાદિ ભાવે આત્માની શુદ્ધ સેવા કરાય છે

આત્મદ્રવ્યની સેવાના અનેક ભેદ છે, પણ તે આત્મદ્રવ્ય-સેવાના ભેદનુ જિનાજ્ઞાથી આરાધન કરવુ જોઇએ વ્યવહાર અને નિશ્ચયથી આત્મદ્રવ્યનું યથાશક્તિ સેવન કરવુ જોઇએ ઉપાદાન અને નિમિત્તના ભેદથી આત્મદ્રવ્યની સેવા કરવી જોઇએ સાત નયોથી આત્માની સેવા સમજીને વર્તનમા મૂકવાથી મંગલ વાજા વાગે છે અર્થાત્ સુખધામ આત્મા સ્વય બને છે સંગ્રહનયથી આત્મા પણ પ્રભુ ગણાય છે તેની ઉપાદાનકારણથી સેવા કરવી એજ પરમાર્થ છે બાકી સહુ બાહ્યાર્થ છે આ જીવે અનંત વાર પુદ્‌ગલદ્રવ્યના સ્કધો કે જે અનેક આકારરૂપે પરિણમેલા, તેને સેવ્યા છે તો પણ આત્મા તેથી તૃપ્તિ પામ્યો નહિ કારણ કે જડ વસ્તુમા કિંચિત્ પણ સુખ નથી ત્યારે તૃપ્તિ કયાથી મળે ? જડ પુદ્‌ગલરૂપ જે ધન, દેહ અને ઘર વગેરેની સેવા છે તે રાગ અને દ્વેષના સબધે દુઃખની કરનારી થાય છે નિજજાતિ શુદ્ધ દ્રવ્ય એવા પરમાત્માઓની સેવાથી અનન્તસુખ કે જે પોતાના આત્મામા તિરોભાવે હોય છે તે આવિર્ભાવપણે થાય છે અનન્તગુણપર્યાયમય એવું આત્મદ્રવ્ય પોતે છે પોતાના સ્વભાવમા રહેવુ અને ક્રોધ, માન, અજ્ઞાન અને કામાદિ દોષોથી દૂર રહેવું એજ ખરે

સહાયભૂત થાય છે. આત્માનું શુધ્ધ સ્વરૂપ ગાવાનો વધાવારૂપ લ્હાવો લેવાની અત્યન્તાવશ્યકતા છે. જેઓ સમજે છે તેમને સદાકાલ નમસ્કાર હો. પરાપશ્યંતીરૂપ નાદયોગભક્તિથી યોગી અનહદતૂર વજાવે છે, અને જ્યાં નિર્વિકલ્પદશાનો અનુભવ અમૃતરસ સ્વાદી શકાય છે. દેહતંબુરાને વચનના સ્વરથી વગાડનાર ભક્ત ખરેખર પરમાત્માની ભક્તિમાં એવો તો લયલીન થઇ જાય છે કે તે ઉલટી આંખોથી ( જગતના કરતાં જુદી ચક્ષુથી ) પરમાત્માને દેખી શકે છે. વચનભક્તિથી અન્તે અયોગી થઈ પરમપ્રભુતા પામે છે.

पञ्चम वन्दनक्रियाभक्ति

શુધ્ધ ચૈતન્યસ્વભાવને હે ભવ્યો ! તમે વારંવાર વંદો. જ્ઞાનાદિકનો આધાર અસંખ્યપ્રદેશી આત્મા હોવાથી તે પૂજ્ય જ છે. સર્વ ચેતનદ્રવ્યો જ્ઞાનાદિ ગુણવિશિષ્ટ હોવાથી આત્મભાવે નયની અપેક્ષાએ વાંદવા યોગ્ય છે. પુદ્ગલદ્રવ્યથી ભિન્ન ચેતનદ્રવ્ય જાણીને તે પોતે હું છું એમ નિરધાર કરવો જોઇએ. આનન્દઘનરૂપ આત્માના પ્રેમમાં સ્થિરોપયોગે રહેતાં લીન દશા પ્રાપ્ત થાય છે.

અર્હન્તાદિ પરમેષ્ઠિની વન્દના કરવી તે શુભ વ્યવહાર છે. આત્મા તો નિશ્ચયથી પંચપરમેષ્ઠિરૂપ છે, આત્મદ્રવ્યનું જ્ઞાન તે રવિસમાન છે અને દર્શન તે ચંદ્રસમાન છે. ચેતનના ત્રણ પ્રકાર છે, તેમાં બાહ્યભાવને દૂર કરી અન્તરાત્મતા પ્રાપ્ત કરી પરમાત્મપદ પ્રાપ્ત કરવું એ જ કર્તવ્ય છે. સ્વપરપ્રકાશી

ખરી સેવા છે. આમ કહેવાથી એમ ન માનવું કે વ્યવહારથી જે જે સદ્‌ગુરુ, પ્રતિમા અને તીર્થયાત્રા આદિ સેવાના ભેદો છે તેનું અવલંબન ન લેવું જોઇએ, અલબત, વ્યવહાર સેવા રૂપ કારણનું સેવન કરવું જોઇએ, પણ ઉત્તમોત્તમ સેવાની સાધ્યતાએ વ્યવહાર સેવાનું યોગ્યતા પ્રમાણે અવલંબન કરવું. આત્મામાં ષટ્કારકની શકિત છે તેને પ્રગટાવવા પ્રયત્ન કરવો જોઇએ અનાદિકાળથી પરભાવકર્તા આદિ કારકો અવળી પરિણતિએ પરિણમ્યાં છે તેને સવળાં કરી આત્માની શુદ્ધતાર્થે પ્રગટાવવાં જોઇએ ભેદજ્ઞાનથી આત્માની સેવા કરવી આત્માની સેવા ઉપાદાનપણે હૃદયમાં સેવતાં સર્વ સેવાઓ સેવાઇ એમ માની લેવું. આત્માની શુધ્ધ પરિણતિ શકિતથી પોતે પોતાને સેવો. અરિહંતાદિ પંચપરમેષ્ઠિની સેવાથી પણ આત્મા નિર્મલ થાય છે, માટે અવશ્ય સાધ્યબુદ્ધિએ પરમેષ્ઠિઓનું સેવન કરી આત્માને સેવ્ય બનાવવા પ્રયત્ન કરવો. પોતે સેવક બને તો તે જ્યારે ત્યારે પણ પરમાત્મા થવાથી અન્ય જીવોવડે સેવ્ય બની શકે. દ્રવ્યભાવથી આ પ્રમાણે સેવા છે તે મુકિતપુરી જવાની છાપ છે એમ નિશ્ચય કરવો.

## चतुर्थी वचनक्रियाभक्ति.

આત્મપ્રેમ મનમાં ધારણ કરીને હે ભવ્ય જીવો ! તમે વચનદ્વારા આત્માનું ગાન કરો. વચનભકિત મહિમા જગતમાં એટલો બધો મહાન્ છે કે મોટા મોટા યોગીન્દ્રો પણ આત્મભજન શ્રવણ કરતાં તેમાં એકતાન થઇ જાય છે. વચનભકિત અનેક ભવના પાપોનો નાશ કરીને શિવમંદિરમાં પ્રવેશ કરવા

સહાયભૂત થાય છે. આત્માનું શુદ્ધ સ્વરૂપ ગાવાનો વધાવારૂપ લ્હાવો લેવાની અત્યન્તાવશ્યકતા છે. જેઓ સમજે છે તેમને સદાકાલ નમસ્કાર હો. પરાપશ્યંતીરૂપ નાદયોગભક્તિથી યોગી અનહદતૂર વજાવે છે, અને જ્યાં નિર્વિકલ્પદશાનો અનુભવ અમૃતરસ સ્વાદી શકાય છે. દેહતંબુરાને વચનના સ્વરથી વગાડનાર ભક્ત ખરેખર પરમાત્માની ભક્તિમાં એવો તો લયલીન થઇ જાય છે કે તે ઉલટી આંખોથી ( જગતૂના કરતાં જુદી ચક્ષુથી ) પરમાત્માને દેખી શકે છે. વચનભક્તિથી અન્તે અયોગી થઈ પરમપ્રભુતા પામે છે.

## पञ्चम वन्दनक्रियाभक्ति

શુદ્ધ ચૈતન્યસ્વભાવને હે ભવ્યો ! તમે વારંવાર વંદો. જ્ઞાનાદિકનો આધાર અસંખ્યપ્રદેશી આત્મા હોવાથી તે પૂજ્ય જ છે. સર્વ ચેતનદ્રવ્યો જ્ઞાનાદિ ગુણવિશિષ્ટ હોવાથી આત્મભાવે નયની અપેક્ષાએ વાંદવા યોગ્ય છે. પુદ્ગલદ્રવ્યથી ભિન્ન ચેતનદ્રવ્ય જાણીને તે પોતે હું છું એમ નિરધાર કરવો જોઇએ. આનન્દઘનરૂપ આત્માના પ્રેમમાં સ્થિરોપયોગે રહેતાં લીન દશા પ્રાપ્ત થાય છે.

અર્હન્તાદિ પરમેષ્ઠિની વન્દના કરવી તે શુભ વ્યવહાર છે. આત્મા તો નિશ્ચયથી પંચપરમેષ્ઠિરૂપ છે, આત્મદ્રવ્યનું જ્ઞાન તે રવિસમાન છે અને દર્શન તે ચંદ્રસમાન છે. ચેતનના ત્રણ પ્રકાર છે, તેમાં બાહ્યભાવને દૂર કરી અન્તરાત્મતા પ્રાપ્ત કરી પરમાત્મપદ પ્રાપ્ત કરવું એ જ કર્તવ્ય છે. સ્વપરપ્રકાશી

આત્માને વંદન કરતાં પરમકલ્યાણ થાય છે. સંગ્રહનયથી સર્વ જીવોને વંદન અને વ્યવહારનયથી શુધ્ધવ્યવહારવંતને વંદન જાણવું. સાત નયોથી વંદન સમજી તેનો આદર કરવો, દ્રવ્ય અને ભાવથી વંદન કરવું તે જ હિતકર છે. અન્તર્યોગીને વંદન કરતાં મંગલમાલા પ્રાપ્ત થાય છે. વન્દનભક્તિમાં વિશેષતઃ લક્ષ્ય આપવું જોઇએ.

## छट्ठी ध्यानक्रियाभक्ति.

આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરીને ધર્મધ્યાન અને શુકલધ્યાનને આદરવું જોઇએ. જો કે સંપ્રતિકાલમાં શુકલ-ધ્યાન નથી તો પણ તેનો અંશ છે. ધર્મધ્યાનના ચાર પાયા-નું અવલંબન કરવું. પોતાના આત્માને કહેવું કે-હે ચેતન! તું પોતાના શુધ્ધસ્વરૂપનું ધ્યાન ધર અને પરપરિણતિ કે જે રાગ-દ્વેષમય છે તેનો ત્યાગ કર. પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ અને રૂપાતીત એ ચાર ધ્યાનનો અત્યન્ત આદર જ કર. સાલંબન ધ્યાનવડે ચિત્તની સ્થિરતા કરી અશુભ વિચારોને આવતા રોકવા જોઇએ. સાલંબન-ધ્યાનમાંથી નિરાલંબનધ્યાનમાં જઇ અખંડ આનંદરસ ચાખવો જોઇએ. વિક્ષિપ્ત, યાતાયાત, સુશ્લિષ્ટ અને સુલીનતા એ ચાર પ્રકારનું મન છે. અનુક્રમે ઉત્તરોત્તર મનનો ભેદ પ્રાપ્ત કરીને સઘળા ખેદ ટાળવા. આ ચાર પ્રકારના મનનું સ્વરૂપ શ્રી અધ્યાત્મસારમાં છે. અન્તરના ઉપયોગમાં રહેવું અને પરપરિ-ણતિનો નાશ કરવો એ જ ધ્યાનની સર્વોત્તમદશા છે. પરમ-મહોદય શિવસુખસ્વામિનું ધ્યાન ધરતાં પોતાની અનંત-શક્તિઓ પ્રગટે છે.

## સાતમી લઘુતાક્રિયાભક્તિ.

લઘુતા પ્રભુતાને આપે છે અને અહંતાનો નાશ કરે છે. લઘુતાથી રાગદ્વેષ ટળે છે અને મુક્તિપુરીમાં વાસ થાય છે. લઘુતામાં સુખકારી પ્રભુતા રહેલી છે અને તે આત્મિક લઘુતા કરનારી છે. ચેતનની શક્તિ કેળવવામાં લઘુતા એ મોટું ઔષધ છે. પુદ્ગલવસ્તુ ભારે છે, અને ચેતન તો હલકો છે તેથી કર્મનો ભાર ટળતાં થકાં સાત રાજલોક ઊર્ધ્વ થતાં સિદ્ધશિલા પર જાય છે. જલમાં કાદવથી ન્યારી થએલી તુંબડી જલ ઉપર હલકી થતાં આવે છે તેમ આત્મા પણ કર્મના નાશથી હલકો થતાં મુક્તિપુરીમાં પધારે છે. દીનભાવથી પુદ્ગલની જે મમતા તે રૂપ જે લઘુતા છે તે તો સંસારમાં દુઃખની કરનારી છે માટે તેવા પ્રકારની લઘુતાનો તો ત્યાગ કરવો જોઇએ, કારણ કે મમતારૂપ લઘુતાથી આત્માની જ્ઞાનાદિક ઋદ્ધિનો નાશ થાય છે.

આત્માની અનેક લબ્ધિયો ( શક્તિયો ) પ્રગટે તો પણ મનમાં ગર્વ થાય નહીં, અને પૂર્ણોદક કુંભની પેઠે જરા માત્ર પણ અભિમાનથી છલકાય નહીં, તેવા પ્રકારની આત્માની લઘુતા આદરવા યોગ્ય છે. હે ચેતન! જે તું દેખે છે તે તું નથી અને જે અરૂપી છે અને જેને તું દેખી શકતો નથી, તે તું આત્મા છે. આત્માના સ્વભાવમાં તું ખેલ કે જેથી અન્તરની સુઝ પડતાં પોતે પોતાને હલકો દેખી શકે. અનુભવયોગની તાળી લાગતાં પ્રભુતા હૃદયમાં પ્રવેશ કરે છે અને કર્મવર્ગણા જે જે અંશે ખરવા માંડે છે તે તે અંશે આત્માની

લઘુતા ( હલકાપણું ) પ્રગટે છે. ક્ષાયિકભાવે સ્નાતકનિર્ગ્રંથમાં લઘુતા પરિપૂર્ણ પ્રકાશે છે, નિર્મલતા એજ લઘુતા ચેતનમાં રહી છે અને તે આત્માના સહજોપયોગે પ્રકાશે છે. લઘુતાથી ઉચ્ચ જીવન થાય છે. માનાદિક દોષનો નાશ થાય છે, અને અનુભવજ્ઞાનરૂપ સૂર્ય ઝળહળ કરતો હૃદયમાં પ્રગટે છે.

## आठमी एकताक्रियाभक्ति.

આ જીવ એકાકી અનંતવાર સંસારમાં ભટકયો. સંસારમાં કોઇ સાથે આવતું નથી, માટે હે જીવ ! હજી તું ચેત, ચેત, પરભવમાં કુટુંબ, ધન અને દેહ વગેરે કોઇ પણ વસ્તુઓ સાથે આવતી નથી, ગમે તે ગતિમાં એકીલો પુણ્ય અને પાપ ભોગવે છે. હે શુદ્ધ ચેતન ! તું પુદ્દગલથી ન્યારો છે, એક શુદ્ધચેતન તું છે. પુદ્દગલથી પોતાના આત્માને ભિન્ન વિચારી એકત્વભાવના ભાવવી, એકત્વભાવનાથી અનંત જીવ મુક્તિ પામ્યા છે અને પામશે. શુકલધ્યાનના બીજા પાયામાં એકત્વ ધ્યાનભાવ પ્રગટે છે આવી શુદ્ધતા, શુદ્ધસ્વરૂપ કરનારી છે, તેનાથી અન્તરમાં ઉદ્યોત થાય છે. મંગલ પદકારિકા એકત્વભાવના છે.

## नवमी समताक्रियाभक्ति.

સમતા શિવસુખની વેલડી છે અને સમતા સુખનું મૂળ છે. જ્ઞાનનું તથા વ્યવહારચારિત્રનું ફળ સમતા છે. સમતા વિણુ સર્વ ક્રિયાઓ નિષ્ફલ જાણવી. સમતાથી શિવસુખ મળે છે અને સમતા આનંદનું પૂર છે. પરમમહોદય પ્રાપ્તિમાં સમતા

એક મંગલતૂર છે. નિજ અને પરને ઉપકાર કરનારી અને શાન્ત સુખ કરનારી ખરેખરી સમતા છે. શત્રુ અને મિત્ર પર સમતાથી સમાનભાવ વર્તે છે, સમતા તેજ આત્મના સ્વરૂપમાં છે, સમતાથી શુદ્ધ ઉપયોગમાં રમણતા થાય છે. કેવલજ્ઞાન અને કેવલદર્શનની પ્રાપ્તિ પણ સમતાથી ઝટ થાય છે. સર્વ-યોગશિરોમણિ સમતા છે, જ્યાં સમતા ત્યાં મુક્તિ અવશ્ય જાણવી. ષડ્દર્શનમાં પણ સમતાથી અન્ય લિંગે જીવો શાસ્ત્રમાં મુક્તિપદ પામે છે. ક્ષમાધર્મ-સમતાગુણ ખરેખર મોટો છે અને તે જે પ્રાપ્ત કરે છે તે સંસારસમુદ્ર તરી જાય છે. સમતાસરોવરના અનુભવજલમાં મુનિવર હંસો ક્રીડયા કરે છે, સમતાથી આત્માની અનંત શક્તિયો ખીલે છે, સ્પર્શમણિ કરતાં પણ સમતા અનંતગણી મોટી છે, સમતા વિનાના જીવો મરણ પામેલાની પેઠે જીવતા છતાં પણ નથી જીવતા એમ જાણવું. અહો! સમતાનું શું વર્ણન કરીએ? ખરેખર સહજ-સુખની ક્યારી સમતા છે, સમતાધારક સંતજનોની હું બલિહારી જાઉં છું. સમતાના અનુભવયોગે આત્મસુખની ખુમારી પ્રગટે છે જ. સન્ત જનોને સમતા પ્યારી લાગે છે, અને દુર્જનોને સમતા લીંબડાના રસ જેવી કડવી લાગે છે.

આ પ્રમાણે નવધા ભક્તિનું જે જીવો અવલંબન કરે છે તે જીવો શિવપદને ત્વરિત પ્રાપ્ત કરે છે. ભક્તો જ્ઞાનથી ભક્તિના રસમાં સદાકાલ લયલીન રહે છે. ભક્તિના રસમાં રસીલા થઈ આત્માનંદખુમારી ભોગવવા ભાગ્યશાલી બનું; ભક્તિનું પ્રાધાન્ય સમજી તેનો ભવ્ય જીવોએ આદર કરી

વર્તણૂંકથી માણસની કીંમત અંકાય છે.

પરમાત્મપદ સાધવું, આવી ઉત્તમોત્તમ ભક્તિથી આત્માઓ શાશ્વત પદ પામે છે; માટે સાધક તેનું અવલમ્બન કરે છે.

### ભક્તિની પેઠે ભવ્ય જીવોએ ભાવશાન્તિરૂપ પરમાત્મ-પદ પ્રાપ્તિમાટે આત્મદૃષ્ટિ જ્યાંત્યાં ધારણ કરવી એમ ગ્રન્થકાર જણાવે છે.

શ્લોકઃ

आत्मवत् सर्वजीवेषु दृष्टिः स्वोन्नतिकारिका।
भावशान्तिप्रकाशार्थं, देया भक्तिपरायणैः ॥ ५७ ॥

શબ્દાર્થઃ—ભક્તિપરાયણ જીવોએ ભાવશાંતિરૂપ પરમાત્મ-પદ પ્રાપ્તિ પ્રકાશમાટે આત્માની પેઠે સર્વ જીવોમાં સ્વોન્નતિ-કારક આત્મદૃષ્ટિ ધારણ કરવી જોઇએ.

ભાવાર્થઃ—ભક્તિપરાયણ ભક્તોએ પોતાના આત્માની પેઠે સર્વ જીવોને દેખવા જોઇએ. જ્યાંસુધી આત્મવત્ સર્વ જીવો ઉપર જોવાતું નથી ત્યાંસુધી ઉચ્ચ જીવનની આશા રાખવી વ્યર્થ છે. આત્માર્થી જીવોએ પોતાનું ભલું ઇચ્છવું તેમ અન્ય જીવોનું પણ ભલું ઇચ્છવું જોઈએ. જેવી પોતાની સારી દશા ઇચ્છાય છે તેવી અન્યોની પણ સારી દશા ઇચ્છવી જોઇએ. પોતાને સુખ મળે એમ ઇચ્છાય છે તેવી રીતે અન્ય જીવોને પણ સુખ મળે તેમ ઉપાયો ઇચ્છવા જોઈએ. અન્ય જીવો પર ઇર્ષ્યા, અદેખાઈ, દ્વેષ અને ક્રોધ, વગેરે થાય નહિ, અન્ય જીવોને મારવાની બુદ્ધિ થાય નહિ, અન્ય જીવોને ઉપદ્રવ,

પીડા અને કલેશ થાય એવી મનમાં ઇચ્છા થાય નહિ, અન્યનું ખરાબ કરવાની બુદ્ધિ જરા માત્ર પણ થાય નહિ, પોતાના કરતાં અન્યનું જરા માત્ર હલકાઇપણું ઇચ્છાય નહિ, ત્યારે અન્ય જીવોને પોતાના આત્મસમાન દેખવાનું સત્ય કહેવાય. ધર્મી, સાધુ, સન્ત, મહાત્મા, ઋષિ અને કેળવાયેલ વગેરે નામ ધરાવવાં સહેલ છે પણ અન્ય જીવો પર અન્યાય, દ્વેષ અને ક્રોધ, વગેરે થાય નહિ ત્યારેજ ઉપર્યુક્ત નામની સફલતા કહેવાય, અને ત્યારેજ અન્ય જીવોને પોતાના આત્મસમાન દેખવાનો સિદ્ધાંત, અમલમાં મૂકયો કહી શકાય પ્રત્યેક જીવો, પોતાના તરફથી શાંતિ પામે એવા વર્તનમાં પોતે મૂકાયા વિના ફોનોગ્રાફની પેઠે ફક્ત શાંતિને ઇચ્છનારાએ પોતે પણ આત્મદષ્ટિ રાખતા નથી અને અન્યને પણ રખાવવા પ્રયત્ન કરતા નથી. સર્વ જીવો પર આત્મદષ્ટિ રાખ્યા વિના કોઇ પણ આત્મા કદી ભાવશાંતિ પામી શકતો નથી. બળતા અગ્નિમાં જેમ શીતળતા રાખવી તે મુશ્કેલ છે તેમ રાગદ્વેષ સંયોગમય સંસારમાં સર્વ જીવોની સાથે આત્મદષ્ટિથી વર્તવું મુશ્કેલ છે. જો કે આવું મુશ્કેલ કાર્ય છે તો પણ આત્માર્થી પુરૂષો સર્વ જીવોની સાથે આત્મદષ્ટિ રાખવા પ્રયત્ન કરે છે અને અંતે આત્મદષ્ટિના પ્રતાપથી પરમસુખમય ભાવશાંતિ પ્રાપ્ત કરે છે. સર્વ જીવોની સાથે આત્મદષ્ટિ રાખ્યા વિના સામાયક, પ્રતિક્રમણ, પૂજા અને ભક્તિ વગેરે કાર્યોમાં પણ આત્માનું ઉચ્ચ જીવન કે જે ભાવશાંતિમય છે તે થતું નથી, અને અન્ય જનોને તેનો લાભ મળી શકતો નથી, માટે આત્મસાધકોએ

ગમે તેવા રાગ અને દ્વેષના પ્રતિકૂલ સંયોગોમાં પણ સર્વ જીવોની સાથે આત્મદૃષ્ટિ ધારવી. જેવા પોતાના આત્મા છે તેવોજ સર્વનો લેખવો, કોઈને શત્રુ તરીકે લેખવા નહિ, કોઇના ઉપર વૈર રાખવું નહિ, આત્માનું ઉચ્ચ જીવન કરવા સદાકાળ આત્મદૃષ્ટિ ધારી ભાવશાંતિને પ્રકાશ કરવો.

## ભક્તિયોગી આત્માને ઉદ્દેશી પ્રવૃત્તિ કરતો છતો શિવપદ પ્રાપ્ત કરે છે.

શ્લોકૌ

लक्ष्यीकृत्य निजात्मानं, धर्मकार्ये प्रवर्तनात् ।
आर्त्तध्यानादिरहितो, भक्तियोगी शिवं व्रजेत् ॥ ५८ ॥

स्वात्मा परात्मारूपश्च, दृश्यते भक्तितः स्वयम् ।
करोति दर्शनं जीवः, स्वस्येति प्रत्ययो ध्रुवम् ॥ ५९ ॥

શબ્દાર્થઃ—પોતાના આત્માને લક્ષ્યભૂત કરીને ધર્મકાર્યમાં પ્રવર્તવાથી આર્ત્તધ્યાનાદિ રહિત એવો ભક્તિયોગી, શિવપદ પામી શકે. પોતાનો આત્મા તે પરમાત્મારૂપ ભક્તિથી પોતાની મેળે દેખાય છે, જીવ પોતે પોતાનું દર્શન કરે છે એમ પોતાને ભક્તિથી નિશ્ચય થાય છે.

ભાવાર્થઃ—ઇષ્ટ વસ્તુ તરીકે બાહ્યનાં જે જે લક્ષ્યોને માનવામાં આવે છે તે તે લક્ષ્યો વસ્તુતઃ વિચાર કરીએ છીએ ત્યારે ખોટાં લાગે છે, જડ વસ્તુઓમાં કંઇ નિત્યત્વ નથી ત્યારે

તેનું કેમ લક્ષ્ય કરવું જોઇએ? બાહ્યવસ્તુઓમાં જે આનંદ કલ્પવામાં આવે છે તે ક્ષણિક છે, ત્યારે તેમાં આનંદના અભાવે બીલકુલ લક્ષ્ય ન આપવું જોઇએ. જે વસ્તુની ક્ષણિકતા હોય તેમાં ભ્રાંતિથી કોણ મૂર્ખ પ્રેમ ધારણ કરવા લલચાય? જોકે બાહ્ય વસ્તુઓમાં રાગ થાય છે તેથી એમ ન માની લેવું કે તે સાચી છે. બાહ્ય વસ્તુઓમાં ભ્રાંતિથી પ્રેમ થાય છે, સત્ય પ્રેમ જો આત્માનો લાગે તો બાહ્ય વસ્તુઓ પરથી પ્રેમ ટળી જાય, માટે જડમાં લક્ષ્યબિન્દુ ન કલ્પવું જોઇએ. ઉપાદાનબુદ્ધિથી યત્ યત્ ધર્મકાર્યોમાં પ્રવૃત્તિ કરવી હોય તો પણ સાધ્યલક્ષ્યબિન્દુ તો આત્મામાંજ ધારવું જોઇએ. કેટલાક મનુષ્યો સ્થૂલબુદ્ધિથી ધર્મકાર્યમાં પ્રવૃત્તિ કરે છે પણ તેઓ આત્માને લક્ષ્ય નહિ માનતાં યશ, પ્રતિષ્ઠા અને આજીવિકાવૃત્તિનેજ મુખ્ય માને છે, તેથીજ અત્ર આત્માનેજ લક્ષ્ય કરી ધર્મકાર્યમાં પ્રવૃત્તિ દર્શાવી છે.

આર્તધ્યાન અને રોદ્રધ્યાનરહિત એવો મહાત્મા મુનિરાજ બાહ્યરમણીય પદાર્થોમાં થએલી મોહનીય વૃત્તિને હઠાવતો છતો અને આત્મામાં જ રમણતા કરતો છતો ભક્તરાજ બની શિવપદ પામે છે.

ભક્તિયોગી જ્ઞાનયોગી હોય છે, તેમજ ક્રિયાયોગી પણ હોય છે. જ્ઞાનયોગી થયા વિના આત્મા જ લક્ષ્યસાધ્યબિન્દુ તરીકે સમજાતો નથી, માટે જ્ઞાનયોગ વિના જે ભક્તિ વા ક્રિયાના અનેક ભેદોમાં ગુંથાયલો છે, તે ખરેખર જ્ઞાનયોગથી

સૂક્ષ્મ સિદ્ધાંતો સમજ્યા વિના પરમાત્મસમ્મુખ યથાર્થપણે થઇ શકતો નથી. જ્ઞાનયોગના તરતમયોગે અનેક ભેદ પડે છે તો પણ સૂક્ષ્મસિદ્ધાંતનું જ્ઞાન પ્રાપ્ત કરી ભક્તિના માર્ગમાં પ્રવેશ કરવો જોઇએ. દેવગુરૂની સેવનામાં જ રૂઢિ પ્રમાણે ભક્તિનો સમાવેશ થાય છે, પણ નિશ્ચયનયથી જોતાં આત્મામાં પરમાત્મપણું જે સત્તાએ રહેલું છે તેના ઉપયોગમાં સ્થિરતા રમણતા કરવાથી જ્ઞાનસાધ્ય ભક્તિયોગ પ્રાપ્ત થાય છે. કોઇક અપેક્ષાએ મુનિવરોને ભક્તિયોગ અને ક્રિયાયોગ એ બે ચારિત્રરૂપ કહેવાય છે.

ઉપશમ, ક્ષયોપશમ, અને ક્ષાયિકભાવની પ્રાપ્તિ તેજ ધર્મ છે. બાકી શરીરના ધર્મોનું રક્ષણ કરવું તે તો અપેક્ષાએ નિમિત્તપણે સાધ્યદૃષ્ટિવાળાને ધર્મરૂપ કહેવાય, માટે આત્મામાં ધર્મ છે. શરીરની સાત ધાતુ છે તે તો જડ છે, તેની અંતે ખાખ થઇ જવાની, માટે જ્ઞાની શરીરના અવયવોમાં ધર્મબુદ્ધિ ધારણ કરતો નથી. શરીર અને મનના ધર્મોથી શુદ્ધ આત્માનો ધર્મ ભિન્ન સમજી ભક્તિયોગી આત્મધર્મની સેવનામાં જ લાગી રહે છે. જ્યાં ત્યાં આત્મદૃષ્ટિથી આત્માના ધર્મ દેખી આત્મધર્મના દૃઢ સંસ્કાર પાડે છે. બાહ્ય માયિક સંસ્કારોને હૃદયમાં સ્થાન આપતો નથી. ભક્તિયોગી રાગ અને પ્રેમ પણ આત્મામાં જ ધારણ કરે કે જેથી અંતે આત્મામાં રંગ લાગી રહે અને તે પ્રેમથી શુદ્ધરમણતા પ્રાપ્ત થાય. ઉત્તમ ભક્તિયોગી ઉત્તમ ગુણોનું બહુમાન કરતો છતો અને દોષોને ટાળતો છતો મુક્તિના સમ્મુખ થઇ અનંત આનંદમય મુક્તિ-

પદ પ્રાપ્ત કરે છે. ઉત્કૃષ્ટ ભક્તિની ધૂનમાં આવેલો ભક્ત સહેજ દશાના યોગે પોતાના આત્માનેજ પરમાત્મરૂપ દેખે છે. જ્ઞાનીને પોતાનો આત્મા સ્વયં પરમાત્મરૂપ દેખાય તેમાં કંઇ આશ્ચર્ય નથી, આત્માની જ્ઞાનાનન્દ ખુમારીની દશામાં એવી અદ્ભુત શક્તિ જાગે છે કે તે વખતે દુનિયામાં કંઇ પણ સુખ ભાસતું નથી, એક આત્માજ આનન્દમય દેખાય છે. પોતાનાં દર્શન પોતે કરીને તૃપ્ત થાય છે, તેથી તેને અન્ય કંઇ દેખવા લાયક રહેતું નથી; કારણ કે અન્ય વસ્તુઓને પણ દેખનાર પોતે છે. જ્યારે પોતે પોતાને દેખે ત્યારે અન્ય વસ્તુઓને પણ દેખનાર પોતે છે. જ્યારે પોતે પોતાને દેખે ત્યારે અન્ય વસ્તુઓ તો પોતાના જ્ઞાનથી સહેજે દેખાય તેમાં કંઇ પણ આશ્ચર્ય નથી. પોતાના દર્શનનો અનુભવ નિશ્ચય પોતાનેજ થાય છે અને પોતાના આત્માનું અનુભવદર્શન પોતાને થાય છે.

પોતાના આત્માનું દર્શન કરવાની ઇચ્છાવાળાએ, આત્મજ્ઞાનના ગ્રંથો વાંચવા, શ્રીસદ્ગુરુની ઉપાસના કરવી, અનેકાંતપણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું, આત્માવિના અન્ય વસ્તુઓપરથી મમતા ઉતારવી. બાહ્યનાં કાર્યો કરતાં તેમાં રાગ વા દ્વેષ થાય નહિ તેવી સમતા વૃત્તિ ધારણ કરવી. મનના ધર્મથી આત્માને જુદો પાડી તેમાં ઉપયોગ ધારણ કરવો. ક્રોધ, માન, માયા, અને લોભના વિકારોને પ્રતિદિન જીતવા માટે આત્માનો ઉપયોગજ ખરેખરૂં ઔષધ છે એમ નિશ્ચય કરવો. અત્યન્ત ઉત્સાહથી અને દૃઢ ટેકથી આત્મજ્ઞાનમાં રમણતા કરવી, ઉપાધિના જે જે સંયોગોમાં મનની ચંચળતા થતી હોય તે તે ઉપા-

ધિના સંયોગોથી દૂર રહેવું, વા તે તે ઉપાધિના સંયોગોથી દૂર ન રહી શકાય તો તે વખતે પણ મનની સ્થિરતા રહે અને આત્માનો સહજભાવ સ્થિર રહે એમ ઉપાયો યોજવા. અત્યન્ત પ્રેમથી આત્મામાં લીન થઇ જવું. આમ ઉપાયોને દૃઢ પ્રતિજ્ઞાથી આદરતાં ભક્તયોગીને આત્મદર્શન થાય છે.

### ભક્તિની જુદી જુદી દશાઓમાં ભક્તિયોગી ક્યા ક્યા ભાવને ધારણ કરે છે તે ગ્રન્થકાર અનુભવથી દર્શાવે છે.

श्लोकाः

स्वामिसेवकभावेन, भक्तिराद्या प्रदर्शिता ।
पक्वज्ञानदशायां तु, स्वामिसेवकवर्जिता ॥ ६० ॥

तत्त्वमस्यादिरूपेण, सार्वकालिकप्रत्ययाम् ।
परां भक्तिं समासाद्य, भक्तियोगी शिवं व्रजेत् ॥६१॥

શબ્દાર્થઃ—સ્વામિસેવક ભાવવડે પ્રથમ ભક્તિ દર્શાવી છે. પકવજ્ઞાનદશામાં તો સ્વામિસેવકભાવ વર્જિત ભક્તિ હોય છે તત્ત્વમસ્યાદિરૂપવડે સાર્વકાલિક પ્રત્યયવાળી ભક્તિને પામીને પરાભક્તિયોગી શિવસ્થાનમાં જાય છે.

ભાવાર્થઃ—આદ્યભક્તિ સ્વામિસેવકભાવવાળી છે. પરમાત્માને સ્વામી ગણીને આત્મા એક સેવક સરખો થઇને પરમાત્માની ભક્તિ કરે છે. પરમાત્માની મૂર્તિદ્વારા પરમાત્માના સદ્ગુણોનું સેવન કરે છે. આઠ કર્મથી લેપાયલો આત્મા

પોતાના તરફ જુએ છે ત્યારે માલુમ પડે છે કે-હું એક સંસારમાં પરિભ્રમણ કરનાર આત્મા છું. જન્મ, જરા અને મરણથી પીડાઉં છું. અહો! હું કયારે દુઃખથી મુક્ત થઇશ? હું કયારે સુખી થઇશ? આમ આત્મા વિચાર કરે છે અને પછી નિર્ણય કરે છે કે-સર્વ દુઃખથી જે મૂકાયલા હોય તેના શરણે જઇ તેની સેવા કરવી. સર્વ દુઃખથી મૂકાયલા સિદ્ધપરમાત્મા છે, માટે તેમનેજ સ્વામી કરવા જોઇએ અને તેમની સેવા કરવા માટે સેવક બનવું જોઇએ પરમાત્મપ્રભુને સેવક બનેલો આત્મા વારંઘડીએ પરમાત્માના ગુણોનું સ્મરણ કરે છે. સેવકે સૂક્ષ્મોપયોગથી પરમાત્માના નીચે પ્રમાણે ગુણો ગ્રહણ કરવા ઉપાયો યોજવા.

૧ પરમાત્માની શાંતદશાનું સ્મરણ કરી તે પ્રગટાવવા પ્રયત્ન કરવો.

૨ પરમાત્માના કેવલજ્ઞાનગુણનું સ્મરણ કરી તેને પ્રગટાવવા પ્રયત્ન કરવો.

૩ પરમાત્માનો ક્ષાયિકગુણ સ્મરીને પોતાના આત્મામાં ક્ષાયિક આનંદગુણ પ્રગટાવવા પ્રયત્ન કરવો.

૪ પરમાત્માની વીતરાગદશા નિહાળી તેવી દશા પોતાનામાં પ્રગટાવવી જોઇએ.

૫ પરમાત્માના ક્ષાયિકગુણોને સ્મરીને પોતાના ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ.

૬ પરમાત્મા શરીરરહિત છે માટે શરીરરહિત પોતાના સ્વરૂપે થવા પ્રયત્ન કરવો.

૭ પરમાત્મા શુદ્ધ છે માટે તેવી શુદ્ધતાની પ્રાપ્તિ માટે તેમનું સ્મરણ કરવું જોઇએ.

૮ પરમાત્માની સદાકાલ એકસરખી સહજદશા છે તેવી દશા પ્રાપ્ત કરવી જોઇએ.

૯ મન, વાણી અને કાયાથી ભિન્ન પરમાત્મા છે તેવી દશા પ્રાપ્ત કરવી જોઇએ.

૧૦ પરમાત્મા પોતે આધિ, વ્યાધિ અને ઉપાધિથી રહિત છે માટે તેવી દશા પ્રાપ્ત કરવી જોઇએ.

૧૧ પરમાત્મા કર્મથી રહિત છે માટે પણ કર્મરહિત થવું જોઈએ.

૧૨ પ્રભુએ સાદિ અનંત સ્થિતિ પ્રાપ્ત કરી છે માટે મ્હારે પણ તે સ્થિતિ ઇચ્છવી જોઇએ.

૧૩ સંસારના સર્વ પદાર્થો પર થતો રાગ છોડીને પરમાત્માના ગુણોનો રાગ ધારણ કરવો જોઈએ.

૧૪ બાહ્ય સર્વ પદાર્થો પરનું લક્ષ્ય ત્યજીને પરમાત્માનેજ લક્ષ્યસાધ્ય બિંદુ તરીકે કલ્પવા જોઇએ.

૧૫ પ્રભુના જેવા ગુણો પ્રાપ્ત કરવા માટે વ્યવહાર અને નિશ્ચયનયવડે પ્રભુની આજ્ઞા માનવી જોઇએ. પ્રભુની આજ્ઞાઓ જે જે સૂત્રોમાં કહી છે તે તે પ્રમાણે વર્તન કરવું તે પ્રભુની ભક્તિ છે. સ્વામીની આજ્ઞા સેવકને માનવી જોઇએ, પરમાત્મરૂપ સ્વામિના ગુણ જે જે અંશે જે જે ઉપાયોથી પ્રાપ્ત થાય તે તે ઉપાયોથી સ્વામીની ભક્તિ કરવી જોઇએ.

૧૬ અષ્ટદ્રવ્ય આદિથી તે તે વસ્તુઓના સંકેતદ્વારા જે જે ગુણો પ્રાપ્ત કરવાના છે તે તે ગુણોને પ્રાપ્ત કરવા, તે તે વસ્તુઓદ્વારા સાલંબન, વ્યવહારપૂજાદ્વારા ભક્તિ કરવી જોઇએ.

૧૭ પરમાત્માની ઉપકારદશા સ્મરી તે પ્રમાણે ઉપકારગુણ પ્રગટાવવા પ્રયત્ન કરવો.

૧૮ પરમાત્મામાં દાનગુણની જેવી શકિત છે તેવી દાનશકિત પોતાના આત્મામાં પ્રગટાવવા પ્રયત્ન કરવો.

૧૯ પરમાત્માએ ત્રયોદશ ગુણસ્થાનમાં રહી જગતજીવોનો ઉદ્ધાર કરવા જેવો પ્રયત્ન કર્યો હતો, તેવી રીતે જીવોનો ઉદ્ધાર કરવા મારે પણ ઉપાયો યોજવા જોઇએ.

૨૦ પરમાત્માએ પૂર્વે મૈત્રી, પ્રમોદ, માધ્યસ્થ્ય અને કારૂણ્યભાવના ભાવી હતી તેવી રીતે મારે પણ પરમાત્મપદ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ.

૨૧ પરમાત્માએ જેમ સંસારાવસ્થામાં–સાધકદશામાં–રાગ અને દ્વેષને પ્રશસ્તરૂપમાં ફેરવી નાંખ્યા હતા, તેવી રીતે મારે પણ અશુભ રાગ અને દ્વેષને પ્રશસ્ત રાગદ્વેષમાં ફેરવી નાખવા જોઇએ.

૨૨ પરમાત્માએ સાધકાવસ્થામાં જેમ ધર્મધ્યાન અને શુકલધ્યાન ધ્યાર્યું હતું તેવી રીતે મારે પણ ધર્મધ્યાન અને શુકલધ્યાન ધ્યાવા ઉદ્યમ કરવો જોઇએ.

૨૩ પરમાત્માએ સાધકદૃષ્ટિના યોગે સાધ્ય સાધવા જેવી મનની સમતા જાળવી હતી તેવી મનની સામ્યાવસ્થા પ્રાપ્ત કરવા મારે પ્રયત્ન કરવો જોઇએ.

૨૪ પરમાત્માએ મોક્ષફળ પ્રાપ્ત કરવા જેવો પ્રયત્ન કર્યો હતો, તેવો મારે પણ પ્રયત્ન હાલ કરવો જોઇએ.

૨૫ પરમાત્માએ પ્રથમ સાધક અવસ્થામાં જેવી અન્તરદૃષ્ટિ રાખી હતી તેવી હવે મારે અન્તરદૃષ્ટિ રાખવી જોઇએ.

૨૬ પરમાત્માએ પ્રથમ સાધકાવસ્થામાં જ્ઞાનગર્ભિત વૈરાગ્યદશા પ્રાપ્ત કરી હતી તેવી મારે જ્ઞાનગર્ભિત વૈરાગ્યદશા પ્રાપ્ત કરવી જોઇએ.

૨૭ પરમાત્માએ પ્રથમ સાધકાવસ્થામાં ઉદાસીનતા ધારણ કરી હતી તેવી ઉદાસીનતા મારે પ્રાપ્ત કરવી જોઇએ.

૨૮ પરમાત્માએ પ્રથમ સાધક અવસ્થામાં જેવું ચારિત્ર ગ્રહણ કર્યું હતું તેવું મારે પ્રાપ્ત કરવું જોઇએ.

૨૯ પરમાત્માએ પ્રથમ સાધકાવસ્થામાં જ્ઞાન, દર્શન, અને ચારિત્ર એ ત્રણ રત્નની સાધ્યદશા માટે પ્રયત્ન કર્યો હતો તેવો મારે પ્રથમ પ્રયત્ન કરવો જોઇએ.

૩૦ પરમાત્મા પૂર્વે સંસારાવસ્થામાં જેવા નિઃસંગ રહેતા હતા અને જળમાં કમળવત્ વર્તતા હતા, તેવી રીતે મ્હારે પણ જલકમલવત્ ન્યારા રહેવું જોઇએ.

૩૧ સંસારની ઉપાધિથી પરમાત્મા જેમ પૂર્વસાધકાવસ્થામાં દૂર રહ્યા હતા, તેમ મારે પણ ઉપાધિથી દૂર રહેવું જોઇએ.

૩૨ પરમાત્માએ પ્રથમ સાધકાવસ્થામાં મનને જીત્યું હતું. અને ક્રોધ, માન, માયા, લોભ, ઇર્ષ્યા, દ્વેષ, નિંદા, વૈર, હિંસા, જૂઠ, ચોરી, મૂર્છા, મમતા, અજ્ઞાન, મિથ્યાત્વ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુર્ગંચ્છા અને ક્લેશ વગેરે દોષોને જીત્યા હતા, તેવી રીતે મારે પણ પૂર્વોક્ત દોષોનો નાશ કરવા ઉદ્યમ કરવો જોઇએ.

૩૩ ભગવાન્, પ્રથમ સાધકાવસ્થામાં અપ્રમત્ત રહ્યા હતા, તેવી રીતે મારે પણ સાધકાવસ્થામાં અપ્રમત્તદશા ધારણ કરવી જોઇએ.

૩૪ પરમાત્માએ પ્રથમ સાધકાવસ્થામાં પરભાવનો નાશ કર્યો હતો અને સ્વધર્મ આદર્યો હતો, તેવી રીતે મારે પણ પરભાવનો ત્યાગ કરીને સ્વભાવ આદરવો જોઇએ

૩૫ પરમાત્માએ જેમ સાધકાવસ્થામાં શુદ્ધોપયોગ ધાર્યો હતો, તેમ મારે પણ શુદ્ધોપયોગ ધારણ કરવો જોઇએ.

૩૬ પરમાત્માએ જેમ ઘાતિકર્મનો નાશ કર્યો હતો તેમ મારે પણ ઘાતિકર્મનો ક્ષય કરવો જોઇએ.

૩૭ પરમાત્માના ગુણોનું અહર્નિશ સ્મરણ કરી તેની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઇએ.

૩૮ બાહ્યદશાનો ઉપયોગ ટાળીને પરમાત્મસ્વરૂપનો ઉપયોગ મારે રાખવો જોઇએ.

૩૯ પરમાત્માનેજ શરણ્યમાં શરણ્ય સમજી તેમના સ્વરૂપમાં મારે લીન થવું જોઇએ.

૪૦ પરમાત્માને અધ્યાત્મ રસમય વૈખરીવાણીથી મ્હારે ગાવા જોઇએ અને પરમાત્મ સ્તુતિમાં તન્મય થઇ ભક્તિરસનો ભોગી મારે બનવું જોઇએ.

૪૧ પરમાત્માએ પૂર્વસાધકાવસ્થામાં જેવી આત્મશ્રદ્ધા રાખી હતી તેવી મારે પણ હાલ રાખવી જોઇએ.

૪૨ પરમાત્માએ પૂર્વસાધકાવસ્થામાં અનેક ઉપસર્ગ સહન કરી આત્મસહજદશા ધારી હતી તેવી મારે પણ ધારણ કરવી જોઇએ.

૪૩ પરમાત્માએ પૂર્વસાધકાવસ્થામાં જેવું કાયાનું મમત્વ ત્યાગ્યું હતું અને પોતાના આત્માની સરળતા ધારી હતી તેવી દશા મારે પણ ધારવી જોઇએ.

૪૪ પરમાત્માએ પૂર્વસાધકાવસ્થામાં સર્વ જીવોને એક આત્મદૃષ્ટિથી જોયા હતા તેવી દૃષ્ટિ મારે ધારણ કરવી જોઇએ.

૪૫ પરમાત્મા જેમ પૂર્વસાધકાવસ્થામાં સર્વ સાંસારિક વાસનાઓથી દૂર થયા હતા, તેમ મારે પણ સાંસારિક વાસનાઓથી દૂર રહેવું જોઇએ.

૪૬ પરમાત્માએ પૂર્વસાધકદશામાં મુનિની દશા ધારણ કરી હતી તેવી દશા મારે પણ ધારણ કરવી જોઇએ.

૪૭ પરમાત્માએ પૂર્વસાધકાવસ્થામાં જેવી અનુભવજ્ઞાનદશા ધારણ કરી હતી તેવી મારે પણ અનુભવજ્ઞાનદશા ધારણ કરવી જોઇએ.

૪૮ પરમાત્માએ પૂર્વસાધકાવસ્થામાં પોતાના શુદ્ધસ્વરૂપમા ધર્મ માની સાધ્યની સાપેક્ષતાએ પુષ્ટનિમિત્તકારણ આદર્યું હતુ તેવી દશા મારે પણ અંગીકાર કરવી જોઈએ.

૪૯ પાચ ઇન્દ્રિયોના ભોગને તીર્થંકરો ગૃહસ્થાવસ્થામા ભોગવતા હતા તેમ છતા તેમાં ઉદાસભાવે વર્તતા હતા, તેવી રીતે મારે પણ ઉદાસભાવે વર્તવું જોઇએ.

૫૦ શ્રીપરમાત્મા પૂર્વે સાધકાવસ્થામાં ઉપયોગપૂર્વક બોલતા હતા તેમ મ્હારે પણ ભાષાસમિતિથી ઉપયોગપૂર્વક બોલવું જોઇએ.

૫૧ ભગવાન્ પૂર્વસાધકાવસ્થામાં પ્રારબ્ધકર્મ (નિકાચિત-કર્મ)ના ભોગને રોગ જાણતા હતા અને અન્તરથી ન્યારા રહીને ભોગવતા હતા, એવી મ્હારી દશા થાય એમ વારંવાર મારે ઇચ્છવું જોઇએ

૫૨ શ્રીપરમાત્મા પૂર્વે સાધકાવસ્થામાં ગૃહસ્થાવાસનું પવિત્ર જીવન ગાળતા હતા, તેવી રીતે ગૃહસ્થાવાસનું પવિત્ર જીવન મ્હારે પણ ગાળવું જોઇએ.

૫૩ પરમાત્મા પૂર્વે સાધકાવસ્થામાં સાધ્યબિન્દુનું લક્ષ્ય રાખતા હતા, તેવી રીતે મ્હારે પણ સાધ્યલક્ષ્યબિન્દુ રાખવું જોઇએ

૫૪ પરમાત્મા પૂર્વે સાધકાવસ્થામાં ઉચ્ચ ભાવના વિચારોથી ભૂષિત હતા, તેવી રીતે મ્હારે પણ ઉચ્ચ ભાવના વિચારોથી વિભૂષિત રહેવું જોઇએ

૫૫ પરમાત્મા, પૂર્વે સાધકાવસ્થામાં વિચાર અને આચારમાં ઉત્તમ હતા, તેમ મ્હારે પણ આચાર અને વિચારમાં ઉત્તમ થવું જોઇએ.

૫૬ પરમાત્માએ પૂર્વે સાધકાવસ્થામાં ત્રણ ગુપ્તિને ધારી હતી તેવી રીતે મ્હારે પણ ત્રણ ગુપ્તિ ધારણ કરવી જોઇએ. ખરેખર ત્રણ ગુપ્તિને ધારણ કરૂં તો જ પરમાત્માનો સેવક ગણાઉં એમ વિચારવું જોઇએ.

૫૭ પરમાત્માએ પૂર્વે સાધકાવસ્થામાં અષ્ટાંગયોગની પ્રવૃત્તિ આદરી હતી, તેવી મ્હારે પણ અષ્ટાંગયોગની પ્રવૃત્તિ આદરવી જોઇએ.

૫૮ પરમાત્મા પૂર્વે સાધકાવસ્થામાં ચારિત્રમોહનીય વૃત્તિયોને ઉદ્‌ભવતીજ અટકાવતા હતા, તેવી રીતે મ્હારે પણ ચારિત્રમોહનીય વૃત્તિયોને ઉદ્‌ભવતીજ અટકાવવી જોઇએ.

૫૯ પરમાત્મા પૂર્વે સાધકાવસ્થામાં આત્માની શુદ્ધ પરિણતિ સાધવા પ્રવૃત્તિ કરતા હતા. તેમ મ્હારે પણ શુદ્ધપરિણતિ સાધવા પ્રવૃત્તિ કરવી જોઇએ.

૬૦ પરમાત્મા પૂર્વે સાધકાવસ્થામાં આત્માના અનંતગુણપર્યાયના ચિંતવનમાં તલ્લીન રહેતા હતા, તેમ મ્હારે પણ આત્માના ગુણપર્યાયસ્વરૂપમાં તલ્લીન થઇ દુનિયાદારી બીલકુલ ભૂલી જવી જોઇએ.

૬૧ ઓદયિકભાવયોગે સંસારમાં રહેતાં છતાં પણ પરમાત્માના ગુણોનું મ્હારે સ્મરણ કરવું જોઇએ.

---

૬૨ પરમાત્મદૃષ્ટિ ખીલવવા માટે પરમાત્માના ગુણોનું શ્વાસોચ્છ્વાસે મ્હારે સ્મરણ કરવું જોઈએ.

૬૩ પરમાત્માની અનંત શક્તિયોનું સ્મરણ કરતાં, મ્હારા આત્માને લાગેલાં આવરણો દૂર થાય તે તે શકિતયો મ્હારા આત્મામાં છે પણ તે તે શક્તિયો ખીલી શકે એવો દૃઢ નિશ્ચય રાખી પરમાત્મગુણોનું મ્હારે સ્મરણ કરવું જોઈએ.

૬૪ પરમાત્માની કેવલજ્ઞાનદૃષ્ટિથી જે જે કહેવાયું છે તે બધું મ્હારી અલ્પજ્ઞાન શકિતયોગે પરિપૂર્ણ સમજવામાં ન આવે તો પણ મ્હારે સર્વજ્ઞ વચનોમાં દૃઢ શ્રદ્ધા ધારણ કરવી જોઇએ. સિદ્ધાંતોનાં સૂક્ષ્મ રહસ્યો જો ન સમજાય તો મ્હારે સૂક્ષ્મજ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. જેટલી દૃષ્ટિ ખીલી હશે તેટલું જણાશે અને દેખાશે. પરમાત્માનો સેવક બનીને પરમાત્માની ભક્તિ કરતાં સંપૂર્ણ તત્ત્વને પામીશ, એમ શ્રદ્ધા રાખી પરમાત્મરૂપ સ્વામીની મ્હારે સેવા કરવી જોઈએ.

આ પ્રમાણે સ્વામીસેવકભાવમાં સેવક પોતે પરમાત્મા તરફની ભકિતના યોગે પરમાત્માના ગુણોનું અનુકરણ કરે છે. સેવકને પરમાત્મપદપ્રાપ્તિ વિના અન્ય વસ્તુની ઈચ્છા રહેતી નથી, સાંસારિક વસ્તુઓના લાભને નાકના મેલ સમાન ગણે છે, ઇન્દ્ર, ચંદ્ર અને નાગેન્દ્રની પદવીને પણ હિસાબમાં ગણતો નથી, દુનિયાની કીર્તિ, માન, અને પૂજાની ઇચ્છાને ધિક્કારે છે. સેવક ભકિતના આવેશમાં જ્યાં ત્યાં શ્રી પરમાત્માનેજ દેખ્યા કરે છે—જ્યાં દેખ્યું ત્યાં ત્યાંહિ તુંહિ તુંહિ પ્રાણપતિ વિન

प्रेम किश्योर्हि—આ વાક્યલેખ મુદ્રાનો અદ્‌ભુત અનુભવરસ ચાખતો જાય છે. સેવકપણે બનેલા ભકતની પ્રેમ ખુમારીનો રસ એવો તો હૃદયદ્રાવક હોય છે કે અન્ય આત્માઓનું પણ તે આકર્ષણ કરે છે. સ્વામિ સેવકભાવવાળી આવી ભકિત માટે રાત્રિ અને દિવસની સંધ્યાનો તેમજ મધ્યાહ્નકાળનો સમય સાનુકૂળ છે, જે વખત મળે તે વખત શ્રીપ્રભુની સેવામાં ગાળવો તેજ સેવકની ફરજ છે. શ્રીપરમાત્મા વિના સેવકે દુનિયાની કોઇ પણ વસ્તુ પર પ્રેમ ધારણ કરવો નહિ. શ્રીપરમાત્મા તીર્થંકરોની વખતોવખત કથાઓ વાંચવી, તેમનાં જીવનચરિત્રોમાંથી સાર ખેંચવો. પરમાત્માનું સ્વરૂપ બરાબર ઓળખવું. દર્શન અને ચારિત્ર ધર્મમાં રમણ કરતા એવા પરમાત્માનું સ્વરૂપ પુનઃ હૃદયમાં સ્મરણ કરવું, શ્રી પરમાત્માએ જે જે ઉપાયોથી દોષોનો નાશ કર્યો તે તે ઉપાયોને આચારમાં મૂકવા જોઇએ, ભગતીયા તેલ જેવી ભકિતને હૃદયમાં ધારણ કરવી જોઇએ, ભક્તિ કરતાં જે જે વિઘ્નો આવે તે તે વિઘ્નોને મારી હઠાવવા જોઈએ. વિઘ્નોના સામું થયા વિના કદાપિકાળે છૂટકો થવાનો નથી, આત્મસામર્થ્યથી પરમાત્મગુણોને સ્મરણ કરવા જોઈએ. જે મનુષ્યો તત્ત્વજ્ઞાનમાં સમજતા નથી, જેઓને દેવ, ગુરુ અને ધર્મનું જ્ઞાન નથી તેઓ પરમાત્માના સેવક બની શકતા નથી, જેઓને મુક્તિની ઇચ્છા નથી અને જેઓ પરમાત્માની આજ્ઞા પાળતા નથી તેઓ પણ પરમાત્માના સેવક બની શકતા નથી.

પરમાત્માની આજ્ઞા પાળનાર મનુષ્યો પરમાત્માના સેવક થઇ શકે છે; પરમાત્માનાં કહેલાં તત્ત્વોને જે મનુષ્યો સમજી શકતા

નથી અને ફક્ત ટીલાં ટપકાં જ ધારણ કરે છે તેઓ પરમાત્માના સાચા સેવક બની શકતા નથી. જગતમાં પરમાત્મા, પરમાત્મા એમ તો લાખો મનુષ્યો બોલે છે. પણ પરમાત્મતત્ત્વને સમજનાર વિરલા હોય છે. જેઓ પરમાત્માને સમજે છે અને તેમની આજ્ઞા પાળે છે તેજ પરમાત્માના સેવક બની શકે છે. પરમાત્માના સેવકો, પૂર્વોક્ત પરમાત્માના ગુણોનું સ્મરણ કરી પોતાના આત્મામાં તે તે ગુણો પ્રગટાવવા પરમાત્માની સેવા કર્યા કરે છે, અને પરમાત્માના આલંબનથી પોતાના આત્માને શુદ્ધ કરવા મથે છે. આ પ્રમાણે પરમાત્માનો સેવક બનેલો તત્ત્વજ્ઞાનમાં ઊંડો ઉતરતો જાય છે, અને આત્મજ્ઞાનની અભિવૃદ્ધિ કરતો જાય છે. આત્મજ્ઞાનની પકવતા થતાં સ્વામિસેવકભાવ રહેતો નથી. પકવજ્ઞાનની ઉચ્ચદશા કોઇ વિરલાને જ પ્રાપ્ત થાય છે. પકવજ્ઞાનની દશાનું સ્વરૂપ અત્યંત અદ્દભુત છે, કોઇ વિરલા જ્ઞાનિયોને બીજા પ્રકારની અદ્દભુત ભક્તિ પ્રાપ્ત થાય છે. જગતમાં બીજા પ્રકારની ઉચ્ચ ભક્તિ પ્રાપ્ત કરવા અહર્નિશ પ્રયત્ન કરવો જોઇએ. તત્ત્વજ્ઞાનની પકવદશા પ્રાપ્ત થતાં અનુભવજ્ઞાનમાં ઉતરી શકાય છે. અનુભવિયોને પોતાનો આત્માજ પરમાત્મા સમાન ભાસે છે.

## બીજા પ્રકારની ભક્તિ.

તે તું આત્મા જ પરમાત્મા છે એવી સર્વકાલના નિશ્ચયવાળી બીજી ભક્તિનો પ્રસાદ કોઇક અનુભવિયો પ્રાપ્ત કરે છે. આત્મા જ પરમાત્મા છે. આ વાક્યનું વારંવાર સૂક્ષ્મ ચિંતવન કરતાં

આત્મતત્ત્વનું અદ્‌ભુત રહસ્ય સમજાય છે. આ પરાભક્તિથી પરમપદ સહેજે પ્રાપ્ત થાય છે. પરમાત્મા તે જ તું છે. પરમાત્મારૂપ હે આત્મન્! તું છે એવું વારંવાર સ્મરણ કરવું તે એક જાતની ઉત્કૃષ્ટ આત્માની સેવા છે, પરાભકિતવાળો આત્મા એમ જાણે છે કે મ્હારા આત્મામાંજ પરમાત્મપણું રહ્યું છે. અનંત આત્માઓ મુકિત ગયા પણ તે સર્વે આત્મામા રહેલું પરમાત્મપણું પ્રગટાવીનેજ મુકિતએ ગયા.

## આત્મામાં અનંતગુણો પ્રગટે છે.

જ્યારે ત્યારે પણ જે જે જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ ગુણો પ્રગટવાના, તે સર્વ ગુણો ખરેખર તે તે ગુણોનાં આવરણો દૂર જતાં આત્મામાંથીજ પ્રગટવાના. આત્મામાંજ પંચ પ્રકારનાં જ્ઞાન છે, આત્મામાંજ ચાર પ્રકારનાં દર્શન છે, આત્મામાંજ પાંચ પ્રકારની લબ્ધિયો રહી છે; જે જે મનુષ્યોમાં જે જે શક્તિયો પ્રગટી છે તે સર્વ આત્મામાંથીજ પ્રગટી છે એમ જાણવું. આત્મામાંજ તિરોભાવે અનંતગુણો રહ્યા છે, ફક્ત તે તે ગુણોને આચ્છાદન કરનાર કર્મની પ્રકૃતિયો જો દૂર થાય તો, તે તે ગુણો પ્રકાશે છે; માટે પોતાના આત્મામાં રહેલા ગુણોનો પ્રકાશ કરવામાં પોતાનેજ ઉદ્યમ કરવો જોઇએ. આત્માજ સર્વ ગુણોનું ધામ છે ત્યારે આત્માજ પરમાત્મા છે એમ નિશ્ચય થતાં આત્માનીજ પરમાત્મપણે ભક્તિ કરવી જોઇએ. પરમાત્માપણે આત્માની ભકિત કરતાં કર્માવરણો ખરી જાય છે અને આત્માના ગુણોનો પ્રકાશ થતો જાય છે. આત્મામાં

પરમાત્મબુદ્ધિ ધારવાથી સર્વ બાબતને સંતોષ પ્રાપ્ત થાય છે અને મનની ચંચળતા નાશ પામે છે. પોતાનામાંજ સર્વ શક્તિયો છે એમ નિશ્ચય થવાથી પરભાવ પ્રવૃત્તિને અંત આવે છે, કારણ કે આત્મા સમજે છે કે જ્યારે મ્હારામાં પરમાત્મપણું રહ્યું છે ત્યારે શા માટે પરભાવની હીનતા ધારણ કરવી જોઇએ ? પોતાનામાં પરમાત્મપણું દેખવાથી તે પ્રગટાવવાનો ઉત્સાહ વૃદ્ધિ પામે છે. પોતાના બળથી જ પોતે પરમાત્મા થવાય છે એમ પકવજ્ઞાન થાય છે ત્યારે આનંદની છાયા જામે છે. આત્મસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરવા પ્રતિદિન ઉત્સાહ ધારણ કરતો જાય છે. હુંજ પરમાત્મા છું, તિરોભાવે પરમાત્મા છું તો આવિર્ભાવે પણ હુંજ પરમાત્મા થવાનો, મ્હારા વિના અન્ય દ્રવ્યજાતિ પરમાત્મા થઇ શકે નહિ. દ્રવ્ય ગુણપર્યાયમય હું શુદ્ધ જાતિ છું, સત્તાએ હું સિદ્ધનો ભ્રાતા છું, સત્તાથી મ્હારામાં અને સિદ્ધમાં કંઇ ફેર નથી, ભક્તિભાવ પ્રગટ કરવા તો હું ઉઠેલો છું, હું સત્તાએ સિદ્ધ છું, પરમાત્મા છું અને વ્યકિતભાવે તેવો થઇ શકું તેવો છું તેથી તે તું છે એમ કહેવામાં સત્યતત્ત્વનો પ્રકાશકથક હું કહેવાઉં છું. હું પરમાત્મા છું ત્યારે હું પરમ આનંદને પ્રાપ્ત કરી શકવાનો, મ્હારી શક્તિયો જેવી છે તેવી ને તેવી જ પ્રગટ થવાની.

આ પ્રમાણે પરાભક્તિવાળો ઉત્કૃષ્ટ ભક્તિના વિચારોથી પોતાનામાં પરમાત્મપણું દેખી ભક્તિ કરતો શાશ્વતપદને પામે છે. પકવજ્ઞાનથી પરાભક્તિની ઉત્કૃષ્ટદશાને પમાય છે. પરાભક્તિવાળો શુદ્ધદશા સમ્મુખ ક્ષણે ક્ષણે ચઢતો જાય છે.

અનેકાંતજ્ઞાની આવી દશાને પામે છે અને તે સર્વ દોષોનો ક્ષય કરતો જાય છે. અજ્ઞાની જીવોથી પરાભક્તિ પમાતી નથી, જ્ઞાની યોગીન્દ્ર આત્માઓજ આવી પરાભક્તિના સન્મુખ થાય છે. જે પરાભક્તિનું સ્વરૂપ જાણતો નથી તે પરાભક્તિ સન્મુખ થઇ શકે નહીં. આર્તધ્યાન અને રૌદ્રધ્યાનના વિકલ્પ અને સંકલ્પોનો નાશ કરવો હોય તો પરાભક્તિથી સહેજમાં થાય છે જે જે ભૂતકાળમાં મુક્તિ પામ્યા, પામે છે અને ભવિષ્યમાં પામશે તે સર્વ પરાભક્તિથીજ પામશે. શુક્લધ્યાન વા રૂપાતીત ધ્યાન છે તે પરાભક્તિરૂપ છે, નિરાલંબન ધ્યાનવાળાઓ આવી પરાભક્તિને પામી શકે છે. પરાભક્તિ પામવાને માટે આદ્યભક્તિની ખાસ જરૂર છે, જેને જેવી યોગ્યતા હોય તેવી ભક્તિ ત્હેણે આદરવી જોઇએ. બે પ્રકારની ભક્તિના યોગ્ય એવા ગુણો સંપ્રાપ્ત કરવા જોઇએ. તેમ તે બે પ્રકારની ભક્તિ પામવાને માટે સદાકાળ પ્રયત્ન કરવો જોઇએ.

## અનેક પ્રકારના યોગિયો મુક્તિપદ પામી શકે છે.

શ્લોકઃ

भक्तियोगी क्रियायोगी, ज्ञानयोगी तथैव च।
साम्ययोगी ध्रुवां सिद्धिं, प्राप्नुयान्नात्र संशयः ॥६२॥

શબ્દાર્થઃ—ભક્તિયોગી, ક્રિયાયોગી, જ્ઞાનયોગી અને સામ્યયોગી નિશ્ચય સિદ્ધિપદ પામે છે, આ બાબતમાં સંશય નથી.

ભાવાર્થઃ—ભક્તિયોગના અનેક ભેદ છે તો પણ ત્હેનું

સ્વરૂપ ઉપર પ્રમાણે યતકિંચિત્ દર્શાવ્યું છે. ક્રિયાના પણ ઘણા ભેદ છે. વિષ, ગરલ, અનન્ય, તદ્ધેતુ અને અમૃતક્રિયા. તેમજ, ધર્મના બાહ્ય અને આભ્યંતર, નિમિત્ત અને ઉપાદાન, આદિ અનેક ભેદો તત્ તત્ વિષયભેદના સંબંધથી થાય છે. જ્ઞાનના પણ બે ભેદ છે. વ્યવહારજ્ઞાન અને નિશ્ચયજ્ઞાન. પાંચ પ્રકારનાં જ્ઞાન આદિ જ્ઞાનયોગ જાણવા. સામ્યભાવમાં જોડાવું તેને સામ્યયોગ કહે છે. આ વિના પણ હેમચંદ્રકૃત • યોગશાસ્ત્રમાં અષ્ટાંગયોગ લખ્યા છે, તેનું સ્વરૂપ પણ અવશ્ય જાણી આચારમાં મૂકવું જોઇએ. ( યમનિયમાદિ અષ્ટાંગ યોગનું વર્ણન આગળ ઉપર કરવામાં આવશે. ) આ પ્રકારે આત્માના એક એક ગુણને મુખ્યતાએ ભજનારા અનેક યોગિયો આત્માની સાધ્યદશાના યોગે શ્રાવક વા સાધુમાર્ગમાં રહીને મુક્તિપદ પ્રાપ્ત કરે છે, અને કરશે. ભક્તિયોગી હોય છે તે અવશ્ય ક્રિયાયોગી હોય છે અને જે ખરેખર શુદ્ધક્રિયાયોગી હોય છે તે જ્ઞાનયોગી હોય છે અને જે જ્ઞાનયોગી હોય છે તે સમતાયોગી બની શકે છે. સર્વ યોગમાં આદ્ય ભક્તિયોગની અત્યન્ત આવશ્યકતા છે માટે આદ્યમાં ભક્તિનું ગ્રહણ કર્યું છે. ભક્તિયોગીને પણ ધાર્મિક ક્રિયાની આવશ્યકતા છે માટે પશ્ચાત્ તેનું ગ્રહણ કર્યું છે. ક્રિયાયોગીને પણ જ્ઞાનયોગની અત્યંત આવશ્યકતા છે, કારણ કે જ્ઞાન વિનાની ક્રિયાઓથી આત્માની પરમાત્મદશા પ્રગટતી નથી. જ્ઞાનયોગીને પણ સમતાયોગની અત્યંત આવશ્યકતા છે, કારણ કે સમતા આવ્યા વિના જ્ઞાનની સફલતા થતી નથી. મતિ, શ્રુત અને અવધિજ્ઞાનવાળાને પણ સમતાયોગની અત્યંત

આવશ્યકતા છે ચાગ જ્ઞાનીને પણ સમતાયોગની અત્યંત આવશ્યકતા છે જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે ચારિત્રમોહનીય કર્મનો ક્ષય થવાથી સમતાયોગ પ્રાપ્ત થાય છે ચારિત્રમોહનીયને ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવ થવાથી અનુક્રમે ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવે સમતાની પ્રાપ્તિ થાય છે જ્ઞાનયોગ કરતા સમતાયોગ વિશેષ ઉપયોગી છે એમ જો ખરેખર જાણવામા આવે તો સમતાયોગ આદરવા માટે અત્યંત પ્રયત્ન કરવો જોઇએ આ યોગ જે જે જાણવામા આવ્યા છે તે તે યોગ્યતાએ આદરવા લાયક છે કોઇને કોઇ યોગની મુખ્યતા હોય છે અને કોઇ યોગની ગૌણતા હોય છે મુખ્યતાએ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણ યોગ કહેવાય છે ત્રણ યોગની સંપૂર્ણ પ્રાપ્તિ થતા મુક્તિ થાય છે **ज्ञानदर्शन चारित्राणि मोक्षमार्ग.** આ ત્રણ યોગ મોક્ષમાર્ગ કહેવાય છે. વ્યવહાર અને નિશ્ચયથી ત્રણ યોગને આદરવાથી મુક્તિ થાય છે, જ્ઞાન, દર્શન અને ચારિત્રમા સર્વ યોગનો સમાવેશ થાય છે જઘન્યમા જઘન્ય અને ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ યોગ પૈકી ગમે તે યોગનો કોઇએ આદર કરેલો હોય તેનુ કોઇએ ખંડન કરવુ નહિ, કારણ કે દરેક જીવો જઘન્યમા જઘન્ય યોગને આદરીને ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ યોગને પામ્યા છે ઉત્કૃષ્ટ યોગ પામેલાએ જઘન્ય યોગવાળાને નિંદવા નહિ, તેમજ જઘન્ય યોગવાળાએ ઉત્કૃષ્ટ યોગવાળાની નિંદા વા ખંડન કરવું નહિ જેની જેટલી યોગ્યતા હોય તે પ્રમાણે તે આ ત્રણ યોગના, જઘન્યમાથી જઘન્યભેદ અને ઉત્કૃષ્ટમાથી ઉત્કૃષ્ટ ભેદને ધારણ કરે છે

ઉદ્યોગ અને આરોગ્ય એ બે મિત્રો છે.

## અસંખ્ય યોગે મુક્તિ છે તેમાં ત્રણ યોગ મુખ્ય છે.

શ્લોક

असङ्ख्ययोगयुक्त्याद्यै मुक्तिः स्यान्नात्र संशयः ।
तत्राऽपि ज्ञानसम्यक्त्व, चारित्राणि विशेषतः ॥ ६३ ॥

**શબ્દાર્થ:**—અસંખ્ય યોગોવડે મુક્તિ થાય છે તેમાં અત્ર સંશય નથી, તે અસંખ્ય યોગોમાં પણ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ વિશેષત મુખ્ય યોગ છે

**ભાવાર્થ:**—અસંખ્ય યોગથી મુક્તિ છે એમ શાસ્ત્રોમાં પ્રતિપાદન કર્યું છે માટે કોઈએ અમુકજ એકલા યોગથી મુક્તિ છે એવો પક્ષપાત, કદાગ્રહ કરવો નહિ શ્રી કેવલજ્ઞાનીએ જ્યારે અસંખ્ય યોગથી મુક્તિ કહી છે ત્યારે આપણે એકાંત અમુક જ યોગની પ્રરૂપણા કરીએ તો અયોગ્ય ગણાય અસંખ્ય યોગમાં મુખ્ય ત્રણ યોગ કહ્યા છે તત્ત્વાર્થસૂત્ર વગેરેમાં ત્રણ યોગનું સ્વરૂપ વિશેષત લખવામાં આવ્યું છે આ ત્રણ યોગ પૈકી એકેક યોગનું સ્વરૂપ લખતા એકેક યોગનોજ મહાન ગ્રન્થ થઈ જાય માટે વિશેષ તત્ત્વના અર્થીઓએ તત્ત્વાર્થ આદિ સૂત્રો વિલોકવા અત્ર તો સામાન્ય વ્યાખ્યા આપવામાં આવે છે

સમ્યક્ પ્રકારે વસ્તુઓનું સ્વરૂપ જેનાથી જણાય તેને જ્ઞાન કહે છે સમ્યક્ પ્રકારે વસ્તુઓનું સ્વરૂપ જાણી તે પ્રમાણે શ્રદ્ધા ( નિશ્ચય ) કરવી તેને વ્યવહારથી દર્શન કહે છે

આત્માની સ્વાભાવિક ( નેચરલ ) સ્થિરતાને માટે બાહ્ય

અને અભ્યન્તર જે જે ક્રિયાઓ કરવી તેને ચારિત્ર કહે છે. હિંસા, જૂઠ, ચોરી, મૈથુન, પરિગ્રહ અને રાત્રિભોજન વગેરે દોષો ટાળવા માટે તે દોષોના સામે દીક્ષાપૂર્વક જે પ્રવૃત્તિ કરવામાં આવે છે તેને વ્યવહારચારિત્ર કહે છે. અનેક તીર્થંકરો થયા અને થશે તેઓને વ્યવહારચારિત્ર અંગીકાર કરવું પડે છે, વ્યવહારચારિત્રથી બાહ્ય સ્થૂલ દોષોનો નિરોધ થાય છે. અને બાહ્ય ઉપાધિયો કે જે કામક્રોધાદિક દોષોને ઉત્તેજિત કરે છે તેઓનો પણ નાશ થતાં મનની શાંતાવસ્થા પ્રગટે છે.

## ( ૧ ) પાંચ યમો.

મન, વચન અને કાયાથી હિંસાનો ત્યાગ કરવાથી અનેક ભવનાં સંચિત કર્મોનો ક્ષય થાય છે, સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારતાં માલૂમ પડે છે કે, દયાથી સ્વર્ગ અને સિદ્ધિનાં સુખ મળે છે, જેણે દયા પાળી તેણે સર્વ પાળ્યું એમ કહેવામાં જરામાત્ર વિરોધ જણાતો નથી. દયા કરનાર જીવ સર્વ જીવોની સાથે વૈરવિરોધ ધારણ કરી શકતો નથી, દયાનો અમૂલ્ય ધર્મ કોઇ વિરલા જીવો પાળી શકે છે. કોઈ પણ જીવોની હિંસા કરીને પોતાના શરીરનું પોષણ કરવું એ અધર્મ છે માટે દરેક જીવોને મરતા બચાવી તેઓનું રક્ષણ કરવું જોઇએ. કોઇના જીવને જરામાત્ર પણ દુઃખવવો નહિ એજ સત્ય દયાધર્મ છે. દયાનું ઉચ્ચ વર્તન ધારણ કરવું એ ઉત્તમ ચારિત્ર છે. કોઇના પ્રાણને હણવા નહિ, હણાવવા નહિ, હણનારાઓની પ્રશંસા કરવી નહીં. દયા પાળવી, પળાવવી અને દયા પાળનારાઓની પ્રશંસા કરવી.

આ પ્રમાણે દયાનો ઉચ્ચ સિદ્ધાંત પાળનાર આ ભવમાં અને પરભવમાં સુખ પામે છે અને અંતે પરમાત્મપદ પામે છે.

સત્ય વચનની પણ અત્યંત આવશ્યકતા છે, સત્ય બોલવાથી જગત્માં સત્ય વ્યવહારની શુદ્ધિ રહે છે, લોકોમાં સત્ય વક્તાનો વિશ્વાસ બેસે છે. સત્યવક્તા આ ભવમાં અને પરભવમાં સુખ પામે છે, સત્યથી ધર્મની ઉત્પત્તિ થાય છે, સત્યઉપદેશ દેવાથી અનેક જીવો મુક્તિ પામ્યા છે અને પામશે.

ચોરીનો ત્યાગ કરવાથી બીજાના પ્રાણનું રક્ષણ થાય છે. લોકોમાં ચોરીનો ત્યાગ કરનાર પ્રામાણિકતા ભોગવે છે, વૈર-વિરોધ, કલેશ, આધિ, ઉપાધિ અને વ્યાધિ વગેરેનો નાશ કરવો હોય તો **અસ્તેયવ્રત** અંગીકાર કરવું જોઈએ.

બ્રહ્મચર્ય પાળવાથી અનેક પ્રકારના ફાયદા થાય છે. શારીરિક ફાયદાઓથી માનસિક શક્તિ વિકાસ પામે છે, અને માનસિક ફાયદાઓથી આત્માની શુદ્ધ શક્તિયોનો પ્રકાશ થાય છે. બ્રહ્મચર્યવ્રતથી શરીરની બળવત્તા રહે છે અને આયુષ્ય ઘટતું નથી. તત્ત્વના અદ્ભુત શાસ્ત્રો લખનાર અનેક બ્રહ્મચારી મુનિવરો થયા છે. બ્રહ્મચર્યને એક જાતનો દેવ કહીએ તો પણ ચાલી શકે તેમ છે. બ્રહ્મચર્ય ધારકોને અનેક રોગો પણ નડતા નથી. બ્રહ્મચર્યધારકનું મગજ મજબૂત રહેવાથી મનમા ધારેલાં અનેક કાર્યોની સિદ્ધિ કરી શકે છે. બ્રહ્મચારીને મંત્ર ફળે છે અને દેવતાઓ દર્શન આપે છે. વ્યવહારચારિત્રનું મૂળ બ્રહ્મચર્ય છે, વ્યવહારબ્રહ્મચર્ય છે તે નિશ્ચય બ્રહ્મચર્યરૂપ કાર્યને માટે

નિમિત્તકારણ છે, જેમ જેમ વીર્યનું સંરક્ષણ કરવામાં આવે છે તેમ તેમ શારીરિક શક્તિની દૃઢતા થાય છે. બ્રહ્મચારી ધારેલા વિચારને પાર પાડે છે.

પરિગ્રહ પાપનું મૂળ છે. મૂર્છા એ જ અભ્યંતર પરિગ્રહ છે, નવ પ્રકારના બાહ્યપરિગ્રહનું મૂળકારણ મૂર્છા હોય છે. મૂર્છાનો જે જે અંશે નાશ થાય છે તે તે અંશે બાહ્યપરિગ્રહની પ્રવૃત્તિયો છૂટે છે પરિગ્રહના ત્યાગથી વિકલ્પસંકલ્પની હૃદયમાં થતી ધમાલ અટકે છે, બાહ્યપરિગ્રહના ત્યાગથી ઉપાધિયોનો અટકાવ થાય છે, લોભના હેતુઓનો અવરોધ થતો જાય છે, બાહ્યપરિગ્રહના મમત્વથી મુક્ત થએલા મહાત્મા મુનિવરો સંતોષ ભુવનમાં સમતાના સુખમાં મ્હાલે છે. નિઃસ્પૃહી મહાત્માઓ આત્મામાં રમણતા કરી અનંત સુખ ભોગવે છે, પરિગ્રહનો મમત્વભાવ દૂર થવાથી ત્રણ ભુવનનું ઐશ્વર્ય મળે છે. જે પરિગ્રહનો ત્યાગ કરે છે તેને ઉપરથી નવ ગ્રહો પણ ઉતરે છે. પરિગ્રહના સંબંધે જે જે પાપો કરવામાં આવે છે તે તે પાપોનો નાશ કરવો હોય તો પરિગ્રહનો ત્યાગ કરવો જોઇએ, તેમજ અનેક દોષનું કારણ રાત્રિભોજન છે, માટે રાત્રિભોજનનો પણ ત્યાગ કરવો જોઇએ.

### ( ૨ ) नियम.

આ પ્રમાણે ચારિત્રયોગી પંચમહાવ્રત અને છઠ્ઠું રાત્રિભોજન વિરમણવ્રત ધારણ કરી યમનામના યોગના પહેલા અંગમાં સ્થિર થાય છે. યોગનું યમનામનું પહેલું પગથિયું

સ્થિર થવાથી યોગી ઊંચો ચઢીને પશ્ચાત્ પડી શકતો નથી, ઊલટું બીજા પગથિયાને પાળવામાં યોગ્ય બને છે. પાંચ યમને પુષ્ટિ કરનારા અનેક પ્રકારના નિયમો પાળવા જોઇએ. વખતસર ખાવું, વખતસર પાણી પીવું, વખતસર શયન કરવું, ચિત્તની સ્થિરતા રહે એવા યોગ્ય સ્થાનમાં વાસ કરવો, નિયમસર ચાલવું, જોઇને ચાલવું, વિચારીને બોલવું, શૌચતા ધારણ કરવી, કોઇ વસ્તુ મળે અગર ન મળે તોપણ સંતોષ ધારણ કરવો. યથાશક્તિ તપશ્ચર્યા કરવામાં પ્રવૃત્તિ કરવી. ઇત્યાદિ નિયમના અનેક સાધુ અને ગૃહસ્થવર્ગના ભેદથી સમજી યથાયોગ્ય પાળવા પ્રયત્ન કરવો.

### ( ૩ ) આસનયોગ.

શાસ્ત્રોમાં અનેક પ્રકારનાં આસન કહ્યાં છે. દરેક આસનના જયથી શારીરિક ભિન્ન ભિન્ન ફાયદાઓ શાસ્ત્રોમાં બતાવ્યા છે. ચોરાશી આસનો છે, તેમાં પણ સિદ્ધાસન અને પદ્માસન એ બે આસનો મોટાં છે. યોગ્ય એવા સ્થાનમાં ( કે જ્યાં રહેવાથી શારીરિક પ્રકૃતિ બગડે નહીં તેવા સ્થાનમાં ) આસનોનો અભ્યાસ કરવો જોઇએ. ત્રણ કલાક સુધી એક આસને બેસવાની ટેવ પાડવી, ગોદુહિકાસનથી પણ બેસવાની ટેવ પાડવી જોઇએ. લેખક સિદ્ધાસન અને પદ્માસનને વિશેષ પસંદ કરે છે, આસનનો જય કરવાથી શારીરિક પ્રકૃતિ કાબૂમાં રહે છે. વાત, પિત્ત અને કફનો ઉપદ્રવ હળવે હળવે શાંત થતો જાય છે. શ્વાસોચ્છ્વાસની નિયમિતતામાં વૃદ્ધિ થાય છે. ખરેખર આસન-

ના જયથી દીર્ઘ શ્વાસોચ્છ્વાસ લેવાય છે, દીર્ઘ પ્રાણ લેવાથી શરીરની આરોગ્યતામા વધારો થાય છે, માટે ચારિત્રયોગીએ આસનનો જય કરવા પ્રયત્ન કરવો.

## ( ૪ ) પ્રાણાયામ.

પ્રાણાયામ કરવાથી શ્વાસ અને ઉચ્છ્વાસ વધુ પ્રમાણમા ચાલતા નથી, પ્રાણાયામની સિદ્ધિથી સ્વરોદયપરીક્ષાની પણ સિદ્ધિ થાય છે શરીરની નાડીઓમા રાત્રિ અને દિવસ પ્રાણ વહ્યા કરે છે, શ્વાસ લેવાથી શરીરની આરોગ્યતા રહે છે મનની પ્રસન્નતા વૃદ્ધિ પામે છે, પ્રાણાયામથી શરીરના અનેક રોગોનો નાશ થય છે નાડીયોમાથી સ્વર ચાલ્યા કરે છે, શરીરમા ઘણી નાડીયો છે પણ તેમા ચોવીશ નાડિયો મોટી છે, ચોવીશ નાડિયોમાથી પણ નવ નાડિયો પ્રધાન છે નવ નાડિયોમાથી પણ ત્રણ મોટી છે

ત્રણ નાડીયોના નામ **इडा, पिंगला** અને **सुषुम्णा** ભ્રૂકુટિચક્રથી શ્વાસનો પ્રકાશ થાય છે વકનાલમા થઇ નાભિમા નિવાસ કરે છે, નાભિમાથી ડાબી ઇડામા શ્વાસ સચરે છે, તેમજ જમણી પિંગલામા શ્વાસ સચરે છે, તે બે નાડિયોના મધ્યમા સુષુમ્ણા નાડી છે તેમા જ્યારે શ્વાસ ચાલે છે ત્યારે તે સુષુમ્ણાસ્વર કહેવાય છે

ડાબી નાસિકામા સ્વર ચાલે છે ત્યારે ચદ્રનો ઉદય જાણવો તેમજ જમણી નાસિકામા સ્વર ચાલે ત્યારે સૂર્યનો ઉદય જાણવો સૌમ્યકાર્ય કરવામા ચદ્રસ્વર સારો કહેવાય છે ક્રૂર કાર્ય કરવામા સૂર્યસ્વર ગ્રહાય છે આ પ્રમાણે બે નાડીયોના

સ્વરમા જે જે કાર્યો દર્શાવ્યા છે તે પ્રમાણે વર્તે છે તે સુખ પામે છે.

બે સ્વર સાથે ચાલે તે વખતે સુષુમ્ણા નાડી થઇ તેમ જાણવુ સુષુમ્ણા નાડી ચાલે તે વખતે કોઇપણ પ્રકારનો આઞાસિક વિચાર કરવો નહિ, કારણ કે તે વખતે આઞાસિક જે જે વિચાર કરવામા આવે છે તેનુ ઊલટું પરિણામ આવે છે, તે વખતે જે જે કાર્ય કરવામા આવે છે તેની પણ હાનિ થાય છે એમ અનુભવથી યોગિયો જણાવે છે.

શુકલપક્ષનો સ્વામી ચદ્ર છે અને કૃષ્ણપક્ષનો સ્વામી સૂર્ય છે શુકલપક્ષની આદ્યની ત્રણ તિથિ ચંદ્રની છે પશ્ચાત્ રવિ, પશ્ચાત્ સૂર્ય એમ અનુક્રમે જાણવી કૃષ્ણપક્ષની આદ્ય ત્રણ તિથિયો સૂર્યની છે પશ્ચાત્ ચંદ્ર પશ્ચાત્ સૂર્ય એમ અનુક્રમ જાણવો

મગલ, શનિ અને રવિવારનો સ્વામી સૂર્યસ્વર છે. ગુરૂ, સોમ, શુક્ર અને બુધ એ ચાર વારનો સ્વામી ચદ્રસ્વર છે

કૃષ્ણપક્ષ એકમના દિને પ્રાત કાલમા જો સૂર્યસ્વર વહેતો હોય તો પડિતપુરૂષોએ જાણવુ કે તે પખવાડીયુ આનંદકારી જશે, અર્થાત્ શાતાવેદનીયના ભોગયુક્ત જશે શુકલપક્ષના આદ્ય દિવસના પ્રાત કાલમા જો ચદ્રસ્વર (ડાબી નાસિકા) વહે તો જાણવુ કે કાયાની નિરાગતા રહેશે, શરીર પુષ્ટ રહેશે, સુખમા પખવાડિયુ નિર્ગમન થશે.

અજવાળીયાપક્ષની પ્રતિપદાના પ્રાતઃકાલમાં જો સૂર્યસ્વર (જમણી નાસિકા) વહે તો પંડિતોએ જાણવું કે તે પખવાડીયામાં ક્લેશ થાય, પીડા થાય, તેમજ ઉદાસપણું રહેશે અને ધનનો પણ કિંચિત્ નાશ થશે. કૃષ્ણપક્ષની એકમના પ્રાત કાલમાં જો ચંદ્રસ્વર (ડાબી નાસિકા) વહે તો પંડિતપુરૂષોએ જાણવું કે-શરીરે કંઇક પીડા, ક્લેશ, નૃપભય, સત્તામા હાનિ અને ચિત્તની ચંચળતા થશે. શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષની પ્રતિપદાના પ્રાતઃકાલમા જો સુષુમ્ણાનાડી વહેતી હોય (બેઉ સ્વર સાથે વહેતા હોય) તો પંડિતોએ જાણવું કે લાભની હાનિ થશે, મનની ચંચળતા થશે અને મનમાં ચિંતા રહેશે.

વૃશ્ચિક, સિંહ, વૃષભ અને કુંભ એ ચાર રાશિમાં જો ચંદ્રસ્વર વહેતો હોય તો તે વખતે જે સૌમ્ય કાર્ય કરવામાં આવે તે સારાં થાય છે. કર્ક, મકર, તુલા અને મેષ એ ચાર રાશિમાં જો સૂર્યસ્વર (જમણી નાસિકા) વહેતો હોય તો તે વખતે ચરકાર્ય કરવાથી સુખાકારી થાય છે.

મીન, મિથુન, ધન, અને કન્યા એ ચાર રાશિ બે સ્વભાવવાળી છે. એ ચાર રાશિયોમાં સુષુમ્ણાસ્વર વહેતો હોય તો તે વખતે જે કાર્ય કરવામાં આવે છે તેમાં કંઇક હાનિ થાય છે.

સ્વરોદય બરાબર કોઇ જાણતો હોય છે તો તે, મનુષ્યોએ પૂછેલા પ્રશ્નોનો સારી રીતે ઉત્તર આપી શકે છે.

**स्वरोदयमां प्रश्न अने तेना उत्तरो.**

જે મનુષ્ય પૂછવા આવે તેની દિશા લેવી. જો પૂછનાર સમ્મુખ, ડાબી, વા ઊર્ધ્વદિશામાં રહી પ્રશ્ન કરે અને તે વખતે ડાબી નાસિકા (ચંદ્રસ્વર) વહેતી હોય તો પૂછનારને કહેવું કે તારા કાર્યની સિદ્ધિ થશે.

પૂછનાર નીચે વા પાછળ વા જમણો આવીને પૂછે અને તે વખતે જમણી નાસિકા વહે (સૂર્યસ્વર વહેતો હોય) તો જાણવું કે તેનું કાર્ય થશે.

ડાબી બાજુએ રહી જે કોઇ પ્રશ્ન કરે અને તે વખતે ડાબી નાસિકામાં પૂર્ણ સ્વર વહેતો હોય તો તેનું અભંગ કાર્ય થશે એમ નિશ્ચય જાણવો.

જે વખતે જમણી નાસિકા ચાલતી હોય તે વખતે ડાબી બાજુ રહી પૂછે તો ચંદ્રયોગ વિના પૂછનારનું કાર્ય સિદ્ધ થાય નહીં.

જે વખતે જમણી નાસિકા ચાલતી હોય તે વખતે સમ્મુખ વા ઉર્ધ્વદિશામાં રહી પ્રશ્ન પૂછે તો જાણવું કે ચંદ્રયોગ (ડાબી નાસિકાના સ્વર) વિના તેહેનું કાર્ય સિદ્ધ થશે નહિ.

### પાંચ તત્ત્વોની વ્યાખ્યા.

જમણી અગર ડાબી એકેક નાસિકામાં પાંચ પાંચ તત્ત્વ વહે છે. પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને આકાશ એ પાંચ તત્ત્વ જાણવાં. પૃથ્વીનો પીતવર્ણ છે, જલનો શ્વેતવર્ણ છે,

અગ્નિનો લાલ (રક્ત) વર્ણ છે, વાયુનો નીલવર્ણ છે અને આકાશનો કૃષ્ણવર્ણ છે.

પૃથિવીતત્ત્વ બાર આંગુલ સમ્મુખ ચાલે છે અને તેનો સમચતુરસ્ર આકાર છે. જલતત્ત્વ નીચું ચાલે છે અને તે સોળ આંગુલ વહે છે તેનો વર્તુલાકાર છે, અગ્નિતત્ત્વ ચાર આંગુલ વહે છે, અને તેનો ત્રિકોણ આકાર છે. પ્રાતઃકાલના સૂર્યના જેવો તેનો રંગ છે, વાયુતત્ત્વ આઠ અંગુલ તિર્છું ચાલે છે, અને તે ધ્વજાના આકારે છે. આકાશતત્ત્વ બે નાસિકામાં જ વહે છે, તેનો બાહ્યપ્રકાશ થતો નથી,—તેનો આકાર નથી.

પ્રથમ પૃથ્વીતત્ત્વ પચ્ચાશ પલ ચાલે છે, ચાલીશ પળ સુધી જલતત્ત્વ વહે છે, ત્રીશ પલ સુધી અગ્નિતત્ત્વ વહે છે, વીશ પળ સુધી વાયુતત્ત્વ વહે છે અને દશ પળ સુધી આકાશતત્ત્વ વહે છે.

અઢી ઘડીપર્યંત ચંદ્રસ્વરમાં અને સૂર્યસ્વરમાં એ પાંચ તત્ત્વ વહે છે. એ પ્રમાણે રાત્રી અને દિવસ એ પાંચ તત્ત્વો ચંદ્રસ્વર અને સૂર્યસ્વરમાં વહ્યાજ કરે છે. એ પાંચ તત્ત્વને દરેક સ્વરમાં ભિન્નભિન્નપણે ઓળખવામાં આવે તો કાલસમયનું જ્ઞાન અવશ્ય થાય. ઓછામાં ઓછું એક વર્ષ પર્યંતમાં જે જે શુભાશુભ ભાવો બને તેને સિદ્ધસ્વરોદય યોગી અવશ્ય જાણી શકે છે.

મેષસંક્રાંતિ બેસતાં ડાંબી નસિકામાં પૃથ્વીતત્ત્વ વહેતું હોય

તો ઉત્તમ યોગ જાણવો. તેનું ફળ, પ્રજાને ઘણું સુખ હોય, શ્રેષ્ઠ સમય હોય, ઘણું ધાન્ય થાય, પશુઓ માટે ઘાસ પણ અત્યંત થાય. ઇતિભય થાય નહિ, જનોની વૃદ્ધિ થાય, રાજાઓ અત્યંત સુખ પામે. ડાબી નાસિકામાં જલતત્ત્વ ચાલતું હોય તો મેઘની ઘણી વૃષ્ટિ થાય. અપાર અન્ન થાય, પ્રજા સુખી થાય, ધર્મબુદ્ધિ રહે, આનંદમંગલ વર્તે, રાજા નીતિથી ચાલે. મેષસંક્રાંતિ લાગતાં પહેલી જ ઘડીમાં જેવું નાસિકામાં તત્ત્વ ચાલે તેવું ફળ થાય. અગ્નિતત્ત્વ ચાલે તો અલ્પવૃષ્ટિ અને રોગદોષ હોય.

બે સ્વરમાં જો અગ્નિતત્ત્વ હોય તો દેશભંગ, દુઃખી પ્રજા, વગેરે ફળ થાય. જો નાસિકામાં વાયુતત્ત્વ ચાલે તો કંઇક રાજ્યવિગ્રહ થાય. અલ્પ મેઘની વૃષ્ટિ થાય. મધ્યમ વર્ષનો સમય જગત્માં કહેવાય. અડધું અન્ન અને અડધું ઘાસ થાય. જો નાસિકામાં આકાશતત્ત્વ વહે તો કાળ પડે. ઘાસ વગેરે પણ થાય નહીં, એમ જાણવું.

મધુમાસ શુકલ પડવાના પ્રાતઃકાલમાં ડાબા સ્વરમાં જો પૃથ્વીતત્ત્વ વહે તો ઘણી વૃષ્ટિ થાય. વર્ષ સારૂં કહેવાય. રાજા પ્રજા સુખમાં રહે. ઇતિભય, તેમજ મોટા ભય પણ થાય નહીં તેમજ ડાબી નાસિકામાં જલતત્ત્વ ચાલે તો સુભિક્ષ કહેવાય, દેશ અને વિદેશમાં વૃષ્ટિ થાય. જો જમણી નાસિકામાં પૃથ્વી અને જલતત્ત્વ એ બે પ્રાતઃકાલમાં પૂર્વોક્ત માસમાં વહે તો મધ્યમવર્ષ કહેવાય છે, ત્રણ તત્ત્વ બાકી રહ્યાં તે જો વહે તો

મધ્યમ વર્ષ કહેવાય છે. જો નાસિકામાં આકાશતત્ત્વ વહે તો બહુ દેશમાં નક્કી કાળ પડે. જમણી નાસિકામાં પૂર્વોક્ત માસના શુક્લપક્ષના પડવાના પ્રાતઃકાલમાં જો અગ્નિતત્ત્વ વહે તો મનુષ્યો રોગશોકથી અધિક કલેશ પામે. પૃથ્વીમા કાલ પડે. રાજાના મનમાં ચેન પડે નહિ. નૃપવિગ્રહ પણ કંઇક થાય. જો તે દિવસ સુષુમ્ણા નાડી પૂર્વોક્ત સમયમાં ચાલે તો જોનાર મરે અને છત્રભંગ થાય, એમ ગુરુગમપૂર્વક સમજવું.

માઘમાસની સાતમ તેમજ વૈશાખ શુદી ત્રીજના પ્રાતઃકાલમા વર્ષદિવસનું બીજ જોવું. જો ડાબી નાસિકામાં જલ અને પૃથ્વીતત્ત્વ ચાલે તો દેશવિદેશમાં સુખ થાય, અન્યતત્ત્વ વહે તો અધમફળ જાણવું. જમણી નાસિકામાં જો પૃથ્વી અને જલતત્ત્વ વહે તો મધ્યમ ફળ થાય. એ ત્રણમાં એક શુભ અને એક અશુભ હોય તો મધ્યમ ફળ થાય, એમ ત્રણ રીતમાં જાણવું.

સર્વ પરીક્ષાના ભાવોમાં મેવભાવ બળવાન્ છે, તે દિવસે બરાબર તત્ત્વ દેખીને નિશ્ચય કરવો.

### જોનારને માટે તત્ત્વ

જોનારને પોતાને માટે તત્ત્વનો વિચાર કહેવામાં આવે છે. ચૈત્ર શુદી એકમના દિવસે જો ડાબી નાસિકા વહે તો તેને ત્રણ માસમાં અત્યંત ઉદ્વેગ થાય. મધુમાસ શુદી બીજના દિવસે જો ડાબી નાસિકા ન વહે તો પરદેશમાં ગમન થાય અને ત્યાં

દુઃખ થાય. ચૈત્રમાસ શુદી ત્રીજના રોજે ચંદ્રસ્વર (ડાબી નાસિકા) ન ચાલે તો પિત્તજ્વરની ઉત્પત્તિ થાય. ચૈત્ર શુદી ચોથના રોજ જો ડાબી નાસિકા ન ચાલે તો નવ માસમાં મરણ થાય. ચૈત્ર શુદી પાંચમના રોજ ડાબી નાસિકા ન વહે તો રાજ્યદંડ થાય. ચૈત્ર શુદી છઠના દીવસે જેનો ચંદ્રસ્વર ચાલે નહિ તેનો એક વર્ષમાં બાંધવ મરી જાય. જો ચૈત્ર શુદી સાતમના રોજ લેશમાત્ર પણ ડાબી નાસિકા ન વહે તો તેની સ્ત્રી મરી જાય. ચૈત્ર શુદી આઠમના રોજ જો ચન્દ્રસ્વર ન વહે તો અત્યંત પીડા દેહમાં થાય, ભાગ્ય હોય તો જ સુખ થાય. ચૈત્ર શુદી આઠમ સુધી એમ ફળ દેખાડયું પણ જો ચંદ્રસ્વર વહે તો નઠારા ફળને બદલે સારું ફળ થાય.

### પાંચ તત્ત્વમાં પ્રશ્ન.

જલ અને પૃથ્વીતત્ત્વના યોગમાં કોઇ પ્રશ્ન કરે તે વખતે ચંદ્રસ્વર પૂર્ણ વહે તો ત્હેના કાર્યની સિદ્ધિ થાય. જો ડાબી નાસિકામાં અગ્નિ, વાયુ અને આકાશતત્ત્વ વહે તો પ્રશ્ન કરતાં કાર્યસિદ્ધિ થાય નહીં. ડાબી નાસિકામાં જલ અને મહીતત્ત્વ એ સ્થિર કાર્ય માટે સારાં જાણવાં. ચરકાર્ય માટે લેવાં નહિ. વાયુ, અગ્નિ અને આકાશ એ ત્રણ તત્ત્વ ચરકાર્યમાં પ્રધાન છે. જો જમણી નાસિકામાં સ્વર વહેતો હોય અને તેમાં વાયુ વગેરે તત્ત્વો વહેતાં હોય તો એમ સમજવું.

### રોગીનો પ્રશ્ન.

રોગીના સંબંધી કોઇ પ્રશ્ન પૂછે તો તત્ત્વ વિચારીને નીચે

પ્રમાણે કહેવું. ડાબી નાસિકામાં પૃથ્વીતત્ત્વ વહેતું હોય અને તે દિશામાં રહી પૂછે તો નિશ્ચય કરીને કહેવું કે રોગીનો નાશ થવાનો નથી. ડાબી નાસિકા બંધ હોય અને જમણી નાસિકા ચાલે, અને ડાબી તરફ રહી પૂછે તો કહેવું કે રોગી જીવનાર નથી. પૂર્ણ સ્વરથી આવીને ખાલી સ્વરમાંહિ પૂછે તો રોગીને શાતા ન હોય એમ જાણવું. ખાલી સ્વરથી આવીને વહેતા સ્વરમાં જો રોગીનું પ્રશ્ન કરે તો તેનો ઘાત થશે નહિ એમ કહેવું.

પૂર્ણસ્વરથી આવીને પૂર્ણસ્વરમાં જો કોઇ કાર્ય સંસારનું પૂછે તો તે કાર્ય પૂર્ણ થાય એમ નક્કી જાણવું. ખાલી સ્વરથી આવીને ખાલી સ્વરમાં પૂછે તો જે જે કાર્ય પૂછે તે થાય નહિ. ખાલી સ્વરથી આવીને વહેતા સ્વરમાં પૂછે તો તેનું કાર્ય સિદ્ધ થાય. જો પૂર્ણ સ્વર તજીને ખાલી સ્વરની તરફ પૂછે તો કરોડ ઉપાયે જે પૂછે તે સિદ્ધ થાય નહિ.

. શુક્રવારના દિવસે વાયુતત્ત્વ સારું. શનિવારને દિવસે આકાશતત્ત્વ સારૂં. એમ જો તત્ત્વ ચાલે તો કાયામાં રોગ રહે નહિ. બુધવારના પ્રાતઃકાલમાં જો પૃથ્વીતત્ત્વ ચાલતું હોય તો કલ્યાણકારી જાણવું. સોમવારના પ્રાતઃકાલમાં જલતત્ત્વ ચાલતું હોય તો સારૂં. શુક્રવારના પ્રાતઃકાલમાં અગ્નિતત્ત્વ સારૂં એમ વાર સંબંધી તત્ત્વફળ સમજી લેવું.

**चंद्रयोगमां कार्यो**

ડાબી નાસિકા વહે તે સમયે જિનમંદિર બનાવે, ખાત-

મુહૂર્ત કરે, તો સુખમય જાણવું. ચંદ્રસ્વરયોગમા અમૃત સ્રવે છે અને અરૂણદ્યુતિ સ્થિર હોય છે માટે તે ચન્દ્રયોગમા બિંબની પ્રતિષ્ઠા કરતા બિંબનો અતિપ્રભાવ વધે છે. સિંહાસન પર મૂળનાયક બેસાડવામા આવે તે વખતે તથા જિનમંદિર કલશ ચઢાવતા ચન્દ્રયોગ ( ડાબી બાજુ નાસિકાનો સ્વર ) સુખકારી જાણવો. પૌષધશાલા, દાનશાલા, ઘર, હાટ, મહેલ, કોટ, ગઢ અને સુઘાટ વગેરેના મુહૂર્તમા ચન્દ્રયોગ લેવો જોઇએ. સઘમાલા આરોપતા, તીર્થમા દાન કરતા, દીક્ષામંત્ર આપતા અને બતાવતા ચન્દ્રયોગ અત્યંત બળવાન છે

નવીન ઘર, પુર, નગરમાં પ્રવેશ કરતા મુહૂર્તમા ચંદ્રયોગ ( ડાબી નાસિકા સ્વર ) લેવો. વસ્ત્ર, આભૂષણ, દેશ ઇજારે લેવો હોય વગેરે કાર્યમા ચંદ્રયોગ બળવાન્ જાણવો

યોગાભ્યાસ, દવા, મિત્રાઇ, ખેતી, બાગ કરવા, રાજાની પ્રીતિ, રાજ્યતિલક, ગઢમા પ્રવેશ ઇત્યાદિ કાર્યમા ચદ્રયોગ ( ડાબી નાસિકાનો સ્વર ) અત્યંત બળવાન્ સુખકારી જાણવો. રાજા સિંહાસન પર પગ ધારણ કરે ઇત્યાદિ સ્થિરકાર્યમા ચદ્રયોગ લેવો મઠ, ગુફા અને ઘર ઇત્યાદિમા પણ ચંદ્રયોગ બળવાન્ છે.

## સૂર્યયોગ.

### જમણી નાસિકા વહેતી હોય ત્યારે કરવા યોગ્ય કાર્યો.

વિદ્યા ભણવામાં, ધ્યાન સાધવામા, મત્ર વા દેવતાનું આરાધન કરવામા, સરકારમા અરજી દેવાના પ્રસંગે, અરિ-

વિજયનું બીડું ઝડપવાના પ્રસંગમા, વિષ અને ભૂત ઉતારવા જવુ હોય ત્યારે, રોગીને ઔષધ ખવરાવવામા, વિઘ્નહરણશાંતિ જલ નાખવામા, કષ્ટીને ઉપાય કહેવાના પ્રસંગમાથી, હાથી, ઘોડા, વાહન, હથિયાર લેવામા, રિપુને વિજય કરવામા, ખાન પાનમા, સ્નાનમા, સ્ત્રીને ઋતુદાન દેવામા, તેમજ નવા ચોપડા લખવા અને લખાવવામા, સૂર્યયોગ અર્થાત્ જમણી નાસિકાનો સ્વર લેવો કોઇ રાજા, જમણી નાસિકા વહેતી હોય ત્યારે યુદ્ધ કરવા જાય તો રણસંગ્રામમા યશકીર્તિ પામે અને શત્રુને જીતી પાછો ઘેર આવે સમુદ્રમા વહાણુ ચલાવવુ હોય ત્યારે જમણી નાસિકા વહેતી હોય તો વાન્છિત દ્વીપમા વેગે જાય શત્રુભવન જવામા જમણી નાસિકાનો સ્વર વહે તો યશ થાય ઊંટ, ભેસનો સંગ્રહ કરતા, ગાડુ કરતા, અગ્નિજલ તરતા, અને કરજ દ્રવ્ય દેતા જમણી નાસિકાનો સ્વર ( સૂર્યયોગ ) બળવાન્ જાણવો

ઇત્યાદિ ચરકાર્યમા સૂર્યયોગ સારો જાણવો અન્ય પુરુષોને કઇ કહેવુ હોય તો લાભાલાભનો વિચાર કરી કહેવુ લાભ ન દેખાય તો જાણીને મૌન રહેવુ

વિવાહ, દાન, શાન્તિસ્નાન ઇત્યાદિ સૌમ્યકાર્યમા ચન્દ્રયોગ લેવો અને ક્રૂરકાર્યમા સૂર્યયોગ લેવો સ્થિરમા ચન્દ્ર અને ચરમા ભાનુયોગ પ્રધાન જાણવો

### સુષુમ્ણાનાડીમા શું કરવુ ?

જ્યારે સુષુમ્ણાનાડી ( બે નાસિકા સાથે વહેતી હોય ત્યારે )

હોય ત્યારે ચર અને સ્થિર એ બે પ્રકારના કાર્યમાંથી કોઇપણ કાર્ય કરવું નહિ. અને જો બેમાંથી કોઇપણ કાર્ય કરવામાં આવે તો અવશ્ય કંઇક હાનિ થાય છે. ભુવન, પ્રતિષ્ઠા, દેશાંતરગમન વગેરે કાર્યો સુષુમ્ણાનાડીમાં કરવાં નહિ. જો કોઇ સુષુમ્ણાનાડીમાં પરદેશ જાય તો દુઃખદૌર્ભાગ્ય અને પીડા પામે છે. તેના ચિત્તમાં ક્લેશ રહે છે, કાર્યની હાનિ થાય છે, અથવા કાર્યમાં વાર લાગે છે, મિત્રનો મેલાપ થતો નથી, વ્યાપારમાં ખાદ જાય છે, પ્રીતિમાં ક્લેશ થાય છે, માટે સુષુમ્ણા વહેતી હોય ત્યારે આત્માનું ધ્યાન ધરવું. પ્રભુના નામનો જાપ કરવો, ધારણા ધારવી, વૈરાગ્ય ધારણ કરવો, તત્ત્વનો વિચાર કરવો, અને સમતામાં રહેવું ઇત્યાદિ આત્મભાવમાં રમણતા કરવી.

## ત્રિપુટીમાં પંચતત્ત્વ જોવાની રીત.

બે કાનમાં બે આંગળીઓ ઘાલી આંગળીઓથી આંખો મીંચવી, પછી ત્રિપુટીમાં લક્ષ્ય રાખી જેવાં બિંદુ પડે તેવા જોવા. અને જેવો વર્ણ દેખીએ તેવું તત્ત્વ છે એમ નિશ્ચય કરવો. પૃથ્વી અને જલતત્ત્વ સારાં જાણવાં. તેજ તત્ત્વ મધ્યમ ફળપ્રદ છે. વાયુ અને આકાશ તત્ત્વ હાનિ અને મૃત્યુ દેનાર છે.

### તત્ત્વોનાં સ્થાન.

પૃથ્વીતત્ત્વનું સ્થાન જાંઘ છે, વાયુનું સ્થાન નાભિ છે, અગ્નિનું સ્થાન સ્કંધ છે, જલનું સ્થાન પગ છે, આકાશતત્ત્વનું સ્થાન મસ્તક છે.

## દરેક તત્વના ગુણો.

સ્થિરકાર્યમાં પૃથ્વીતત્ત્વ પ્રધાન છે, ચરકાર્યમાં જલતત્ત્વની પ્રાધાન્યતા છે, સમકાર્યમાં અગ્નિતત્ત્વની પ્રાધાન્યતા છે, ઉચ્ચાટનમાં વાયુતત્ત્વની પ્રાધાન્યતા છે, આકાશતત્ત્વમાં કોઇ કાર્ય કરવું યોગ્ય નથી.

## દિશાઓમાં તત્ત્વો.

પશ્ચિમ દિશામાં જલતત્ત્વ અને દક્ષિણમાં પૃથ્વીતત્ત્વ. તેમજ ઉત્તરમાં અગ્નિતત્ત્વ છે. પૂર્વદિશામાં વાયુતત્ત્વ અને નભ સ્થિરસ્થાનવાળો છે. પૃથ્વી અને જલતત્ત્વમાં કાર્યની સિદ્ધિ થાય છે. અગ્નિતત્ત્વમાં મૃત્યુ થાય છે, વાયુતત્ત્વ ક્ષયકારી છે. નભતત્ત્વમાં નિષ્ફલતા થાય છે.

ચંદ્રસૂર્ય સંગ્રહમાં અગ્નિતત્ત્વ હોય તો સંગ્રામ આદિ કૃત્યમાં ફલની સિદ્ધિ થાય છે. ગમનાગમનમાં પૃથ્વીતત્ત્વ લેવાથી જય થાય છે, તેમજ ધનલાભ થાય છે. મિત્ર, અર્થ અને યુદ્ધ, આદિ માટે ગમનાગમનમાં પૃથ્વીતત્ત્વ લેવું યોગ્ય છે.

સંક્રમભાવ વાયુતત્ત્વમાં કલહ, શોક, દુઃખ, ભય, મરણ અને ઉત્પાત વગેરે થાય છે. અગ્નિતત્ત્વમાં રાજ્યનો નાશ થાય છે અને પૃચ્છક નરની હાનિ થાય છે. તેમજ દુર્ભિક્ષ રોગાદિક થાય છે, વાયુ અને આકાશતત્ત્વમાં દુર્ભિક્ષ, ઘોર યુદ્ધ, દેશભંગ, ભય અને ચોપદની હાનિ વગેરે ફલ જાણવું.

મધુર, કષાયલો, તિખો, ખાટો અને અવ્યક્ત એમ અનુ-

ક્રમે પાંચ તત્ત્વના પાંચ રસ જાણવા. જેવો રસ આસ્વાદવાનો મનમાં નિશ્ચય થાય તેવું તત્ત્વ જાણવું. તેમાં શંકા કરવી યોગ્ય નથી.

આકાશથી વાયુ અને વાયુથી અગ્નિ અને અગ્નિથી જલતત્ત્વ અને જલથી પૃથ્વીતત્ત્વનો પ્રકાશ જાણવો. અગ્નિતત્ત્વના ઉદયમાં ક્રોધાદિક થાય છે, વાયુતત્ત્વમાં ઇચ્છાઓ થાય છે, ક્ષાંત્યાદિક ગુણો છે તે જલ અને પૃથ્વીતત્ત્વના ઉદયમાં થાય છે.

પૃથ્વીતત્ત્વનું ગુદાધાર, જલતત્ત્વનું લિંગ, ચક્ષુ સુધી અગ્નિતત્ત્વ, નાસિકા સુધી વાયુ અને આકાશતત્ત્વનું શ્રવણ (કાન) દ્વાર છે.

### युद्धमां स्वर.

ડાબી નાસિકા (ચંદ્ર) ચાલતાં યુદ્ધ કરવા ચાલવું નહિ. કારણ કે ચંદ્રસ્વર ચાલતાં તેના શત્રુની જીત થાય છે. જમણી નાસિકા (સૂર્ય) ચાલતાં યુદ્ધમાં જાય તો વિજય થાય. શત્રુનો પણ સૂર્યસ્વર ચાલે અને પોતાનો પણ સૂર્યસ્વર ચાલે ત્યારે જે પ્રથમ પડે તે વિજય પામે એમ જાણવું. ચંદ્રસ્વર ચાલતાં રાજાએ રણમાં જવું નહિ, કારણ કે પોતાની ભૂમિ શત્રુઓ જીતી લે તેમાં શંકા નથી. બે નાસિકા સાથે ચાલતાં (સુષુમ્ણા ચાલતાં) સંગ્રામમાં જતાં મસ્તક કપાય છે. દૂર દેશ સંગ્રામમાં જતાં ચંદ્રસ્વર પ્રધાન જાણવો. નિકટ યુદ્ધમાં સૂર્યસ્વર જયકારી જાણવો.

## યુદ્ધપ્રશ્ન.

સમ્મુખ ઊર્ધ્વદિશામાં રહી જો કોઇ પ્રશ્ન કરે તો સમ અક્ષર અને ડાબી નાસિકા ચાલતાં તેની જીત થાય. દક્ષિણ અને પૂર્વથી દૂત જો યુદ્ધપ્રશ્ન કરે અને તે વખતે જમણી નાસિકા અને પ્રશ્નના વિષમાક્ષર હોય તો તેનો જય થાય. બે, ચાર એ આદિ સમઅક્ષર છે અને એક, ત્રણ, પાંચ, અને સાત એ આદિ વિષમાક્ષર છે. રિક્તપક્ષમા આવીને બેની લડાઇનો પ્રસંગ પૂછે તો પ્રથમ પૂછનાર હારે અને બીજો અભંગ રહે. પૃથ્વીતત્ત્વમાં યુદ્ધ વા કોઇ પ્રશ્ન કરે વા ગમન કરે તો બે દળ સરખાં ઉતરે એમ જાણવું. જલતત્ત્વમાં પ્રશ્ન કરે વા ગમનાગમન કરે તો પરસ્પર સુલેહ થાય. એકને પૃથ્વી વા જલતત્ત્વ હોય, અને બીજાને હોય નહિ તો જેને પૃથ્વી-તત્ત્વ અને જલતત્ત્વ હોય તે જીતે. અગ્નિતત્ત્વ ચાલતાં પ્રશ્ન કરે, ગમન કરે વા લડાઇ કરે તો તેની રણમાં હાનિ થાય. વાયુતત્ત્વમાં પ્રશ્ન, પ્રયાણ વા યુદ્ધ કરે તો નક્કી જાણવું કે પહેલો લડનાર ભાગી જાય. આકાશતત્ત્વ વહેતાં પ્રશ્ન, ગમન, વા યુદ્ધ કરે તો પોતાનું મરણ થાય. ડાબી નાસિકા ચાલતાં રાજાનું મરણ થાય છે. વાયુતત્ત્વ વહેતાં યુદ્ધ કરવાથી લશ્કર નાસી જાય છે. રણમાં ઘાયલ થયાની કોઇ વાત પૂછે તો આ પ્રમાણે ઉત્તર આપવો. પોતાની દિશાથી આવીને પૂર્વમાં પૂછતાં જેનું નામ કહે તેને ઘા લાગ્યા નથી એમ જાણવું. ખાલી સ્વરમાં ઘાયલનો પ્રસંગ પૂછે તો જેને પૂછે તેને રણમાં

ઘા લાગ્યા છે એમ કહેવું તેમા પણ પૃથ્વીતત્ત્વ ચાલતા પેટમા અને જલતત્ત્વ ચાલતા પગે, તેમજ અગ્નિતત્ત્વ ચાલતા છાતીમા, અને વાયુતત્ત્વ ચાલતા જંઘામા ઘા લાગ્યા છે એમ કહેવું. પોતાના સ્વરમા જલતત્ત્વ વહેતુ હોય અને શત્રુને ન વહેતું હોય તો શત્રુનુ મરણ પોતાના હાથથી જાણવું, અને તેમા પોતાની જીત થાય

## ગર્ભબાબતમાં પ્રશ્નો અને તત્ત્વોથી ઉત્તર.

કોઇ આવીને ગર્ભનો વિચાર પૂછે તો નીચે પ્રમાણે કહેવું.

ડાબી નાસિકા વહેતા કોઈ પૂર્વદિશામા આવીને પૂછે તો ગર્ભવતીના ગર્ભમા કન્યા છે એમ કહેવુ. જમણી નાસિકા પૂર્ણ વહેતી હોય અને પૂર્વમા આવીને પૂછે તો પેટમા પુત્ર છે એમ જાણવુ સુષુમ્ણાસ્વરમા આવીને પૂછે તો નારીની કુખમા નપુંસક છે એમ જાણવુ સૂર્ય સ્વર ચાલતા પૂછે અને પૂછનારને ચંદ્રસ્વર હોય તો પુત્ર જન્મ થાય પણ તે જીવે નહિ સૂર્યસ્વર ચાલતા કોઇ પ્રશ્ન કરે અને પૂછનારને પણ સૂર્યસ્વર હોય તો સુખ કરનાર પુત્ર થાય ચદ્રયોગમા પ્રશ્ન કરે અને પૂછનારને સૂર્યસ્વર હોય તો દીકરી થાય પણ તે જીવે નહિ એમ કહેવુ ચદ્રસ્વરમા આવીને પૂછે અને પ્રચ્છકને ચદ્રસ્વર હોય તો તેને કન્યા થાય, અને તે લાબાકાળ સુધી જીવે પ્રશ્ન કરતી વખતે પૃથ્વીતત્ત્વ વહેતું હોય તો પુત્ર જાણવો અને તે સુખી, દેવકુમાર સરખો થાય.

જલતત્ત્વ વહેતું હોય તે વખતે કોઇ આવીને પ્રશ્ન કરે તો સુખી, ધનવંત અને ષટ્રસભોગી પુત્ર થાય એમ જાણવું. આ સર્વ ભાનુયોગમાં (જમણી નાસિકામાં) જાણવું; તેમજ જમણી નાસિકામા અગ્નિતત્ત્વ ચાલતું હોય તો ગર્ભપાત થાય. વાયુતત્ત્વમાં પ્રશ્ન કરતાં ગર્ભ ગલી જાય એમ જાણવું. આકાશતત્ત્વ ચાલતાં કોઇ પ્રશ્ન કરે તો ગર્ભ નપુંસક જાણવો, એમ ભાનુસ્વરમાં પુત્ર બાબત જાણવું. ચંદ્રસ્વરમાં પણ પુત્રી બાબત પાંચ તત્ત્વોનું અનુક્રમે તેવું ફળ જાણવું. શૂન્યયુગલસ્વરમાં કોઇ પ્રશ્ન કરે તો બે કન્યા ઉપજે એમ જાણવું. ચંદ્ર અને સૂર્ય બે ચાલે તેમાં ચંદ્ર બળવાન્ હોય તો ગર્ભવતીના ગર્ભમાં દીકરીનું જોડલું જાણવું. ચંદ્ર અને સૂર્ય બે ચાલે તેમાં સૂર્ય બળવાન્ હોય તો ગર્ભવતીના ગર્ભમાં પ્રશ્નથી જોડલું જાણવું.

પૃથ્વીતત્ત્વ ચાલતાં ગર્ભાધાન રહે વા જન્મે તો રાજમાન્ય સુખી, ધનવાન, રાજાસમાન અને કામરૂપ બાળક થાય. જલતત્ત્વ ચાલતાં ગર્ભાધાન વા જન્મ થાય તો ધનવંત, ભોગી, ચતુર, બુદ્ધિમંત અને નીતિમંત બાળક થાય. અગ્નિતત્ત્વ ચાલતાં ગર્ભ રહે તો અલ્પ ઉમર, દુઃખી અને જન્મતાં માતાની હાનિ થાય. વાયુતત્ત્વમાં જો ગર્ભ રહે તો દુઃખી, દેશમાં ભ્રમણ કરનાર, વિકલચિત્ત અને બુદ્ધિહીન થાય. આકાશતત્ત્વ ચાલતાં, ગર્ભ રહે તો ગર્ભની હાનિ થાય; પૃથ્વીતત્ત્વમાં પુત્ર, જલતત્ત્વમાં દીકરી, વાયુતત્ત્વમાં ગર્ભ ચળે, અગ્નિતત્ત્વમાં ગર્ભપતન અને આકાશતત્ત્વમાં નપુંસકનો જન્મ જાણવો.

## પરદેશગમનમાં સ્વર તથા તત્ત્વો.

ચંદ્રસ્વર ( ડાબી નાસિકા ) વહેતાં દક્ષિણ અને પશ્ચિમ-દિશામાં ગમન થાય તો સુખી થઇને ઘેર આવે. પૂર્વ અને ઉત્તર દિશામાં સૂર્યસ્વર બળવાન છે, સુખદાયક છે, પોતાની દિશામાં વિદિશાઓ લીન થાય છે.

ચંદ્રસ્વર ચાલતાં પૂર્વ વા ઉત્તર દેશમાં જતાં પાછા અવાય નહીં, અથવા કલેશ થાય. જમણી નાસિકા વહેતી હોય, (સૂર્યસ્વર હોય) ત્યારે દક્ષિણ અને પશ્ચિમદિશામાં જવાથી જો મરણ ન પામે તો પણ મૃત્યુના સમાન અવશ્ય કષ્ટ પડે. દૂર ગમનમાં પ્રબલ યોગ લેવો, નિકટ ગમનમાં મધ્યમ યોગ પણ સુખકારી હોય.

ઊર્ધ્વદિશાનો પતિ ચંદ્ર છે અને અધોદિશાનો પતિ સૂર્ય છે. સૌમ્યમાં ચંદ્ર અને ક્રૂરમાં સૂર્ય લેવો.

સુષુમ્ણાનાડી ચાલતાં પરદેશગમન કરવું નહિ. જો જાય તો મરી જાય, અથવા કાર્યની હાનિ થાય.

## પરદેશમાં વસનારનો પ્રશ્ન. સ્વર અને તત્ત્વો.

પરદેશમાં વસનાર સુખી છે કે દુઃખી એવો પ્રશ્ન પૃથ્વી-તત્ત્વમાં કોઇ કરે તો જાણવું કે પરદેશમાં વસનાર સુખે પોતાનું કાર્ય કરી ઘેર આવશે, દુઃખી જરા પણ નથી એમ જાણવું. જલતત્ત્વ વહેતું હોય તો સુખે કાર્ય કરી વહેલો આવશે. સ્વ-

સ્માં પૃથ્વીતત્ત્વનો ઉદય હોય તો જાણવું કે તે સ્થાનકમાં સ્થિર છે વાયુતત્ત્વમાં પરદેશી એક ઠેકાણેથી બીજે ઠેકાણે ગયો છે એમ કહેવું અને તેના મનમાં કાંઇક ચિન્તા છે એમ જાણવું. અગ્નિતત્ત્વમાં વહેતા પ્રશ્નથી જાણવું કે પરદેશીને તનમાં મહાપીડા છે. આકાશતત્ત્વમાં તેનું મરણ જાણવું.

## સ્વરમાં ગમન વગેરેની રીત.

ચંદ્રસ્વર ચાલતા ચાર ડાબાં પગલાં સોમવારના દીવસે ભરીને ચાલવું, સૂર્યસ્વરમાં ચાર જમણાં પગલાં ભરીને રવિવારના દિવસે ચાલવું. સ્વરવિચારમાં અપયોગ લેવાતો નથી.

જમણી નાસિકા ચાલે ત્યારે ભોજન કરવું. ડાબી નાસિકા ચાલે ત્યારે જલપાન કરવું. શરીરની ડાબી તરફની બાજુ નીચે આવે તેવી રીતે સૂવું, એમ કરવાથી નિરોગી શરીર રહે છે. અથવા ચંદ્ર ચાલતાં ભોજન કરે, વા નારીનો ભોગ કરે, સૂર્યસ્વર ચાલતાં જલપાન કરે, એમ વર્તવાથી શરીરમાં રોગ રહે નહિ. ડાબી નાસિકા ચાલતાં વડી નીત કરે, જમણી નાસિકા ચલાવીને સૂઇ રહે, તો શરીર નિરોગી રહે. કથિતભાવથી વિપરીત સ્વર ચાલે તો તેનું મરણ થાય.

દિવસમાં ડાબી નાસિકા ચલાવે અને રાત્રીમાં જમણી નાસિકા ચલાવે એમ સ્વરનો અભ્યાસ ચલાવે તો ઉમર ભરપૂર થાય.

અઢી અઢી ઘડી પર્યંત ડાબી અને જમણી નાસિકા વહે છે. તેર શ્વાસપર્યંત સુષુમ્ણા ચાલે છે.

---

## નાસિકાસ્વરથી મરણનું જ્ઞાન.

અષ્ટપ્રહર પર્યંત જો જમણી નાસિકા વહે તો ત્રણ વર્ષથી અધિક જીવાય નહિ. સોળ પહોર સુધી જમણી નાસિકા ચાલે તો બે વર્ષ સુધી જીવવાનું થાય. જમણી નાસિકા જો ત્રણ રાત્રિ દિવસ સુધી ચાલે તો એક વર્ષ પશ્ચાત્ મરણ થાય. સોળ રાત્રી-દિવસ જો જમણી નાસિકા ચાલે તો એક માસ જીવવાનું થાય. એક માસ સુધી રાત્રી-દિવસ જમણી નાસિકા ચાલે તો બે દિવસથી ઉપરાત જીવાય નહિ પાચ ઘડી પર્યંત સુષુમ્ણા નાડી ચાલે તો તત્કાલ મરણ થાય ચંદ્ર વા સૂર્ય વા સુષુમ્ણા પણ હોય નહિ અને મુખથી ફક્ત શ્વાસ ચાલે તો ચાર ઘડીમા મરણ થાય. જમણી નાસિકા દિવસમાં વહે અને ડાબી નાસિકા રાત્રીમા વહે તો ષટ્માસ સુધી જીવવાની આશા રાખવી. ચાર, આઠ, બાર, સોળ અને વીસ દિવસ સુધી ચંદ્રસ્વર ચાલે તો આયુષ્ય દીર્ઘ થાય. ત્રણ રાત્રી દીવસ જો આકાશતત્ત્વ ચાલે તો એક વર્ષ સુધી શરીર રહી શકે, તે ઉપર તેનો નાશ થાય. અહોરાત્રિ આકાશતત્ત્વ ચાલે તો ષડ્માસ પર્યંત આયુષ્ય રહે.

એક પક્ષ વિપરીત સ્વર ચાલે તો શરીરમા રોગ થાય બે પક્ષ વિપરીત સ્વર ચાલે તો સજ્જન પણ શત્રુ થાય. ત્રણ પક્ષ વિપરીત સ્વર ચાલે તો મરણ થાય.

પંચમકાલમા સોપક્રમ આયુષ્ય જાણવું. ઘાત લાગે અને તેથી આયુષ્યનો નાશ થાય, તેને સોપક્રમ આયુષ્ય કહે છે.

---

અધિક શ્વાસોછ્વાસ ચાલતાં આયુષ્યની અધિક હીનતા થાય છે.

સમાધિલીનને ચાર, શુભ ધ્યાન ધરનારને છ, તૃષ્ણાતુરને દશ, બોલતાં બાર, ચાલતાં સોળ અને સૂતાં બાવીશ, તથા નારી ભોગવતાં છત્રીશગણો શ્વાસ ચાલે અર્થાત્ એટલા તે તે ક્રિયાઓમાં શ્વાસ ઘટે છે.

અલ્પવેળામાં શ્વાસોચ્છ્વાસ વધુ ચાલે તો તેનું આયુષ્ય ક્ષય પામે, બળ ઘટે અને તેના શરીરમાં રોગ થાય.

અધિક બોલવું નહિ. કારણ કે તેથી શ્વાસોચ્છ્વાસ ઘટે છે. અધિક પડખું વાળીને સૂવું નહિ, અતિશીઘ્ર ચાલવું નહિ. પ્રાણની ગતિ રોકાય તો મન પણ અપેક્ષાએ સ્થિર થાય છે, માટે પ્રાણાયામની જરૂર છે. જે રચના ત્રણ લોકમાં છે તે મનુષ્યના શરીરમાં છે, પણ અનુભવ વિના તેનું જાણવું થતું નથી.

હંકારથી સ્વર ઉઠે છે અને ૐકાર થઇ સમાઇ જાય છે. હંસ એવો શબ્દ છે તેજ અજપા જાપ કહેવાય છે. અર્થાત્ જપ્યા વિના સહેજે હંસરૂપ ચેતનનો જાપ થાય છે તેનું જો જ્ઞાન થાય તો શ્વાસની ગતિ કમ થાય અને સ્થિરતા થાય. વડની શાખા જેમ વડમાંથી નીકળે છે તેમ નાભિથી ઉર્ધ્વ-ગામિની છે, બે બે તિરછી જાય છે. સર્વ મળી ચોવીસ નાડિયો જાણવી. દશ નાડિયો વાયુનું વહન કરવામાં પ્રધાન જાણવી. ઇડા, પિંગલા, સુષુમ્ણા, ગાંધારી, હસ્તિની, જિહ્વા, પુષ્પા,

યશસ્વિની, અલંબુષા, શંખિની. એ દશ નાડીઓ પ્રાણને વહન કરવામાં પ્રધાન જાણવી. વામભાગમાં ઇડા છે, દક્ષિણભાગમાં પિંગલા છે, અને સુષુમ્ણા મધ્યમાં રહે છે.

શરીરમાં એકસો ને સિત્તેર મર્મનાં સ્થાનક છે, તે ઠેકાણે ઘાત થાય તો મૃત્યુ થાય. ત્રણને હાડની માળા છે, એકસો ને સાઠ નાડિયો છે તે નાભિથી નીકળીને ઊર્ધ્વગામિની થઇ છે. તે મસ્તકના બંધની છે, તેને રસહરણી કહે છે, તે નાડિયો મસ્તકે રસ પહોંચાડે છે. એ રસહરણી નાડીઓનો જેટલો ઉપઘાત થાય, તેટલી રોગની પ્રાપ્તિ જાણવી. એ નાડીઓના ઉપઘાતથી આંખ, નાક, કાન અને જિહ્વાની શક્તિની હાનિ થાય છે. એકસો ને સાઠ નાડિયો જે નાભિથી ઉઠે છે તે નીચે ચાલી પગના તળીયા સુધી બંધાણી છે. તે નાડિયોનો ઉપઘાત થવાથી નેત્રનો, જંઘાનો, મસ્તકનો, આધાશીસી અને યાવત્ અંધપણાનો રોગ થાય છે. એકસો ને સાઠ નાડિયો છે તે નાભિથી નીકળી તિરછી ચાલે છે,—તે હાથનાં આંગળાં સુધી પહોંચી છે, તેઓના ઉપઘાતે બે પાસાની વેદના થાય છે, તથા પેટની વેદના થાય છે, તથા મુખની વેદના થાય છે. એકસો ને સાઠ નાડિયો છે તે નાભિથી નીકળી ગુહ્યસ્થાનક સુધી પહોંચી છે, તેના ઉપઘાતથી લઘુનીત, વડીનીતના રોગ, વાયુ, અને કરગીયા વગેરે રોગો થાય છે, લઘુનીત તથા વડીનીતનું સ્તંભન થાય છે, અર્પવિકાર તથા પાંડુરોગ વગેરે રોગ થાય છે. પચ્ચીશ નાડિયો જે નાભિથી નીકળી છે તે શ્લેષ્મને ધરે છે, તેના ઉપઘાતથી શ્લેષ્મ-

રોગ થાય છે. નાભિથી પચ્ચીશ નાડિયો નીકળી છે તે પિત્તને ધારે છે તેના ઉપઘાતથી પિત્તનો રોગ થાય છે, નાભિથી દશ નાડિયો નીકળી છે તે વીર્યને ધરનારી છે. ઇત્યાદિક, પુરૂષને સાતસે નાડિયો છે અને સ્ત્રીને છસે ને સિત્તેર નાડિયો હોય છે. નપુંસકને છસે ને એંશી નાડિયો હોય છે તે સર્વ નાડિયોની શુદ્ધિ પ્રાણાયામથી થાય છે.

## प्राणायामनी जरुर अने तेनुं फल.

મન અને પવન બેમાથી એકનો નાશ થતાં બીજાનો નાશ થાય છે. આત્માના ઉપયોગમાં સ્થિર થવાથી શ્વાસ મંદ મંદ ચાલે છે ત્યારે મનની પ્રવૃત્તિ પણ મંદ પડી જાય છે. પ્રાણવાયુની સ્થિરતા જેટલા અંશે થાય છે તેટલા અંશે મનની પણ અચળતા થાય છે માટે પ્રાણાયામની જરૂર છે. પ્રાણાયામથી ઇન્દ્રિયો ઉપર લાગેલા મળની શુદ્ધિ થાય છે, શરીરની કાંતિ વૃદ્ધિ પામે છે, આયુષ્યની નિયમિતતા રહે છે, મનની નિર્મલતા થાય છે. વિકલ્પ સંકલ્પ રોકવામાં પ્રાણાયામ સહાયકાર થઇ પડે છે. દિવસે સૂર્યનું પ્રાબલ્ય હોય છે અને રાત્રીએ ચંદ્રનું પ્રાબલ્ય હોય છે; આપણા શરીરમાં જે પ્રાણવાયુ છે તેનો સંબંધ સૂર્ય ચંદ્રની ઉષ્ણતા વા શીતતાની સાથે રહેલો હોય છે, એ ઉષ્ણતા અને શીતતાની અવસ્થા અમુક અવસરમાં આપણા શરીરમાં કેવી છે તે જમણી અને ડાબી નાસિકામાંથી નીકળતા પ્રાણવાયુથી માલૂમ પડે છે અને તેથી જ જમણી નાસિકાને સૂર્ય સ્વર કહેવામાં આવે છે.

તે શરીરમાં ઉષ્ણતાનો પોષક છે. તેમજ ડાબી નાસિકાને ચંદ્રસ્વર કહેવામાં આવે છે તે શરીરમાં શીતતાનું પોષણ કરે છે. દિવસના ભાગમાં સૂર્યકિરણની ઉષ્ણતાથી શરીરમાં વિશેષ ઉષ્ણતાનું પોષણ ન થાય તે માટે શરીરમાં શીતતા રહેવા માટે ચંદ્રસ્વર ચલાવવામાં આવે છે. રાત્રીના વખતમાં ચંદ્રકિરણની શીતતાથી શરીરમાં શીતતાનું વિશેષ પોષણ અર્થાત્ હદ ઉપરાંત પોષણ ન થાય તે માટે સૂર્ય સ્વર ચલાવવામાં આવે છે કે જેથી શરીરમાં ઉષ્ણતાનો ભાગ રહે અને તેથી બાહિરની શીતતાથી શરીરને હાનિ ન પહોંચે; જમણી અને ડાબી નાસિકામાં પાંચ તત્ત્વો વહે છે. પ્રત્યેક તત્ત્વોનો ભિન્ન ભિન્ન રંગ છે તે ઉપર કહેવામાં આવ્યું છે. અમુક વખતે અમુક તત્ત્વનું શરીરમાં પ્રધાનપણે બળ હોય છે. બધી સૃષ્ટિમાં પણ તે તત્ત્વ તે વખતે પ્રધાનપણે વહે છે. જગત્માં જે જે તત્ત્વ જે જે વખતે પ્રબલ હોય છે તેની અસર પ્રાણવાયુને થાય છે અને પ્રાણવાયુ પણ તે તે વખતે તેવા રંગવાળું બને છે. જેવા આચાર અને વિચારથી મનુષ્યના શરીરમાં ચલનવલન થાય છે, તે તે પ્રમાણે અમુક વખતે અમુક તત્ત્વની પ્રવૃત્તિ થાય છે અને અમુક તત્ત્વ ઘટવા માંડે છે; જગત્ના તત્ત્વોનો સંબંધ આપણા શરીરની સાથે હોય છે અને તે જમણી અને ડાબી નાસિકાથી આપણે તે તત્ત્વોને પારખી શકીએ છીએ તેથી જગત્ના, મનુષ્યોના આચાર અને વિચારોને તે તે તત્ત્વોદ્વારા સ્વરોદય જ્ઞાનથી આપણે જાણી શકીએ છીએ. જગત્માં થતા

શુભાશુભ ફેરફારોને પણ સ્વરમા વહેતા તત્ત્વોથી આપણે જાણી શકીએ છીએ મહાત્માઓ સ્વરતત્ત્વોથી જગતનું ભવિષ્ય જાણી શકે છે. શરીરમા રોગની ઉત્પત્તિ પણ પ્રાણુની વિકૃતિથી જ થાય છે. અમુક વખતે અમુક પ્રાણુ પ્રવાહ વહેવો જોઇએ તે ન વહેવાથી રોગો થાય છે, માટે આપણા તન અને મનને આરોગ્ય રાખનાર પ્રાણુવાયુ છે. પ્રાણુવાયુને ચલાવવાની રીતિ અને તેને સત્તામા રાખી મરજી મુજબ ચલાવવાને માટે પ્રાણાયામની ખાસ જરૂર છે. પ્રાણુવાયુ હવાને આકર્ષી શકે છે, કોઇના પ્રાણુવાયુને આકર્ષીને તે દ્વારા ચમત્કાર પણ કરી બતાવવામા આવે છે. પ્રાણુવાયુનો શરીરમાં અદલોબદલો પણ પ્રાણાયામના બળથી કરી શકાય છે પ્રાણુવાયુની શુદ્ધિથી વીર્યની વિકૃતિ પણ શમી જાય છે, પ્રાણુની સ્થિતિ શરીરમા સર્વત્ર છે. બરડાની કરોડના ભાગમા તેનો મોટો જથ્થો રહે છે, એમ પાશ્ચિમાત્ય વિદ્વાનો કહે છે બ્રહ્મરન્ધ્રમા પ્રાણુતત્ત્વનું મુખ્ય સ્થાન છે નાડી તંતુઓનું ગુંછળું કંઠના મધ્યભાગમા રહેલું છે તેને વિશુદ્ધિ ચક્ર કહે છે હૃદયભાગમાં જે નાડી તંતુઓનું ગુંછળું આવેલું છે તેને **अनाहतचक्र** કહે છે, જઠરના ભાગમાં જે નાડી તંતુઓનું ગુંછળું આવેલું છે તેને **मणिपूरचक्र** કહે છે આતરડાના ભાગમા જે તંતુઓનું જાળું આવેલું છે તેને **स्वाधिष्ठानचक्र** કહે છે, ગુદાસ્થાનમા જે તંતુઓ જાળાંરૂપે ફેલાયલા છે. તેને **मूलाधारचक्र** કહે છે, મગજમાના તંતુઓનાં જાળાથી જે સૂક્ષ્મ તંતુ ચક્રબન્યું છે તેને **सहस्रारचक्र** કહે છે.

આ ષટ્ચક્રમાં પ્રાણવાયુ રહેલો છે, તેમાં મંત્ર વા સંયમ કરવાથી ષટ્ચક્રનું ભેદન થાય છે.

શ્વાસોચ્છ્વાસની સાથે પ્રાણાયામનો સંબંધ ગણવામાં આવે છે તેનું ફળ એજ છે કે પ્રાણવાયુને પોતાના કબજામાં રાખવાની ટેવ પાડવી.

મનુષ્ય શરીરમાં પ્રાણનું અતિશય દૃશ્યસ્વરૂપ હોય તો તે ફેફસાંની હિલચાલજ છે. તે જો બંધ થાય તો ઔદારિક શરીર છૂટી જાય છે. પ્રાણાયામ કરતી વખતે જ્યારે પ્રાણને અંદર ખેંચવામાં આવે છે ત્યારે બાહ્યના પ્રાણવાયુથી અંદરનાં શરીરનાં તત્ત્વો પોષાય છે અને તેથી ક્ષયરોગ વગેરે ઘણા રોગોનો મૂળમાંથી નાશ થાય છે, છાતીનાં દર્દો વેગથી નાશ પામે છે. મગજના તંતુઓ પર પ્રાણવાયુની અસર થતાં તે ઉત્તેજિત થાય છે. બહારથી પ્રાણવાયુને અંદરમાં ખેંચવામાં આવે છે ત્યારે તે સર્વત્ર નાડીઓમાં પ્રસરી જાય છે અને તેથી શરીરમાંના રક્તની શુદ્ધિ થાય છે. ત્રણ માસ સુધી ત્રણ ચાર વખત એંશી એંશી પ્રાણાયામ કરવાથી શરીરનું કેટલાક અંશે બદલાવું થાય છે. પૂરક કરતી વખતે બહારનો વાયુ માત્ર લેવામાં આવતો નથી પણ તેની સાથે બીજાં પણ પ્રાણ-તત્ત્વ, પોષક તત્ત્વો લેવામાં આવે છે અને રેચક કરતી વખતે શરીરમાંનાં તમામ ભાગના મલિન પુદ્ગલ પરમાણુસ્કંધોને બહાર કાઢી નાખવામાં આવે છે. આથી શરીર પર સત્તા ચલાવી શકાય છે અને તમામ વ્યાધિ દુઃખોનો નાશ કરી વિજય

૧૪ કરજદાર કદિ પણ સ્વમાન જાળવી શકતો નથી.

મેળવી શકાય છે. પ્રાણાયામથી પ્રાણવાયુને એટલો બધો વશ કરવામાં આવે છે કે શ્રીમદ્ હેમચંદ્રસૂરિ જેમ આકાશમાં એકવીશમી પાટ ઉપર અદ્ધર રહી વ્યાખ્યાન વાચતા હતા, તેમ આકાશમાં અદ્ધર પણ રહી શકાય છે. મેસમેરીઝમ વગેરે પ્રયોગો પણ પ્રાણાયામની સિદ્ધિથી સાધ્ય થાય છે, એમ અનુભવિયોના સંબંધથી સમજાય છે.

### પ્રાણવાયુને યુક્તિથી સાધવો.

પ્રાણવાયુનો નિરોધ હળવે હળવે કરવો જોઇએ. વનમાં રહેનારા હાથી, સિંહ વગેરે ક્રૂર પશુઓને ધીમે ધીમે યુક્તિથી પકડવામાં આવે છે તો તે વશ થાય છે, પણ ત્વરાથી યુક્તિ વિના પકડવામાં આવે છે તો પકડનારનો નાશ કરે છે, તેમ પ્રાણવાયુને યુક્તિથી હળવે હળવે વશ કરવામાં ન આવે તો સાધકને કાસ, શ્વાસ વગેરે રોગો થાય છે અને તેનો નાશ થાય છે માટે ગુરૂગમપૂર્વક યુક્તિથી હળવે હળવે પ્રાણાયામ કરી પ્રાણવાયુને સાધવો જોઇએ. **"દેખાદેખી સાધે જોગ, પડે પિંડ કે વાધે રોગ"** એ વાકયને સમજી કોઈ પ્રાણાયામના અનુભવી યોગી હોય તેની પાસેથી પ્રાણાયામની વિદ્યા શિખવી જોઇએ. પ્રાણાયામની ક્રિયા પુસ્તકમાં વાંચી એટલે પ્રાણાયામ પોતે કરવા બેસી જવું તે યોગ્ય નથી. અવશ્ય ગુરુગમ લેવાની જરૂર છે શરીરમાં ચોરાશી જાતના વાયુઓ છે તે વિફરે છે ત્યારે ભૂતના જેવા લાગે છે, પણ પ્રાણાયામ કરવાથી ચોરાશી જાતના વાયુઓની વિક્રિયા થતી નથી અને તે વશમાં રહે છે.

જેમ જે જે પદાર્થો ખાવામાં આવે છે તેમજ જે જે પદાર્થો પીવામાં આવે છે તેની અસર મન ઉપર થાય છે અને મનની અસર આત્મા ઉપર થાય છે, તેવી જ રીતે પ્રાણાયામની અસર શરીર તથા મન ઉપર થાય છે અને મનની અસર આત્મા ઉપર થાય છે. પ્રાણાયામથી શરીર મન અને આત્મા ઉપર સારી અસર થાય છે. ઔષધની પેઠે પ્રાણાયામ પણ મન અને આત્માની ઉચ્ચ દશામાં મદદ કરનાર બને છે; જ્ઞાનિયોના મનને પ્રાણાયામ જ્ઞાનમાર્ગમાં ઉચ્ચ અસર કરે છે.

જ્યાં સારી હવા હોય ત્યાં પ્રાણાયામ કરવાની આવશ્યકતા છે, એમ અનુભવી યોગિયો જણાવે છે.

### प्राणायामनुं लक्षण.

**प्राणायामो गतिच्छेदः श्वासप्रश्वासयोर्मतः**
**रेचकः पूरकश्चैव कुंमकश्चेति स त्रिधा-१** (શ્રી હેમચંદ્રસૂરિ)
**श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः** (પતંજલિ)

શ્વાસ અને પ્રશ્વાસની ગતિનો વિચ્છેદ કરવો, નિરોધ કરવો, તેની ગતિને રોકવી, તેને પ્રાણાયામ કહે છે. બહારનો વાયુ નસકોરાંવાટે અંદર જાય છે તેને શ્વાસ કહે છે અને અંદરની અશુદ્ધ હવા નસકોરાંવાટે બહાર નીકળે છે તેને પ્રશ્વાસ કહે છે. જે શ્વાસ લેવામાં આવે છે તે ફેફસામાં ચાલ્યો જાય છે અને ત્યાંથી પુનઃ બહાર આવે છે. છાતી અને પેટની વચ્ચે પડદો હોય છે તે શ્વાસ લેવાના સમયમાં સંકોચાઇને નીચે ઉતરે છે. સુવાન તંદુરસ્ત મનુષ્ય એક મિનિટમાં ચૌદથી અઢાર વખત

શ્વાસ લઈ શકે છે. બાળપણમાં આ સંખ્યા વધારે હોય છે. તેમજ માંદા માણસને પણ વધારે હોય છે.

શ્વાસ વખતે બહારનો વાયુ, નાકમાં થઈને ગળાના પાછલા ભાગમાંથી કંઠમાં થઇ ફેફસામા જાય છે. કંઠમાં જે શ્વાસ નળી છે તેની લંબાઈ ચાર ઇંચની હોય છે અને તે કરોડની ગરદનના પાંચમા મણકાથી પીઠના બીજા મણકા સુધી જઈ તેના બે વિભાગ થાય છે. તે દરેક ભાગ એક એક ફેફસાંમાં જાય છે. આ દરેક મોટા ભાગના વિભાગો થઇ ફેફસાંમાં ચારે બાજુએ ફેલાય છે; તેના પણ અનેક ભાગવિભાગ થતાં તેઓ ઘણા સૂક્ષ્મ થાય છે અને તેઓના છેડાના વિભાગોની બાજુએ તેમજ છેડાઓ ઉપર કરોડો સૂક્ષ્મ પરપોટીઓ હોય છે. એ પારદર્શક હોઇ ફેફસાની ઉપર તથા અંદર રહેલી છે, તેનો મહાન્ ઉપયોગ થાય છે. એ પરપોટીઓ ઉપર લોહીમાં કેશવાહિનીઓની જાળ પથરાએલી છે અને તેમાં શરીરનું બગડેલું લોહી ફરે છે. શ્વાસ લીધા પછી બહારની હવા આ પરપોટીઓમાં ભરાઇ રહે છે. તે હવા બગડેલા લોહી સાથે મળી જઇ અશુદ્ધ લોહીને શુદ્ધ કરે છે. આ રીતે શ્વાસ અને પ્રશ્વાસથી શરીરમાં અનેક ફેરફાર થાય છે. અન્ન નળીની મારફતે જે હવા આપણે ગળીએ છીએ તે હોજરી અને આંતરડાંમાંથી પસાર થાય છે અને મળદ્વારવાટે નીકળી જાય છે. જ્યારે હોજરી અને આંતરડાંમાં ખોરાક હોતો નથી ત્યારે થોડી હવા ભરેલી હવા રહે છે તે મુખથી આવતા ઓડકાર અથવા મળદ્વારથી વાયુ છૂટે છે તે દ્વારા બહાર નીકળી જાય છે.

શરીરમાં પાંચ પ્રકારના વાયુ મુખ્યતાએ રહે છે તે નીચે મુજબ.

**શ્લોકઃ**

**हृदि प्राणो गुदेऽपानः समानो नाभिमण्डले ।**
**उदानः कण्ठदेशे स्यात्, व्यानः सर्वशरीरगः ॥ १ ॥**

હૃદયમાં પ્રાણવાયુ રહે છે, ગુદામાં અપાનવાયુ રહે છે, નાભિમંડલમાં સમાનવાયુ રહે છે, કંઠદેશમાં ઉદાનવાયુ રહે છે અને સર્વ શરીરને વ્યાપીને વ્યાન વાયુ રહે છે.

૧ **प्राण**–શ્વાસદ્વારા બહારનો પ્રાણવાયુ હૃદયમાં રહેનાર, સર્વ પ્રકારની લોહીની ચેષ્ટા કરાવનાર, શરીરને લઘુતા આપનાર તે પ્રાણ–આ વાયુ મુખ, નસકોરાં, ડુંટી અને હૃદયમાં વહે છે. શબ્દનો ઉચ્ચાર નિઃશ્વાસ, ઉચ્છ્વાસ અને ખાંસીના કારણરૂપ છે. હૃદયમાં પ્રાણવાયુ મંત્ર યૈંનું ધ્યાન ધરવું. હૃદયનું અનામત ચક્ર છે. તે બાર પાંખડીનું કમળ છે. બાર અક્ષરથી યુક્ત છે. **कं**થી તે ઠંસુધી વર્ણોનું ત્યાં સ્થાપન કરી ધ્યાન ધરવાથી તેની સિદ્ધિ થાય છે. તેનો રંગ લાલ છે. આ ચક્ર સાધવાથી દેવતાઓનાં દર્શન થાય છે. પ્રાણવાયુનો લીલો રંગ છે.

૨ **अपान**–ગુદા, લિંગ કટિ, જંઘા, ઉદર, બે વૃષણ, સાથળ અને ઢીંચણમાં રહેલો જે વાયુ છે તે **अपान** જાણવો–મળમૂત્રને બહિર કાઢવું તથા વીર્યનું વિસર્જન એ તેનું કર્મ છે. **अपानवायु** સાધવાનો મંત્ર पैं છે.

તેની સિદ્ધિથી **અપાનવાયુ** વશ થાય છે ગુદામા અપાન વાયુ છે, **મૂલાધારચક્રનુ** સ્થાન ગુદા છે, એને ચાર પાખડીઓ છે અને લાલ રગ છે ચાર પાખડીઓમા **व श, ष, स** એ ચાર અક્ષરનો જાપ કરવો તેના માધ્યર્થી દેવતા દર્શન આપે છે અપાન વાયુનો રગ કાળો છે

**સમાન**-નાભિમડલમા રહે છે ખાધેલા પીધેલા રસોને સારી રીતે ચલાવી શરીરને પુષ્ટ કરી બધા રસોને તે તે નાડીઓમા વહેચી દે છે, આ વાયુનો મત્ર **वं** છે એ ચક્રની દશ પાખડીઓમા **ड** થી તે **फं** સુધી અક્ષર સ્થાપન કરી તેનો જાપ કરવાથી દેવતાઓ દર્શન આપે છે સમાન વાયુનો વર્ણ ધોળો છે

૪ **ઉદાન**-શરીર નમાવવુ, શરીરને ઊચુ કરવુ ઇત્યાદિ તેના મુખ્ય કૃત્યો છે પરા, પશ્યતિ અને મધ્યમા એ ત્રણ રૂપે આન્તર રહેલી જે વાણી તેને બ્હાર વૈખરીરૂપે સ્પષ્ટ કરનાર એવો આ વાયુ કઠ દેશમા મુખ્યત્વે રહે છે ઉદાનવાયુનો મત્ર **रौं** છે કઠમા વિશુદ્ધ ચક્ર છે તેમા સોળ પાખડીનુ પદ્મ છે અને તે **अ**થી તે **अः** સુધીના અક્ષરસયુક્ત છે તેની સિદ્ધિથી વિદ્યાની વૃદ્ધિ થાય છે આ વાયુનો રગ લાલ છે.

૫ **વ્યાન**-પ્રાણ અપાનને ધારણ કરવામા મદદ કરનાર તે બેનો કુભક કરવો વગેરે કૃત્ય આ વાયુથી થાય છે

આખા શરીરમાં વ્યાપીને રહે છે. આખા શરીરમાં લોહી વગેરેનો સંચાર કરાવનાર તથા સ્પર્શેન્દ્રિયનો સહાયીભૂત આ વાયુ છે. વ્યાનનો **लौं** મંત્ર છે તેથી તે વાયુની સિદ્ધિ થાય છે. વ્યાનનો રંગ પંચરંગી છે; લિંગ ઉપર સ્વાધિષ્ઠાન ચક્ર છે, અને તેની છ પાંખડીમાં **वं भं मं यं रं ल** એ છ અક્ષરનું ધ્યાન ધરવું–આજ્ઞાચક્રનો શ્વેત વર્ણ છે, તેનું સ્થાન ભ્રકુટી છે, તેનો મંત્ર **ह्रं** છે, તેનાથી દેવતાની સિદ્ધિ થાય છે. બ્રહ્મરન્ધ્રમાં સહસ્રદલ ચક્ર છે, તેને કોઇ બ્રહ્મરન્ધ્ર ચક્ર કહે છે, એમાં વર્ણ માત્ર સમાય છે.

**नाग** નામનો વાયુ ત્વચામાં રહે છે. **कूर्म** લોહીમાં રહે છે. **कृकर** માંસમાં રહે છે. **देवदत्त** ચરબીમાં રહે છે અને **घनंजय** હાડકામાં રહે છે. અને તેઓનાં મુખ્ય કર્મો, અનુક્રમે ઓડકાર ખાવો, આંખો મટકાવવી, છીંક ખાવી, આળસ ખાવી અને સોજા ચડવા વગેરે છે.

### दररोज प्राणायामनो अभ्यास.

પ્રથમ નાડિયોની શુદ્ધિ કરવા માટે મલશોધક પ્રાણાયામ કરવાની જરૂર છે, અને તે માટે પ્રાણાયામનો અભ્યાસ કરવો જોઇએ. નિત્ય અભ્યાસ કરવાથી અનુભવ થતો જાય છે અને મન શંકાવગરનું થાય છે. દિવસમાં બે વખત, સવાર અને સંધ્યાએ પ્રાણાયામ કરવાનો મહાવરો પાડવો જોઇએ. સૂર્યના ઉદય અને અસ્ત સમયે સૃષ્ટિમાં સર્વત્ર પ્રાયઃ શાંતતા હોય છે. એ શાંતતાની

અસર આપણા શરીર ઉપર થાય છે. રોજ પ્રાણાયામ કર્યાવિના ભોજન કરવું નહિ; એવો દઢ સંકલ્પ કરવો જોઇએ.

પ્રાણાયામ માટે એક જુદા સ્વતંત્ર હવાવાળા અને બાગવાળા સુંદર સ્થાનની જરૂર છે. પ્રાણાયામ જ્યાં કરવામાં આવતા હોય ત્યાં સાંસારિક ચર્ચા વગેરે કાર્યોનો ત્યાગ કરવો જોઇએ; સ્થાન પવિત્ર રાખવાની જરુર છે. શરીર સ્વચ્છ રાખવું. તેમ તે વખતે મનમાંથી પાપના વિચારો કાઢી નાંખવા, પવિત્ર વિચારોથી સ્થાનને પવિત્ર કરવું કે જેથી ત્યાં દુષ્ટ વિચારો રહે નહિ. ત્યાં જઇ પદ્માસન વા સિદ્ધાસન વગેરે આસન વાળી બેસવું. છાતી, ફેફસાં, પેટ વગેરે ભાગો નાસિકાથી ખેંચી લીધેલી હવાથી પૂરવાં તેને **પૂરક** કહે છે. પૂરેલા પ્રાણવાયુને બહાર કાઢવો તેને **રેચક** કહે છે. બહારથી લીધેલા પ્રાણવાયુને નાક તથા મુખ બંધ રાખી તથા મૂલ, જાલંધર અને ઉડ્ડીયાન એ ત્રણ બંધ કરી ફેફસાંમાં અને ઉદરમાં ગોપી રાખવો તેને કુંભક કહે છે. કુંભકના અનેક ભેદ છે. તેમાંથી કેટલાકનાં નામ જણાવે છે.

૧ **સૂર્યભેદનકુંભક**—નાકનાં બે નસકોરાં છે. બેમાંથી પ્રાણવાયુ વહે છે. જમણીમાંથી સૂર્ય પ્રાણવાયુ વહે છે અને ડાબીમાંથી ચંદ્ર પ્રાણવાયુ વહે છે. બહારના વાયુને જમણી

કુંભક કહે છે. આ પ્રાણાયામ વારંવાર કરવા યોગ્ય છે. એથી મસ્તકની શુદ્ધિ થાય છે, મસ્તકના રોગ તથા કૃમિયો મટે છે, તેથી ચોરાશી જાતના વાયુઓ શમે છે. આ કુંભકનું અનુષ્ઠાન સ્વસ્તિક વા વજ્રાસનથી કરવું.

૨ **उज्जायीकुंभक**–સિદ્ધાસન કરી, મુખ બંધ કરી, સાધારણ શબ્દો બોલતી વખતે જેવી રીતે કંઠથી હૃદય સુધી જાય છે તેવી રીતે અને તે પ્રમાણની ગતિથી બન્ને નસકોરાંથી વાયુને ખેંચી પછી યથાશક્તિ કુંભક કરી ઇડાથી વાયુનો રેચ કરવાથી ઉજ્જાયી કુંભક થાય છે. આ પ્રાણાયામ બેસતાં ઉઠતાં કરવા યોગ્ય છે અને તેથી કફના તથા વાયુના વિકારો શમે છે અને જઠર તથા જલંધર સંબંધી તમામ રોગો નાશ પામે છે, ઉધરસ, સળેખમ અને હૃદયના રોગ ટળે છે અને ધાતુવિકારનો નાશ થાય છે.

૩ **सीत्कारीकुंभक**–બન્ને હોઠમાં જીભને અર્ધગોળાકાર રાખીને તે વાટે બહારના વાયુને સીત્કારપૂર્વક ખેંચીને પછી મુખ બંધ કરવું. પછી યથાશક્તિ કુંભક કરીને બે નાસિકાથી વાયુનું રેચન કરવું તેને સીત્કારી કુંભક કહે છે. આથી કામદેવ સરખો રૂપાળો, યોગી થાય છે. ભૂખ અને તૃષાની પીડા શમે છે, નિદ્રા અને આળસનો નાશ થાય છે, શરીર બળવાન તથા નિરોગી બને છે. સૂચના કે બહારનો વાયુ જીભવડે પૂરતી વખતે સીસી એવો શબ્દ સહેલથી થવો જોઇએ.

૪ શીતલીકુંભક–કાગડાની ચાંચની પેઠે મુખથી જિહવાને જરા બહિર કાઢી બહારના વાયુને અંદર ખેંચી લઈ તેનો નખથી તે શિખા સુધી કુંભક કરવો, પશ્ચાત્ શાતપણે બન્ને નાસિકાથી તેનું રેચન કરવું તેને શીતલીકુંભક કહે છે. ગુલ્ફ, પ્લીહા, તાવ, પિત્તવિકારો અને કોઈપણ પ્રકારના વિષવિકારોનો ઉપદ્રવ–આ કુંભક સિદ્ધ કર્યા પછી થતો નથી.

૫ ભસ્ત્રિકાકુંભક–પદ્માસન વા વીરાસન વાળી, કંઠ અને પેટ સીધાં રાખી તેમજ મુખ બંધ રાખી જેવી રીતે લુહાર પોતાની ધમણ ચલાવે છે, તેવી રીતે શરીરમાં રહેલા વાયુને પુનઃ પુનઃ ચલાયમાન કરવો. તે એવી રીતથી કે કંઠ, ઉદર અને કપાલપર્યંત, ડાબા નસકોરાથી વાયુ ભરીને જમણી નાસિકાથી તુર્ત રેચક કરીને ફરી તુર્ત ડાબી નાસિકાથી પૂરક કરવો અને જમણી નાસિકાથી રેચક કરવો, એમ વારંવાર રેચકપૂરક કરવો. થાક લાગે ત્યારે જમણી નાસિકાથી કુંભક કરી પછી યથાશકિત કુંભક કરી ડાબી નાસિકાથી વાયુનું રેચક કરવું, તેને ભસ્ત્રિકા-કુંભક કહે છે. સર્વ કુંભકોમાં આ કુંભક ઉત્તમ છે, માટે તે કરવો જોઇએ એમ ખાસ યોગિયો ભલામણ કરે છે. તેના અભ્યાસથી ત્રિદોષનો નાશ થાય છે, સુષુમ્ણાનું ભેદન કરવામાં આ કુંભક સારી મદદ કરે છે.

૬ ભ્રામરીકુંભક–ડાબી નાસિકાથી ભ્રમરગુંજારવની પેઠે ધ્વનિ

થાય તેમ વાયુને ખેંચવો. પશ્ચાત્ શક્તિપ્રમાણે કુંભક કરવો, ભ્રમરગુંજારવની પેઠે જમણી નાસિકાથી રેચક કરવો તેને ભ્રામરીકુંભક કહે છે. આ કુંભકની સિદ્ધિથી ચિત્ત સ્થિર થાય છે, અંતઃકરણમાં આનંદ છવાય છે.

૭ **मूर्च्छाकुंभक**-જમણી નાસિકાથી પૂરક કરી તે જ વખતે છેલ્લે જાલંધરબંધને કંઠમાં મજબૂતપણે સ્થાપી પછી યથાશક્તિ કુંભક કરી પછી પ્રાણવાયુનો બન્ને નસકોરાંથી હળવે હળવે રેચક કરવો, તેને મૂર્છાકુંભક કહે છે.

કેટલાક મહાત્માઓ ઉપર પ્રમાણે પૂરક કરી જાલંધર બંધ કર્યા પછી બન્ને હાથના બન્ને અંગુઠાથી બન્ને કાન અને બન્ને હાથની બીજી આંગળીયોથી નાક અને બાકીની આંગળીઓથી મુખ બંધ કરી યથાશક્તિ કુંભક કરે છે. પશ્ચાત્ જમણી નાસિકાથી વાયુનું રેચન કરે છે. આને કોઈ ષણ્મુખીમુદ્રા કહે છે.

૮ **प्लाविनीकुंभक**-પદ્માસન વાળી અને છાતીને બહાર કાઢી માથા ભણી બન્ને હાથ લાંબા કરી બન્ને હાથના અંગુઠાના આંકડા એક બીજાને મજબૂત ભીડી બહારના વાયુને ખેંચી પેટ પૂર્ણ ભરાય એવી રીતે ભરવો. આ કુંભક સાધવાથી અગાધ જલમાં સુખે તરી શકાય છે. લેખકે પ્લાવિનીકુંભકથી બે ત્રણ માણસોને જલમાં તરતા દેખ્યા છે.

**मलशोधकप्राणायाम**—ઇડાથી ( ડાબી નાસિકાથી ) પૂરક કરી પ્રાણવાયુને ઉદરમાં પૂરવો, નિયમિત સમય સુધી કુંભક

કરી તે વાયુને પિંગલાથી હળવે હળવે બહાર કાઢવો. પિંગલાથી પૂરીને કુંભક કરી ઇડાથી વાયુને બહાર કાઢવો. આ પ્રમાણે વારંવાર પ્રતિદિન ત્રણ માસ પર્યંત અભ્યાસ કરવાથી મળની શુદ્ધિ થાય છે. સૂચના કે મંદ મંદ વાયુનું રેચન કરવું. બહુ ઉતાવળથી શ્વાસ મૂકવાથી બળ ક્ષય પામે છે. જે નાસિકાથી પૂરક કર્યો હોય તે નાસિકાથી રેચક કરવો નહિ. જે નાસિકાથી રેચક કર્યો હોય તે નાસિકાથી પૂરક કરી શકાય.

બાહ્યવૃત્તિ પ્રાણાયામને રેચક કહે છે. આભ્યન્તરવૃત્તિ પ્રાણાયામને પૂરક કહે છે અને આભ્યંતરસ્થિરવૃત્તિ પ્રાણાયામને કુંભક કહે છે.

**केवलकुंभकप्राणायाम**—શરીરમા રહેલો વાયુ આકાશની પેઠે સ્થિર રહે, મુખ અને નાસિકાનાં બે નસકોરાં ખુલ્લાં હોય તો પણ શ્વાસ અને પ્રશ્વાસની ગતિ બિલકુલ હોય નહિ, તેને કેવલકુંભકપ્રાણાયામ કહે છે. આ પ્રાણાયામ સાધ્ય થતાં સુધી **सहितकुंभकनो** અભ્યાસ રાખવો.

**सहितकुंभकप्राणायाम**—બહારથી ખેંચી લીધેલા વાયુને નાક તથા મુખ બંધ રાખી ફેફસાં તથા પેટમાં ગોંધી રાખવો અને એજ પ્રમાણે શ્વાસથી પવન ખેંચી તુર્ત પ્રશ્વાસદ્વારા રેચક કરવો. પુનઃ પુનઃ મુખને બંધ કરી વાયુને બહારજ મૂકી રાખવો; એ બે પ્રકારસહિતને **सहितकुंभकप्राणायाम** કહે છે. તેમાંના પ્રથમ પ્રકારને **पूरकसहितकुंभक** કહે છે, અને બીજા પ્રકારને **रेचकसहितकुंभक** કહે છે.

नित्यप्राणायाम—પૂરકથી કુંભક ચોગણો કરવો અને પૂરકથી રેચક બમણો કરવો. સમજો કે ચાર ગણતાં સુધી પૂરક કર્યો હોય તો કુંભક સોળ સુધી કરવો અને રેચક આઠ સુધી કરવો. ડાબી નાસિકાથી વાયુનો પૂરક કરી જમણી નાસિકાથી રેચક કરવો. ૪–૧૬–૮ એમ વધતાં વધતાં ૨૦–૮૦–૪૦ તેમ જ ૫૦–૧૨૦–૧૦૦ સુધી વધવું. પૂરક, કુંભક અને રેચકમાં ૐકારનું ચિંતન કરવું. દરરોજ ચાર વખત પ્રાણાયામ કરવા. એકી વખતે એંશી પ્રાણાયામ કરવા, આમ દરરોજ ત્રણચાર માસ સુધી પ્રાણાયામ કરવાથી નાડીયોની શુદ્ધિ થાય છે.

૧ ઉદરમાંથી ઘણા પ્રયત્નપૂર્વક વાયુને નાસિકામાંથી બહાર કાઢવો તેને **रेचकप्राणायाम** કહે છે.

૨ બહારથી નાસિકાદ્વારા વાયુને ખેંચીને ગુદાદ્વારપર્યંત પૂરવો, નાભિકમલમાં સ્થિર કરવો, તેને કુંભક કહે છે.

૩–૪ એક સ્થાનથી સ્થાનાંતરમાં વાયુને લઇ જવો, તેને **प्रत्याहार** કહે છે. અને તાળવું, નાસિકા તથા મુખદ્વારથી વાયુનો નિરોધ કરવો તેને **शान्त** કહે છે. શાંત અને કુંભકમાં એટલો જ ફેર છે કે કુંભકમાં, નાભિકમળમાં વાયુને રોકવામાં આવે છે અને શાંતમાં તેવો નિયમ પણ નથી. નીકળવાનાં સ્થાનોથી વાયુને રોકવો તેવો સામાન્ય નિયમ છે.

૫–૬ બહારના વાયુનું પાન કરી ઊંચે ખેંચી હૃદયાદિકમાં ધારવો તેને ઉત્તર પ્રાણાયામ કહે છે. અને તેથી અવળી

રીતે નાભિ આદિ નીચા પ્રદેશમાં વાયુને ધારી રાખવો તેને **અધરપ્રાણાયામ** કહે છે.

૭ નાસિકાદ્વારા વાયુને ખેંચી અંદર પૂરવો તેને **પૂરકપ્રાણાયામ** કહે છે.

રેચકપ્રાણાયામથી ઉદરની વ્યાધિ અને કફનો નાશ થાય છે, પૂરક પ્રાણાયામના યોગે શરીરની પુષ્ટિ થાય છે, તથા અનેક રોગોની શાંતિ થાય છે.

કુંભકપ્રાણાયામ કરવાથી હૃદયકમલ વિકસ્વર થાય છે, અંદરની ગાઠ ભેદાય છે, શરીરમાં બળની વૃદ્ધિ થાય છે, ચિત્તની સ્થિરતા થાય છે, હૃદયના રોગો શમે છે. પ્રત્યાહાર પ્રાણાયામથી સન્નિપાતની શાંતિ થાય છે. ઉત્તર અને અધર-પ્રાણાયામની સેવાથી કુંભકની સ્થિરતા થાય છે.

ઇડા અને પિંગલાના પ્રાણવાયુમાં પિંગલાનો પ્રાણવાયુ પ્રબલ છે અને ઇડાનો પ્રાણવાયુ નિર્બલ છે. ઇડા નાડીનો પ્રાણવાયુ પ્રવાહ, મગજ અને કરોડ રજ્જુરૂપી વિદ્યુત્ ઉત્પન્ન કરનાર યંત્રસ્થાનની ડાબી તરફથી જાય છે અને પિંગલાનો પ્રાણવાયુ તેની જમણી તરફથી જાય છે, તે બન્ને પ્રવાહો બ્રહ્મગ્રન્થિમા એકઠા મળે છે. જ્યારે કેવલ કુંભક કરવામા આવે છે ત્યારે બ્રહ્મગ્રન્થિમાંની ઉષ્ણતા વધવા માંડે છે અને તેના ધક્કા આધારચક્રમાં રહેલી કુંડલિની શક્તિ ઉપર પડે છે, તેથી કુંડલિની નાડી સર્પાકારે હોય છે તોપણ સિદ્ધ થઈ જાય

છે અને પ્રાણ સીધો જ સુષુમ્ણાદ્વારમાં પેસી પ્રત્યેક ચક્રોને ભેદતો ભેદતો બ્રહ્મરન્ધ્ર સુધી જાય છે. ત્યારે મનોવૃત્તિ શાંત થવાથી અનેક ભવની વાસનાઓના સંસ્કારોની નષ્ટતા થાય છે, અને વિવેકબુદ્ધિ કે જેને અન્ય લોકો વિવેકખ્યાતિ કહે છે તે ઉત્પન્ન થાય છે. બ્રહ્મરન્ધ્રમાં પ્રાણ જાય તે માટે સહિતકુંભક અને કેવલકુંભક પ્રાણાયામની અત્યંત આવશ્યક્તા છે. મેરુદંડમાં જ્યારે પ્રાણવાયુનો પ્રવેશ થાય છે ત્યારે તે ઉપર ચઢે છે એવો અનુભવ થાય છે; તે વખતે આનંદની છાયાની ઝાંખીનો અનુભવ આવે છે. પૂરક વખતે મૂળબંધ કરવો જોઇએ, અને તે વખતે સર્વ ગુણોને પ્રગટ કરૂં છું એવો વિચાર કરવો. કુંભક વખતે સર્વ ગુણોને સ્થિર કરૂં છું એવો દૃઢ સંકલ્પ કરવો. રેચક વખતે દુર્ગુણોને કાઢી નાખું છું એવો વિચાર કરવો. કુંભક વખતે જાલંધર બંધ કરવો અને રેચક વખતે ઉડ્ડીયાન બંધ કરવો. ૩૬ છત્રીશ માત્રાવાળા પ્રાણાયામને ઉત્તમ કહેવામાં આવે છે માટે કનિષ્ઠ પ્રાણાયામથી ઉત્તમ પ્રાણાયામ સુધી ચઢવું. ઉત્તમ પ્રાણાયામની સિદ્ધિથી પ્રત્યાહારમાં પ્રવેશ કરી શકાય છે. જઘન્યપ્રાણાયામમાં પરસેવો વળે છે પણ તે પરસેવો લુંછવો નહિ કિંતુ શરીર પર મસળી દેવો. મધ્યમ પ્રાણાયામમાં કંપારી છૂટે છે, ઉત્તમ પ્રાણાયામમાં ચિત્ત થાકી જાય છે. પ્રત્યેક પ્રાણાયામ લોમ વિલોમ ગતિથી, પ્રાતઃકાળે, મધ્યાન્હે, સાયંકાળે અને મધ્યરાત્રીમાં એંશી એંશી કરવા, એમ સંપૂર્ણ દીવસમાં ૩૨૦ ત્રણસો ને વીશ પ્રાણાયામો જરૂર કરવા જોઇએ. કેટલાક યોગિઓ પૂરક, રેચક અને કુંભક

વખતે **अर्हंमंत्र**નું સ્મરણ કરે છે. પાંચ ઘડી સુધી પ્રાણાયામથી સ્થિરતાને **धारणा** કહે છે, એક દીવસ સુધી ટકી રહે ત્યારે તે **ध्यान** કહેવાય છે, બાર દીવસ સુધી ટકી રહે ત્યારે તે **समाधि** કહેવાય છે, એમ કેટલાક અન્ય દર્શનવાળા યોગિઓને સિદ્ધાંત છે.

પ્રાણુની પ્રવેશ વખતે સ્વાભાવિક ગતિ બાર આંગળની હોય છે. એ બાર આંગળમાંથી એક આંગળની ગતિ ઓછી કરવામાં આવે તો નિષ્કામપણું પ્રાપ્ત થાય છે, બે આંગળ ન્યૂન થવાથી આનંદનો આવિર્ભાવ થાય છે, ત્રણ આંગળ ન્યૂન થવાથી કવિત્વશક્તિ પ્રાપ્ત થાય છે, ચાર આંગળ ન્યૂન થવાથી **वचनसिद्धि** પ્રાપ્ત થાય છે, પાંચ આંગળ ન્યૂન થવાથી **दूरदृष्टित्व** પ્રાપ્ત થાય છે, છ આંગળ ન્યૂન થવાથી આકાશગમનની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, સાત આગળ ન્યૂન થવાથી પ્રચંડ વેગ પ્રાપ્ત થાય છે, અષ્ટ આંગુલ ન્યૂન થવાથી સિદ્ધિયોગ પ્રાપ્ત થાય છે. નવ આંગુલ ન્યૂન થવાથી નવનિધિ પ્રાપ્ત થાય છે, દશ આંગુલ ન્યૂન થવાથી અનેક રૂપો લેવાની શકિત પ્રગટે છે. અગીયાર આંગુલ ઓછી થવાથી છાયાનો નાશ થાય છે. અને બાર આંગુલ ઓછી થવાથી પરમાત્મપદ પ્રાપ્ત થાય છે. તે સંબંધમાં કેટલાક યોગિયો નાસિકાથી બ્રહ્મરન્ધ્ર સુધી એકથી તે બાર આંગળ વાયુની ન્યૂનતા ગણે છે. **तत्त्वं ज्ञानिगम्यं.**

સર્વ પ્રાણાયામોમાં કેવલ કુંભક પ્રાણાયામની વિશેષતઃ શ્રેષ્ઠતા પ્રતિપાદન કરી છે. ત્રિપુટીમાં ચક્ષુ મીંચીને લક્ષ્ય લગાવી

કેવલ કુંભક કરવાથી રજોગુણ અને તમોગુણને નાશ થાય છે. શવાસનથી કેવલ કુભક પ્રાણાયામ કરતા ચિત્તની સ્થિરતા વ્હેલી થાય છે આખો મીંચી સ્વાધિષ્ઠાનચક્રમા લક્ષ્ય ગખી કેવલ કુભક પ્રાણાયામ કરતા કામની વાસનાઓ શમી જાય છે અને કુડલીનુ ઉત્થાન સહેજે થાય છે

### વિપરીત કરણી આસને પ્રાણાયામ કરવાથી નાદ શ્રવણ થાય છે.

વિપરીત કરણી આસને ચાર ચાર વખતે એશી એશી પ્રાણાયામો ત્રણ બધપૂર્વક કરવાથી સાત દીવસમા નાદ શ્રવણ થાય છે પણ તેમા સૂચના કે પ્રથમથી જેને પ્રાણાયામને અભ્યાસ હોય તેને માટે આ કથન છે વિપરીત કરણી આસને કેવલ કુભકના ઉત્તમ પ્રાણ કરવાથી ત્રણ દિવસમા નાદ શ્રવણની શરૂઆત થાય છે બીજી રીતથી નાદશ્રવણ કરવાનુ આસન બતાવે છે પ્રથમ વૃક્ષાસન પાચ મિનિટ ટકે ત્યાસુધીનો અભ્યાસ કરવો વૃક્ષાસન આસને રેચક, પૂરક અને કુભક પ્રાણાયામ કરવા ત્રણ દિવસ સુધી ચાર ચાર વખત એશી એશી પ્રાણાયામ કરવાથી નાદશ્રવણ થાય છે અથવા વૃક્ષાસન વડે કેવલ કુભક પ્રાણાયામ દરરોજ ચાર વખત વીશ વીશ કરવા એમ ત્રણ દિવસ સખત પ્રાણાયામ કરવાથી એકદમ નાદશ્રવણ થયા કરે છે વારવાર નાદશ્રવણ સભળાય છે એવો લેખકનો સ્વાનુભવ છે

આ બે આસનની રીત બતાવી તે પ્રમાણે કેવલકુભક

---

૧૫ ટાપટીપવાળા કરતાં અનૂકુળ અને શોભતા પોશાક પહેરો.

આદિ પ્રાણાયામ અભ્યાસ કરતાં લેખકનેત્રણ દિવસમાં નાદશ્રવણ થયું હતું. ઘણા અભ્યાસીઓને એ પ્રમાણે લેખકે ત્રણ દિવસમાં પ્રાણાયામથી નાદ શ્રવણ કરાવ્યું છે અને ભવિષ્યમાં કરાવશે. પ્રાણાયામ કરનારે ખારૂં ખાટું અને તીખું ખાવું ન જોઇએ, પ્રાણાયામ કરતી વખતે હસવું તથા બોલવું નહિ, પ્રાણાયામના સાધકે નિયમિત આહાર કરવો જોઇએ. નિયમિત વખતે શયન કરવું, નિયમિત બોલવું, નિયમિત ચાલવું. પ્રાણાયામ કરનારે બ્રહ્મચર્ય પાળવું જોઇએ. યોગના પુસ્તકોનું મનન કરવું અને ઉપાધિનાં સ્થાનકો તથા મનુષ્ય પરિચયથી દૂર રહેવું.

સુષુમ્ણા ભેદક આસને એક એક વખતે એંશી એંશી પ્રાણાયામ કરવાથી સાત દિવસમાં નાદ શ્રવણ થાય છે, લેખકનો એ બાબતનો અનુભવ છે. આ આસનનું જ્ઞાન ગુરુગમથી કરવું, યોગીલોક યોગ્યતા વગર આસન બતાવતા નથી ગુરૂની મહા કૃપા થાય તો તેઓ આ આસન બતાવે છે. સુષુમ્ણા ભેદક આસને એક માસ કેવલ કુંભક પ્રાણાયામ કરવાથી કુંડલીનું ઉત્થાન થાય છે પણ યાદ રાખવું કે પહેલાં પૂરક, કુંભક અને રેચક પ્રાણાયામ સિદ્ધ કર્યા હોય તેણે આ આસનથી કેવલ કુંભક પ્રાણાયામ કરવા. આ આસને કેવલ કુંભક પ્રાણાયામ કરતાં મૂલાધાર ચક્રમાં લક્ષ્ય રાખવું અને ઉડ્ડીયાન બંધ ધારણ કરવો, બાધા પહેલાં ઉડ્ડીયાન બંધ કરવો. નાભિકમલ પાસે કુંડલી સાડા ત્રણ આંટાવાળી પડેલી છે તેના ઉપર ઉડ્ડીયાન બંધપુર્વક કેવલ કુંભક પ્રાણાયામથી-આઘાત પડે છે તેથી તેનું

ઉત્થાન થતા પ્રાણવાયુ મેરૂદંડમા પ્રવેશ કરી બ્રહ્મરન્ધ્રમા સ્થિર થાય છે અને તેથી સમાધિ દશા પ્રાપ્ત થાય છે.

છાતીના દર્દવાળા કેવલ કુભક પ્રાણાયામ કરવા, પ્રાણ વાયુને ફેફ્સામા ભરી તેનું રેચક કરવાથી પણ ફેફસાનું પોષણ થાય છે, ક્ષયરોગ જેવા મહાભયકર વ્યાધિયો પણ પ્રાણાયામથી ટળી જાય છે.

જેનું માથું બહુ દુખતું હોય તેણે સૂર્ય નાડીથી પૂરક કરી કુભક કરવો અને ડાબી નાસિકાથી રેચક કરવો. વારંવાર એમ દસ દીવસ કરવાથી મસ્તકના સ્નાયુઓની શુદ્ધિ થશે અને જ્ઞાનતતુઓને ઉત્તેજન મળશે. વાયુવિકૃતિ ટળી જશે, પ્રાણાયામ કરનારે ત્રાટકની સિદ્ધિ કરવી.

### ત્રાટક.

ત્રાટક બાહ્ય અને અન્તર એ બે પ્રકારનો છે બાહ્ય કોઇ વસ્તુમા એક સ્થિર દૃષ્ટિથી જોઇ રહેવું, આખના પલકારા થાય નહિ; પણ આખમાં પાણી આવે એટલે થાક ખાવો, પુન ત્રાટકનો અભ્યાસ શરૂ કરવો, ત્રાટક કાળી વસ્તુ ઉપર કરવાથી આખોને કોઇ જાતની ઇજા થતી નથી કેવલ કુંભક પ્રાણાયામ કરતી વખતે ત્રાટકનો અભ્યાસ વિશેષ ઉપયોગી છે પ્રથમ પાચ મીનીટ, પછી દશ, પન્નર, વીશ, પચ્ચીશ, ત્રીશ, પાત્રીશ, ચાલીશ, પિસ્તાલીશ, પચ્ચાશ, પંચાવન અને સાઠ મિનિટ આદિ એવં ત્રાટકનો અભ્યાસ અવિચ્છિન્નપણે વધારતા જવું.

કેવલ કુંભકપ્રાણાયામ કરતી વખતે પણ આ પ્રમાણે અભ્યાસની શરૂઆત અને તેટલી સ્થિતિમાં કરવી. પ્રાણાયામ વિના પણ ત્રાટકનો અભ્યાસ વધારવો. કોઇ કાળા રંગના પુષ્પ ઉપર ત્રાટક કરવો, વા કોઇ ઉપર ૐકાર લખી આંખના સમાન પ્રદેશે સ્થાપી કલાક વા અર્ધા કલાક સુધી અભ્યાસ કરવો. કોઇ ઇષ્ટદેવની પ્રતિમા વા સદ્ગુરુની છબી ઉપર પણ કલાક વા અર્ધા કલાક પર્યંત ત્રાટકનો અભ્યાસ કરવો. પશ્ચાત્ નાસિકાના અગ્રભાગ ઉપર એક કલાક પર્યંત ત્રાટકનો અભ્યાસ કરવો. ૐકાર પર પ્રથમ ત્રાટક કરીને નાસિકા ઉપર દૃષ્ટિ સ્થાપન કરતાં ૐકાર પણ નાસિકા ઉપર દેખાય, તેમ થાય ત્યારે સમજવું કે હવે ત્રાટકની સિદ્ધિ થઇ. ત્રાટક કરતી વખતે મનમાં કોઇ પણ જાતના વિચાર કરવા નહીં. જે જે વિચારો આવે તેને દૂર કરવા, આંખને કોઇ પણ જાતની ગરમી ન લાગે તેની સાવચેતી રાખવી. નાસિકાના અગ્રભાગ ઉપર કેવલકુંભક પ્રાણાયામપૂર્વક અભ્યાસ કરવો. કેવલકુંભક વિના પણ જ્યારે એક કલાક પર્યંત નાસિકાના અગ્રભાગ ઉપર ત્રાટક રહે ત્યારે ત્રિપુટીમાં ત્રાટક કરવો. ત્યાં એક કલાક ત્રાટક રહે ત્યારે આંખોની નસોમાં જે પ્રાણવાયુ છે તેની શુદ્ધિ થાય છે અને ત્રિપુટીમાં ત્રાટક કરતાં ચક્ષુની નસોની નબળાઈ નાશ પામે છે. ચક્ષુની શક્તિ વધે છે અને ચક્ષુના રોગ નાશ પામે છે. ત્રિપુટીમાં કેવલ-કુંભક પ્રાણાયામ કરવાથી મનની શાંત દશા થાય છે અને વિકલ્પસંકલ્પ ક્ષય પામે છે. ત્રિપુટીમાં એક કલાક પર્યંત કેવલ-

ભકપ્રાણાયામપૂર્વક ત્રાટક થવાથી ઇષ્ટદેવોનાં દર્શન થાય છે મજ તન્દ્રાવસ્થામાં પણ ઇષ્ટદેવનાં અને યોગિયોનાં દર્શન થાય છે.

## પ્રાણાયામથી રોગને હરવા જોઈએ.

શરીરના કોઈ પણ દેશમાં પાંચ વાયુમાંનો કોઈ પણ વાયુ છે. જે સ્થાનમાં રોગ થયો તે રોગનો વિનાશ કરવા પ્રથમ કરી તે સ્થાનમાં લક્ષ્ય રાખી ત્યાં કુંભક કરવો, અને માં એવો દૃઢ સંકલ્પ કરવો કે અમુક રોગનો નાશ થાઓ. મ દૃઢ સંકલ્પપૂર્વક વારંવાર પૂરક, કુંભક અને રેચક તે ાણે કરવાથી ત્યાં થએલો રોગ અમુક વખતમાં દૂર થઈ જાય . અથવા પાંચ પ્રકારના વાયુમાંના સ્થાનમાંથી અમુક વાયુ જ્યાં રહેતો હોય ત્યાં તે વાયુનો બીજમંત્ર પૂરક, કુંભકપૂર્વક ણવો. પણ સૂચના કે પ્રથમ રોગનો નાશ કરવા સંકલ્પ પછી આ પ્રમાણે વાયુ બીજમંત્ર ગણવો. આમ કર- ી રોગનો અમુક વખતમાં નાશ થાય છે. પાંચ પ્રકારના યુ વશ કરવા માટે પાંચ પ્રકારના વાયુની ધારણા કરવી જોઈએ.

## ધારણાનું સ્વરૂપ.

સિદ્ધાસન વા પદ્માસન બેસી હળવે હળવે વાયુને બહાર કાઢી નાસિકાના ડાબા છિદ્રથી પ્રાણવાયુને અંદર ખેંચી પાદના અંગુઠ સુધી પહોંચે ત્યાંસુધી પૂરવો, પશ્ચાત્ આદ્યમાં પગના અંગુઠ પર મનને રોકવું. જ્યાં મન ત્યાં વાયુ એ ન્યાયથી અંગુઠ પર મન રોકતાં વાયુ પણ ત્યાં રોકાય છે. પશ્ચાત અનુ-

ક્રમે પગનાં તળીયાં ઉપર મનને રોકવું, પશ્ચાત્ પાનીમાં મનને રોકવું, પશ્ચાત્ ગુલ્ફમાં મનને સ્થાપવું, પશ્ચાત્ જંઘામાં મનને રૂંધવું, પશ્ચાત્ જાનુમાં મનને રૂંધવું, પશ્ચાત્ સાથળમાં મનને રોકવું, પશ્ચાત ગુદામાં મનને ધારી રાખવું. પશ્ચાત્ લિંગમાં મનને ધારી રાખવું, પશ્ચાત્ નાભિમાં મનને રૂંધવું, પશ્ચાત્ ઉદરમાં મનને સ્થાપવું, પશ્ચાત્ હૃદયમાં મનનું સ્થાપન કરવું, પશ્ચાત્ કંઠમા મનનું સ્થાપન કરવું, પશ્ચાત્ જિવ્હા પર મનને રોકી રાખવું, પશ્ચાત્ તાલુમાં મનને સ્થાપન કરવું, પશ્ચાત્ નાસિકાના અગ્રભાગ પર મનને રોકી રાખવું, પશ્ચાત્ બે નેત્રમાં મનને ધારવું, પશ્ચાત્ ભ્રૂકુટિમાં મનને ધારી રાખવું, પશ્ચાત્ કપાલમાં મનને ધારી રાખવું, પશ્ચાત્ મસ્તકમાં મનને ગોંધી રાખવું, અનુક્રમે એક સ્થાન પછી એક, એમ આગળ વધતાં વધતાં ઠેઠ મનની સાથે બ્રહ્મરન્ધ્રપર્યંત પ્રાણવાયુને લેઈ જવો. પશ્ચાત્ બ્રહ્મરન્ધ્રથી ક્રમે ક્રમે તે તે સ્થાનોમાં મનને રોકી રાખી ઠેઠ પગનાં અંગુષ્ઠ સુધી આવવું, પશ્ચાત્ ત્યાંથી મનને નાભિકમલમાં લઈ જઈ વાયુનો રેચક કરવો.

## વાયુની ધારણાનું ફળ.

પગના અંગુષ્ઠમાં, જંઘામાં, ઘુંટણમાં, સાથળમાં, ગુદામાં અને લિંગમાં અનુક્રમે વાયુની ધારણા કરવાની ઉતાવળી ગતિ અને બળની પ્રાપ્તિ થાય છે; નાભિમાં વાયુની અમુક વખત સુધી ધારણા કરવાથી અનેક પ્રકારના જ્વર ઉતરી જાય છે. જઠરમાં વાયુની ધારણા ધારવાથી મળ સાફ ઉતરવાથી શરીરની

શુદ્ધિ થાય છે. હૃદયકમલમાં વાયુની ધારણા ધારવાથી પ્રતિદિન વિદ્યાની વૃદ્ધિ થતી જાય છે. કૂર્મનાડીમાં ધારણા ધારવાથી વૃદ્ધત્વ તથા અનેક રોગોનો નાશ થાય છે. વૃદ્ધાવસ્થામાં પણ યુવાનની પેઠે કાર્ય કરી શકાય છે. કંઠમાં વાયુને ધારણ કરવાથી ક્ષુધા અને તૃષા લાગતી નથી-ક્ષુધા તૃષા ઉપશમે છે. જિહ્વાના અગ્રભાગ ઉપર વાયુની ધારણા કરવાથી સર્વ પ્રકારનાં રસનું જ્ઞાન થાય છે. નાસિકાના અગ્રભાગ ઉપર મનપૂર્વક વાયુને રોકવાથી ગંધનું જ્ઞાન થાય છે. ચક્ષુમાં મનપૂર્વક વાયુની ધારણા ધરવાથી અનેક પ્રકારના રૂપોનું જ્ઞાન થાય છે. કપાલમાં ધારણા ધરવાથી કપાલના રોગનો નાશ થાય છે અને ક્રોધની શાંતિ થાય છે. જેઓને ઘણો ક્રોધ થતો હોય તેઓએ કપાલમાં મનને રોકી રાખવું. આમ ઘણો અભ્યાસ કરવાથી ઘણો ક્રોધનો જુસ્સો પ્રગટતો બંધ થઇ જશે. બ્રહ્મરન્ધ્રમાં મનપૂર્વક વાયુને ધારણ કરવાથી મહાત્મા પુરૂષોનાં દર્શન થાય છે. પૂર્વોક્ત સ્થાનમાં સંયમ કરવાથી પણ તેવા પ્રકારની શક્તિયો પ્રગટે છે.

## હૃદયમાં મનને રોકવાથી થતું ફળ.

વાયુની સાથે હળવે હળવે મનને ખેંચીને હૃદયકમલમાં મનનો પ્રવેશ કરાવવો; મનનો ત્યાં પ્રવેશ થયા બાદ તેને રોકી રાખવું; હૃદયમાં મનને રૂંધવાથી અવિદ્યા( અજ્ઞાન )નો નાશ થાય છે, તેમજ પાંચ ઇન્દ્રિયોના વિષયોની ઈચ્છા વિરામ પામે છે, તેમજ અનેક પ્રકારના વિકલ્પોનો વિરામ થાય છે અને અન્તરમાં જ્ઞાન પ્રગટી નીકળે છે. તેમજ વાયુની ક્યા મંડલમાં

ગતિ છે, કયા તત્ત્વમાં સંક્રમ એટલે પ્રવેશ થાય છે, કયાં ગમન કરી વિશ્રામ પામે છે અને હાલ કઈ નાડી ચાલે છે; ઇત્યાદિ સર્વ બાબતો હૃદયમાં મન સ્થિર કરવાથી જાણી શકાય છે.

## ચાર પ્રકારનાં મંડલો.

પાર્થિવ, વારૂણ, વાયવ્ય અને આગ્નેય, આ ચાર મંડલો નાસિકાના નસકોરાંમાં કહ્યાં છે.

૧ પૃથિવીના બીજથી પરિપૂર્ણ, વજ્રના લાંછનથી યુક્ત, ચાર ખુણાવાળું અને તપાવેલા સુવર્ણસમાન પાર્થિવ મંડલ છે. પાર્થિવ બીજ અ અક્ષર છે. કેટલાક યોગિયો તેને પાર્થિવ બીજ કહે છે. શ્રીહેમચંદ્રાચાર્યજીએ ક્ષને પાર્થિવ બીજ માન્યું છે.

૨ અષ્ટમીના ચંદ્રસમાન આકારવાળું, વારૂણઅક્ષર વ કારથી લાંછિત, ચંદ્રસમ શ્વેત, અમૃત ઝરવાથી વ્યાપ્ત થએલું એવું વારૂણ મંડલ છે.

૩ તૈલાદિકથી મિશ્રિત કરેલા અંજન સમાન ગાઢ શ્યામ કાંતિવાળું ગોલાકારવાળું, બિંદુનાં ચિહ્નોથી વ્યાપ્ત, દુર્લક્ષ્ય પવન બીજ યકારથી આચ્છાદિત ચંચળ વાયુમંડલ જાણવું.

૪ ઊંચી જ્વાલાથી વ્યાપ્ત, ભયંકર, ત્રણ ખૂણાવાળું, સ્વસ્તિક લાંછનવાળું, અગ્નિના કણિયાસમાન પીતવર્ણી, અને અગ્નિ બીજ રેફ સહિત આગ્નેય મંડલ જાણવું.

અત્યંતાભ્યાસના અનુભવથી યોગી આ ચાર મંડલને જાણી શકે છે. આ ચારે મંડલમાં વહેતો વાયુ અનુક્રમે ચાર પ્રકારનો જાણવો. પુરંદર વાયુનો વર્ણ પીલો છે, સ્પર્શ કંઈક શીત અને ઉષ્ણતાયુક્ત છે અને તે નાસિકાના વિવરને પૂરી, શનૈઃ શનૈઃ અષ્ટાંગુલ પ્રમાણ બહાર વહન થાય છે.

શ્વેતવર્ણવાળા શીતસ્પર્શયુક્ત અને નીચી દિશાએ બાર આંગુલ પ્રમાણે ઉતાવળથી વહન થતા વાયુને વરૂણવાયુ કહે છે. પવન સંજ્ઞક વાયુ કંઈક ઉષ્ણ અને કંઈક ઠંડો છે. તેનો વર્ણ કાળો છે અને અહર્નિશ છ આંગુલ પ્રમાણે તિર્છો વહે છે.

બાલસૂર્ય સદશ રક્તવર્ણ અતિ ઉષ્ણ સ્પર્શવાળો અને વંટોળીયાની પેઠે ઊર્ધ્વ ચાર અંગુલ વહે તે दहनसंज्ञक वायु જાણવો.

### वायु वहेती वखते कार्यो

પુરંદર વાયુ વહેતાં સ્તંભનાદિ કાર્ય કરવાં, સારાં કાર્ય વરૂણ વાયુમાં કરવાં, મલિન અને ચંચળ કાર્યો પવન વાયુમાં કરાય છે અને વશીકરણાદિ કાર્યો વહ્નિ સંજ્ઞક વાયુ ચાલતી વખતે કરાય છે.

### वहेता वायुमां प्रश्न फल.

પુરંદર વાયુ વહેતી વખતે સ્થિર કાર્યના પ્રશ્નોથી મનોવાંછિત ફળ થાય છે, તેમજ તે વખતે આરામ, હાથી અને

શાન્ત્ય વગેરે બાબતોનાં કાર્યો કરતાં ઉત્તમ ફળની પ્રાપ્તિ થાય છે. પ્રશ્ન અથવા પ્રારંભ વખતે વરૂણવાયુ વહેતો હોય તો પુત્ર, સ્વજન બંધુઓ અને ઉત્તમ વસ્તુઓની સાથે મેળાપ થાય છે.

પ્રશ્ન વા કાર્ય પ્રારંભ સમયે પવન નામનો વાયુ વહેતો હોય તો ખેતી અને સેવા વગેરે કાર્યો ઉત્તમ ફળ આપવા તૈયાર થયાં હોય તો પણ તેનો નાશ થાય છે; તેમજ મૃત્યુ, ભય, કલેશ અને ત્રાસ વગેરે ઉત્પન્ન થાય છે. દહન વાયુ હોય તો ભય, શોક, રોગ, દુઃખ, વિઘ્નવૃન્દપરંપરા અને લક્ષ્મીનાશ, ઈત્યાદિ ફળ પ્રાપ્ત થાય છે. ડાબી અને જમણી નાડીમાં થઈ આ ચારે મંડળમાં પ્રવેશ કરતા વાયુ સર્વે શુભ ફળ દેવાવાળા છે અને-મંડલમાંથી નીકળતા અશુભ ફળ દેનારા જાણવા. વાયુ જ્યારે મંડલમાં પ્રવેશ કરે છે ત્યારે તે જીવાડતો હોવાથી જીવ કહેવાય છે અને મંડલમાંથી બ્હાર નીકળે છે ત્યારે તે મારતો હોવાથી મૃત્યુ કહેવાય છે; તેથી સારાંશ કે-ફળ પણ તેવું જ મળે છે. જ્યારે વાયુ પૂરકરૂપે મંડલમાં પ્રવેશ કરે છે ત્યારે જો કોઈ પ્રશ્ન કરે તો તે પૂછેલા કાર્યની સિદ્ધિ થાય છે. અને જ્યારે વાયુ રેચકરૂપે મંડલમાંથી બ્હાર નીકળે છે ત્યારે પૂછેલું કાર્ય સિદ્ધ થતું નથી. આ પ્રમાણે વાયુના પ્રવેશ તથા રેચનપરત્વે ફળ જાણવા યોગ્ય છે.-પ્રાણાયામના અભ્યાસીને આ બાબતની વિશેષ ગમ પડે છે.

શ્વાસનો પ્રકાશ ભ્રૂકુટિચક્રથી હોય છે અને તે વંકનાલમાં

થઇ નાભિમાં નિવાસ કરે છે અને નાભિથી ઇડા પિંગલાવાટે બહાર નીકળે છે; સુષુમ્ણા નાડીવાટે પણ બહાર નીકળે છે.

પ્રાણાયામના બે ભેદ છે. ૧ વ્યવહાર પ્રાણાયામ. ૨ નિશ્ચય પ્રાણાયામ. વ્યવહાર પ્રાણાયામનું ઉપર પ્રમાણે સ્વરૂપ જાણવું અને નિશ્ચયનયથી પોતાના સ્વરૂપમાં લીન થવું. સમતા એકતા અને લીનતારૂપે આત્માનું જે પરિણમન છે તેને નિશ્ચય નયથી પ્રાણાયામ કહે છે. વ્યવહારથી જે લીન દશા તેને સમાધિ કહે છે. નિશ્ચયથી તો પરમાત્મસ્વરૂપ સમાધિ જાણવી. નાભિમાં સોહં શબ્દોનો સ્વયમેવ શ્વાસની સાથે જાપ થાય છે તેને અજપાજાપ કહે છે. નાભિથી હૃદયમાં વાયુનો સંચાર થતાં રંકારનો પ્રકાશ થાય છે. તેમાં મનની સ્થિરતા થતાં અનેક અશુભ સંકલ્પોનો નાશ થાય છે. નાભિથી સુરતાની દોરી ગગન ગઢમાં લાવવી. ત્રિપુટીમાં સુરતા સાધતાં અનહદ ધ્વનિનો પ્રકાશ થાય છે. અનહદ ધ્વનિના અધિષ્ઠાયક દેવતાઓ સાધકનું સ્થિર ચિત્ત દેખી તેની સેવા કરે છે. સાધક યોગીને અનેક પ્રકારની ઋદ્ધિયો દેખાડે છે, સાધકની દૃષ્ટિએ અનેક અદ્ભુત રૂપો દેખાય છે, પણ સાધક યોગી અનેક પ્રકારની ઋદ્ધિ દેખી ચિત્ત ચલાયમાન કરે નહીં; જે ચલાયમાન થાય નહીં તે સમાધિને પ્રાપ્ત કરે છે. નાભિની પાસે કુંડલીની નાડી છે અને તેની પાછળ વંકનાલ છે અને વંકનાલ તે દશમા બ્રહ્મરન્ધ્રનો માર્ગ છે. ત્રણ કલાક સુધી કોઇપણ આસનની સિદ્ધિ કરી આ પ્રમાણે પ્રાણાયામપૂર્વક ત્રાટક કરવાથી પ્રાણવાયુ બ્રહ્મરન્ધ્રમાં પ્રવેશે છે.

અને ત્યાં અનેક પ્રકારના ચમત્કાર જોવામાં આવે છે. ઉલટી આંખોથી ત્રિપુટીમાં ત્રાટક કરી પ્રાણવાયુનો સંચાર મન્દ કરવો, ત્રિપુટીમાં ત્રાટક કરીને બ્રહ્મરન્ધ્ર પર્યંતનો માર્ગ શુદ્ધ કરવો, પશ્ચાત્ ત્રાટક અને કેવલ કુંભકથી બ્રહ્મરન્ધ્રમાં સ્થિરતા સાધી આત્મસ્વરૂપમાં લીન થવું.

પ્રાણાયામ કરનારે મધ, માંસ, મદિરા, ડુંગળી, લસણ, અને કેફી વસ્તુઓ વગેરેનો ત્યાગ કરવો, અવિચ્છિન્નપણે પ્રાણાયામની ક્રિયા કરવી. આત્માની નિર્મલતા કરવા માટે અશુદ્ધ–હલકા વિચારોને મનમાં આવવા દેવા નહિ. નાસ્તિક પુરુષોની સોબત કરવી નહિ. ક્લેશ કંકાસ વગેરે ઉપાધિ જે જે સ્થાનમાં જ્યાંથી, જ્યાંથી થતી હોય ત્યાંથી ત્યાંથી દૂર રહેવું. પ્રાણાયામ સાધકે મનની પ્રસન્નતા ધારણ કરવી. સર્વ જીવોની સાથે મૈત્રીભાવ ધારણ કરવો, શરીરના સર્વ પ્રદેશમાં આત્માના અસંખ્ય પ્રદેશ વ્યાપી રહેલા છે તેને નિર્મલ કરવા ભાવ પ્રાણાયામનો ઉપયોગ રાખવો. નાભિથી શ્વાસ ઉપડે છે અને નાસિકાદ્વારથી બહાર નીકળે છે તેની સાથે ૐ એ મંત્રનો જાપ કરવો; વારંવાર દીર્ઘ શ્વાસોચ્છ્વાસ લેવાનો અહર્નિશ અભ્યાસ વધારવો; દીર્ઘશ્વાસોચ્છ્વાસ લેવાથી શરીરની શક્તિ ક્ષીણ થતી નથી, હૃદયના રોગ થતા નથી, કાર્ય કરવામાં સ્ફુર્તિ રહે છે, પ્રાણાયામ કરનારે સુષુમ્ણા નાડી ચાલતાં પરમાત્મધ્યાન ધરવું. કેટલાક સુષુમ્ણાને સરસ્વતી કહે છે, ઇડાને ગંગા કહે છે, પિંગલાને યમુના કહે છે અને ત્રિપુટીને કાશી કહે છે. પૂરક

પ્રાણાયામને બ્રહ્મા કહે છે, રેચક પ્રાણાયામને મહાદેવ કહે છે, કુંભક પ્રાણાયામને વિષ્ણુ કહે છે અને ત્રિપુટીને સરસ્વતીનો કાંઠો કહે છે. નિશ્ચિંત અને નિરોગી પુરુષમાં એક અહોરાત્રીમાં એકવીશ હજાર અને છસો શ્વાસોચ્છ્વાસનું જવું આવવું થાય છે.

## પ્રાણવાયુની સાધનાથી યોગિયો અન્યોના શરીરમાં પ્રવેશ કરે છે પણ તેઓએ અનુક્રમે વેધવિધિ સિદ્ધ કરવી જોઇએ તે બતાવે છે.

પૂરક ક્રિયાથી અન્તરમાં પ્રાણવાયુને પૂરતાં હૃદયકમલનું મુખ નીચું આવે છે અને સંકોચાય છે અને તેજ હૃદયકમલ કુંભક ક્રિયાથી પ્રફુલ્લિત થઇ ઊર્ધ્વ મુખવાળું થાય છે. પશ્ચાત્ હૃદયકમલના વાયુને રેચકથી હલાવી હૃદયમાંથી ખેંચવો અને તેને દુર્ભેદ્ય ગ્રન્થીને ભેદી, બ્રહ્મરન્ધ્રમાં લઇ જવો ત્યાં સમાધિ થાય છે. કૃતકુતૂહલ યોગીએ તે પવનને બ્રહ્મરન્ધ્રથી બહાર કાઢી સમાધિથી આકડાના તૂલમાં હળવે હળવે વેધ કરવો. વારંવાર અર્કતૂલ ઉપર અભ્યાસ કરનારા યોગિએ અર્કતૂલ ઉપરથી બ્રહ્મરન્ધ્રમાં અને બ્રહ્મરન્ધ્રમાંથી અર્કતૂલ ઉપર લઇ જવો. પછી જાઇ, ચંબેલી આદિ પુષ્પો પર લક્ષ્ય સ્થિર રાખી ત્યાં વેધ કરવો; એમ ત્યાં વારંવાર જવું આવવું. એમ વારંવાર ક્રિયા કરવાથી દઢ અભ્યાસ થવા પછી, જ્યારે વરૂણ મંડલમાં વાયુ વહેતો હોય ત્યારે, કપૂર, અગર પ્રમુખ સુગંધી પદાર્થોમાં વેધ કરવો. ઇત્યાદિ સર્વમાં વિજય પ્રાપ્ત કરી પૂર્વોક્ત દર્શિત સર્વમાં વિના ઉદ્યમે વાયુને જોડવામાં હુશિયાર થઇ

સૂક્ષ્મ પક્ષીઓના શરીરમા વેધ ક્રિયાનો ઉદ્યમ કરવો પતંગ ભ્રમરાના શરીરમા પ્રવેશનો અભ્યાસ કરી મૃગાદિક શરીરમા પ્રવેશાભ્યાસ શરૂ કરવો, પશ્ચાત્ એકાગ્રચિત્ત થઇ અને તેમજ ધીર, વીર, જિતેન્દ્રિય થઇ મનુષ્ય, ઘોડા અને હાથી પ્રમુખના શરીરોમા પ્રવેશ કરવો પ્રવેશ અને નિર્ગમન કરતા અનુક્રમે પાષાણની મૂર્તિ અને દેવની પ્રતિમા વગેરમા પ્રવેશ કરવો આ પ્રમાણે મૃત્યુ પામેલા જીવોના શરીરોમા હાથી નાસિકાથી પ્રવેશ કરવો

## અન્યના શરીરમાં પ્રવેશ કરવાનો વિધિ.

બ્રહ્મરન્ધ્રથી નીકળીને પરકાયમા અપાનમાર્ગથી પ્રવેશ કરવો ત્યા જઇ નાભિકમલનો આશ્રય લઇ સુષુમ્ણા નાડીના માર્ગે થઇ હૃદયકમલમા જવુ ત્યા જઇ પોતાના વાયુવડે તેના પ્રાણના પ્રચારને રોકવો તે વાયુ ત્યા એટલે સુધી રોકવો કે તે દેહી દેહચેષ્ટાશૂન્ય થઈ નીચો પડી જાય અન્તર્મુહૂર્તમા તે દેહથી વિમુક્ત થતા પોતાના તરફથી ઇન્દ્રિયોની ક્રિયા પ્રગટ થયે છતે યોગનો જ્ઞાતા, પોતાના દેહની પેઠે તે દેહથી સર્વ ક્રિયામા પ્રવૃત્તિ કરે અર્ધો દિવસ, યા એક દિવસ સુધી પરના શરીરમા ક્રીડા કરી બુદ્ધિમાન્ યોગી પાછો આજ વિધિએ પોતાના શરીરમા પ્રવેશ કરે આ પ્રમાણે અભ્યાસક્રમથી અન્યના શરીરમા પ્રવેશ કરવાની શક્તિ ઉત્પન્ન થવાથી મુક્તની પેઠે નિર્લેપપણે રહી ઇચ્છાનુસાર જ્યા ત્યા વિચરી શકે છે.

ઉપર પ્રમાણે પરકાયપ્રવેશ જણાવ્યો છે તેની પ્રાપ્તિથી

કંઈ આત્મકાર્યની સિદ્ધિ થતી નથી. પરકાયપ્રવેશ વિગેરે શિખીને પણ સાધ્ય દશા અષ્ટકર્મથી મુક્ત થવાની રાખવી જોઈએ.

## ( ૫ ) प्रत्याहार.

પાંચ ઇન્દ્રિયોના વિષયોમાંથી મનને ખેંચીને શાંત થએલું મન જેનું હોય એવો યોગી ધર્મધ્યાનમાં પ્રવૃત્તિ કરે છે.

પાંચ ઇન્દ્રિયોના વિષયથી મનને પાછું ખેંચવું તેને પ્રત્યાહાર કહે છે. પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયો છે, પ્રાણવાયુને જીતવા કરતાં પણ ઇન્દ્રિયોના વિષયમાં પ્રવર્તેલા મનને આત્મ સન્મુખ કરવું એ દુર્લભ છે. યોગિયો કહે છે કે વિષયોમાંથી મનને પાછું ખેંચી લેતાં નવાં કર્મો બંધાતાં અટકે છે અને જે પૂર્વે બાંધેલાં હોય છે તેની નિર્જરા થાય છે.

પ્રાણાયામનો પૂર્ણ અભ્યાસી વિષયોમાં ભટકતા ચિત્તને પાછું ખેંચી શકવા સમર્થ થાય છે, માટે પ્રાણાયામ પછી પ્રત્યાહારની દશા બતાવી છે. કોઈ એમ કહેશે કે પ્રાણાયામની શી જરૂર છે? પ્રત્યાહારજ ઉપયોગી છે. તેના ઉત્તરમાં કથવાનું કે પ્રાણાયામની ભૂમિકા સિદ્ધ થયા વિના યથાયોગ્ય રીતે મનને પાછું ખેંચવાનું બળ પ્રાપ્ત થતું નથી. આ સર્વેમાં જ્ઞાન યોગની આવશ્યકતા છે; પાંચે ઇન્દ્રિયો પોતપોતાના વિષયોને ગ્રહણ કર્યા કરે છે; પરંતુ જો પાંચે ઇન્દ્રિયોના વિષયોમાં સુખાર્થે થતી જો રાગબુદ્ધિ ટળે તો, વિષયોથી મન પાછું ખેંચાય છે. આંખથકી હજારો પદાર્થ દેખાય તો પણ જો તે

દશ્યપદાર્થોમાં જો રુચિ ન હોય તો તેથી બંધાવાનું થતું નથી. પ્રિય અને અપ્રિય હજારો શબ્દ સાંભળવામાં આવે પણ જો તેને મન ન ગ્રહણ કરે તો તે શબ્દો સંભળાય વા ન સંભળાય તો પણ બંધાવાનું થતું નથી. જિહ્વાથી હજારો પદાર્થો ખાધા વિના છૂટકો નથી. કોઈ પણ ભક્ષ્ય પદાર્થો જિહ્વા ઉપર મૂક્યાવિના છૂટકો થવાનો નથી, પાણી આદિ પ્રવાહી પદાર્થો પીધા વિના છૂટકો થવાનો નથી, જિહ્વા ઇન્દ્રિયની સાથે ભોજ્ય પેય પદાર્થોનો સંબંધ થવાનો જ, મિષ્ટાદિ રસોનું જ્ઞાન પણ થવાનું, ત્યારે જિહ્વાનો પ્રત્યાહાર શીરીતે કરી શકાય ? ઉત્તરમાં કહેવાનું કે-જે જે પદાર્થોનો જિહ્વાઇન્દ્રિયની સાથે સંબંધ થાય તે તે પદાર્થોના રસોના સ્વાદ પામીને પણ મનથી-રુચિ અગર અરુચિ ધારણ કરવી નહીં, રસોમાં મનથી લોલુપતા રાખવી નહિ; આજ પ્રત્યાહારનો મુખ્ય ઉદ્દેશ છે. નાસિકાથી પણ સુગંધી અને દુર્ગંધી આવવાનીજ, ત્યારે નાસિકા ઇન્દ્રિયથી શી રીતે પ્રત્યાહાર કરવો ? તેના ઉત્તરમાં કહેવાનું કે, નાસિકાથી સુગંધ અને દુર્ગંધ ગ્રહાય તો પણ સુગંધના ઉપર રાગ કરવો નહિ અને દુર્ગંધના ઉપર અરુચિ ધારણ કરવી નહિ. તે તે પ્રસંગે મનની સમતુલતા ધારણ કરવી, તેજ નાસિકા ઇન્દ્રિયથી પ્રત્યાહાર સમજવો. સ્પર્શેન્દ્રિયથી સુખકર અને અરુચિકર સ્પર્શ સ્પર્શાય તો પણ તે બન્નેમાં રુચિ અરુચિ નહિ કરતાં મનની સમતુલ્યતા ધારણ કરવી. કેટલાક લોકો ઇન્દ્રિયોને જીતવા અર્થાત્ ઇન્દ્રિયોને વિષયમાંથી પાછી

હઠાવવા સખત ઉપાયો લે છે પણ તેઓના વશમા ઇન્દ્રિયો થતી નથી, તેનું કારણ એ છે કે તેઓએ આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું નથી. હઠ કરી ઇન્દ્રિયોને વશમા લેવા પ્રયત્ન કરે છે તે ફાવી શકતો નથી. આખે કોઇપણ પદાર્થ દેખાવાનો—આમા આખ કે તેમા રહેલી દેખવાની શકિત વા દશ્યપદાર્થો એ ત્રણ-માથી એકનો પણ તે નાશ કરી શકવાના નથી. કદાપિ આખે કોઇ મોહ કરનાર વસ્તુ દેખાતા તેઓ આખને મીચી દેશે તેથી કંઇ તેઓએ ચક્ષુ ઈન્દ્રિયનો વિષય જીત્યો કહેવાશે નહીં, જ્યાસુધી મનમા પદાર્થો જોવાની વાસના છે ત્યાસુધી બીજા ભવમા પણ પુન: તે પદાર્થો દેખાવાના અને તેના ઉપર રાગ થવાનો આખને કદાપિ ફોડી નાખવામા આવે તો પણ પરભવમા રૂપોને દેખવાની વાસના ટળવાની નથી. આખો સર્વ પદાર્થોને જોઈ શકે તેમા આખોની ફરજ છે તો આખોએ તે બાબત શો ગુન્હો કર્યો કહેવાય ? અલબત કંઈ નહિ. આખોએ પદાર્થો દેખ્યાબાદ તે પદાર્થો ઉપર રુચિ અરુચિ તો મન કરે છે, માટે આખે દેખાતા પદાર્થોનો તેમા વાક નથી પદાર્થોને દેખી રાગ અને દ્વેષ થાય છે તે મનનો ધર્મ છે, જો મનની સમાન દશા ગણી હરેક પદાર્થો દેખવામા આવે તો તે પદાર્થો-મા બંધાવાનુ થતું નથી કેટલાક પ્રારબ્ધકર્મને ભોગવતા જ્ઞાનિયો કાનથી શબ્દો સાભળે છે તો પણ તેમા મુંઝાતા નથી શ્રવણેન્દ્રિયથી સંભળાતા શબ્દોને એક સુખકર વિષયરૂપ માનતા નથી પણ તે શબ્દોના સત્યગ્રાહ્ય અર્થને ગ્રહે છે અને વિવેક દૃષ્ટિથી અસત્ય અર્થનો ત્યાગ કરે છે તેથી તેઓ શબ્દવિષય-

મા શ્રવણ કરતા છતા પણ બધાતા નથી. આત્મજ્ઞાનથી તેઓ સત્યાસત્યનો મનની સમદશા રાખી તોલ કરે છે, આત્મપ્રશંસાના વા શૃંગારપોષક શબ્દો સાભળી રુચિ કરતા નથી. અને કટુ શબ્દો સાભળી દ્વેષ કરતા નથી. આવી મનની સમદશા મેળવવા માટે તેઓએ આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હોય છે આપાં શરીર, ઈન્દ્રિયો, મન અને આત્માના બળ ઉપર વિચાર કરીએ અજ્ઞાનિયોમા આત્મબળ હોતું નથી પણ તેઓ શરીરને ઈન્દ્રિયો અને મન ઘસડે છે તેથી તેઓ મનના કહ્યા પ્રમાણે ચાલે છે, મન જે જે હુકમ કરે છે, તે તે હુકમો તાબે ઈન્દ્રિયો થાય છે, ઈન્દ્રિયોના બળે શરીરની ક્રિયા થયા કરે છે તેથી અજ્ઞાનિયો પ્રારબ્ધકર્મ યા અન્યકર્મ ભોગવતા પણ સદાકાલ ઈન્દ્રિયોના તાબામા રહે છે અને પોતાના આત્માને તેઓની ઈન્દ્રિયો ગુલામ બનાવે છે. જેવો મનનો હુકમ થાય છે તેવું કાર્ય આત્માને કરવું પડે છે તેથી અજ્ઞાનિયો સદાકાલ રાગ અને દ્વેષના પજામા ફસાયલા રહે છે તેઓ પોતાના આત્માને ઓળખી શકતા નથી તેથી આસક્તિ સુખ ભોગવવામા જ જન્મનું સાફલ્ય માને છે. મા ઇન્દ્રિયોથી વિષયનું ગ્રહણ કરવુ અને મોજમઝા માણી ઇન્દ્રિયોના ગુલામ સદાકાલ રહેવું એટલુંજ તેઓ સમજે છે. તેઓ કદાપિ રાજા હોય વા ધનાઢ્ય હોય, ઠાકોર હોય વા કોઈ પણ સત્તાને ધારણ કરનારા હોય, તો પણ તેઓ ઇન્દ્રિયોને તાબે રહી સુખને શોધે છે તેથી તેઓ પરતંત્ર છે ખરું સુખ કયા છે તે તેઓ જાણી શકતા નથી તેથી તેઓ ભ્રાંતિમા ભૂ

જડ પદાર્થમા સુખની બુદ્ધિ કલ્પે છે અને તે માટે રાત્રિદિવ-
સ અનેક પ્રકારનાં પ્રાણનાશક સંકટો વેઠે છે તેથી તેઓ
ઇન્દ્રિયોના દાસ છે, ઇન્દ્રિયોના ચાકરી ઉઠાવનારા છે અને
તેઓ ઇન્દ્રિયોના વિષયોના ભિખારી છે. વિષયોની ભિક્ષાથી કદી
શાંતિસુખ મળવાનું નથી. તેઓ સદા શાંતિને, ધારણ કરનાર
થતા નથી અને તેઓને જ્ઞાનબળ હોતું નથી. કસ્તુરિયામૃગની
પેઠે તે ભૂલા ભમનારા જાણવા. જ્ઞાની પુરૂષોની ઇન્દ્રિયોથી જોકે
વિષયોનું ગ્રહણ થાય છે તોપણ તેઓ આત્મજ્ઞાની હોવાથી મન
ઉપર સત્તા બજાવે છે અર્થાત્ વિષયો ગ્રહણ કર્યાં છતા પણ
જ્ઞાનિયોના મનમાં વિષયો પ્રતિ રાગ વા દ્વેષ પ્રાયઃ કંઇ પણ
થતો નથી; તેથી તેઓ પ્રત્યાહારના સાધક યોગિયો ગણાય છે.
અત્ર પ્રશ્ન થશે કે, જ્યારે જ્ઞાનિયોને વિષયો ઉપર રાગ ન
હોય તો વિષયોનું ગ્રહણ તે શા માટે કરે ? ઉત્તરમા સમજ
વાનું કે કેવલજ્ઞાનપૂર્વે ચોથા ગુણસ્થાનકમા ઇન્દ્રિયો પોતપોતાના
વિષયોને આરબ્ધકર્મના યોગે ગ્રહણ કરે છે, તીર્થંકર જેવા
ત્રણ જ્ઞાની પણ ગૃહાવાસમા આરબ્ધકર્મના યોગથી સત્ય અને
અસત્ય જાણે છે છતા વિષયોને ગ્રહણ કરે છે; પણ તે આત્મ
જ્ઞાની હોવાથી જે જે વિષયો ઇન્દ્રિયોથી ગ્રહણ કરે છે તેમા
રુચિ વા અરુચિ ધારણ કરતા નથી. તેથી તેઓ મનની
ઉદાસીનતા જાળવી-અબંધ રહી ઉચ્ચ કોટી ઉપર ચઢતા જાય
છે અને જે જે કર્મો ઉદયમા આવે છે તેને ભોગવીને નિર્જરે
છે, પણ નવા કર્મ બાંધતા નથી. આવી તેમની દશામા
ઇન્દ્રિયોના વિષયો ભોગવતા છતા પણ તેઓવડે ઇન્દ્રિયોનો

પ્રત્યાહાર કરી શકાય છે પણુ જેઓએ આત્મજ્ઞાન પ્રાપ્ત ર્ક્યા વિના ઇન્દ્રિયોનો નિરોધ કરી પ્રત્યાહારતા કરવા માડી છે, તેઓ ઉપરઉપરથી જાણે પ્રત્યાહાર કરે છે તેવુ જણાય છે પણુ પાછે ઇન્દ્રિયોના વિષયોની સુખવાસના મનમા રહેલી હોવાથી, ઇન્દ્રિયોથી વિષયો નહિ ગ્રહણુ કરતા છતા પણુ અન્તરની વાસનાથી બધાય છે અને જ્ઞાનિયો પ્રારબ્ધયોગે ઇન્દ્રિયોના વિષયોને ગ્રહણુ કરે છે તો પણુ મનની સમાનતાના યોગે બધાતા નથી તેમ છતા અજ્ઞાનદશામા પણુ પ્રત્યાહારનુ અકામ નિર્જરારૂપ ફલ થાય છે—આ વાત બાળજીવો માટે નથી

ત્યારે પ્રશ્ન થશે કે, આત્મજ્ઞાન કરવાથી મનની સમતોલ દશા થશે, ત્યારે ઇન્દ્રિયોને વશ કરવાની શી જરૂર ? આના ઉત્તરમા કહેવુ પડશે કે, આત્મા પોતાનુ સ્વરૂપ જાણ્યા વિના મનનો તાબેદાર મટવાનો નથી જો શુદ્ધ આત્મજ્ઞાન થયુ તો મનમા પ્રગટતા શુભાશુભ વિચારોને તે રોકવા પોતાની શકિત ફોરવશે આત્મજ્ઞાન પામીને પણુ ઇન્દ્રિયોને વશમા કરવાની આવશ્યકતા છે, કારણુ કે વિષયોને જીતવામા જ જ્ઞાનની સફ લતા છે, આત્મા પોતાનુ જ્ઞાન કરીને મનને પોતાના કબજામા લે છે મન વશમા આવ્યાથી ઇન્દ્રિયો પણુ વિષય માટે પ્રવૃત્તિ કરતી નથી, અર્થાત્ સારાશ કે આત્મજ્ઞાન થવાથી, મનની સમતોલદશા રહે છે કોઈ પદાર્થ સુખનો હેતુ જણાતો નથી અને કોઈ પદાર્થ દુ ખનો હેતુ જણાતો નથી તેથી સુખબુદ્ધિ ટળવાથી બાહ્યપદાર્થોને દેખતા છતા પણુ રાગ થતો નથી અને

મનમાં થતી દુઃખભાવના ટળવાથી બાહ્ય પદાર્થો ઉપર દ્વેષ પણ થતો નથી. જ્યારે રાગ અને દ્વેષ ન થાય ત્યારે ઇન્દ્રિયો અને મન જીતાયું એમ કહેવામાં કોઈ જાતનો દોષ જણાતો નથી. જ્યારે આત્મજ્ઞાનદશાથી વિષયોની વાસનાનો નાશ થાય છે ત્યારે જ મન જીતાયું કહેવાય છે. આત્મજ્ઞાન વિના ગમે તો સંન્યાસી થાઓ, વા ફકીર થાઓ પણ પ્રારબ્ધકર્મયોગે ગમે તે પ્રકારે વિષયોના ભોગની બુદ્ધિ થતાં ગમે તે રીતે ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી. આત્મજ્ઞાન પામીને થએલા ત્યાગિયો આત્મબળથી ઇન્દ્રિયોને તથા મનને પોતાના કબજામાં રાખી શકે છે. પોતાના આત્મજ્ઞાનબળ સામર્થ્યથી મનમાં વિષયોની બુદ્ધિને થતી અટકાવે છે. આત્મજ્ઞાનબળથી વિષયોની વૃત્તિયોના વેગ અટકાવે છે, તેઓ કદાપિ જેમ નદીમાં ઘણું પુર આવવાથી પાન વનસ્પતિની પેઠે નીચા થઈ જાય છે તોપણ જેમ નદીનું પુર ઉતર્યાબાદ પાન વનસ્પતિ પાછી હતી તેવી ઉભી થઇ જાય છે, તેમ ભોગાવલીકર્મરૂપ નદીનું પૂર આવવાથી અને આત્મબળથી તેનો વેગ વિશેષ બળવાન હોવાથી, ભોગાવલીકર્મના તાબે થાય છે; પણ ભોગાવલીકર્મનો વેગ ટળતાં નંદિષેણ, આર્દ્રકુમાર અને આષાઢાચાર્યની પેઠે પોતાનું આત્મજ્ઞાનબળ ફોરવી કર્મની સામા યુદ્ધ કરી મનની સમાનતા જાળવી રાખી કર્મનો ક્ષયજ કરે છે.

આત્મજ્ઞાનના સામર્થ્ય વિના મિથ્યાત્વદશામાં જેઓ ઇન્દ્રિયોના વિષયોને જીતવા પ્રયત્ન કરે છે તેઓ બાળકોને રમત-

ગમતમાંથી બંધ કરવાની પેઠે કરે છે. જેમ ન્હાના બાળકોનો રમતગમતનો સ્વભાવ હોવાથી તેઓને કોઈ પૂરી મૂકે તો તેઓ રુદન કરે છે અને છૂટવા ઉદ્યમ કરે છે.- તેઓને પુરાઈ રહેવું ગમતું નથી. તેઓને છોડી દેવામાં આવે તો પાછાં રમતગમતમાં ગુલ્તાન બની જાય છે અને પૂરી રાખનારને ગાળો આપે છે. બાળકોને પુરી રાખવાનો ઉદ્દેશ સર્વથા સિદ્ધ થતો નથી, તેમ અજ્ઞાનિયોનાં મન છે તે ન્હાના બાળકોની પેઠે પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં રમ્યા કરે છે. જો કોઈ હઠ કરી પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં રમતગમત છોડાવી દે તો તેઓના મનને બીલકુલ ગમતું નથી. અનેક રીતે પાંચ ઇન્દ્રિયોના વિષયોમાં પ્રવર્તવા પ્રવૃત્તિ કરે છે, મન રોકયું રોકાતું નથી અને છૂટ્યા-બાદ પાછું પાંચ ઇન્દ્રિયોમાં પ્રવૃત્તિ કર્યા કરે છે. અજ્ઞાનપણાથી મનને વશ કરનારનો ઉદ્દેશ સિદ્ધ થતો નથી, ઉલટું ભૂખ્યો મનુષ્ય જેમ બમણું ખાય છે તેમ મન પણ વિષયોમાં બમણી પ્રવૃત્તિ કરે છે. ન્હાના બાળકો જ્યારે મોટી ઉમરવાળા થાય છે, ત્યારે જ્ઞાન થવાથી બાલ્યાવસ્થાની રમતગમતમાં રુચિ કરતા નથી; તેમ પ્રવૃત્તિ પણ કરતા નથી. અને તેમને કોઈ બાલકની રમત રમવાનું કહે તો તે વાતને ધિક્કારી કાઢે છે, તેમ અજ્ઞાનાવસ્થામાં મનની નીચ દશા હતી તેથી તે વિષયોમાં બલાત્કારે પણ પ્રવૃત્તિ કરે છે, પણ જ્યારે આત્મજ્ઞાનબળ પ્રાપ્ત થાય છે ત્યારે મનનું વિષયોમાં પ્રવર્તવું સહેજે બંધ થતું જાય છે. આત્મજ્ઞાનબળની સત્તા વિશેષ હોવાથી મન પણ ઉચ્ચદશાવાળું થાય છે; તેથી તેને વિષયોમાં ભટકવું ગમતું

નથી અને શુભાશુભ વિષયો પર રાગ વા દ્વેષ થતો નથી મનની સમાનતા પ્રતિદિન વધતી જાય છે અને તેથી બાહ્ય વિષયોમા મન ભટકતુ નથી, મન આત્માના ગુણો સમ્મુખ થાય છે અને તેથી તેને પાચે ઇન્દ્રિયોના વિષયોની રમતગમત મા આનદ પડતો નથી પ્રારબ્ધયોગે પાચે ઇન્દ્રિયોના વિષયો ભોગવતા પણ મનમા ઉદાસીનતા રહે છે અને આત્મબળ વૃદ્ધિ પામતુ જાય છે

## "ઇન્દ્રિયોના વિષયોમાં સુખ નથી."

ખરેખર જ્ઞાનિયોને ઇન્દ્રિયોના રૂપાદિ વિષયોમા સુખ નથી, એવો જ્ઞાનબળથી નિશ્ચય થાય છે ઇન્દ્રિયોથી જે જે વિષયો ગ્રહાય છે તે ક્ષણિક છે, તેમ ઇન્દ્રિયો પણ ક્ષણિક છે અને ઇન્દ્રિયોથી થતુ સુખ પણ ક્ષણિક છે, મન પણ ક્ષણિક છે ક્ષણિક સુખ પણ વસ્તુત દુ ખરૂપ છે, કારણ કે તે સુખ પાછળ દુ ખની પરપરા ભોગવવી પડે છે અને તે માટે રાગ અને દ્વેષાદિક દોષોને સેવવા પડે છે, તેથી પુન પુન કર્મની ગતિ પ્રમાણે જગત્મા સારા ખોટા અવતારો ધારણ કરવા પડે છે મધુબિન્દુ દષ્ટાતને અનુસરનારા સાસારિક ભોગોમા જ્ઞાનિ પુરૂષો વિશ્વાસ ધારણ કરતા નથી તરવારની ધાર ઉપર મધુ ચોપડીને તેને ચાટતા જીહ્વા કપાઈ જાય છે તેમ સાસારિક સુખોની અભિલાષામા અનેક કષ્ટોની પરપરા વેઠવી પડે છે જડ વસ્તુઓમા જડતા રહી છે પરમાણુપરમાણુમા પણ જરામાત્ર સુખ નથી, સુખનુ સ્થાન આત્મા છે, આત્મામાજ

ખરાબ સ્વભાવ એ ભયકર ઝેરીલા છે

જ્યારે ત્યારે ખરૂં સુખ પ્રગટવાનું, ઝાંઝવાનું જલ જેમ દૂરથી જલરૂપ દેખાય છે પણ તે ભ્રાંતિ છે, તેમ જડ વસ્તુઓમાં સુખદુઃખની કલ્પના કરવી તે પણ એક જાતની અજ્ઞાનવડે થતી ભ્રાંતિ છે. અનાદિકાળથી મોહના યોગે જડ વસ્તુઓમાં સુખની ભ્રાંતિથી આત્મા જડ વસ્તુઓનો ગુલામ બને છે. પોતાનામા જ અનંતસુખ રહ્યું છે. બાકી જડ વસ્તુમાં સુખને શોધવું તે તો અજવાળાને મૂકી અંધારામાં અથડાવા બરોબર છે. જે જે વસ્તુઓમા આપણે સુખ માનીએ છીએ તે તે વસ્તુઓની વિચિત્રતા જોતજોતામાં થઈ જાય છે; માટે ઇન્દ્રિયોના વિષયોમાં સુખ નથી–એમ આત્મજ્ઞાન થતાં ત્વરિત સમજાય છે.

જે શબ્દો શ્રવણ કરવાથી પોતાને સુખ થાય છે તે જ શબ્દો શ્રવણ કરવાથી અન્યને દુઃખ થાય છે. જેમકે હિંદુઓની સ્તુતિના શબ્દો હિંદુઓને સુખ કરનારા છે તેજ શબ્દોને સાંભળી મુસલમાનોને પ્રાયઃ અરુચિ થાય છે. જે સૂર્યનું વિમાન દેખી મનુષ્યને આનંદ થાય છે તેજ વિમાન દેખવાથી ઘુવડના મનમાં અરુચિ હોય છે. જે સુગંધ લેવાની મનુષ્યોને રુચિ હોય છે તેજ સુગંધ, મચ્છર વગેરે ક્ષુદ્ર પ્રાણિયોને અરુચિકર લાગે છે અને તેથી તે અમુક જાતનો સુગંધી ,,ધૂપ કરતાં નાસી જાય છે. જે મિષ્ટાન્ન પદાર્થ એક મનુષ્યને રુચિકર લાગે છે તેજ પદાર્થ, જ્વરવાળાને અરુચિકર લાગે છે. કોઇને દૂધપાક ઉપર પ્રેમ હોય છે તો કોઇને તેના ઉપર

અરુચિ પ્રગટે છે. કોઇને કેરીથી સુખ મળે છે તો કોઇને કેરીથી દુઃખ થાય છે. હાથીને હાથણીનો સ્પર્શ સુખકર લાગે છે, તો મનુષ્યને તે જાતિનો સ્પર્શ, અરુચિકર લાગે છે. કોઇને કોઈ સ્ત્રીનો સ્પર્શ સુખકારી લાગે છે તો તેજ સ્પર્શ અન્ય મનુષ્યને દુઃખકારી લાગે છે. કોઇને કોઈ સ્ત્રીના રૂપ ઉપર રાગ ઉત્પન્ન થાય છે તો તેજ સ્ત્રીનું રૂપ દેખી કોઇને દ્વેષ ઉત્પન્ન થાય છે. કોઇને કોઇના ગાવા ઉપર રુચિ ઉત્પન્ન થાય છે તો તેજ ગાનાર ઉપર કોઇને અરુચિ ઉત્પન્ન થાય છે; આ ઉપરથી જોતાં શબ્દાદિક વિષયોમાં જે રૂચિ વા અરૂચિ થાય છે તે વસ્તુતઃ ખરી નથી એમ સિદ્ધ ઠરે છે.

પાંચ ઇન્દ્રિયોથી ફક્ત અમુક અમુક જ્ઞાન થાય છે. રાગ-દ્વેષ કરવાનો વિષય તો મનનો છે, માટે જો મનની સમાનતા જાળવવામાં આવે તો ઇન્દ્રિયોથી કંઈ પણ બની શકતું નથી. જ્ઞાનદશા થયા વિના ઇન્દ્રિયોના વિષયોમાં થતા રાગદ્વેષ જીતાતા નથી. જેમ જેમ આત્મજ્ઞાનદશાની બળવત્તા વૃદ્ધિ પામે છે, તેમ તેમ રાગદ્વેષની વૃત્તિયોની મન્દતા થતી જાય છે. શ્રી ત્રિજ્ઞાની તીર્થંકર મહારાજા ગૃહસ્થાવસ્થામાં ભોગ ભોગવે અને સામાન્ય મનુષ્ય ભોગ ભોગવે, તેમાં ગૃહસ્થ તીર્થંકરની સામાન્ય મનુષ્ય કરતાં અનંતગણી નિર્લેપદશા રહેવાની. અનંતાનુબંધી રાગવાળો પુરૂષ સ્ત્રીને ભોગવે અને અપ્રત્યાખ્યાની રાગવાળો પુરૂષ સ્ત્રીને ભોગવે તેમાં અનંતાનુબંધી રાગવાળા કરતાં અપ્રત્યાખ્યાની રાગવાળો અલ્પકર્મ બાંધી શકે, તેમ બનવા યોગ્ય

છે. તેજ પ્રમાણે અપ્રત્યાખ્યાની કરતાં પ્રત્યાખ્યાની રાગવાળો અલ્પકર્મ બાંધી શકે તે બનવા યોગ્ય છે. જેમ જેમ રાગ રૂપ કામનો રસ ન્યૂન હોય છે તેમ તેમ કર્મબંધ પણ અલ્પ, અલ્પતર બંધાય છે. તેનું વિશેષ સ્વરૂપ છ પ્રકારની લેશ્યા અને જાંબુફલના દૃષ્ટાંતથી જાણી લેવું. એક પુરૂષને સ્ત્રીની સાથે સંભોગ કરવા અત્યંત રાગ છે અને એક સમ્યગ્ જ્ઞાનિને સ્ત્રીની સાથે સંભોગ કરવો રુચિકર લાગતો નથી, પ્રારબ્ધ કર્મયોગે તે જ્ઞાનીને સ્ત્રી સાથે સંભોગ ક્રિયા કરવી પડી અને પેલા અજ્ઞાનીને પણ સ્ત્રીનો સંબંધ થયો તેમા વિશેષ કર્મ કોણ બાંધે ? ઉત્તરમા કહેવું પડશે કે પેલો અજ્ઞાની કે જેના હૃદયમા કામ વ્યાપી રહ્યો છે તેને કર્મ વિશેષ બંધાશે અને પેલા જ્ઞાનીને પ્રારબ્ધયોગે સંભોગ સંબંધમા અજ્ઞાની કરતા બહુ ઓછું કર્મ બંધાવવાનું કારણ કે પેલા અજ્ઞાની જેટલા ત્હેના પરિણામ ખરાબ નથી એક શેઠ કે જે દરરોજ દૂધપાકનું જમણ જમે છે તેને દૂધપાક ઉપર અત્યંત રાગ નથી, પણ ક્ષુધા સમાવવા ખાય છે અને એક ભિખારીને દૂધપાક મળતો નથી, પણ દૂધપાક ઉપર અત્યંત રાગ છે, શેઠ પણ દૂધપાક ખાય છે અને ભિખારી પણ દૂધપાક ખાય છે શેઠના કરતા ભિખારીના મનમા દૂધપાક ઉપર અત્યંત રાગ છે તેથી શેઠના કરતા ભિખારીને કર્મબન્ધ વિશેષ થવાનો શેઠ કરતા પણ આત્મજ્ઞાનીને દૂધપાક ખાતા કર્મબન્ધ બિલકુલ અલ્પ થવાનો. પાચે ઇન્દ્રિયોના વિષયો સબન્ધી આત્મજ્ઞાનીયોને પ્રારબ્ધ કર્મયોગે તે તે વિષયો ભોગ-

---

વતાં અત્યંત અલ્પકર્મબંધ થવાનો. "**ज्ञानिको भोग सही निर्जराको हेतु हे.**" આ વાક્યની સાર્થકતા અધ્યાત્મજ્ઞાનિયોને માટે મંભવી શકે છે; પણ આ વાક્યનો દુરુપયોગ જાણીને-વિષયભોગ માટે જે કરે છે તે અધ્યાત્મ જ્ઞાનથી દૂર રહે છે. બાળ જીવો માટે આ વાત નથી. ગૃહસ્થાવાસમા શ્રી તીર્થંકરો ભોગાવલીકર્મ ભોગવતાં પણ ઘણાં કર્મ ખેરવતા હતા; તેનું કારણ કે વિષયો પર રાગદ્વેષની પરિણુતિ અત્યન્ત મન્દ હતી અને ઉદાસીન પરિણામ હતા તેથી ઘણાં કર્મ ખેરવતા હતા. જેમ એક નાનું બાળક ઢીંગલા ઢીંગલીની રમતમાં અત્યંત રાગ ધારણ કરે છે તેજ બાળક જ્યારે મોટી ઉમરનો થાય છે અને જ્ઞાન પામે છે ત્યારે ઢીંગલીની રમત ઉપર તેનો રાગ રહેતો નથી; તેવીજ રીતે ઢીંગલા ઢીંગલીની રમત સમાન સંભોગમાં અજ્ઞાનીને અત્યંત રાગ હોય છે, પણ તેજ અજ્ઞાની સત્સમાગમના યોગે આત્મજ્ઞાન પામે છે તો સંભોગ ઉપર ત્હેનો બિલકુલ રાગ રહેતો નથી. શ્રી આર્દ્રકુમાર અને નંદિષેણ પ્રમુખ આત્મજ્ઞાની પુરૂષો હતા, તેઓને જ્યાંસુધી ભોગાવલીકર્મ ઉદયમાં નહોતું આવ્યું ત્યાસુધી તેઓના મનમા અત્યંત વૈરાગ્ય હતો. પ્રતિજ્ઞા પણ ઉજ્વલ હતી પણ ભોગાવલીકર્મ ઉદયમાં આવતાં મનમાં જુદી અસર થઇ તો પણ તેમણે આત્મજ્ઞાનબળ ફોરવ્યું; જોકે ઉદયની બળવત્તા વિશેષ હોવાથી અન્તે મૈથુનકર્મ સેવવું પડયું; પણ મનમાં તેમણે વૈરાગ્યભાવ ધારણ કર્યો અને અન્તે ભોગાવલીકર્મ (પ્રારબ્ધકર્મ) નું જોર ટળતાં સંભોગક્રિયા છોડી દીધી. આત્મજ્ઞાનિયો આત્મામાંજ સર્વ ઋદ્ધિ-

સુખ માને છે તેથી ભોગ ભોગવતાં છતાં પણ બાહ્યમાં સુખ માની લેતા નથી, તેઓ સમાનભાવને મનમાં ધારણ કરે છે.

### ભોગ પર શેઠનું દૃષ્ટાંત.

એક કરોડપતિ શેઠ હતો. તેના ઉપર કોઇ પૂર્વના વૈરને લીધે રાજાએ દોષનો આરોપ મૂક્યો. અને હુકમ કર્યો કે શેઠે સાત દિવસ સંડાશમાં જઇ વિષ્ઠાના ટોપલા ઉપાડવા. રાજાના હુકમના આધીન થઇ શેઠે સાત દિવસ પર્યંત સંડાશમાં જઈ વિષ્ઠાના ટોપલા ઉપાડ્યા, તેમાં શેઠને કંઈ રુચિ પડી નહીં. તેમ જ્ઞાનિપુરૂષો પણ સંભોગને એક સંડાસ જેવું માને છે છતાં પ્રારબ્ધકર્મ રાજાના હુકમે કદાપિ વિષય સંડાસમાં વિષયના ટોપલા ઉપાડવા પડે છે તોપણ તેમાં તેમને રુચિ થતી નથી; કારણ કે તેમાં તેમણે તાત્ત્વિકસુખ માન્યું નથી. આજ કારણ-થી પ્રારબ્ધકર્મના યોગે કદાપિ તેવા કર્મને જ્ઞાનિયો સેવે છે તોપણ તે અલ્પઅલ્પતર રાગના હેતુથી અલ્પતર કર્મ બાંધે છે અને ઘણાં કર્મ ખેરવે છે. પશુપંખીઓએ જે વિષયોમાં રુચિ ધારણ કરી હોય છે તે ઉપર મનુષ્યોની પ્રાયઃ અરુચિ હોય છે, અને અજ્ઞાની મનુષ્યોએ જે કાર્યોમાં–વિષયોમાં સુખ કલ્પ્યું હોય છે તેમાં જ્ઞાનિયોની અરુચિ હોય છે, કારણ કે અજ્ઞાનિયો કરતાં જ્ઞાનિયોને સત્ય સુખનો નિર્ણય ભાસેલો છે, માટે આવી રીતે ઉત્તરોત્તર વિશેષ જ્ઞાનિયોને આત્મામાંજ સત્ય-સુખનો નિર્ણય થવાથી તેઓને બાહ્ય પદાર્થો પર પ્રેમ વા અરુચિ હોતી નથી. જેમ જેમ આત્માના સ્વરૂપસંબન્ધી વિશેષતર જ્ઞાન

થતું જાય છે તેમ તેમ વિષયભોગની પરિણતિ મન્દ મન્દ થતી જાય છે અને વિષયરુચિ વિશેષ વિશેષ ભાગે ટળતી જાય છે. જ્ઞાનિયો બાહ્ય પદાર્થોમાં ઉપકાર આદિ માટે પ્રવૃત્તિ કરે છે તોપણ તેમનો આત્મા શુદ્ધોપયોગે વર્તવાથી કર્મની નિર્જરા અનંતગણી કરે છે તેથી કર્મબન્ધ બિલકુલ અલ્પ અલ્પતર તેઓને બંધાય છે. અર્થાત્ અનંત ગુણોની નિર્મલતા થતી જાય છે અને યૌગિક કર્મબન્ધ એક બે ત્રણ ચાર આદિ ગણો બંધાય છે. આવા આત્મજ્ઞાનદશાવાળો મનુષ્ય ઘણાં કર્મ ખેરવે છે અને અનંત ગુણની શુદ્ધિ કરતો છતો આગળ પ્રવૃત્તિ કરે છે અને તેથી તે ઇન્દ્રિયોના વિષયોનો ખરી રીતે પ્રત્યાહાર કરી શકે છે.

અજ્ઞાની જીવો બીજાનું સાંભળી વા દેખી ઇન્દ્રિયોના વિષયો ત્યાગ કરવા પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરે છે અને તે માટે અમુક અમુક નિયમોને પાળે છે; હઠથકી ઇન્દ્રિયોને વશ કરવા તપશ્ચર્યા આદિથી શરીર કૃશ કરી નાખે છે, પણ આત્મજ્ઞાનદશા વિના તેઓના મનમાંથી વિષયોની વાસનાનો નાશ થતો નથી. અજ્ઞાનિયો અમુક સંયોગોમાં અમુક વખત પર્યંત સોલ્જર-પલ્ટણની પેઠે સંભોગ આદિ ભોગોનો બાહ્યથી ત્યાગ કરી શકે છે, પણ મનમાં કામની વાસના ઉત્પન્ન થતાં અન્તરથી તેઓ ભોગી બને છે અને અમુક સંયોગોમાં અમુક વખત આવતાં વ્રતાદિ પ્રતિજ્ઞાઓમાંથી લોપ પણ થઇ જાય છે અને તે પ્રાપ્ત થએલા ભોગમાંજ સર્વસ્વ સુખનો નિરધાર કરે છે. અજ્ઞાની રાગ અને

કામના વશથી વ્રતનો લોપ કરે છે અને તેમાં લોલુપી બને છે અને જ્ઞાની ભોગાવલીકર્મના ઉદયેજ ભોગમાં પ્રવૃત્તિ કરે છે પણ તેમાં નિર્લેપ રહે છે. બાહ્યથી બન્નેએ પ્રતિજ્ઞાનો લોપ કર્યો એમ કહેવાય છે, પણ અન્તરથી જ્ઞાની ત્યાગી છે અને અજ્ઞાની બાહ્યથી તેમજ અન્તરથી રાગી છે. અજ્ઞાની બાહ્યથી ભોગનો સંયોગ ન થતાં સુધી વા બાહ્યથી પ્રતિજ્ઞા પાળતાં સુધી ત્યાગી ગણાય છે, પણ અન્તરમાં તેનું મન વિષયવેગથી વ્યાપ્ત રહે છે તેથી તે અન્તરનો (મનનો) પ્રત્યાહાર પણ કરી શકતો નથી. મનનો પ્રત્યાહાર કર્યા વિના અન્ય ઇન્દ્રિયોનો બાહ્યથી કરેલો પ્રત્યાહાર સદાકાળ માટે ટકતો નથી, ઊલટી વિષયોની વિટંબના વૃદ્ધિ પામતી જાય છે. મનનો પ્રત્યાહાર કરનારા યોગીન્દ્રો અન્ય ઇન્દ્રિયોથી થતી વિષયની પ્રવૃત્તિમાં જે રાગ અને દ્વેષ થાય છે તેનો પણ પ્રત્યાહાર કરી શકે છે. મનનો પ્રત્યાહાર કરવા માટે શ્રી તીર્થંકરોએ કહેલા આત્મ-જ્ઞાનની અત્યંત આવશ્યકતા છે; તેમજ આત્મજ્ઞાન પૂર્વક આત્મ-વીર્યની પણ અત્યંત આવશ્યકતા છે. જે યોગિયો મનને વશ કરી શકે છે, તેજ ખરેખરા પ્રત્યાહારના સાધક ગણાય છે. બાકી ઉપર ઉપરથી તો અમુક વખત સુધી અમુક પ્રત્યાહાર કરનારા ઘણા દેખાય છે પણ તેથી કંઈ આત્મહિત થતું નથી; આત્મતત્ત્વનું જ્ઞાન કરીને ખરેખરો મનનો પ્રત્યાહાર કરવો જોઇએ.

"મનનો પ્રત્યાહાર."

મનમાં ઉત્પન્ન થતા ક્રોધ, માન, માયા, લોભ, મમતા,

---

ઇર્ષા અને અભિમાન-અહંકાર આપણોજ નાશ કરે છે.

ઇર્ષ્યા, મૈથુન, નિંદા, વૈર, ઝેર અને અહંત્વ, આદિ દોષોને મનમાં આત્મબળવડે ઉત્પન્ન ન થવા દેવા, તે મનથી પ્રત્યાહાર કહેવાય છે.

## ક્રોધ.

અમુક પ્રતિકૂલ સંયોગોમાં મનમાં ક્રોધ ઉત્પન્ન થાય છે. જ્યાંસુધી મનમાં ક્રોધ ચાર પ્રકારવડે ઉત્પન્ન થાય છે ત્યાંસુધી તેની અસર આત્મા, વાણી અને કાયા ઉપર થયા કરે છે અને તેથી આત્મા અનંતકર્મનો બંધ કર્યા કરે છે. ક્રોધ મહાપાતકી ચંડાલ છે, તપસીઓ પણ ક્રોધ કરીને લપસી ગયા છે. મનથી કાંઈ પણ પ્રતિકૂલ દેખાય, જણાય અને સંભળાય તો તુર્ત ક્રોધની અસર આંખ, ભ્રૂકુટી અને લલાટ ઉપર દેખાઇ આવે છે. ક્રોધથી બુદ્ધિની પણ મન્દતા થાય છે. ક્રોધી પુરુષો કોઈ વખતે કોઇને મારી નાંખે છે, કોઇનો નાશ કરે છે, કોઇને શ્રાપ આપે છે, ક્રોધના આવેશમાં જૂઠું બોલે છે, જૂઠી સાક્ષી પૂરે છે, અછતા દોષ પ્રકાશે છે, અન્યને ક્રોધાવેશમાં આળ ચઢાવે છે. ક્રોધાવેશમાં શરીર ઉષ્ણ થાય છે, હોઠ થરથરે છે, હૃદય ધડકે છે અને મનની સમાનતાનો નાશ થાય છે; મિત્રો પણ ક્રોધથી શત્રુ બને છે, ક્રોધથી સમતાબાગમાં અગ્નિનો ભડકો સળગે છે, અનંત ભવનાં કરેલ શુભ કૃત્યો પણ ક્ષીણ થતાં જાય છે માટે ક્રોધનો નાશ કરવા આત્મજ્ઞાનબળથી ક્ષમાનું ચિંતવન કરવું-ક્ષમા આદરવી.

## " ક્રોધને જીતવાનો ઉપાય. "

જે જે સંયોગોમાં જે જે ક્રોધ પ્રગટ કરવાનો હોય તે તે વખતે સમતાનું સ્વરૂપ વિચારવું, ક્ષમાના અમૂલ્ય ગુણો વિચારવા, આત્માનો સહજસ્વભાવ વિચારતાં ક્રોધનો આવેશ પ્રગટતો ને પ્રગટતો મન્દ પડી ઉપશમી જાય છે. આત્મજ્ઞાનબળથી જે જે હેતુઓ ક્રોધના બન્યા હોય તેને બિલકુલ ભૂલી જવા. આત્માને કોઈ ખોટો કહે તો તેમાં આત્માનું કંઈ જતું નથી. હું આત્મા, દુનિયાથી ન્યારો છું માટે બાહ્યમાં હું નથી; ત્યારે મારે મનમાં ક્રોધ કેમ થવા દેવો જોઈએ? મ્હારે મનની સમાનતા જાળવવી જોઈએ. ક્રોધ કરવાથી મ્હને કોઈ પણ જાતનો જરામાત્ર ફાયદો થવાનો નથી, ત્યારે કેમ મનના વિષમ પાશમાં પડીને ક્રોધ કરવો જોઈએ? અલબત ક્રોધ ન કરવો જોઈએ. અનંતાનુબન્ધી ક્રોધ, અપ્રત્યાખ્યાની ક્રોધ, પ્રત્યાખ્યાની ક્રોધ, અને સંજ્વલનનો ક્રોધ એ ચાર પ્રકારનો ક્રોધ છે. અનંતાનુબન્ધી ક્રોધ તે જીવે ત્યાંસુધી રહે છે, અપ્રત્યાખ્યાની ક્રોધ થએલો હોય તો તે વર્ષસુધી રહે છે. પ્રત્યાખ્યાની ક્રોધ ચાર માસ સુધી રહે છે અને સંજ્વલનનો ક્રોધ પક્ષપર્યંત રહે છે. અનંતાનુબન્ધી ક્રોધથી નરકગતિ પ્રાપ્ત થાય છે, અપ્રત્યાખ્યાની ક્રોધથી તિર્યંચની ગતિ પ્રાપ્ત થાય છે, પ્રત્યાખ્યાની ક્રોધથી મનુષ્યની ગતિ પ્રાપ્ત થાય છે અને સંજ્વલનના ક્રોધથી દેવતાની ગતિ પ્રાપ્ત થાય છે. આ ચારે પ્રકારના ક્રોધનો ક્ષણે ક્ષણે નાશ કરવા પ્રયત્ન કરવો જોઈએ.

જ્યારે ક્રોધ થાય ત્યારે આત્માનું શુદ્ધ સ્વરૂપ ચિંતવ્યાજ કરવું. આત્માનું શુદ્ધસ્વરૂપ સ્મરણ કરતાં ક્રોધનો વેગ બિલકૂલ શમી જાય છે. પત્થરની શિલા ઉપર સૂર્યનાં કિરણ લાગવાથી શિલા ઉષ્ણ થઈ જાય છે પણ પાણી રેડતાં શીતલ થઇ જાય છે તેમ ક્રોધથી મન ઉષ્ણ થઇ જાય છે પણ સમતારૂપ જલના યોગે શીતલ બની જાય છે. ક્રોધાગ્નિની શાંતિ કરવા માટે સમતા જલનું સેવન કરવું. અત્યંત ઉત્સાહપૂર્વક જે જે વખતે ક્રોધ થાય તે તે વખતે આત્મોપયોગનું સ્મરણ કરવામાં આવશે તો ક્રોધના સંસ્કારોનો નાશ થતાં અંતે સંપૂર્ણ તેનો નાશ થશે. અનંતાનુબન્ધીનો અપ્રત્યાખ્યાની થશે, અપ્રત્યાખ્યાનીનો પ્રત્યાખ્યાની થશે અને પ્રત્યાખ્યાનીનો ક્રોધ ટળી સંજ્વલનનો ક્રોધ થશે. સંજ્વલન ક્રોધના પણ અસંખ્ય ભેદ છે. તેમાંથી પણ મન્દ દશા થતાં અંતે સંપૂર્ણ ક્રોધપ્રકૃતિનો નાશ થશે. અનેક જીવોએ ક્રોધનો નાશ કરી પરમાત્મપદ પ્રાપ્ત કર્યું, કરે છે અને કરશે. સાધકોએ ક્રોધને જીતવાના ઉપાયો આદરી આત્માનું ક્રોધરહિત સંપૂર્ણ સ્વરૂપ પ્રાપ્ત કરવું.

### " માન. "

આત્માના જ્ઞાનાદિ ગુણો પ્રાપ્ત કરવામાં માન એક મહા-વિઘ્ન કરનાર છે. આત્મારૂપ સૂર્યનું દર્શન કરવામાં મેરૂપર્વત-ની પેઠે માન આડો આવે છે. આત્માનો મૂળ ઊર્ધ્વગમન સ્વભાવ છે અને તેથી તે સિદ્ધસ્થાનમાં જાય છે પણ માનના યોગે ઊલટો આત્મા અધોગતિમાં ચાલ્યો જાય છે. વિનય,

શ્રુત, તપ અને શીલને હણનાર માન છે. રાવણ અને કૌરવો જેવા માનના યોગે દુઃખી થઈ આયુષ્ય હારી ગયા અને પરમાત્મપદ સાધી શક્યા નહીં. માનથી કોઇની પાસે જ્ઞાન ગુણ વિશેષ હોય છે તોપણ તે લેવાતો નથી. સામાન્યતઃ અહંકારના આઠ ભેદ થાય છે. રૂપ, જાતિ, લાભ, તપ, બળ, વિદ્યા, ઐશ્વર્ય અને લક્ષ્મી. એ આઠ બાબતોમાં થતો અહંકાર મનુષ્યોએ આત્મબળથી ટાળવો જોઇએ. ઉચ્ચ જાતિમાં જન્મ થયો હોય તો પોતાને ઉચ્ચ માને છે અને અન્યોને નીચ માને છે. પોતાનું રૂપ સુંદર હોય છે તો અજ્ઞાનથી મનુષ્ય પોતાના રૂપનો અહંકાર ધારણ કરે છે. લક્ષ્મી આદિ અનેક પ્રકારના લાભો મળતાં મનમાં જાણે કે અહો ! મ્હારા જેવા લાભ કોઇને મળતા નથી, અહો ! મ્હારા સમાન કોઈ નથી. તપશ્ચર્યા કરી મનમાં અહંકાર કરે કે અહો ! મ્હારા જેવો તપસ્વી કોણ છે ? અન્યોના કરતાં પોતાનું બળ અધિક હોય તો એમ વિચારે કે અહો ! મ્હારા જેવો કોઇ બળવાન નથી. હું એક સપાટામાં સર્વને હરાવી શકું. ઇત્યાદિ અજ્ઞાની જીવ પોતાના બળનું અભિમાન કરે છે. વિદ્યાભ્યાસ કરીને અનેક પ્રકારની વિદ્યાઓ ભણી અજ્ઞાની જીવ મનમાં વિદ્યાનો અહંકાર કરે છે, અન્ય મનુષ્યોનું માન તોડવાને અનેક યુક્તિયો લડાવે છે, વિદ્યાના જોરે અન્યોને હલકા પાડે છે, મનમાં કુલણજીની પેઠે કુલેલો રહે છે, ઇત્યાદિ વિદ્યાનો અહંકાર જાણવો. અનેક પ્રકારનું ઐશ્વર્ય મળવાથી મનમાં અહંકાર

ધારણ કરવો તે ઐશ્વર્યમદ કહેવાય છે. લક્ષ્મીનું મનમાં અભિમાન ધારણ કરે તે લક્ષ્મીમદ કહેવાય છે. અનેક પ્રકારના અહંકારો કરવાથી જીવો ચોરાશી લાખ જીવયોનિમાં વારંવાર અવતાર ધારણ કરી જન્મ, જરા અને મરણનાં દુઃખ પ્રાપ્ત કરે છે. માનના જોરથી જીવો પોતાનું વા પારકાનું હિત જોઈ શકતા નથી. માનથી હિંસા જૂઠ ચોરી વિશ્વાસઘાત, નિન્દા અને આળ વગેરે અનેક દોષો પ્રાપ્ત થાય છે. માની મનુષ્ય સુકેલા લાકડા અને હાડકાંની પેઠે પોતાની સ્થિતિ કરે છે. માનની દશામાં હજારો લડાઈ થઈ અને થશે. બાહુબલીને કેવલજ્ઞાન થવામાં પણ માને વિઘ્ન કર્યું હતું. ભરત અને બાહુબલીને લડાવનાર પણ માન હતો. અનેક મુનિયો માનના લીધે ઉચ્ચ દશામાંથી પડ્યા અને પડે છે. અનેક રાજાઓ માનના યોગે દુઃખ પામ્યા પામે છે અને પામશે. લઘુતા ગુણવાળા આત્માને માન અક્કડ બનાવે છે. એક સામાન્ય માણસ પણ અહંકારવશ થઈ અભિમાનના તોરમાં ન બોલવાનું બોલે છે. માનને વશ થએલા મનુષ્યો પોતાનું અને પારકાનું અહિત કરે છે. ભવિષ્યનાં દુઃખ અને ગુણો તરફ માની પુરુષ દેખી શકતો નથી. માની પુરુષ ઊંચું જોઈ ચાલ્યા કરે છે અને મનમાં ધારે છે કે જગત્‌માં ફક્ત હું જ છું. માની પોતાનાં માતપિતા અને ગુરુઓની આગળ પણ લઘુતા ધારણ કરી શકતો નથી. માની પુરુષ પોતાનો કક્કો ખરો કરવા જાય છે. માની પુરુષ પ્રાણનો નાશ કરે છે પણ પોતાનું માન

મૂકતો નથી. માની પુરુષને કોઈ હિતશિક્ષા આપે છે તો તેને ઝેર જેવી લાગે છે. માની પુરુષ પોતાનામાં માનરૂપ દોષ છે, એમ પોતાની ભૂલ કબૂલ કરતો નથી. માની પુરુષ કરેલા માનને ન્યાયરૂપ ગણે છે. અનેક જીવો માનના દોષમા મલકાઈ ચતુર્ગતિમાં રખડ્યા રખડે છે અને રખડશે. સાંસારિક જીવો જો માન મૂકે તો તેઓના આત્માનું કલ્યાણ થાય; માટે જેઓ કલ્યાણ ધારતા હોય તેઓએ માનનો નાશ કરવો જોઈએ. માની પુરુષ પોતાની જ પ્રશંસા કરે છે, માની પુરુષ, અન્યનું બૂરૂં કરવા બાકી રાખતો નથી. જ્ઞાની પુરુષનો વિનય કરવામાં માની અચકાય છે. માની મનુષ્ય ગુણીઓના ગુણો તરફ જોઈ શકતો નથી. માની પુરુષ પોતાનાં કરતાં બીજાઓને હલકા ગણે છે. માની મનુષ્ય તન મન અને ધનની સાર્થકતા કરી શકતો નથી. માન અમૂલ્ય એવા વિનયગુણનો નાશ કરે છે. માનના ચાર પ્રકાર છે. અનંતાનુબંધી માન અપ્રત્યાખ્યાની માન પ્રત્યાખ્યાની માન અને સંજ્વલન માન. આ ચાર પ્રકારનું માન અનુક્રમે યાવજ્જીવ વર્ષ ચઉમાસ, અને પાક્ષિક સ્થિતિને ભજે છે અને અનુક્રમે નરક તિર્યંચ મનુષ્ય અને દેવગતિને આપે છે. નામ અને રૂપમાં માનની પ્રબલ સત્તા વર્તે છે. માનથી સદ્ગુરુ સન્તપુરુષ અને વડીલોનો વિનય થતો નથી. પોતાની મહત્તાઇ વધારવા માની અન્યોના અવગુણોને ખોળીને તેઓને હલકા પાડે છે. માની અન્યનો ગુણ સહન કરી શકતો નથી. માનપર્વત ઉપર ચઢેલો જીવ પોતાનામાં અને પરમેશ્વરમાં પણ છેટું દેખી શકતો

નથી. માની પુરુષ પોતાની પૂર્વની જિંદગીનો ખ્યાલ કરી શકતો નથી. માનીપુરુષ, દારુડીયાની પેઠે મનમાં ગમે તે લવ્યા કરે છે. માનીને માનસર બોલાવવામાં ન આવે તો પોતાનું અપમાન માની સામાનું ભુંડું કરવા બાકી મૂકતો નથી. જો લક્ષ્મીનો અહંકારી હોય છે તો તે સવા ગજ ઊંચું ચાલતો ન હોય તેમ ચાલે છે. જો વિદ્યાનો અહંકારી હોય છે તો ઇંદ્રભૂતિની પેઠે અન્ય વિદ્વાનોને પોતાના હિસાબમાં ગણતો નથી. કોઇ અન્ય વિદ્વાન્‌ને વખાણે તો પોતાનો મિજાજ ખોઇ દે છે. જો સત્તાનું માન હોય છે તો મનમાં એમ જાણે છે કે સાક્ષાત્ હું પરમેશ્વર છું એમ માની અન્ય મનુષ્યોનો નાશ કરવા અનેક પ્રકારના જોરજુલમ કરે છે. જો જાતિનો મદ હોય છે તો અન્યોને પોતાનાથી હલકા વારંવાર ગણી તેઓની નિન્દા કરે છે અને પોતાની જાતને વખાણે છે; પોતાની ઉચ્ચ જાતિની પ્રશંસા મરીચિની પેઠે કર્યા કરે છે. પોતે રૂપવાન્ હોય છે તો મનમાં અભિમાન લાવીને મલકાય છે; પોતાના રૂપની પ્રશંસામાં અહંકારી બને છે, આવી અભિમાનની દશા કોઈ પણ રીતે મનુષ્યોને ફાયદાકારક થતી નથી. અભિમાન થવાથી પડી જવાય છે. આવેલા સદ્‌ગુણોનો પણ અહંકાર નાશ કરે છે. રાજા હોય, પાદશાહ હોય, બૃહસ્પતિ સમાન હોય, અને કુબેર ભંડારી જેવા હોય, તોપણ અભિમાનથી પોતાનો નાશ થાય છે એમાં સંશય નથી.

**માનનાશ કરવાના ઉપાયો.**

*લઘુતા ધારણ કરવાથી માનનો નાશ થાય છે. પૂર્વના*

મહત્પુરુષોની આગળ હું સામાન્ય છું, એવી ભાવના ભાવવાથી અહંકારનો વેગ ઉતરે છે. જે જે પ્રકારથી માન ઉતરે તેવી તેવી ભાવનાઓ ભાવવી જોઇએ. મનમાં ચિંતવવું કે હું તો આત્મા છું તેથી બાહ્યવસ્તુઓની મોટાઇ મ્હારામાં કલ્પીને અહંકાર કરી શકાય જ નહીં. હું તો અગુરૂલઘુ સ્વભાવવાળો આત્મા છું. મ્હારામાં જ્ઞાનગુણ ઉત્પન્ન થાય તેમાં શું આશ્ચર્ય છે કે તે સંબંધી અભિમાન કરવો જોઇએ? અલબત્ત અભિમાન ન કરવો જોઇએ. જાતિ અને બાહ્યનું ધન છે તેનાથી હું આત્મા ભિન્ન છું ત્યારે તેનું અભિમાન કરવું એ મ્હને બિલકૂલ ઘટતું નથી. અનેક લક્ષ્મીપતિયો ધનનો અહંકાર કરી આત્મિક સુખ પામ્યા નથી. જાતિનો અહંકાર કરનારાઓ જો આત્મતત્ત્વનું જ્ઞાન કરે તો તેઓ જાતિનો અહંકાર કરી શકે નહીં. જાતિ છે તે આત્માની નથી. જાતિ તો વર્ણાશ્રયી છે માટે તેનો અહંકાર કરવો તે ખરેખર અજ્ઞાન છે. બાહ્યનું અનેક પ્રકારનું ઐશ્વર્ય મળે તેમાં આત્માનું કંઈ પણ તત્ત્વધન નથી; બાહ્યનું ઐશ્વર્ય ક્ષણિક છે. રાવણ રામ કૌરવ અને પાંડવો જેવા પણ બાહ્યના ઐશ્વર્યથી આત્મિક શાંતિ પામ્યા નથી. સિકંદરબાદશાહ જેવા પણ અંતે ઘોરમાં દટાયા. ક્ષણિક વસ્તુઓનો અભિમાન કરવો તે કોઇ રીતે યોગ્ય નથી. પૂર્વપુણ્યયોગે બાહ્યની ગમે તેવી ઉચ્ચ સત્તા મળે તો પણ જ્ઞાનદૃષ્ટિથી વિચારતાં તેમાં અહંકાર કરવાનું કંઈ પણ કારણ સમજાતું નથી. તન ધન અને યૌવન ક્ષણિક છે. આત્મ-

જ્ઞાનથી જોતાં સત્તા-આદિ પણ ક્ષણિક સમજાય છે. આત્મજ્ઞાન થતાં અહંકારનું જોર ઘટી જાય છે. પોતાનું માન પણ નથી અને આત્માનું અપમાન પણ નથી, ત્યારે અહંકાર શા માટે કરવો જોઈએ ? માનમાં ફુલી જનારાઓનાં નામઠામ પણ દુનિયામાં રહ્યાં નથી, ઊલટું તેઓ અશુભ ગતિમાં જઈ દુઃખના ભાગી બન્યા. બાહ્યની ઉચ્ચ દશામાં અહંકાર કરવો ન જોઈએ. અહંકાર મનનો ધર્મ છે. મનના ધર્મોને આત્માના ધર્મો કલ્પવા એ અજ્ઞાન છે; માટે મનમાં ઉત્પન્ન થતા અહંકારને ટાળતાં મનપ્રત્યાહારની સિદ્ધિ થાય છે.

## માયાનું સ્વરૂપ.

માયા ( કપટ ) જગત્માં અનેક પ્રકારની જન્મમરણની ઉપાધિમાં ફસાવે છે. બીજાને વા પોતાને ગમે તે રીતે છેતરવાનો મન વચન અને કાયાથી પ્રયત્ન કરવો તે **કપટ** કહેવાય છે. ખાડો ખોદે તે પડે એ કહેણી જગત્માં ચાલે છે તે ખરેખરી સત્ય છે. કપટ કરનાર અનેક પ્રાણીઓનું ભૂંડું કરીને પોતાનું પણ ભૂંડું કરે છે. અનાદિકાળથી જીવો કપટ કરે છે તો પણ કપટથી કોઇને શાંતિ થઈ નથી અને થવાની નથી. કપટની જાળ રચનાર પોતે જ કપટજાળમાં ફસાય છે. અનેક પ્રકારના વિષયોને ઉદ્દેશી કપટ પણ અનેક પ્રકારનું કહેવાય છે. રાજ્યસંબંધી કપટ, ગૃહસંબંધી કપટ, મિત્ર સંબંધી કપટ, વ્યાપાર સંબંધી કપટ, યુદ્ધ સંબંધી કપટ, ભોજન સંબંધી કપટ, ગમનાગમન સંબંધી કપટ, માન સંબંધી

કપટ, વિદ્યા સંબંધી કપટ, હુન્નર સંબંધી કપટ, સ્વજાતીય સંબંધી કપટ, પુત્ર સંબંધી કપટ, ધર્મ સંબંધી કપટ, ઉપદેશ સંબંધી કપટ, સ્વાર્થ સંબંધી કપટ, પરમાર્થ સંબંધી કપટ, ભક્તિ સંબંધી કપટ, ચારિત્ર સંબંધી કપટ, શ્રાવક સંબંધી કપટ અને સાધુ સંબંધી કપટ, ઇત્યાદિ અનેક પ્રકારનાં કપટ છે. અનંતાનુબંધી માયા, અપ્રત્યાખ્યાની માયા, પ્રત્યાખ્યાની માયા અને સંજ્વલની માયા. આ ચાર પ્રકારની માયા અનુક્રમે નરક તિર્યંચ મનુષ્ય અને દેવગતિની દેનારી છે. અનંતાનુબંધી માયા યાવજ્જીવ રહે છે. અપ્રત્યાખ્યાની માયા વર્ષપર્યંત રહે છે, પ્રત્યાખ્યાની માયા ચાર માસ પર્યંત રહે છે, સંજ્વલની માયા પન્નર દિવસ સુધી રહે છે. પ્રથમના કરતાં બીજીમાં અને બીજી કરતાં ત્રીજીમાં અને ત્રીજી કરતાં ચોથી માયામાં અનુક્રમે અલ્પ અલ્પ કર્મ બંધાય છે. આત્માના અનંતગુણની પ્રાપ્તિમાં કપટ વિઘ્નકારક છે. કપટના પરિણામથી આત્મા, અનંતકર્મની વર્ગણા ગ્રહણ કરે છે. જે જે સમયે કપટના પરિણામ થાય છે તે તે સમયે આત્મા મલિનતાને ધારણ કરે છે. જેવા જેવા કપટના તીવ્ર વા મંદ પરિણામ થાય છે તેવા તેવા તીવ્ર યા મંદ પરિણામે તીવ્ર વા મંદ, કર્મના બંધ પડે છે. કપટના બે ભેદ છે. **પ્રશસ્ત** અને **અપ્રશસ્ત** તેમાં અપ્રશસ્ત કરતાં **પ્રશસ્ત કપટ** અપેક્ષાએ જરા ઠીક કહેવાય છે, પણ વસ્તુતઃ જોતાં બન્ને પ્રકારનાં કપટ ત્યાગ કરવા લાયક છે; કપટથી કોઈ સુખી થયો નથી અને થવાનો

પણ નથી. કપટના પરિણામયોગે અનેક પ્રકારનાં તપ જપ અને વ્રત વગેરે કરવામાં આવે છે તો પણ તે નિષ્ફલ જાય છે. કપટથી તરવારની ધાર ઉપર નાચવાની પેઠે ઉત્કૃષ્ટ ચારિત્ર પાળવામાં આવે તો પણ જન્મ, જરા અને મરણનાં દુઃખ ટળતાં નથી. આત્માની શુદ્ધ સરલ દશામાં કપટ આડું આવીને ઊભું રહે છે. જ્યાં સુધી કપટ છે ત્યાં સુધી મનના પરિણામ સરળ રહેતા નથી. આત્માની શુદ્ધ દશાને કપટ ચીરી નાખે છે. કપટથી મોટા મોટા તપસ્વીઓ પણ ઉપરના ગુણસ્થાનકથી નીચે લથડી પડ્યા છે. માન પૂજા કીર્તિ અને સ્વાર્થ આદિ સંયોગોને લઈ મનમાં કપટ ઉત્પન્ન થાય છે. વિનયરત્ન જેવાએ બાહ્ય મનોહર ચારિત્ર પાળ્યું પણ મનમાં કપટનો પરિણામ હોવાથી નૃપતિઘાત કરી નરકમાં ગયો. બાહ્યથી ધર્મની અનેક ક્રિયાઓ કરનારા પણ મનમાં કપટના પરિણામ ધારણ કરનારા અનંત જન્મ જરા અને મરણના દુઃખને પ્રાપ્ત કરે છે. આ જીવે સ્વાર્થને માટે અનેક પ્રકારના કપટો કરી હિંસા જૂઠ ચોરી વ્યભિચાર અને વિશ્વાસઘાત આદિ કુકર્મો કર્યાં પણ હજી તેની શાંતિ થઇ નહીં. હજી પણ મનમાંથી કપટભાવ પૂર્ણપણે જતો નથી. કોઇ પણ સામાન્ય પ્રસંગમાં પણ કપટ કર્યા વિના ચાલે નહિ. આવી સ્થિતિથી મનુષ્ય સંસારમાં જન્મ જરા અને મરણની વૃદ્ધિ કરતો જાય છે. હજી કોણ જાણે ક્યાંસુધી કપટમાં જીવ પોતાનું જીવન ગાળશે. હે જીવ! જો તું આત્મજ્ઞાનથી સમજે તો કપટના

ફંદમાં ફસાય નહિ. જ્યારે ત્યારે પણ કપટનો નાશ કરવો જોઈએ; કારણ કે તેથી અનંતદુઃખ પ્રગટે છે.

### कपटनाश करवाना उपायो.

પુદ્ગલ વસ્તુમાં જ્યાંસુધી મ્હારાપણાની બુદ્ધિ થાય છે ત્યાંસુધી કપટ છે. જડ પદાર્થોમાં સત્ય સુખ નથી એવો નિશ્ચય કરવો. સરલતા ધારણ કરવાથી જે કાર્યો કરવાનાં ધાર્યાં હોય છે તે સુખે પાર પડે છે. કપટ કરવાથી આત્માનો પરિણામ કપટરૂપ બનવાથી પોતાનું અને પરનું ભલું થતું નથી; માટે જે જે વખતે કપટના વિચારો આવે તે તે વખતે સરલતાના વા આત્માની શુદ્ધ પરિણતિના વિચારો કરી કપટના વિચારો થતા ને થતા જ વારવા. અમુક અમુક સંયોગોમાં અમુક અમુક કારણપ્રસંગે કપટ થાય તો તે વખતે આત્માનું શુદ્ધસ્વરૂપ વિચારવું. સ્વાર્થની માયામાં દુઃખની છાયા છે; એવા સત્ય વિચારોના પ્રકાશથી કપટરૂપ અંધકારનો નાશ થાય છે; માયારૂપ વિષવલ્લિનો સરલતારૂપ દાતરડાથી નાશ કરવો જોઈએ. માયારૂપ રાક્ષસીનું જોર ટાળવું હોય તો આત્માની શુદ્ધદશાદેવીનું સ્મરણ કરવું કે જેથી તુર્ત માયા પલાયન કરી જશે. માયારૂપ સર્પિણીવિષનો નાશ કરવો હોય તો શુદ્ધોપયોગરૂપ જાંગુલીમંત્રનું સ્મરણ કરવું. માયાનું જોર અજ્ઞાનદશામાં બહુ પ્રવર્તે છે, માટે આત્મજ્ઞાનદશા પ્રાપ્ત કરીને માયાનું જોર ટાળવું જોઈએ. સર્વ પ્રકારના વિચાર કરવામાં સર્વ પ્રકારનું બોલવામાં અને કાયાની પ્રવૃત્તિ કરવામાં અંશ-

માત્ર પણ કપટકળા કરવી યોગ્ય નથી. કપટની કળાથી જે વિચારાય છે જે બોલાય છે અને જે કાયાથી કરાય છે તેમાં અંતે આત્મહિત થતું નથી; એમ જાણી આત્માના શુદ્ધ સ્વરૂપમાં રમણતા કરી ત્રણ પ્રકારની ક્રિયાઓમાં નિર્દંભતા ધારણ કરવી. કપટનો ત્યાગ કરતાં પ્રથમ જે કંઈ ખમવું પડે તે ખમવું પણ કપટનો કદી આદર કરવો નહીં. કપટ કરનારાઓ કદી લઘુલાઘવી કળાથી પોતાના કાર્યમાં ફાવી જાય, તોપણ મનપ્રત્યાહારસાધકે કદી કપટ કરવું નહિ. કપટકળાથી થતી ઉન્નતિ અંતે નાશ પામ્યા વિના રહેતી નથી, માટે અલ્પ એવી પણ આત્મોન્નતિ કપટનો ત્યાગ કરી કરવી.

### લોભ.

સર્વ દોષોનું સ્થાન લોભ છે. જો લોભ છે તો અન્ય દોષો પણ આવીને રહે છે. જો લોભ ગયો તો સવ દોષો પોતાની મેળે નાશ પામે છે. લોભથી મનની અધોદશા થતી જાય છે. લોભના પરવશમાં અનેક જીવો મહા અઘોર કર્મ કરે છે, લોભના ઉદયથી મનુષ્યો લાખો અને કરોડો જીવોની હિંસા કરે છે; મોટા મોટા યોગિયો પણ લોભના ઉદયથી ઉપશમશ્રેણિ ચડીને પણ પડી ગયા. અરે લોભ ! તું મહા દુષ્ટ છતાં મનુષ્યો ત્હને પ્રેમથી ચ્હાય છે; ત્હારી પૂજા જગત્‌માં અનેક પ્રાણીઓ શ્વાસોચ્છ્‌વાસે કરી રહ્યા છે, એક રૂપૈયો મળતાં બે અને બે મળતાં દશ અને દશ મળતાં સો હજાર દશ હજાર લાખ; દશ લાખ અને કરોડ આદિ રૂપૈયાનો લોભ વધતો જ -

સફળતાનો આધાર શક્તિ કરતાં ખંત ઉપર વધારે રહે છે.

જાય છે. લોભના પરવશ થએલા માતપિતાનો વધ કરે છે અને મિત્રોનો પણ નાશ કરે છે. લોભના પૂજારીઓ દેવગુરુ અને ધર્મને પણ હિસાબમાં ગણતા નથી. લોભના વશથી નીચની પણ સેવા કરવી પડે છે. અહો ! પોતાને રૂપની પેટી માનનાર વેશ્યા સ્ત્રી એક કોઢીયાને પણ સેવે છે. એક મૂર્ખ પુરુષની સેવામા લોભી એવો વિદ્વાન્ મનુષ્ય પણ પોતાનું જીવન ગાળે છે. લોભી પુરુષ પ્રાણથી પ્યારા એવા મિત્રનો પણ પલકમાં વિશ્વાસઘાત કરે છે. અરે લોભ ! તું જો જગત્મા ન હોત તો કલેશ, કુસંપ અને મારામારી દેખાત નહિ. અરે લોભ ! ત્હારા વશમાં થએલાને સ્વપ્નમાં પણ સુખ નથી; તેમ છતાં મનુષ્યો ત્હને હૃદયથી કેમ ચ્હાય છે ? અરે લોભ ! ત્હારી શક્તિ તું સર્વ જીવો પર ચલાવે છે તોપણ તેઓ બિચારા પોતાને પરતંત્ર માનતા નથી; એવી ત્હારી લીલાને કોણ કળી શકે તેમ છે? અરે લોભ! તું જ્ઞાની અને અજ્ઞાનીની પણ એકસરખી અવસ્થા કરે છે. અરે લોભ ! ત્હારી ઉપર જેણે વિશ્વાસ રાખ્યો તે ખરેખર દેખતો છતો અંધ છે અને સાંભળતો છતો બધિર છે. અરે લોભ ! ત્હારી અધમતાનો પાર આવે તેમ નથી કારણ કે ત્હારા પૂજારીને નરક અને નિગોદનાં દુઃખ તું આપે છે.

હે લોભ ! ત્હારી અપરંપાર લીલા છે, ત્હારા વશમાં આવેલા ઉત્તમ પુરુષો પણ ગરીબમાં ગરીબ સ્થિતિ પ્રાપ્ત કરી

આત્માના સત્યસુખથી પરાઙ્મુખ રહે છે. હે લોભ! હવે તુ દૂર થા; કારણ કે ત્હારી મિત્રાઈથી અનન્તકાળથી દુઃખોજ પ્રાપ્ત કર્યાં છે. હે લોભ! તું અનેક વેષે મનમાં પેસીને આચાર અને વિચારને બગાડી નાખે છે; ત્હારી અધમતા ઉપર વિચાર કરતાં ત્હને કરોડ વખત ધિક્કાર આપવો જોઈએ. હે લોભ! તું જેને વળગે છે તેનો છેડો મહામહેનતે છોડે છે. ત્હારા સંગથી જ્ઞાનિયોનાં જ્ઞાન નાઠાં વ્રતીઓનાં વ્રત નાઠાં, અને સત્યવાદિયોનાં સત્ય નાઠાં. હે લોભ! તું મોટા મોટા યોગિઓની કિંમત પણ કોડીની કરી નાખે છે. હે લોભ! ત્હારા વશમાં આવેલા મનુષ્યો પરમેશ્વરની મૂર્તિયોને પણ ચોરી જાય છે અને વેચે છે તેમજ પ્રભુની મૂર્તિદ્વારા આજીવિકા ચલાવે છે. હે લોભ! તું મોટા મોટા યોગિયોને પણ સ્પૃહા કરાવે છે; મોટા મોટા ધ્યાનીઓને પણ તું ત્હારા દાસ બનાવે છે. હે લોભ! ત્હારા વશમાં આવેલા પ્રાણીયો ચોરી કરે છે પર્વતનાં શિખર પર ચડે છે અને સમુદ્રના તળીએ પ્રવેશે છે. અરે લોભ! વનસ્પતિ વગેરે એકેંદ્રિય જીવોમાં પણ તું વાસ કરીને રહ્યો છે. હે લોભ! તું મોહરાજાનો અગ્રગણ્ય સુભટ છે; જેથી ત્હારાથી સર્વ જીવો ભય પામે છે; પણ અજ્ઞાનના ઉદયે તું સર્વ જીવોને વ્હાલો લાગે છે. હે લોભ! ત્હારા ઉદયે અનેક જીવો યુદ્ધ વગેરેમાં મર્યા મરે છે અને મરશે. હે લોભ! ત્હારૂં નાટક જગતમાં અનાદિકાળથી છે અને અનંતકાળ સુધી રહેવાનું. હે લોભ! ત્હારા પાસમાંથી જે જીવો છૂટયા તે ત્રણ ભુવનના રાજા થાય છે. સ્ત્રીનો

લોભ પુત્રનો લોભ રાજ્યનો લોભ વસ્ત્ર લોભ પાત્ર લોભ ધન લોભ ધાન્ય લોભ ક્ષેત્ર લોભ ગૃહ લોભ સુવર્ણ લોભ પુત્રી લોભ કુટુંબ લોભ પદવી લોભ કીર્તિ લોભ માનપૂજા યશનો લોભ મહત્તા લોભ સત્તા લોભ ભકતલોભ શિષ્યલોભ આજીવિકાલોભ ભોજ્યવસ્તુલોભ રૂપલોભ વિદ્યાલોભ પુસ્તક લોભ સ્વદેશલોભ પરદેશ લોભ વ્યાપાર લોભ અને હુન્નરકળા લોભ ઇત્યાદિ અનેક પ્રકારના અપ્રશસ્ય અને પ્રશસ્ય લોભ હોય છે.

લોભના ચાર પ્રકાર છે. અનંતાનુબંધી લોભ અપ્રત્યાખ્યાની લોભ પ્રત્યાખ્યાની લોભ અને સંજ્વલનનો લોભ અનંતાનુબંધી લોભથી નરકગતિમાં જવાય છે અપ્રત્યાખ્યાની લોભથી તિર્યંચની ગતિમાં જવાય છે પ્રત્યાખ્યાની લોભથી મનુષ્યગતિમાં જવાય છે સંજ્વલન લોભથી દેવલોકની ગતિમાં જવાય છે. આ કાલમાં સર્વ પ્રકારે લોભનો ક્ષય થતો નથી. લોભની દશા ત્યાગ કરવા યોગ્ય છે.

### लोभ त्याग करवाना उपायो.

સંતોષને ધારણ કરવાથી લોભનો ક્ષય થાય છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી જડ વસ્તુઓમાંથી પ્રેમ નાશ પામે છે. બાહ્ય વસ્તુઓમાં મ્હારાપણાની બુદ્ધિ ત્યાં સુધી રહે છે કે જ્યાં સુધી તેમાં ઇષ્ટપણાની બુદ્ધિ જાગ્રત્ રહે છે. જે વસ્તુઓ પોતાની થઈ નથી અને થવાની નથી તેમાં અહંમમતાની બુદ્ધિ ધારણ કરવી યોગ્ય નથી. પરવસ્તુઓમાં સુખની બુદ્ધિથી

જ લોભ થાય છે; પણ જ્યારે પરવસ્તુઓમાંથી સુખની ભ્રાંતિ ટળી જાય છે ત્યારે તે વસ્તુઓ હોય તોપણ તેમાં રુચિ થતી નથી. આત્માનું સત્ય સુખ છે તે આત્મામાં રહે છે ત્યારે શામાટે અન્ય વસ્તુઓમાં મુંઝાવું જોઈએ ? અલબત ન મુંઝાવું જોઇએ. આત્માની ઋદ્ધિ આત્મામાં છે. તેમાં જ સુખ બુદ્ધિ રાખી રમણતા કરવી જોઇએ. જે જે વખતે લોભના વિચારો હૃદયમાં જે જે વસ્તુઓ સંબંધી પ્રગટી નીકળે ત્યારે તેઓને સંતોષના વિચારોથી દબાવી દેવા. સંતોષના વિચારોમાં એટલી બધી શકિત છે કે તેની આગળ લોભનું કશું કંઈ ચાલતું નથી.—સંતોષરૂપ દેવની આગળ લોભરૂપ પિશાચનું કશું કંઈ ચાલતું નથી. આ દુનિયાના પદાર્થો કોઇના થયા નથી ને થવાના નથી. બાહ્યની લક્ષ્મી કોઇ સાથે લઈ ગયું નથી અને લઇ જનાર નથી. ક્ષણિક પદાર્થોમાં સત્ય સુખની આશા રાખવી તે વ્યર્થ છે. લોભના વિચારો જેમ જેમ મંદ પડે છે તેમ તેમ સંસારની ઉપાધિ ઘટવા માંડે છે. જડવસ્તુઓને જડરૂપે દેખવાથી તેમાં લોભ થતો નથી. અનાદિકાળથી લોભદશા ચાલી આવે છે અને અજ્ઞાનથી તે ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામે છે; તો પણ આત્મિકજ્ઞાને વિચારતાં લોભનો ઉદય શાંત પડે છે. મોટા મોટા મુનિવરો લોભના ઉદયને રોકી કર્મક્ષય કરી મુકિતમાં ગયા છે. લોભ ગમે તેવો બળવાન્ હોય તો પણ તે ક્ષય સ્વભાવવાળો છે તેથી અંતે તેનો ક્ષય થાય છે. આત્મજ્ઞાનબળથી લોભનો સર્વ પ્રકારે ક્ષય કરી શકાય છે. પરવસ્તુઓમાંથી

અહંત્વ છૂટતા જડમાં લોભ થતો નથી. અજ્ઞાનિયો જડવસ્તુ ઓને લક્ષ્મીરૂપ માને છે પણ જ્ઞાની પુરુષો લક્ષ્મીને નાકના મેલ સમાન ગણે છે. ગમે તે પ્રકારની બાહ્યવસ્તુઓમા મોહ પામતા નથી. જ્ઞાની પુરૂષો એમ જાણે છે કે આત્માના શુદ્ધ ધર્મની જે લક્ષ્મી છે તે જ આત્માની લક્ષ્મી છે, બાકી જડ રૂપ જે વસ્તુઓ છે તેમા પોતાનું કંઇ પણ નથી, ત્યારે તેમા લોભ પામવાનું કંઈ પણ પ્રયોજન દેખાતું નથી. રાજા અને બાદશાહો પરવસ્તુઓના લોભમા શ્વાસોચ્છ્વાસ પૂર્ણ કરીને અનેક મૃત્યુ પામ્યા અને પામશે લક્ષ્મી કોઇની સાથે ગઈ નથી અને જવાની નથી. મનુષ્ય પોતે બાહ્યની લક્ષ્મીને મ્હારી મ્હારી માની વળગી પડે છે. પણ લક્ષ્મી કંઇ તેને વળગતી નથી જે જડ વસ્તુઓ કંઇ પણ સમજતી નથી તેને પોતાની કેમ માનવી જોઇએ? કારણ કે તે જડ હોવાથી વિજાતીય છે. તેમજ જે વસ્તુઓ આત્માથી ભિન્ન છે અને ક્ષણિક છે તેને પોતાની કેમ માનવી જોઇએ? જે વસ્તુઓ ઇન્દ્રિજાળની પેઠે કૃત્રિમ છે તેને પોતાની કેમ માનવી જોઇએ? આત્મજ્ઞાનિયો મનમા થતા લોભને તુર્ત જ દૂર કરે છે અને લોભનો નાશ કરી ને મન પ્રત્યાહારને સાધે છે અનેક પુરૂષો ચાર પ્રકારના લોભનો ક્ષય કરી મુક્તિમા ગયા અને જશે મનમા થતા લોભનો નાશ થઈ શકે છે. જે જે ઉપાયોથી મનમાથી લોભ જાય તે તે ઉપાયોને અવલંબવા અને સંતોષ ગુણની પ્રાપ્તિ કરી પરમશાંતિ મેળવી

## મમતા.

મનમાં ઉત્પન્ન થતી મમતા વાર્યા વિના મનનો પ્રત્યાહાર સિદ્ધ થતો નથી. મનમાં ઉત્પન્ન થએલી મમતાથી ઇન્દ્રિયોની તદ્દતદ્દ વિષયોમાં પ્રવૃત્તિ થાય છે. મનમાં ઉત્પન્ન થએલ મમતાના બળથી ઇન્દ્રિયો પર ઘણી અસર થાય છે અને તે દોડદોડા કરી મૂકે છે; મનમાંથી મમતા જતાં ઇન્દ્રિયોની પ્રવૃત્તિ બંધ પડે છે, માટે પ્રત્યાહારના સાધકે મનમાંથી મમતાને દૂર કરવી જોઇએ. સર્વ સંસારના પ્રપંચની પ્રવૃત્તિનું મુખ્ય કારણ મમતા છે. જો મમતા હૃદયમાં છે તો પાંચે ઇન્દ્રિયોમાંથી એક પણ ઇન્દ્રિય જીતાઈ નથી અને જો મમતા ગઈ તો પાચે ઇન્દ્રિયો જીતાઈ એમ સમજી લેવું. મમતાના પ્રેર્યા દેવ અને દાનવો પણ યુદ્ધ કરે છે. મમતાના માર્યા એક દેશવાળા બીજા દેશવાળાની સાથે લડી મરે છે. મમતાના લીધે મનુષ્યભવનું અમૂલ્ય જીવન નાશ પામે છે. મમતાના માર્યા મનુષ્યો પોતપોતાનો ગ્રહેલો પક્ષ તાણીને અન્ય પક્ષનું ખંડન કરે છે. મમતાના માર્યા જીવો સત્યને જાણ્યા છતાં પણ અસત્યને ગ્રહણ કરે છે. મમતાના યોગે મનુષ્યો ક્ષણિક વસ્તુઓની પ્રાપ્તિ માટે રાત્રીદિવસ અનેક પ્રકારની ઝંખનાઓ કર્યા કરે છે. મમતાના માર્યા જીવો અજ્ઞાનમાં અંધ થઈ પોતાનું અને પરનું કલ્યાણ કરવા સમર્થ થઈ શકતા નથી. મમતાના યોગે જીવો હિંસા જાૂઠ ચોરી વિશ્વાસઘાત આરંભ સમારંભ કલેશ ઝઘડા પ્રપંચ પાખંડ દગાફટકા લુચ્ચાઈપણું થાપણચોરી

દ્વાણચોરી જૂઠી સાક્ષી ભરવી કપટની બાજી અને કુયુક્તિયો વગેરે અનેક પાપનાં કૃત્યો કરે છે. આખા શરીરને ટેકાવી રાખનાર જેમ વીર્ય છે તેમ સંસારનાં મૂળને ટેકાવી રાખનાર મમતા છે.

મનુષ્યો કષ્ટ વેઠી ગુણો ભેગા કરે છે ત્યારે મમતારાક્ષસી એક લીલામાત્રમાં સર્વ ગુણોનું ભક્ષણ કરી જાય છે. વડના બીજથી ઉગેલો વડ જેમ ઘણી ભૂમિને વ્યાપ્ત કરે છે, તેમ એક મમતાના પ્રપંચથી સર્વ પ્રપંચની કલ્પના થાય છે. મમત્વવડે મનુષ્ય નિઃશંક થઇને આરંભમાં પ્રવૃત્તિ કરે છે. મમત્વવડે એક મનુષ્ય બહુ મનુષ્યોના પોષણ માટે અનેક પ્રકારનાં પાપ કરી એકલો દુર્ગતિમાં જાય છે. મમતાંધ તો જેઃછે તેને દેખતો નથી પણ નથી ત્હેને દેખે છે. મમતાવાળા મનુષ્યનાં મનમાં કંઈ વચનમાં કંઈ અને ક્રિયામાં તો અન્ય પ્રવૃત્તિ દેખાય છે. મમતાવાન્ અકાર્યમાં વિચાર કર્યાવિના પ્રવૃત્તિ કરે છે. મમતાથી અંધ થએલ મનુષ્ય પોતાને ખરો માને છે અને મ્હારૂં તે સારૂં માની અન્યને ધિક્કારે છે. મમતામાં મુંઝાએલો મનુષ્ય હું કોણ ? અને સત્ય શું કરવાનું છે ? તેનો વિચાર કરી શકતો નથી. મમતાના યોગે એક મૂર્ખ પાપી પુરૂષના પણ દાસ બનવું પડે છે. મમતાના વેગમાં કેટલાક પુરૂષો ગાંડા બની ગયા, કેટલાક અઘોર કર્મ કરી નરકમાં ગયા, મમતાના યોગે ખૂનખાર લડાઈયોમાં કરોડો મનુષ્યો મરે છે, રામ અને રાવણ પાંડવ અને કૌરવ જાપાન

અને રૂશિયા વગેરેને જે જે લડાઇઓ થઈ તેમાં ખરૂં કારણ તો મમતાજ છે. મમતાના યોગે લાખો રૂપૈયા પાસે છતાં મનુષ્ય એક પૈસો પણ ખર્ચતો નથી. મમતાના યોગે મનુષ્ય, પોતાની જે વસ્તુ ન હોય તેને પણ પોતાની માને છે. મમતાંધ મનુષ્યોને જડ વસ્તુઓમાં એવો અહંભાવ બંધાયલો છે કે તે ટાળ્યો એકદમ ટળી શકતો નથી. લક્ષ્મીની મમતાવાળાને લક્ષ્મી વિના સર્વત્ર શૂન્યતા ભાસે છે, સ્ત્રીની મમતા કરનારને સર્વત્ર સ્ત્રીવિના શૂન્યતા ભાસે છે. અનેક વસ્તુઓ પર થતી મમતાના યોગે મમતાના અનેક ભેદો પડે છે. મમતાવાળો એક કોડીની કિંમતવાળી વસ્તુને પણ કરોડ રૂપૈયાની કિંમત જેવી માને છે. મમતાંધ પુરુષો પોતાના સ્વાર્થમાં એવા તો મચ્યા રહે છે કે તે અન્ય જીવોનું ભલું કરવા જરામાત્ર પણ લક્ષ્ય આપતા નથી. મમતાવંત પુરુષ રાત્રિ અને દિવસ અનેક પ્રકારના વિકલ્પ સંકલ્પો કરે છે. મમતાવંત પુરુષ હું ને મારું જ્યાં ત્યાં માની મનની નિર્મલતા કરી શકતો નથી. મમતાવંત અનેક જીવો દુર્ગતિ પામ્યા અને પામશે; ખરેખર મમતાનો ત્યાગ કર્યાવિના જીવન ઉચ્ચ થતું નથી.

### "મમતાનો ત્યાગ કરવો જોઈએ."

મમતાનો ત્યાગ કરવો હોય તો સમતાનો આદર કરવો જોઇએ. સમતાના વિચારો આવતાં મમતાના વિચારો તુરત પલાયન કરી જાય છે. કોઈ વસ્તુ પર રાગ નહિ તેમ દ્વેષ પણ નહિ. આવી સમતાની દશા અંગીકાર કરવાથી અનેક ભવની

૬૭ થએલી મમતાની વાસના જોતજોતામાં ચાલી જાય છે અને તેથી મનની સમાનતા રહે છે. મમતારૂપ રક્તતા મનની અંદરથી જતા-સમતાની સ્વચ્છતાથી-મનરૂપ સ્ફટિકની કાન્તિ દેદીપ્યમાન થાય છે. અમુક પ્રિય અને અમુક અપ્રિય છે એવી કલ્પનાનો નાશ સમતાથી ત્વરિત થાય છે. શુદ્ધ નયમાં રમણ કરનારાઓને દ્વિધાભાવ જણાતો નથી. આ મ્હારું અને આ ત્હારું એવી વ્યવહારની કલ્પનામાં સમતાવંત પુરુષોનું લક્ષ્ય રહેતું નથી. મમતા એ રાક્ષસી છે એમ જાણ્યાબાદ કોણ પુરુષ મમતા કરી શકે ? અલબત્ત આત્માર્થી ભવભીરુ પુરુષ તો મમતાની છાયામાં પણ જાય નહિ. હે આત્મન્ ! ત્હારે જગત્‌ની કોઈ પણ વસ્તુ પર મ્હારાપણાની બુદ્ધિ રાખવી તે યોગ્ય નથી, કારણ કે મ્હારી માનેલી વસ્તુઓમાંથી એક પણ પોતાની થતી નથી. પર વસ્તુને પોતાની માનીને તેની પ્રાપ્તિમા આત્મા અનેક કષ્ટો વેઠે છે; પણ અન્તે તે વસ્તુઓ ઉલટી દુઃખની દેનારી થાય છે. મમતાના યોગે જો કોઈ પણ વસ્તુમા મમતાની વાસના રહી જાય છે તો પુનઃ ત્યાં અવતાર ધારણ કરવો પડે છે; મરતી વખતે મમતાવંતનો જીવ ઘણો આકુલ વ્યાકુલ થાય છે અને તેથી તેને નીચ યોનિમાં અવતરવું પડે છે, માટે મમતાનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ. જે જે વસ્તુ ઓપર મમતાભાવ પ્રગટે કે તુરત મનમાં તે તે વસ્તુઓની અસારતા ચિંતવવી અને તે ક્ષણિક વસ્તુઓનાં રૂપાંતરો કેવી રીતે ફરે છે તેનો વિચાર કરવો; કે જેથી તુર્ત મમતાના વેગો શમી જાય. કોઈ પણ ક્ષણિક વસ્તુઓ મ્હારી નથી-આવી હૃદયમાં

સતત ભાવના એવી ભાવ્યા કરવી કે જેથી મમતાનો એક પણ વિચાર હૃદયમાં અસર કરી શકે નહિ; આમ આત્મજ્ઞાનપૂર્વક સતત અભ્યાસ કરવાથી, ક્ષણે ક્ષણે મમતાની વાસના ઓછી થતાં થતાં અંતે મમતારહિત મન રહેશે. આ પ્રમાણે મમતા દૂર કર્યાથી મનઃપ્રત્યાહારની સિદ્ધિ થશે.

"ઈર્ષ્યાનો ત્યાગ."

આત્મધર્મ સાધકોએ ઇર્ષ્યાનો ત્યાગ કરવો જોઇએ. પરની ઉન્નતિ દેખી આપણે શામાટે ઇર્ષ્યા કરવી જોઇએ? ઇર્ષ્યા કરનાર આ ભવમાં અને પર ભવમાં સુખી થતો નથી, ઇર્ષ્યા કરનાર વિનાપ્રયોજને સદાકાલ મનમાં બળતો રહે છે, ઇર્ષ્યાળુ પોતે પણ બળે છે અને અન્ય પુરુષોને પણ બાળે છે, ઇર્ષ્યાવંત પુરુષ અનેક દોષોનું આલય બને છે, ઇર્ષ્યાવંત પુરુષોએ જગત્માં અનેક યુદ્ધો કર્યાં છે અને અદ્યાપિ કરે છે. ઇર્ષ્યાળુ પુરુષો રાગદ્વેષમાં વિશેષતઃ ફસાઈ જાય છે. ઇર્ષ્યાળુ પુરુષની ઉન્નતિ થતી નથી પણ ઉલટી ત્હેની અવનતિ થાય છે. ઇર્ષ્યાળુ પુરુષ અન્યની ઉન્નતિને દેખી સહન કરતો નથી તેનું કારણ એ છે કે તે પોતાની જ ઉન્નતિ ઇચ્છે છે. ઇર્ષ્યાળુ મનુષ્યો, અન્યની ઉન્નતિ બીલકુલ ખમી શકતા નથી. અજ્ઞાનથી ઇર્ષ્યાનો દોષ પ્રતિદિન વૃદ્ધિ પામ્યા કરે છે, અજ્ઞાની મનુષ્ય અહંમમત્વાધીન થઈ પરવસ્તુમાં લયલીન થઈ રહે છે. અહંકારમાં અંધ થએલા જીવો પોતાની આત્મિક ઉન્નતિ દેખી શકતા નથી. ઇર્ષ્યાના યોગે જીવો મોક્ષમાર્ગાભિમુખ થઈ શકતા નથી,

---

સટ્ટો એ દેવાળાની માતા છે.

ઊલટા વારંવાર બાહ્યવૃત્તિને સેવી અધોગતિને પ્રાપ્ત કરે છે. પારકાની ઉન્નતિને પોતાની માની જે પુરુષો પ્રમોદભાવને ધારણ કરે છે તેમને સદાકાલ નમસ્કાર હો. રાજાને રાજા સાથે વકીલને વકીલ સાથે વિદ્વાન્‌ને વિદ્વાન્ સાથે વેશ્યાને વેશ્યા સાથે વ્યાપારીને વ્યાપારી સાથે શિક્ષકને શિક્ષક સાથે પ્રોફેસરને પ્રોફેસર સાથે હઠયોગીને હઠયોગી સાથે મલ્લને મલ્લ સાથે વાદીને વાદી સાથે કારીગરને કારીગર સાથે વક્તાને અન્ય વક્તા સાથે અને સ્ત્રીને શોકય સાથે પ્રાયઃ ઇર્ષ્યા હોય છે. ઇર્ષ્યારૂપ દાવાનલમાં પડેલા જીવો ક્ષણમાત્ર પણ ખરી શાંતિ પામી શકતા નથી; ઇર્ષ્યાથી નિરાંતે નિદ્રા પણ આવતી નથી. ઇર્ષ્યામાં ઘેરાયલા જીવોની શુદ્ધબુદ્ધિ રહેતી નથી. ધવલ શેઠે શ્રીપાલરાજા ઉપર ઇર્ષ્યા કરી પણ ઊલટું શ્રીપાલનું અહિત કરતાં કરતાં પોતાનું અહિત થઈ ગયું. ખાડો ખોદે તે પડે તેની પેઠે ઇર્ષ્યાલુ પુરુષ પોતેજ ઇર્ષ્યાના ખાડામાં પડીને નીચ અવતાર પામે છે. અરે ઇર્ષ્યા! જગત્‌માં તુંજ જ્યાં ત્યાં કલેશ કરાવે છે, જ્યાં ત્યાં વેરઝેરનાં બીજ હે ઇર્ષ્યા! તુંજ વાવે છે. તારા સંગમાં આવેલા જીવો કદી સુખી થતા નથી અને તે પામર જીવો સદાની શાંતિ પામી શકતા નથી; માટે તું ઇર્ષ્યા એક રાક્ષસી સરખી ગણાય છે. હે ઇર્ષ્યા! ત્હારી સંગતિ ત્રણ કાલમાં કોઇને સુખની આપનારી નથી; ત્હારી દુષ્ટતાનું જેટલું વર્ણન કરીએ તેટલું ઓછું છે. હે અભાગિણી! ત્હારા આવવાથી મોટા મોટા સંતપુરુષો પણ મુક્તિના સોપાનથી પાછા પડે છે તે કોણ જાણતું નથી. કોઈ જીવના ભલામાં ત્હારી સારી વૃત્તિ થતી નથી માટે જ

સન્ત પુરુષો ત્હને ઇર્ષ્યાનું નામ આપે છે. તું ગુપચુપ રીતે મનુષ્યોના હૃદયમાં પ્રવેશ કરે છે માટે તું ચોર કરતાં પણ ભૂંડી છે. ચોર તો બાહ્યનું ધન ચોરે છે પણ તું તો આત્માની જ્ઞાન દર્શન અને ચારિત્ર ઋદ્ધિને લૂંટે છે; માટે ત્હારા જેવી દુષ્ટા કોઈ નથી. હે ઇર્ષ્યા ! તું મનુષ્યોની માત્ર કાળી બાજુ દેખે છે માટે તું નીચ કહેવાય છે. અનાદિ કાળથી પડેલો ત્હારો સ્વભાવ તું પ્રાણાંતે પણ મૂકતી નથી, માટે તું દુષ્ટ સ્વભાવવાળી જગત્‌માં ગણાય છે. ત્હારી પ્રબલ શક્તિ છે પણ મનુષ્યો જ્યારે પોતાના આત્માનું જ્ઞાન મેળવે છે ત્યારે તને સહેજે જીતી શકે છે; અનેક તીર્થંકરો ત્હને જીતીને મુક્તિમાં ગયા અને અનેક મુક્તિમાં જશે; અનેક મુનિવરો તને જીતે છે અને ભવિષ્યકાળમાં જીતશે. જેમ જેમ આત્મજ્ઞાનથી આત્મબળ વૃદ્ધિ પામે છે તેમ તેમ ત્હારું જોર પૂર્ણિમા પછીના ચંદ્રની પેઠે ઘટવા માંડે છે. જેમ જેમ આત્મજ્ઞાનથી સાધકો મનના ધર્મને વશમાં રાખે છે તેમ તેમ તું દાબમાં આવતી જાય છે; છેવટે ત્હારું મૂળમાંથી નિકંદન થાય છે. બાહ્ય વસ્તુમાં આત્મબુદ્ધિ નહીં ધારણ કરનારા યોગિયો ક્ષણવારમાં ત્હારો નાશ કરે છે અને મનનો પ્રત્યાહાર સિદ્ધ કરે છે.

## " अब्रह्मचर्य. "

જગત્‌માં જો અબ્રહ્મચર્યની વૃત્તિ ન હોત તો આ સંસારનો અંત આવી જાત. અબ્રહ્મચર્યની ઈચ્છાથી જ્ઞાની પુરૂષો પણ અજ્ઞાનીની પેઠે આચરણ કરે છે અને પોતાનું સત્ય સુખ

ભૂલીને અસત્ય સુખમાં અંધ બને છે. હે કામ! નવમા ગુણ-
સ્થાનક પર્યંત તું લાગ જોઇને મુનિવરોને પીડે છે. હે કામ!
ત્હારી શક્તિથી બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવ પણ હાર્યા છે. ત્હેં
મોટામોટા યોગિયોને પણ ત્હારા દાસ કર્યા છે, સર્વત્ર તું
વાસ કરીને રહ્યો છે, યુદ્ધમાં મહાબળીયા એવા યોદ્ધાઓ પણ
ત્હારાથી હારી જાય છે, તું ઇન્દ્ર ચંદ્ર નાગેન્દ્ર અને ચક્રવર્તિ
જેવાઓને પણ પોતાના દાસ કરે છે, મોટા–મોટા તપસ્વિયોની
લંગોટીયો પણ તું બગાડે છે, મોટા મોટા યોગિયો પણ ત્હારા
ઉદયથી બહિર્મુખ વૃત્તિને ધારણ કરી માયાના પાશમાં પડે
છે, અબ્રહ્મચર્યની ઇચ્છામાં મનુષ્ય છતી આંખે પણ અંધ બને
છે અને ન કરવાનાં કૃત્ય કરે છે ને કરાવે છે. હે કામ! તું
ખરેખર જગત્‌માં સર્વ જીવોને દુઃખ આપે છે, તું ન હોત
તો જગત્‌ના જીવો જન્મ–જરા અને મરણનાં દુઃખો ભોગવત
નહિ. મોટા મોટા લબ્ધિધારક મુનિયો કે જેઓ ત્હારા સામે
યુદ્ધ કરતા હતા તેવાઓને પણ ત્હેં સ્ત્રીના દાસ બનાવ્યા–
તેવાઓ પણ પોતાની પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયા. અરે કામ! સર્વ
સંસારી જીવોમાં તરતમયોગે તું રહ્યો છું, ત્હારા પાસમાં આવે-
લાની શક્તિને તું ક્ષણમાં હરી લે છે. બ્રહ્મચારિયોની અધમ દશા
હે કામ! ત્હારા બળથી થાય છે અને તેથી તેઓ બ્રહ્મચર્યથી પાછા
પડે છે. મહાશૂરવીર થઇને કરેલી પ્રતિજ્ઞાઓને પણ તું એક
ક્ષણમાં ભૂલાવે છે. ત્હારા સપાટામાં આવેલાના તું બેહાલ કરે છે;
અરે કામ! ત્હારી સંગતિથી પરાશર આદિ ઋષિયો પડી ગયા.

અખંડ બ્રહ્મચારીનું બળ પણ તું હરે છે. જગત્‌માં મનુષ્યોની ફજેતી કરનાર તું છે. હે કામ ! ત્હને મનુષ્યો અનેક હેતુઓ-દ્વારા પૂજે છે. ત્હારી આજ્ઞામાં ન છૂટકે પણ મનુષ્યોને રહેવું પડે છે. હે કામ ! તું અઘોર કર્મ કરાવે છે; ત્હારા વશમાં આવેલા જીવો ગાંડાની માફક અનેક પ્રકારના હાસ્યજનક ચાળા કરે છે; તું કોઇની શરમ રાખતો નથી. પુરુષો, સ્ત્રિયો અને નપુંસકો ત્હારા વેગથી પીડાય છે અને લજ્જાનો ત્યાગ કરી અકૃત્યમાં પ્રવેશ કરે છે. હે કામ ! ત્હારા વેગમાં સપડાયલો જીવ પોતાનું અને પરનું હિત કરી શકતો નથી. કામાંધ જીવો અનેક જીવોની હિંસા કરે છે, સિદ્ધરાજની પેઠે પારકી સ્ત્રીમાં પ્રેમ ધારણ કરે છે, પૃથ્વીરાજની પેઠે સ્ત્રીના તાનમાં ફસાઇને દેશનો અને ધર્મનો નાશ કરે છે. કામાંધ પુરુષોને સ્ત્રીઓ નચાવે છે, પાણી ભરાવે છે, લાતો મારે છે, એઠું ખવરાવે છે તો પણ મનુષ્યો લલનાના ગુલામ રહેવામાં સુખ માને છે. કામના વશ થએલી સ્ત્રીઓ પણ કુલની લજ્જાનો ત્યાગ કરે છે, હિંસા કરે છે, જૂઠું બોલે છે, વિશ્વાસઘાત કરે છે, ઘોર પાપકર્મ કરતાં જરા માત્ર અચકાતી નથી, વેશ્યાના ધંધા પણ કરે છે, પિંગલાની પેઠે મૂઢ મનુષ્યના રૂપમાં પણ મોહ પામે છે. સગાંવ્હાલાંની શિખામણોને માનતી નથી; કામના વશ થએલી સ્ત્રીયો કેટલીક પોતાના ધણીને પણ મારી નાખે છે, મુખે જૂદું બોલે છે, કાયાથી જુદી ચેષ્ટાઓ કરે છે અને મનમાં કંઇક જુદું ચિંતવે છે. કામના વશમાં પડેલી સ્ત્રીઓ રાત્રી અને દિવસ અબ્રહ્મચર્યના વિચારો કર્યા

કરે છે, અને અનેક પ્રકારનાં કુકર્મ કરે છે. કામના વશ થએલી સ્ત્રીઓ પોતાનું ખરૂં સ્વરૂપ વિચારી શકતી નથી. ઘડીઘડીમાં બ્રહ્મચર્ય ત્યાગના સંકલ્પો કરી કરીને પણ પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાય છે. કામના વશ થએલા જુવાન પુત્રો તથા પુત્રીઓ બ્રહ્મચર્યને પાળી શકતાં નથી અને ઉલટા માર્ગે દોરાય છે. કેટલાંક માબાપો પોતાનાં છોકરાઓને અને છોકરીઓને બાળલગ્નની હોળીમા હોમે છે તેથી કેટલાક જુવાન પુત્રો અને પુત્રીઓ અબ્રહ્મચર્ય્યના ભોગ થઇ પોતાની અમૂલ્ય કાયાનો નાશ કરે છે. કામના વશ થએલા નપુંસકો પણ પાવૈયાની પેઠે ચાળા કરતા બ્રહ્મચર્યના વિચારોથી અનેક પ્રકારનાં કુકર્મ કરે છે અને આત્મહિત સાધી શકતા નથી; કામે જગત્‌ના સઘળા જીવોને પોતાના વશમાં લીધા છે. જગતને બાળનાર હે કામ ! હવે તું દૂર થા ! ! હે કામ ! ત્હારી સંગતિ કરનારાઓ અનેક પ્રકારનાં સંકટોમાં આવી પડે છે અને મરીને નીચ યોનિમાં અવતારો ધારણ કરે છે. દેવતાઓ પણ કામના વશ થઇ અનેક પ્રકારનાં યુદ્ધો કરે છે. સર્વ દુર્ગુણોને જીતી શકાય છે પણ કામની દુષ્ટતાને જીતી શકાતી નથી. હે કામ ! ત્હારા વશમાં પડેલા પ્રાણિયો સર્વ પ્રકારની ઉચ્ચ પદવીથી ભ્રષ્ટ થાય છે માટે તું દુષ્ટ-નીચ ગણાય છે. દેવતાઓના યુદ્ધને પણ જીતનારા કામના દાસ બને છે; અન્ય જનોને બાળી ભસ્મ કરનારા પણ પતંગીઆની પેઠે કામાગ્નિમાં બળી ભસ્મ થાય છે; આકાશમાં ઉડનારા પુરુષો પણ કામરૂપ

નાગપાશથી બંધાયલા જરામાત્ર ચાલી શકવાને સમર્થ થતા નથી; યુદ્ધમાં અનેક પુરુષોને વિંધી નાંખનારાઓ પણ કામથી વિંધાતાં પોતાની શુદ્ધ બુદ્ધિ ભૂલી જાય છે. મંત્ર તંત્રથી દેવ દેવીઓને વશ કરનારાઓ પણ કામના મંત્ર તંત્રમાં ફસાઈ જઇને રાત્રિ દિવસ કામનું આરાધન કરે છે. કેટલાક મનુષ્યો લિંગને પણ ઇશ્વર માની તેની પૂજા કરે છે, કેટલાક લોકો ઉપરથી કામની નિંદા કરે છે પણ અન્તરમાં કામની વાસનાના દાસ બને છે; કેટલાક કાયાથકી બ્રહ્મચારી ગણાય છે પણ કામની વાસનાના યોગે હૃદયમાં તો વ્યભિચારી હોય છે. આ રીતે ચૌદ રાજલોકમાં કામની સત્તા વ્યાપી રહી છે. અહો ! કામથી પુરુષો અબ્રહ્મચર્યમાં રાચીમાચીને પ્રવૃત્તિ કરે છે, તેના માટે ટાઢ તાપ તૃષા અને ક્ષુધા વગેરેનાં અનેક કષ્ટો વેઠાય છે. બ્રહ્મચર્યની ઇચ્છા દરરોજ વૃદ્ધિ પામતી જાય છે અને તે ભોગ ભોગવતાં પણ ઘટતી નથી. અબ્રહ્મચર્યના કામી પુરુષો સર્વ પ્રકારનાં પાપ કરે છે, ચાર પ્રકારની મહાઘાતો પણ કામના વશથી થાય છે, અબ્રહ્મચર્યના યોગે જગત્‌માં અત્યંત અત્યાચારો દેખવામાં આવે છે. કામના વશમાં પીડાતા જનો ઔદયિક ભાવમાં રંગાય છે, આત્મસુખથી ભ્રષ્ટ થાય છે; અન્યાયના માર્ગમાં દેખતા છતાં પ્રવૃત્તિ કરે છે. પોતાના આત્માની અધોગતિ કરે છે અને અન્ય જનોને પણ ઉન્માર્ગમાં દોરે છે. અબ્રહ્મચર્યની આવી અધમ દશામાં સપડાયેલ જીવો ચિન્તારૂપી ચિતામાં બળે છે અને દ્રવ્ય તથા ભાવપ્રાણનો નાશ કરે છે.

" अब्रह्मचर्यनी अभिलाषा त्यागवा योग्य छे. "

અબ્રહ્મચર્યની અભિલાષામાં અને તેની પ્રવૃત્તિમાં નક્કી સમજવું કે ત્રણ કાલમાં સુખ મળનાર નથી, અનંતકાળથી જીવો અબ્રહ્મચર્યની પ્રવૃત્તિ કરે છે પણ તેમાં કોઇને સત્ય સુખ થયું નથી અને કોઇને સત્ય સુખ થનાર નથી. શરીરોના સંબંધમાં સત્ય સુખની આશા રાખવી તે કેવલ ભ્રમણા છે. જે મહાત્માઓ આત્માનુભવ સુખનો સ્વાદ ચાખે છે, તેઓને અબ્રહ્મચર્યમાં સુખની બુદ્ધિ રહેતી નથી. શરીરોના સંબંધમાં અજ્ઞાની સુખ માની લે છે, જો કે જ્ઞાની પુરુષો પ્રારબ્ધ કર્મના ઉદયે સ્ત્રીશરીરના સંસર્ગમાં આવે છે છતાં શરીરના સંબંધથી તેઓ સુખ માની લેતા નથી. જેઓએ આત્માના સુખની લ્હેરિયો લીધી છે તેઓ કદી અબ્રહ્મચર્યમાં સુખનો વિશ્વાસ ધારણ કરતા નથી. જ્ઞાનીપુરુષો આત્મબળથી મનમાં ઉત્પન્ન થતા અબ્રહ્મચર્યના વિચારોને હઠાવે છે. તેઓ સ્ત્રીઓના રૂપમાં રંગાતા નથી; સ્ત્રીઓને દેખી તેઓ મનમાં અબ્રહ્મચર્યના વિચારો કરતા નથી. જ્ઞાની પુરુષોએ આત્મામાંજ સુખ દેખ્યું છે તેથી તેઓ મૈથુનના ભ્રમસુખમાં ભ્રમિત થતા નથી. જ્ઞાની પુરૂષોને સદાકાલ ઉત્તમ સુખની ઇચ્છા રહે છે, તેઓ નિત્ય સુખ શોધે છે–ક્ષણિક સુખમાં ફસાઇને આયુષ્ય વ્યર્થ ગાળતા નથી. અનેક મહાત્માઓ અબ્રહ્મચર્યની ઇચ્છા ટાળી સત્ય સુખના ભોક્તા બન્યા છે, બને છે અને બનશે. આત્મતત્ત્વસાધકોને સૂચના કે–જ્યારે મનમાં કામની ઇચ્છા થાય કે ત્વરિતજ આત્મસુખની દૃઢભાવથી

વિચારણા કરવી. ખરેખર આત્માના પ્રબલ ભાવનારૂપ પુરૂષાર્થ-થી અબ્રહ્મચર્યના વિચારો વિલય પામી જશે અને આમ સતત અભ્યાસ કરવાથી અબ્રહ્મચર્યના સંયોગો છતાં અબ્રહ્મ-ચર્યની ઇચ્છાઓ પ્રગટશે નહિ. અબ્રહ્મચર્યની ઇચ્છાઓ ક્ષય સ્વભાવવાળી છે, જેનો ક્ષય સ્વભાવ છે તે અંતે ક્ષય પામે છે. કામનો ક્ષય સ્વભાવ છે તેથી તે અંતે નષ્ટ થયાવિના રહેતો નથી. આત્મજ્ઞાની પુરૂષો અબ્રહ્મચર્યની ઇચ્છાઓને મનમાંથી દૂર કરીને મનનો પ્રત્યાહાર સિદ્ધ કરે છે, હળવે હળવે અબ્રહ્મચર્યની ઇચ્છાઓને નાશ કરતા કરતા અંતે તેઓ સર્વથા કામનો ક્ષય કરે છે.

"निंदा अने वैर, आदि."

મનમાં ઉત્પન્ન થતી નિંદા પણ અનેક દોષોને ઉત્પન્ન કરે છે, જે નિંદા કરનાર હોય છે તે અવશ્ય અન્ય દોષોનો સેવનાર પણ હોય છે. નિંદાના ઉપાસકો ખરેખર હિંસાના ઉપાસકો ગણાય છે, પારકાનું ભલું કરવાની બુદ્ધિ હોય તો કેમ નિંદા થાય? અલબત કદી થાય નહીં. નિંદા કરનારાઓ ખરે-ખર જગતમાં જંગમ વિષવૃક્ષો છે; જે સજ્જન પુરૂષો છે તે કદી પ્રાણાંતે પણ અન્ય પુરૂષોની નિંદા કરતા નથી. નિંદા કર-નાર પોતાના આત્માનું અને અન્ય જીવોનું પણ ભૂંડું કરે છે; નિંદા કરનાર જ્યાં ત્યાં વૈરઝેરનાં બીજ વાવે છે, નિંદા કરનારની સદાકાળ અવળી દૃષ્ટિ રહે છે અને તે હજારો ગુણો હોવા છતાં પણ એક અવગુણને દેખે છે. જેમ કાગડો સારી વસ્તુઓ

દેખે છે છતાં તેની દૃષ્ટિ વિષ્ટાના ઉપર જઈ બેસે છે તેમ નિંદક પુરૂષો જ્યાં ત્યાં દુર્ગુણોજ શોધ્યા કરે છે અને દુર્ગુણોનો જ્યાં ત્યાં પોકાર કરે છે. નિંદક પુરૂષો સદ્ગુણોને પણ દુર્ગુણોરૂપે જુવે છે, નિન્દકોની અવળી દૃષ્ટિના યોગે તેમના સમાગમમાં આવનાર હજારો પુરૂષોને નિંદાનો ચેપ લગાડે છે, નિંદકોનો એવો ઝપાટો હોય છે કે તેમના સપાટામાં આવનારને પણ નિંદકો હેરાન કરે છે. નિંદકો અસત્પુરૂષો છે તેથી તેઓના સમાગમમાં આવનારને નિંદાનો રોગ એવો તો લાગુ પડે છે કે તેમની સદ્ગુણદૃષ્ટિનો લોપ થઇ જાય છે. નિંદકોના નિંદક વિચારોથી ખરાબ હવાની પેઠે હજારો મનુષ્યોને નિંદક વિચારની અસર થાય છે; નિંદક ખરેખર રોગી છે. તેઓ પોતે તરી શકતા નથી અને બીજાઓને તારવા માટે સમર્થ થતા નથી; પોતાના શત્રુઓને નિંદકો પોતાની મેળે ઉભા કરે છે. અન્યોનાં શાસ્ત્રોમાં સર્વ દોષમાં મુખ્ય નિંદાના પાપથી દુર્ગતિ પામ્યા પામે છે અને પામશે. નિંદકોની તપ જપ વ્રત અને ક્રિયા સફળ થઈ નથી અને થનાર નથી, માટે સદ્ગુણદૃષ્ટિ ધારણ કરી મનમાંથી નિંદાને દૂર કરવી જોઇએ.

### " निन्दाना दोषथी दूर रहेवुं जोईए. "

સદ્ગુણદૃષ્ટિ ધારણ કર્યા વિના કોઇ પણ કાલે સદ્ગુણો ઉપર લક્ષ્ય જતું નથી. પંચપરમેષ્ઠિનું સ્મરણ કરવામાં આવે છે તે પણ સદ્ગુણદૃષ્ટિથીજ સમજવું, અનેક તીર્થંકરો થયા અને થશે તે પણ સદ્ગુણના પ્રતાપથીજ સમજવું. વીશ

સ્થાનકની આરાધનામાં પણ સદ્ગુણદૃષ્ટિથીજ મુખ્ય ઉદ્દેશ સાધી શકાય છે. અનેક નિંદકોનાં નિન્દારૂપ પાપો ધોવાનો સરલ ઉપાય સદ્ગુણ દૃષ્ટિજ છે. નિન્દાદૃષ્ટિનો ત્યાગ કરનારાઓ સદ્-ગુણદૃષ્ટિને ધારણ કરી આ ભવમાં અને પરભવમાં સુખી થાય છે; જીવોની કાળી બાજુ દેખતાં અનંત કાળ ગયો તો પણ તેથી આત્માની ઉન્નતિ થઈ નથી અને થવાની નથી, માટે ખરેખર આત્મસાધક બંધુઓએ સદ્ગુણદૃષ્ટિ ધારણ કરવી જોઇએ. તપ, જપ અને સંયમ વગેરેની ક્રિયાઓની સફળતા કરવી હોય તો સદ્ગુણદૃષ્ટિ ધારણ કરવી જોઇએ. સદ્ગુણદૃષ્ટિ ધારણ કરનારાઓ સુંદર નંદનવન સમાન છે. સદ્ગુણદૃષ્ટિ ધારણ કરનારાઓ કદી નિંદાના વાયરે પણ જતા નથી; કદાપિ તે નિન્દકોના પ્રસંગમાં આવે છે તો પણ નિન્દકોના દોષથી બ્હીતા રહે છે. નિન્દાની દૃષ્ટિ ટાળી ટળે છે; અનેક પુરુષો નિન્દાની દૃષ્ટિ ટાળી સુખી થયા અને થશે. હજારો દોષો છતાં એક જો ગુણ હોય તો જ્ઞાની પુરૂષો હજારો દોષો તરફ દૃષ્ટિ ન દેતાં એક સદ્ગુણ તરફ દૃષ્ટિ દે છે. નિન્દાનો મોટો દોષ જાણતાં પ્રથમ તો નિન્દા ઉપર અત્યંત અરુચિ થાય છે, પશ્ચાત્ જ્ઞાના-વસ્થા પ્રગટ થતાં નિન્દાની પ્રવૃત્તિ ઉપર રાગ પણ થતો નથી, તેમ દ્વેષ પણ થતો નથી, તેથી નિન્દા દોષ સહેજે ટળી જાય છે. નિન્દા ટાળવી હોય તો સરસ ઉપાય તો સદ્ગુણદૃષ્ટિ ખીલવવાનોજ છે. આ જગત્માં જન્મીને જેણે સદ્ગુણદૃષ્ટિ ધારણ કરી નહિ તેણે પોતાનો જન્મ નિષ્ફલ ગુમાવ્યો એમ સમજવું જોઇએ. કોઇ એમ કહેશે કે નિન્દાદોષ કદી ટળી

શક્તો નથી. તેના ઉત્તરમાં કહેવાનું કે, નિન્દાદોષ ટાળવાથી ટળે છે; કારણ કે અનેક પુરૂષોએ નિન્દાદોષને ટાળ્યો છે માટે ઉત્તમ પુરૂષોએ નિન્દાદોષ ટાળવા પ્રયત્ન કરવો જોઇએ; મહાત્માઓ પરિપૂર્ણ સદ્ગુણદૃષ્ટિ ખીલવીને નિન્દાનો સર્વથા નાશ કરે છે.

**"વૈરનો પણ ત્યાગ કરવો જોઈએ."**

જગત્‌માં વૈરના વશમાં પડેલા જીવો પોતાનું અને પરનું ભલું કરી શકતા નથી. વૈર લેવાની બુદ્ધિથી અનેક જીવો ઘોર કર્મ કરે છે. જ્યાંસુધી મનમાં વૈર હોય છે ત્યાં સુધી મનની શાન્તતા થતી નથી. વૈર લેવાની બુદ્ધિવાળાઓના મનમાં અનેક વિકલ્પસંકલ્પો પ્રગટે છે. સમરાદિત્ય ઉપર ગુણશર્માની વૈરબુદ્ધિ રહેવાથી તેના મનની સ્થિરતા થઈ નહી. ( આ કથા સમરાદિત્ય ચરિત્રમાં લખી છે ) આત્માની મૂળ સમભાવદશામાં જો આત્માને મૂકવો હોય તો અનેક ઉપર વૈરબુદ્ધિને સત્વર ત્યાગવી જોઇએ. વૈરથી પરનું બુરૂં કરવાથી પોતાનું કદી ભલું થયું નથી; ઊલટું વૈરબુદ્ધિથી અનેક કર્મ ગ્રહણ કરવાં પડે છે અને તેથી અધોગતિમાં જવું પડે છે. જેના મનમાં વૈરની બુદ્ધિ હોય છે તેના મનમાં અન્ય પણ અનેક દોષો પ્રગટી નીકળે છે. વૈરની બુદ્ધિથી મહાત્માઓ પણ નીચ કોટીમાં પ્રવેશ કરે છે તો સામાન્ય મનુષ્યોનું તો શું કહેવું ? ભૂતકાળમાં અનંતજીવો વૈરથી દુઃખી થયા, વર્તમાનમાં અનેક દુઃખી થાય છે અને ભવિષ્યમાં દુઃખી થશે. કોઈ

પોતાનું ભૂંડું કરે તો તુરત તેનું વૈર લેવા ઉજમાળ થવાય છે, પણ જો આત્માનો મૂળ ધર્મ વિચારીએ તો ભૂંડું કરનારનું પણ કદી ભૂંડું કરવું જોઇએ નહિ. સમજો કે પોતાના અનેક શત્રુઓ હોય અને તે આપણું અશુભ કરવા ધારતા હોય તો પણ આપણે તો તેમનું ભલું ઇચ્છવું. શત્રુઓનું પણ ભલું ઇચ્છવાથી તેઓના દુષ્ટ વિચારોની અસર પોતાના પર થતી નથી. આ નિયમ જે મનુષ્ય ખરી રીતે દઢ સંકલ્પથી અજમાવે છે તેને તેનું ખરું રહસ્ય શ્રદ્ધાગમ્ય થાય છે. અન્ય જીવો આપણું ભૂંડું કરવા ધારે છે તેમાં ખરું કારણ તો તેઓની અશુદ્ધ પરિણતિ છે તો તેમાં અશુદ્ધ પરિણતિનો દોષ છે; જીવ તે અશુદ્ધ પરિણતિને વશ થએલ છે તેથી તેવું આચરે છે, તો સમજવાનું કે તેના આત્માનું બૂરું કરવા ઇચ્છા કરવી નહીં. તેને લાગેલી અશુદ્ધ પરિણતિનું કુચેષ્ટિત સમજી તે અશુદ્ધ પરિણતિને કરુણાદૃષ્ટિથી ટાળવા પ્રયત્ન કરવો; એજ સજ્જન પુરુષોનું કર્તવ્ય છે. શત્રુઓનું દરરોજ ભલું કરવા વિચારો કરવા. જે જે મનુષ્યો પોતાના પર શત્રુતા રાખી ભૂંડું કરવા પ્રવૃત્તિ કરતા હોય, તેઓની યાદી કરી એકાંતમાં બેસી તેઓનું ભલું કરવાના વિચારો પ્રવર્તાવવા. તેઓનામાં હજારો દોષો હોવા છતાં એક પણ સદ્ગુણ હોય તો તેનું ખરી ટેકથી વૈરબુદ્ધિ ત્યાગીને સર્વ લોકોની આગળ વર્ણન કરવું. આમ કેટલાક દિવસ અભ્યાસ કરવાથી અન્તે શત્રુઓ પણ મિત્રોના રૂપમાં ફેરવાઈ

 સંકટ એ આત્મ શ્રદ્ધાની જન્મભૂમિ છે.

જાય છે અને વેરની બુદ્ધિનો ત્યાગ કરે છે. પ્રસંગવશાત્ કદાપિ જો મનમાં વૈરની બુદ્ધિ પ્રગટે તો તુરત ક્ષમાના વિચારોથી દબાવી દેવી. આમ વારંવાર અભ્યાસ કરવાથી પ્રતિદિન વૈરની બુદ્ધિ ક્ષીણ થતી જાય છે અને અંતે તેનો સર્વથા નાશ કરી શકાય છે. મનમાં એમ ધારવું કે હું કોઈનો શત્રુ નથી અને કોઈ મ્હારા શત્રુ નથી, માટે કદાપિ કાળે મ્હારે કોઈને શત્રુ ધારવા જોઇએ નહીં. મ્હારા ઉપર જે દ્વેષ વા વૈર કરે છે તેમાં તેઓનું અજ્ઞાન છે. ખરેખર અજ્ઞાનના રોગથી તેઓ રોગી છે, માટે તેઓના ઉપર દયાદૃષ્ટિથી દેખવું જોઇએ અને તેઓનું ભલું કરવું જોઈએ. આ પ્રમાણે સતત અભ્યાસ કરવાથી મનમાંથી વૈરના સંસ્કારો જતા રહે છે અને તેથી મનનો પ્રત્યાહાર સિદ્ધ થાય છે. મનનો પ્રત્યાહાર સિદ્ધ કર્યાવિના મનુષ્ય ધારણાની યોગ્યતા સિદ્ધ કરી શકતો નથી માટે મનના દોષો દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ.

મનમા પ્રગટતા સર્વ દોષોને ટાળવા માટે અત્યંત તીવ્રેચ્છા થવી જોઇએ. જે પુરુષો મનની શુદ્ધિ કરે છે તેઓજ આત્માના ઉત્તમ સદ્‌ગુણો ધારણ કરવાને યોગ્ય થાય છે. અનેક પ્રકારનાં બાહ્યકાર્ય કરતાં છતાં પણ રાગદ્વેષાદિ દુર્ગુણોને ટાળી મનની શુદ્ધિ પ્રાપ્ત કરવી. મનના પ્રત્યાહારની પરિપૂર્ણ સિદ્ધિ કરવામાં આવશે તો ધારણામાં પ્રવેશ થતાં વાર થશે નહિ.

અશુભ રાગ અને દ્વેષ છે તેને શુભ રાગ અને દ્વેષ તરીકે ફેરવી નાખવા જોઇએ, આ મુશ્કિલ પણ પ્રથમ ભૂમિકામાં

અવશ્ય આદરવાલાયક છે; એકદમ કંઈ સર્વથા રાગ અને દ્વેષ-નો નાશ થાય એમ તો બની શકવું મુશ્કેલ છે. કોઈ જ્ઞાની મહાત્માઓને તો તેમ પણ બની શકે પણ અજ્ઞાનીને તેમ બની શકે નહીં, માટે તેઓને તો શુભ રાગદ્વેષ પ્રવૃત્તિ કરવી પડે છે. મોક્ષના હેતુઓમાં જે રાગ અને દ્વેષ થાય છે તેને **શુભરાગ અને દ્વેષ** કહે છે. શુભ રાગ અને દ્વેષની ભાવના નીચે મુજબ સમજવી.

### " શુભ રાગ અને શુભ દ્વેષ. "

સદ્‌ગુણો ઉપર રાગ કરવો તે મુખ્યતાએ શુભ રાગ કહે-વાય છે. દુર્ગુણો ઉપર દ્વેષ કરવો તે **પ્રશસ્ય દ્વેષ** કહેવાય છે. દેવ ગુરુ અને ધર્મની શ્રદ્ધામા રાગ ધારણ કરવો તે **પ્રશસ્ય રાગ** છે. દેવગુરુ અને ધર્મની શ્રદ્ધા ન થવા દે એવા હેતુઓ ઉપર દ્વેષ કરવો તે **પ્રશસ્યદ્વેષ** કહેવાય છે. જ્ઞાન દર્શન અને ચારિત્ર એ મુક્તિનો માર્ગ છે. એ ત્રણ તથા એ ત્રણના હેતુઓ પર જે રાગ ધારણ કરાય છે તે **પ્રશસ્ય રાગ** છે. **જ્ઞાન દર્શન** અને ચારિત્રમાં વિઘ્નભૂત થતા આવરણો પર જે **દ્વેષ** કરવો તે **પ્રશસ્ય દ્વેષ** કહેવાય છે. અપ્રશસ્ય રાગ કરતાં પ્રશસ્ય રાગ અત્યંત ઉત્તમ છે. અપ્રશસ્ય દ્વેષ કરતાં પ્રશસ્ય દ્વેષ અત્યંત ઉત્તમ છે. **પ્રશસ્ય રાગ** અને **પ્રશસ્ય દ્વેષ** કરતાં **શુદ્ધ** ભાવની પરિણતિ અનંતગણી ઉત્તમ છે. **પ્રશસ્ય રાગ** અને **પ્રશસ્ય** દ્વેષમાં અશુભ રાગાદિ ફેરવી નાખવા જોઈએ. અપ્રશસ્ય રાગ દ્વેષથી પાપનાં દલિકોને આત્મા ગ્રહણ કરે છે અને **પ્રશસ્ય**

રાગ અને દ્વેષથી પુણ્યનાં દલિકોને આત્મા ગ્રહણ કરે છે. સમકિતી જીવ પ્રશસ્ય રાગ અને દ્વેષથી પુણ્યાનુબંધી પુણ્ય બાંધે છે. પ્રશસ્ય રાગ અને દ્વેષની અત્યંત ચડતી પરિણામની ધારાથી આત્મા તીર્થંકરનામકર્મ બાંધે છે. ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ તીર્થંકરનામકર્મની પુણ્યપ્રકૃતિ જાણવી.

જે જીવો શુદ્ધ પરિણુતિમા રમણુતા કરી શકતા નથી તેઓને અશુભ રાગાદિકનો નાશ થાય અને શુભ રાગાદિ પરિણુતિનો આદર થાય એવો ઉપદેશ આપવો તે તેઓના અધિકાર પ્રમાણે હિતકર છે. પણ અત્ર સમજવું યોગ્ય છે કે, અશુભ રાગાદિકમાંથી શુભ રાગાદિકમાં જીવોને જોડવા એટલુંજ કંઇ જીવનનો સાર નથી; માટે જે જીવો જ્ઞાનમાં સમજી શકે તેવા અધિકારી થયા હોય તેઓને " શુદ્ધ પરિણુતિ " એ જ મોક્ષનો ખરો માર્ગ છે એમ સમજાવવું જોઇએ. શુદ્ધ પરિણુતિને સાધ્ય લક્ષી વર્તનારાઓ શુભ રાગાદિકની પરિણુતિને પણ પ્રસંગે પ્રસંગે વહે છે, તોપણ તેઓ સાધ્યલક્ષી હોવાથી પુણ્યાનુબંધી પુણ્ય બાંધે છે અને તેઓ સાધ્યલક્ષી હોવાથી પુણ્યમાં રાચતામાચતા નથી; તેથી ઉચ્ચ દૃષ્ટિના અધિકારી પ્રતિદિન બને છે. જેઓની ઉત્તમ બુદ્ધિ થઈ નથી અને સંસાર મોક્ષનું સ્વરૂપ સમજતા નથી તેવાઓને શુભરાગાદિની ઇચ્છા મુખ્યતયા રહે તે તો બનવા યોગ્ય છે, પણ જેઓ શુદ્ધ અને અશુદ્ધ પરિણુતિ સમજે છે, રાગ અને દ્વેષથી બંધાવાનું તો છેજ એમ જાણે છે, એવા જીવો કદાપિ મુખ્યતયા શુભરાગાદિકમાં

સાધ્ય બુદ્ધિ કલ્પે તો ખરેખર તે સાધ્ય સાધકના મુખ્ય ઉદ્દેશને વિસરે છે એમ સમજવું જોઇએ જ્ઞાનથી અધિકારી થએલા જીવો શુદ્ધપરિણતિને જ મુખ્યતયા સાધ્યબિંદુ તરીકે લક્ષે છે અને તેની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે છે, તેમ છતા પ્રસંગવશાત્ શુભરાગાદિથી શુભપરિણતિને ગૌણતાએ ધારણ કરે છે તો પણ તેઓનુ સાધ્યબિંદુ એક જ સત્ય હોવાથી ઉત્તરોત્તર શુદ્ધપરિણતિના અધિકારી બને છે અને મોક્ષની પ્રાપ્તિ કરે છે શુદ્ધપરિણતિ સાધ્ય લક્ષ્ય સાધક જ્ઞાનિયો શુભ વ્યવહારના કૃત્યોને કાયાથી આવશ્યકતયા કરે છે તોપણ અન્તરમા શુદ્ધપરિણતિના યોગે નિસ્પૃહભાવથી પૂજા અને દાનાદિકથી કર્મની નિર્જરા કરે છે અને પોતાના આત્માની શુદ્ધિ કરે છે. મુખ્યતયા ફલિતાર્થ એવો નિકળે છે કે, સાધ્યબિંદુ લક્ષ્યાધિકારી જ્ઞાની પુરુષ, નિર્લેપદશાથી બાહ્ય કાર્યો કરતો છતો પણ અન્તર શુદ્ધપરિણતિના યોગે કર્મ ખેરવે છે. કદાપિ તે સરાગભાવમા આવે છે તો તીર્થંકર આદિની પદવી પ્રાપ્ત કરે છે તો પણ મુખ્યતા શુદ્ધપરિણતિનીજ રહે છે, કારણ કે તેનું સાધ્યબિંદુ ફરતું નથી આવા અધિકારી વિરલ જ્ઞાની પુરુષો હોય છે એવી દશા ન આવે ત્યાસુધી શું અશુભ રાગાદિ પરિણતિમા રહેવું ? આના ઉત્તરમા કહેવું પડશે કે, પૂર્વોક્ત જણાવ્યું તે પ્રમાણે સાધ્ય લક્ષ્ય અધિકાર પ્રાપ્ત ન થાય ત્યાસુધી શુભ રાગાદિકમા ફેરવી નાખવાનું કૃત્ય આવશ્યક છે. તેવા બાલ અધિકારી જીવોને અપેક્ષાએ **પ્રશસ્ય રાગાદિયોગે** શુભપરિણતિ રહે એવો ઉપદેશ આપવો અને તેવા તે શુભપરિણતિમા રહે તે અનંત-

ગુણ ઉત્તમ કાર્ય છે; આમ પણ કહેવું અપેક્ષાએ યોગ્ય ઠરી શકે છે. બાલ, મધ્યમ અને ઉત્તમ પુરુષોને અધિકાર પ્રમાણે ઉપદેશ આપવો અને તેઓના અધિકાર પ્રમાણે તેઓની શુભાદિ પરિણતિ રહે છે-તેઓના કરતાં જે નીચા છે તેઓના કરતા તે-અનંતગુણ ઉચ્ચ કહેવાય છે; તેમાં અપેક્ષાએ સત્યતાજ સમાય છે. બાલ જીવના કરતાં મધ્યમ પુરુષ છે તે ઘણોજ ઉચ્ચપરિણતિનો ધારક છે પણ તે ઉત્તમના કરતાં તો ઘણોજ નીચો છે. ઉત્તમ જીવો મધ્યમ કરતા ઘણા ઉચ્ચ છે પણ તેઓના કરતા જેઓ ઉચ્ચ સિદ્ધકોટીમાં છે તેઓના કરતાં ઘણા નીચા છે. આમ અપેક્ષાએ તરતમયોગે ઘણા ભેદ અધિકારની યોગ્યતાએ પડી શકે છે. જેઓ સદાકાલ અપ્રશસ્ય રાગદ્વેષમાં રાગી-માચી રહ્યા છે, તેઓના કરતા **પ્રશસ્ય રાગદ્વેષની શુભ પરિણતિને** ધારણ કરનારા ઘણા ઉત્તમ છે પણ જેઓ **શુદ્ધપરિણતિને** ધારણ કરે છે તેઓના કરતાં **શુભપરિણતિ**વાળા અનંતગુણા નીચા છે. ક્ષાયિક ભાવની શુદ્ધપરિણતિવાળા કરતાં ક્ષયોપશમની શુદ્ધપરિણતિ ધારણ કરનારા ઘણા નીચા છે. એમ અપેક્ષાએ ઉચ્ચતા તથા નીચતાને સમજનારા ઉચ્ચ સાધ્યપ્રતિ લક્ષ્ય રાખી પ્રતિદિન ઉચ્ચ અધિકારી બને છે; તેમજ પોતાના કરતાં જેઓ ઉચ્ચગુણ ભૂમિકામાં પ્રવેશેલા છે, તેઓની ભૂમિ-કાપ્રતિ ગમન કરે છે અને નીચલી ભૂમિકાઓવાળાને તેઓના અધિકાર પ્રમાણે બોધ કરી ઉચ્ચ ભૂમિમાં આવવા ઉચ્ચ દૃષ્ટિ કરાવે છે.

ધારો કે એક મુક્તિરૂપ મહેલનાં એક હજાર પગથિયાં છે, કોઈ પહેલા કોઈ બીજા કોઈ ત્રીજા કોઇ ચોથા કોઇ પાંચમા એમ ઉત્તરોત્તર ચઢતાં કોઇ નવસે નવાણુમા પગથિયે અને કોઇ છેલ્લા હજારમા પગથિયે છે; નીચા પગથિયે રહેલા ઊંચા પગથિયે દરરોજ ચઢવામાટે ઉદ્યમ કરે છે; ધારો કે પાંચમા પગથિયાવાળો સોમા પગથિયાવાળા કરતાં ઘણો નીચો છે અને સોમા પગથિયાવાળા કરતાં પાંચમા પગથીયાવાળામાં દોષપણ ઘણા છે તેથી સોમા પગથિયાવાળાએ પાંચમા પગથિયાવાળાને નીચ ગણી ધક્કો ન મારવો જોઇએ. પણ તેને ઉંચે ચઢાવવા મદદ કરવી જોઇએ. પાંચમા પગથિયાવાળો સોમા પગથિયાવાળાની અપેક્ષાએ નીચ ગણાય પણ પહેલા પગથિયામાં રહેલા જીવો કરતાં તો ઉચ્ચ ગણાય, માટે તેથી પોતાનામાં ઉચ્ચતા માની પહેલા પગથિયે રહેલાઓને ધક્કો ન મારવો જોઇએ. હજારમા પગથિયાવાળાએ સોમા પગથિયાવાળાને હલકો ગણી તેને ધક્કો ન મારવો જોઇએ, કારણ કે તે પણ કોઈ વખતે સોમા પગથીએ હતો; તેને પણ ઉપરના પગથિયાવાળાએ ચઢતાં મદદ કરી હતી-તેમ આપણે પણ પોતાના કરતાં નીચા પગથિયે રહેલાઓને નીચ ગણી તેઓને ધિક્કારવા ન જોઇએ પણ પોતાની પૂર્વની તે પગથિયાની અવસ્થા યાદ કરી તેઓને દયા અને પ્રેમથી ચઢાવવામાં મદદ કરવી જોઇએ.

સારાંશ કે, અશુભરાગાદિની અશુભપરિણતિ ધારણ કરનારાઓ કરતાં શુભપરિણતિ ધારણ કરનારાઓ ઘણાજ

ઉત્તમ છે, પણ તેથી તેઓએ અશુભરાગાદિપરિણતિ ધારણ કરનારાઓને ધિક્કારીને ધક્કો ન મારવો જોઇએ, પણ તેઓને ઊંચે ચઢાવવા અધિકાર પ્રમાણે ઉપાયો બતાવવા જોઇએ. શુદ્ધપરિણતિવાળાઓએ શુભપરિણતિધારકોને નીચા છે એમ માની ધિક્કારવા ન જોઇએ, પણ શુદ્ધપરિણતિની યોગ્યતાને ધારણ કરે તેવા ઉપાયો તેઓને બતાવવા જોઇએ; આવી રીતે મનુષ્યોએ ઉચ્ચ દૃષ્ટિવાળાઓ તરફ લક્ષ્ય રાખી ઉચ્ચ સાધ્ય સાધવા પ્રયત્ન કરવો અને પોતાના કરતાં જે નીચા દરજ્જાના હોય તેઓને પ્રેમની દૃષ્ટિથી ઉચ્ચ કરવા પ્રયત્ન કરવો; પણ તેઓને ધિક્કારવા નહીં; કારણ કે કોઇ વખત તેવી દશા પણ પોતાની હતી અને અન્ય ઉત્તમ પુરુષોએ પોતાને મદદ કરી હતી; તે પ્રમાણે મ્હારે પણ નીચ કોટીવાળાને મદદ કરવી જોઇએ. એવો મ્હારો સત્ય ન્યાયધર્મ છે તેને અમલમાં મૂકી સદાકાલ તે પ્રમાણે પ્રવર્તવું જોઇએ.

આ પ્રમાણે વિશ્વધર્મ વ્યવસ્થાક્રમ સમજી અશુભ રાગાદિવાળાઓની પરિણતિને શુભ પરિણતિમાં ફેરવી નાખવી જોઇએ. સુદેવ સુગુરુ અને સુધર્મનો રાગ કરવામાં વિશેષ ફળ છે એમ સમજણ આપવી; જ્ઞાન દર્શન અને ચારિત્ર ઉપર રાગ થાય તેવો ઉપદેશ આપવો.

કાનથી ધર્મના શબ્દો સાંભળવામાં રાગ કરવો, દેવ અને ગુરુ આદિનાં દર્શન કરવા અત્યંત રાગ ધારણ કરવો. જિહ્વાથી પ્રભુ, ગુરૂ અને ધર્મનું સ્વરૂપ ગાવા અત્યંત રાગ ધારણ

કરવો. કાયાથી દેવ, ગુરુ અને ધર્મની ભક્તિ ધારણ કરવા અત્યંત રાગ ધારણ કરવો. અશુભ રાગાદિને આ પ્રમાણે શુભ રાગાદિ ભાવમાં ફેરવી નાંખવા. જેમ જેમ શુભરાગાદિ જેટલા જેટલા પ્રમાણમાં વૃદ્ધિ પામે છે તેટલા તેટલા પ્રમાણમાં અશુભ રાગ અને અશુભ દ્વેષ ટળે છે. શુભ રાગ વધતાં અશુભ રાગ ટળશે, શુભ દ્વેષ વધતાં અશુભ દ્વેષ ટળશે, જ્ઞાન ઉપર રૂચિ કરતાં અજ્ઞાન ટળશે, ધર્મ ઉપર રાગ કરતાં અધર્મ પરથી રાગ ટળશે; આ પ્રમાણે પ્રત્યાહારની પ્રવૃત્તિ કરી મનની ઉચ્ચતા કરવા પ્રયત્ન કરવો. અશુભપરિણુતિમાંથી શુભપરિણુતિમાં અવાય છે; ચોથા પાંચમા અને છઠ્ઠા ગુણઠાણે પણ શુભપરિણુતિ અને શુદ્ધ પરિણુતિ એ બે છે. કોઈ વખત શુભપરિણુતિ હોય છે અને કોઈ વખત શુદ્ધ પરિણુતિ હોય છે. શુદ્ધ પરિણુતિનો મુખ્ય ઉદ્દેશ જેને સાધ્ય છે તેની શુભ પરિણુતિ પણ અપેક્ષાએ પ્રશસ્ય ગણાય છે. જેટલા જેટલા અંશે અપ્રશસ્ય રાગ અને દ્વેષમાંથી નીકળી પ્રશસ્ય રાગ દ્વેષમાં આવે તે તે અંશે તે પ્રશસ્ય ગણાય છે. **પ્રશસ્યરાગાદિનો** જેટલો આદરભાવ તેટલોજ અપ્રશસ્ય રાગાદિનો નાશ સમજવો જોઇએ; તેમજ જેટલી શુદ્ધપરિણુતિમાં રમણુતા તેટલીજ અશુદ્ધપરિણુતિની વિનાશતા સમજવી જોઇએ.

આ પ્રમાણે પાંચ ઈન્દ્રિયો અને મનનો પ્રત્યાહાર સિદ્ધ કરવાથી ધારણામાં સહેજે પ્રવેશ થઈ શકે છે. પ્રત્યાહારની સાધના કરવાથી બાહ્ય દુનિયાની દશામાં ફસાવાતું નથી. યોગના સાધ-

કોએ આ પ્રત્યાહારની ક્રિયામાં અવશ્ય લક્ષ્ય દેવું જોઇએ. હાલના કાળમાં પ્રત્યાહારની સિદ્ધિ કર્યાવિના ઘણા લોકો ધારણામાં પ્રવેશ કરે છે. તેથી તેઓ ધારણાની સિદ્ધિ પણ કરી શકતા નથી અને પ્રત્યાહારની સિદ્ધિ પણ કરી શકતા નથી અને તેથી તેઓ યોગના પગથિયા ઉપર ચઢી શકતા નથી. અજ્ઞાની લોકો પ્રાણાયામથી સિદ્ધિયો કરવા માટે મથે છે, પણ જો તેઓ પ્રત્યાહારનું સ્વરૂપ સમજે તો સિદ્ધિયોનો તેઓને લોભ ટળે છે અને તેથી તેઓ ઉચ્ચકોટી પર ચડતા રહે છે. પાંચ ઇન્દ્રિયોના વિષય જીત્યાવિના ધારણામાં ચિત્ત ઠરતું નથી. અને ધારણામાં ચિત્ત ઠર્યા વિના ઉત્તમ લાભ મળી શકતો નથી. યોગના સાધકો જો સાધ્યબિંદુનો ઉદ્દેશ, લક્ષ્યમાં રાખે તો પ્રત્યાહારના અંગ ઉપર પૂર્ણ પ્રેમ થયા વિના રહેશે નહીં. પ્રત્યાહારના સાધકે મનને વશ કરવાની કળા જાણવી જોઇએ. પળે પળે મનમાં કેવા કેવા પ્રકારના વિચારો ઉદ્ભવે છે તેનું ઉપયોગથી નિરીક્ષણ કરવું; કયી કયી બાબતોના મનમાં વિચારો પ્રગટે છે તેનો ખૂબ વિચાર કરવો, પલકમાં મન શું વિચારે છે અને અન્ય પલકમાં મન શું વિચારે છે તેનો ઉપયોગ મૂકીને નિર્ધાર કરવો. જે ચિંતવવા યોગ્ય વિષય છે તેને મૂકીને અન્ય કયા પદાર્થનો મન વિચાર કરવા મંડી જાય છે તેનો લક્ષ્યપૂર્વક ઉપયોગ મૂકવો. મન એવું છે કે તે ક્ષણે ક્ષણે કંઇપણ વિચાર કરતું રહે છે. સદાકાલ ચપળતા કર્યા કરે છે. વિદ્યુત્‌ની પેઠે મનની અત્યંત તીવ્ર ગતિ છે. આવું જાણતાં અભ્યાસીએ કદી કંટાળવું નહીં અને મનને જીતવાના અભ્યા-

સમાં સદાકાળ મચ્યા રહેવું. મનની ચાર પ્રકારની દશા નીચે પ્રમાણે છે. [1]**વિક્ષિપ્ત**, [2]**યાતાયાત**, [3]**શ્લિષ્ટ**. અને [4]**સુલીન**. આ ચાર પ્રકારની મનની અવસ્થાનું લક્ષણ કહે છે. **વિક્ષિપ્ત** મનને ચપળતા ઇષ્ટ છે, મનના અભ્યાસી જ્યારે મન વશ કરવા ધારે છે ત્યારે મન તુરત છટકી જાય છે અને સ્વચ્છંદતાથી ગમે તે પ્રકારનું ચિંતવન કર્યા કરે છે, જે વસ્તુ ચિંતવવાની હોય છે તેમાંથી છટકી જઈ અન્યવસ્તુઓના ચિંતવનમાં પ્રવૃત્તિ કરે છે. જેમ મૃગને પકડવા જતાં મૃગ એકદમ દોડાદોડ કરી મૂકે છે, તેમ મનને પણ વશ કરવામાં પ્રથમ પ્રવૃત્તિ કરતાં તુરત મન દોડાદોડ કરી મૂકે છે. મન નવકારવાળી ગણવામાં રોક્યું હોય છે તો તેમાંથી તુરત ચાલ્યું જાય છે અને બીજી વસ્તુઓના ચિંતવનમાં કુદંકુદા કરી મૂકે છે—નવકારવાળી તો હાથમાં ને હાથમાં હોય છે અને મન તો કયાંયનું કયાંય ભટકતું હોય છે. અર્થાત્ મનને વશ કરવાના જે જે ઉપાયો રચ્યા હોય છે તેમાંથી તુરત છટકી જાય છે. જ્યારે ઉપયોગ મૂકવામાં આવે છે ત્યારે માલૂમ પડે છે કે અરે! મન તો કંઇનું કંઈ ચિંતવે છે. આવી મનની વિક્ષિપ્ત દશામાં સન્નિપાતના જેવી મનની સ્થિતિ જણાય છે. જગત્માં જે જીવોએ મનને વશ કર્યું નથી તેઓની પ્રાયઃ એવી દશા વિશેષતઃ વર્તે છે. આત્માર્થી જીવોએ આવી મનની વિક્ષિપ્ત દશા ત્યાગવા પ્રયત્ન કરવો જોઇએ.

**મનની યાતાયાત દશા.**

મનની બીજી યાતાયાત દશા છે. મનનું જવું અને

પાછું આવવું તેને યાતાયાત કહે છે. પલકમાં મન ઠેકાણે રહે છે અને પલકમાં બીજા પદાર્થનો વિચાર કરવા મંડી જાય છે. મનને જીતવાના પ્રથમ અભ્યાસમાં મનનું જવું અને આવવું ઘણી વખત બને છે. શ્રીપ્રસન્નચંદ્રરાજર્ષિનું મન એક વખત બાહ્ય રાજ્યપ્રપંચમાં ચાલ્યું ગયું હતું અને તેથી સાતમી નરકનાં કર્મદલિક ગ્રહણ કર્યાં હતાં, પણ પશ્ચાત્ સાધુની અવસ્થા યાદ આવતાં મન પાછું ઠેકાણે આવ્યું અને આત્માના સ્વરૂપમા મન જોડાતાં કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. એક શ્રાવક દેરાસરમાં પ્રભુની પ્રતિમાદ્વારા પ્રભુનું સ્મરણ કરતા હતા, મનને પ્રભુના ગુણોમાં જોડયું હતું, પણ પ્રસંગ પામી મન ઢેડવાડામાં ચાલ્યું ગયું. શ્રાવકના ઘેર એક મનુષ્ય આવીને કહેવા લાગ્યો કે શ્રાવક કયાં ગયા છે ? છોકરીએ જવાબ આપ્યો કે શ્રાવક શેઠ ઢેડવાડે ગયા છે. આ ઉપરથી સારાંશ લેવાનો કે કોઈપણ ધ્યેય વસ્તુમાં મનને રોકવામાં આવે છે તો પાછું અન્યત્ર ચાલ્યું જાય છે અને ખેંચી લાવવાથી પાછું ઠેકાણે આવે છે. આ બીજી દશામાં મનને પાછું ખેંચી લાવવાની યુક્તિ સુજે છે અને તેથી યોગી પોતાના મનની દશાનો અનુભવ સારી રીતે મેળવે છે. પોતાના મનની યાતાયાત દશા જોઈ કિંચિત્ મનમાં ખેદ ધારણ કરે છે પણ મનને ઠેકાણે લાવવાની યુક્તિ સુજવાથી કંઇક મનમાં આનંદ પામે છે. જે જે ધર્મના હેતુઓમાં મનને જોડયું હોય છે તેમાંથી બાણુની પેઠે સટક દઈને સટકી જાય છે અને પાછું અભ્યાસ-ઉપયોગ

બળથી ઠેકાણે આવે છે. પ્રથમની બીજી દશા કરતાં આ દશામાં તે મન ઉપર વિશેષ કાબૂ ધરાવે છે. મનની બીજી દશામાં આવતાં યોગીને નિશ્ચય થાય છે કે મનને વશ કરવું હોય તો અંતે કરી શકાય છે એમાં જરામાત્ર પણ શંકા નથી. મનની યાતાયાત દશા જોઇ તેને એક ઠેકાણે સ્થિર રાખવાની યુક્તિ સુઝે છે, અને તેથી યોગી બીજી દશાને જીતી ત્રીજી દશામાં-પ્રવેશ કરે છે.

**" મનની ત્રીજી શ્લિષ્ટ અવસ્થા. "**

કોઈ પણ વસ્તુમાં મનને ચોંટાડવું, તેમાંને તેમાં ગોંધી રાખવું, જે ધ્યેય વસ્તુમાં અમુક કાળસુધી ગમનાગમનવિના મન લાગી રહે તેને શ્લિષ્ટ મન કહે છે. આવી મનની અવસ્થા પ્રાપ્ત થતાં સ્થિરતા તથા આનન્દનો અનુભવ થાય છે. મનના ઉપર આત્માનો વિશેષતઃ કાબૂ રહે છે. આત્માના તાબે મન વર્તે છે-આવી મનની અવસ્થા પ્રાપ્ત થતાં સંકલ્પની સિદ્ધિ થાય છે. મંત્ર તથા વિદ્યાની સિદ્ધિ પણ આ અવસ્થા પ્રાપ્ત થવાથી થાય છે. વારંવાર મનમાં અનેક વસ્તુઓ સંબંધી વિકલ્પ પ્રગટતા બંધ થાય છે. મનમાં આનંદની છાયા છવાઈ રહે છે, ધારેલાં કાર્ય સિદ્ધ કરવાની શકિત પ્રગટે છે. મનમાં અમુક પદાર્થનું ચિંતવન કરવું કે ન કરવું તે યોગીના હાથમાં રહે છે. આ અવસ્થા પ્રાપ્ત કરવામાટે ઉચ્ચ પ્રકારનું આત્મિક જ્ઞાન મેળવવાની આવશ્યકતા છે. જ્ઞાની સત્પુરુષોનો સમાગમ કરવાની જરૂર રહે છે. અત્યંત સૂક્ષ્મ અભ્યાસ કરવાની

જરૂર રહે છે. જે વિષયમાં મન ચોંટાડયું હોય ત્યાં ચોંટી રહે પણ અન્યમાં જાય નહિ તેમાટે મન ઉપર પ્રખર અંકુશ મૂકવાની જરૂર રહે છે. આવી અવસ્થામાં યોગી આનંદમગ્ન જણાય છે. ક્ષણમાં બાહ્યમાં મન તેનું જતું હોય છે પણ આન્તરમાં લઇ જવું હોય છે તો શીખવેલા ઘોડાની પેઠે તેને અન્તરમાં લઇ જાય છે–બાહ્યમાંથી અન્તરમાં જવું હોય તો તેને અત્યંત મહેનત પડતી નથી. ધ્યેય વસ્તુમાં મનને ચોંટાડી ( ગોંધી ) રાખવાથી અનેક પ્રકારનાં નવીન કર્મ બંધાતાં અટકે છે અને સંવરની પુષ્ટિ થાય છે. બાહ્ય વિષયોમાં મન ભટકવા પામતું નથી. આવી મનની દશા થવાથી કોઇ પણ પ્રકારની ધારણા કરવી હોય તો સહેજે થાય છે. ચોથી મનની સુલીન અવસ્થામાં ધ્યેયવસ્તુમાં મન લીન થઇ જાય છે. પરમાનંદની છાયા છવાઇ જાય છે; આ છેલ્લી બે મનની અવસ્થાઓ પ્રાપ્ત કરવા લાયક છે. આ ચાર મનની અવસ્થાઓને અત્ર પ્રસંગોપાત્ત દેખાડી છે. વસ્તુતઃ તેનો ધ્યાન અને સમાધિની અંદર સમાવેશ થાય છે; માટે અત્ર તેનું સંક્ષિપ્તતઃ પ્રસંગોપાત્ત વર્ણન કર્યું છે.–આ પ્રમાણે મનમાં ઉત્પન્ન થતા દોષો ટાળવા બાદ મનની નિર્મળતા થાય છે. મનમાં જે જે વસ્તુઓને ધારવામાં આવે છે તે તે વસ્તુઓની બરાબર ધારણા થાય છે માટે હવે ધારણાનું સ્વરૂપ કહેવામાં આવે છે.

## ૬ ધારણા.

પ્રત્યાહાર સિદ્ધ થયા બાદ ધારણામાં પ્રવેશ કરવો જોઇએ.

શાસ્ત્રોમાં બતાવેલા કોઇપણ સ્થાનમાં મનને ધારવું તેને ધારણા કહે છે. કોઈપણ સ્થાનમાં મનને લગાડી જાગૃતિપૂર્વક લાંબા વખતપર્યંત રહેવાથી તેમાં ચિત્ત લાગી રહે છે તેથી તે શાન્ત જેવું થઈ જાય છે. કોઇપણ સ્થાનમાં લક્ષ્યપૂર્વક ચિત્તને ઠેરવવાથી હજારો વિષયોમાં ભટકતું મન બંધ થઇ જાય છે. જેમ સરકારના નોકર કાયદાસર કામ કર્યા કરે છે તેમ મન પણ કાયદાસર કાર્ય કર્યા કરે છે. પ્રથમ શાળામાં ગએલો વિદ્યાર્થી જેમ ચિત્ત ઠેકાણે રાખતો નથી તેમ પ્રથમ અભ્યાસમાં મન ઠેકાણે રહેતું નથી, પણ જ્યારે વિદ્યાર્થીને ભણવામાં આનંદ પડે છે ત્યારે તેનું મન તેમાં ઠરી જાય છે તેમ ઘણા અભ્યાસથી મન પણ અમુક સ્થાનમાં ઠરી જાય છે. પશ્ચાત્ તે સ્થાનમાંથી ખસીને અન્યત્ર જતું નથી.

## ધારણાનાં સ્થાનો નીચે મુજબ છે.

નાભિ હૃદય નાસિકાનો અગ્રભાગ ભ્રકુટી કપાલ તાળવું નેત્ર મુખ કર્ણ મસ્તક અને બ્રહ્મરન્ધ્ર એ સ્થાનોમાં મનને ઠેરવવું. પૂર્વોક્ત સ્થાનમાં મનને ધારવાથી અનેક પ્રકારના સ્વાનુભવો જણાય છે. જીવિત મરણ પરાજય લાભ અને અલાભ તથા નિમિત્તોનું જ્ઞાન થાય છે અને અન્ય પણ શબ્દાદિક વિષયોનું દિવ્યજ્ઞાન થતું જાય છે; તેમજ ચમત્કાર શક્તિ પણ વૃદ્ધિ પામે છે.

પૂર્વોક્ત સ્થાનોમાં ધારણા કરતાં પ્રથમ તો કેટલીક મીનીટ સુધી મન ઠરશે નહીં પણ દૃઢ સંકલ્પપૂર્વક અભ્યાસ કરવાથી

ધારણાની સિદ્ધિ થવા લાગશે. પ્રતિદિન ધારણામાં વૃદ્ધિ થયા કરશે. છેવટે પરિપૂર્ણ ધારણાની સિદ્ધિ થશે. ધારણાની સિદ્ધિ થતાં અનેક ચમત્કારનો અનુભવ થાય છે. ધારણા કરનારે પ્રથમ બાહ્યસ્થાનમાં ધારણા કરવી જોઈએ. બાહ્યમાં ધારણા સિદ્ધ થયા બાદ અન્તરમાં ધારણા કરવાની આવશ્યકતા છે; છેવટે આત્માના અસંખ્યાત પ્રદેશમાં ધારણા કરવી જોઈએ.

ધારણાના અભ્યાસીએ પ્રથમ આત્મજ્ઞાન સારી રીતે કરવું જોઈએ. નવતત્ત્વ, સપ્તનય અને સપ્તભંગી વગેરેનું સારી રીતે જ્ઞાન કરવું જોઈએ, જડ અને ચેતન વસ્તુનું પરિપૂર્ણ જ્ઞાન થવાથી આત્માના સ્વરૂપની ધારણા થઈ શકે છે. આવી સૂક્ષ્મ ધારણાનો કાલ જેમ વધતો જાય છે, તેમ આત્મામાં આનંદની ખુમારી વૃદ્ધિ પામે છે અને ચૈતન્ય સુખની પ્રતીતિ થાય છે. બાહ્યવસ્તુઓ સંબંધી થતા વિકલ્પ અને સંકલ્પો ટળે છે. આત્માની અચળ શ્રદ્ધા પ્રતિદિન વૃદ્ધિ પામે છે. અશુભ માર્ગમાંથી આત્મા પાછો હઠે છે. આત્મતત્ત્વ સાધ્ય લક્ષ્ય તરીકે રહે છે. આત્મતત્ત્વની લે (લય) લાગે છે. દુનિયાના પદાર્થો ઉપર રાગ વા દ્વેષ થતો હોય છે તે મન્દ પડે છે.

ધારણાના અભ્યાસીને સૂચના કે તેણે ધારણાનો અભ્યાસ વધારવા માટે ઉપાધિત્યાગ અને નિર્જનાવસ્થા વગેરે હેતુઓનું અવલંબન કરવું. ખાતા, પીતાં અને હરતાં ફરતાં પણ ધારણાના ઉપર લક્ષ્ય રાખવું જોઈએ. આત્માની સાધ્ય દશા

સ્મરણુ કરવી. જે જે વસ્તુઓની ધારણા કરવી હોય તે તે વસ્તુઓની ઇષ્ટતા સમજવી જોઇએ.

વિવેક દૃષ્ટિથી પ્રથમ વિચાર કરવો જોઇએ કે કઇ વસ્તુની ધારણા કરવી જોઇએ ? જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તેના હેતુઓની ધારણા કરવી જોઈએ. અરિહંત સિદ્ધ આચાર્ય ઉપાધ્યાય સાધુ જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ, એ નવપદની હૃદયમાં ધારણા કરવી; ઇત્યાદિ ધારણાના ઘણા ભેદ છે તે સર્વ ભેદોનું ગુરુગમપૂર્વક જ્ઞાન મેળવવું જોઇએ. મનમાં પ્રતિદિન ધારણાનો અભ્યાસ કરવો જોઇએ. શ્રી ઇષ્ટગુરુની મૂર્તિની મનમાં ધારણા કરવી જોઇએ. ધારણાના અભ્યાસીએ પરની પંચાતમાં પડવું નહિ. રાગ અને દ્વેષ વૃદ્ધિ પામે એવા સંયોગોથી દૂર રહેવું જોઇએ. નિયમિત આહારાદિકનું ગ્રહણ કરવું જોઇએ. મનમાં ગમે તે વિચારો આવે તેને રોકવા જોઈએ. જેની ધારણા કરવી હોય તેમાં એવું તન્મય થઈ જવું કે જાણે તે પદાર્થજ પોતે હોય; એવું લક્ષ્ય રાખવું જોઇએ. હજારો વિચારો મનમાં આવતા અટકાવવા અને જે પદાર્થની ધારણા કરી હોય તેમાંજ તન્મય થઇ જવું. જે વસ્તુની ધારણા કરવી તે વસ્તુમાં પ્રેમભાવના કલ્પવી જોઇએ. ધારણા યોગ્ય વસ્તુમાં શું હિત છે તેનો પ્રથમ વિચાર કરવો જોઇએ. જ્યારે બાહ્ય જડવસ્તુઓમાં ઇષ્ટત્વ અને અનિષ્ટત્વ ભાસે નહિ ત્યારે આત્માના સદ્‌ગુણોની ધારણા કરવી. આત્માના જ્ઞાનાદિ સદ્‌ગુણોની ધારણા કરતાં તે તે ગુણોના આવરણો-

નો ક્ષય થતો જાય છે. જે જે ગુણોની ધારણા કરવામા આવે છે તે તે ગુણોના સંસ્કાર વૃદ્ધિ પામે છે. ધારણાનો અભ્યાસ પ્રતિદિન વધારવો જોઇએ. આ ભવમા કરેલી ધારણાના સંસ્કાર પરભવમા વૃદ્ધિ પામે છે. જે જે ગુણોની ધારણા કરવામા આવે છે, તે તે ગુણોનો દઢ સંસ્કાર પડવાથી પરભવમા ખીલી શકે છે ધારણાનો અભ્યાસ કરનારાએ મનમા ઉત્સાહ ધારણ કરવો જોઇએ ધારણા કરનારને પ્રથમ તો મનમા કંટાળો ઉપજે છે, પણ પ્રતિદિન અભ્યાસ કરતા મનમા આનંદ ઉપજે છે. ધારણાનો અભ્યાસ સિદ્ધ કર્યાબાદ ધ્યાનનો અભ્યાસ શરૂ કરવો જોઇએ ધારણાના પૂર્ણ અભ્યાસીને ધ્યાનની સિદ્ધિ થાય છે માટે હવે ધ્યાનનું સ્વરૂપ કહેવામા આવે છે.

"ધ્યાન" ૭

એક વસ્તુનું આલંબન કરી તેમા અન્તર્મુહૂર્તપર્યંત મનની સ્થિરતા કરવી તે છદ્મસ્થ યોગિયોનું ધ્યાન કહેવાય છે. ધ્યાનની પરંપરા તો ઘણા વખત સુધી રહી શકે છે. મુહૂર્તબાદ મનની સ્થિતિ બદલાય કે પશ્ચાત્ પુનઃ ત્યા મનને સ્થાપન કરવું આ પ્રમાણે એક પદાર્થ વા અન્ય પદાર્થનું મનમા ધ્યાન કરી શકાય છે કલાકોના કલાક સુધી આ પ્રમાણે ધ્યાન કરી શકાય છે ધ્યાનની પરંપરા જેમ એક પદાર્થ સંબંધી વધતી જાય છે તેમ તેમ આત્મશક્તિ પ્રગટતી જાય છે અને તેથી અનેક પ્રકારના અનુભવો ભાસે છે. અનેક પ્રકારની લબ્ધિયો પ્રગટે છે, અનંત ભવના બાંધેલા કર્મ પણ ધ્યાનના બળે ક્ષય પામે છે.

## કયા સ્થળોમાં ધ્યાન કરવું.

પર્યંકાસન વીરાસન વજ્રાસન પદ્માસન ભદ્રાસન સિદ્ધાસન દંડાસન શવાસન ઉત્કટિકાસન ગોદોહિકાસન અને કાયોત્સર્ગાસન વગેરે અનેક આસનો છે તેમાંથી ગમે તે આસને વિશેષ વખત સુધી અથવા ન્યૂનમાં ન્યૂન ત્રણ કલાક તો રહી શકાય તેવા આસનવડે તીર્થંકરોના જન્મ દીક્ષા કેવલ નિર્વાણ કલ્યાણકોની ભૂમિકામાં જઈ ધ્યાન ધરવું. તેવા સ્થાનના અભાવે સ્ત્રી પશુ અને નપુંસકાદિ રહિત ઉપાધિશૂન્ય અને ચિત્તની સ્થિરતા રહે તેવા ઠેકાણે રહી ધ્યાન ધરવું. યોગ્ય સ્થાનમાં જઇ મૈત્રી પ્રમોદ મધ્યસ્થ અને કારુણ્ય તથા અનિત્યાદિ બાર ભાવનાઓથી પોતાના આત્માને ભાવવો. ધ્યાનના અનેક ભેદ શાસ્ત્રમાં વર્ણવ્યા છે. ધ્યાનના ચાર પ્રકાર છે; પિંડસ્થ પદસ્થ રૂપસ્થ અને રૂપાતીત; આ ચાર પ્રકારનું ધ્યાન ધરવાથી આત્માની ઉચ્ચ દશા થાય છે.

## પિંડસ્થ ધ્યેયને ધારણાના ભેદોથી દર્શાવે છે.

પિંડસ્થ ધ્યેયમાં પાર્થિવી, આગ્નેયી, મારૂતી, વારૂણી અને તત્ત્વભૂ આ પાંચ ધારણાઓ કરવાની આવશ્યકતા છે.

### पार्थिवी धारणा अने तेनुं ध्यान.

આ તિરછાલોક એક રાજપ્રમાણ લાંબો પહોળો છે. તે પ્રમાણે લાંબો પહોળો ક્ષીરસમુદ્રને કલ્પવો. તે સમુદ્રની મધ્યમાં જંબૂદ્વીપની પેઠે લક્ષ યોજન વિસ્તૃત અને એક સહસ્ર

પાંખડીઓવાળું કમળ ચિંતવવું. કમળની મધ્યે કેસરાઓ છે તેની મધ્યે દેદીપ્યમાન પીતપ્રભાવાળી અને મેરૂપર્વત સમાન પ્રમાણવાળી કર્ણિકા છે એમ કલ્પના કરવી. તે કર્ણિકાના ઉપર એક ઉજ્વલ સિંહાસન છે. તે ઉપર પોતે બેસીને સર્વ કર્મોનો ઉચ્છેદ કરું છું એમ કલ્પના કરવી, તેવા વિચારમાં સ્થિર થઇ જવું. આઠ કર્મોની પ્રકૃતિયોના પુદ્ગલ સ્કંધોને આત્માના પ્રદેશોથી ખંખેરી નાંખી ચઉદ રાજલોકમાં ફેંકી દીધા એમ ધ્યાવવું; પશ્ચાત્ પોતાનો આત્મા અનંતકોટી સૂર્યના તેજ કરતાં પણ અનંતજ્ઞાન પ્રકાશથી સર્વ લોકાલોકને પ્રકાશે છે એમ ચિંતવવું. પશ્ચાત્ ચૌદ રાજલોકમાં ઉઠેલાં કર્મપુદ્ગલો સ્થિર થઈ જાય છે એમ ચિંતવવું; પશ્ચાત્ સુવર્ણના સિંહાસન ઉપર મ્હને દેવતાઓ અને ઇન્દ્રો બેસાડી દેશના સાંભળે છે એમ ચિંતવવું. લાખો જીવો આવી તત્ત્વ સાંભળે છે પણ હું સાક્ષી તરીકે તેઓનાં આચરણ વિચારો જોઇ રહું છું, પણ મ્હને તેમાં હર્ષ કે શોક થતો નથી એમ ચિંતવવું. સ્ફટિક રત્નસમાન નિર્મલ એવા અસંખ્ય પ્રદેશોમાં સમયે સમયે સર્વ ભાસ થાય છે, એમ ભાવના ભાવવી. અસંખ્યાત પ્રદેશ સ્થિર એકરૂપ છે એવી ભાવના ભાવવી.

### આગ્નેયી ધારણાનું ધ્યાન.

નાભિની અંદર સોળ પાંખડીવાળું કમળ ચિંતવવું. તે કમલની કર્ણિકામાં મહામંત્ર अर्ह સ્થાપન કરવો. અને તે કમલનાં પ્રત્યેક પત્રમાં અનુક્રમે–अ आ इ ई उ ऊ ऋ ॠ ऌ ॡ ए ऐ ओ औ अं अः આ સોળ સ્વરોને સ્થાપન કરવા.

અને તે કમલમાં એકાગ્ર ચિત્તથી લયલીન થઇ જવું. એટલા સુધી તેમાં લયલીન થઇ જવું કે તે કમલવિના અન્ય વસ્તુનું સ્મરણ રહે નહીં. પશ્ચાત્ હૃદયમાં અષ્ટ પાંખડીનું કમલ કલ્પવું. તે કમલની પ્રત્યેક પાંખડીમાં જ્ઞાનાવરણીય વેદનીય મોહનીય આયુષ્ય નામ ગોત્ર અને અન્તરાય એ આઠ કર્મનું એકેક પાંખડીમાં સ્થાપન કરવું. તે કમળનું મુખ નીચું રાખવું. સોળ પાંખડીવાળા કમલના ઉપર અધર ઝુલે તેવું કમળનું મુખ રાખવું. પશ્ચાત્ રેફબિન્દુ અને કળાયુક્ત મહામંત્રમાં ( र्हं ) અક્ષર છે તેના રેફમાંથી નીકળતી એવી ધૂમ્રશિખા ચિંતવવી. પશ્ચાત્ તેમાંથી અગ્નિના કણિયાએ નીકળે છે એમ કલ્પવું. પશ્ચાત્ અનેક જ્વાળાએ નીકળે છે તેમ કલ્પના કરવી. પશ્ચાત્ જ્વાળાઓના સમૂહથી હૃદયાંતર્ગત અષ્ટકર્મોની પાંખડીવાળું કમળ બાળવું. મહામંત્ર ( अर्हं )ના ધ્યાનથી ઉત્પન્ન થએલા અગ્નિવડે અષ્ટકર્મની પાંખડીવાળું કમળ બળીને ભસ્મ થાય છે એવી ભાવના કરવી. પશ્ચાત્ શરીરની બહિર ત્રણ ખૂણાવાળો બળતો અગ્નિનો જથ્થો સાથિયાવડે ચિહ્નિત અને વહ્નિબીજ રકારસહિત ચિંતવવો. પશ્ચાત્ શરીરની અંદર મહામંત્રના ધ્યાનથી ઉત્પન્ન થએલ અગ્નિની જ્વાળા અને બહિરના વહ્નિપુરની જ્વાલા એ બે વડે દેહ અને અષ્ટકર્મથી બનેલું કમળ એ બેને બાળીને ભસ્મ કરવાં અને શાંત થવું; એને આગ્નેયી ધારણા કહે છે.

**વાયવી ધારણાનું ધ્યાન.**

ત્રણ ભુવનના વિસ્તારને પૂરનાર એવા પ્રચંડ વાયુની

કલ્પના કરવી. પશ્ચાત્ પૂર્વે શરીર અને કર્મોની રાખ થએલી છે તેને વાયુ ઉડાડી નાખે છે–એમ કલ્પના કરવી. પશ્ચાત્ વાયુ શાંત થઈ જાય છે એમ ભાવવું. એ મારૂતી ધારણા જાણવી.

**વારુણી ધારણાનું ધ્યાન.**

અમૃતસમાન વર્ષાને વર્ષાવનાર, મેઘમાળાથી ભરપૂર એવા આકાશની કલ્પના કરવી. પશ્ચાત્ અર્ધચન્દ્રાકાર કલાબિન્દુસહિત વરૂણબીજ વૅંની ભાવના કરવી. વરૂણબીજથી ઉત્પન્ન થનાર અમૃત સમાન જલથી આકાશ જાણે ભરાઈ જાય છે અને તે વડે કર્મની તથા શરીરની રાખ શાંત થઈ જાય છે અને તે ધોવાઇ જાય છે એમ ભાવના ભાવવી. પશ્ચાત્ વારૂણમંડલને શાંત કરવું એ પ્રમાણે વારૂણી ધારણા જાણવી.

**તત્ત્વભૂ ધારણા**

શુદ્ધ ધ્યાનવાળા યોગીએ સાત ધાતુરહિત પૂર્ણચન્દ્રકાંતિની પેઠે નિર્મલ સર્વજ્ઞસમાન પોતાના આત્માને ચિંતવવો. પશ્ચાત સિંહાસન ઉપર બેઠેલા સર્વ કર્મોનો નાશ કરનાર–શરીરની અંદર રહેલા એવા નિરાકાર આત્માને સ્મરવો. આ પ્રમાણે તત્ત્વભૂ ધારણા કરવાથી સકલ કર્મનો ક્ષય થાય છે અને આત્મા તે પરમાત્મરૂપ બને છે.

**अन्य दर्शनीय योगीओ कथित पृथ्वीतत्त्व पञ्चतत्त्वध्यान.**

પગના અંગુઠાથી તે સ્વાધિષ્ઠાન ચક્રપર્યંત વ્યાપ્ત પૃથ્વીતત્ત્વનું લબીજાક્ષરસહિત ધ્યાન કરવું. ચિત્તવૃત્તિ પણ ત્યાંજ સ્થાપન કરવી. પૃથ્વીતત્ત્વનો પીત વર્ણ ત્યાં ચિંતવવો. દરરોજ

એકેક કલાક, બે કલાક અને ત્રણ કલાકપર્યંત પૃથ્વીતત્ત્વનું અત્યંત ઉત્સાહથી ધ્યાન કરવું. આ ધ્યાન લાંબા ચરણ રાખીને પણ થાય છે. ચક્ષુને ઉઘાડી રાખવામાં આવે તો ચક્ષુથી પણ તે સ્થાન પલકારો માર્યા વિના જોવાય એમ પ્રવૃત્તિ કરવી; પૃથ્વીતત્ત્વનાં જેટલાં રજકણો છે એ સર્વની ગંધ મ્હારી નાસિકાએ આવશે એમ ચિંતવવું. પૃથ્વીતત્ત્વ મ્હારા વશ થાય છે; તેમાંથી આરપાર નીકળી જાઉં તો પણ મ્હને હરકત થનાર નથી એવી ભાવના કરવી. ત્રણ કલાકના અભ્યાસથી બાર વર્ષપર્યંત પ્રતિદિન પૃથ્વીતત્ત્વનું ધ્યાન ધરવાથી પૃથ્વીતત્ત્વ ઉપર કબજો મેળવી શકાય છે. પૃથ્વીતત્ત્વ ધ્યાન ધરનારને ધનની પ્રાપ્તિ થાય છે. કયા કયા ઠેકાણે સોનું વગેરે છે તે દેખી શકે છે. ધનના અધિષ્ઠાયક દેવતાઓ ધનને દેખાડે છે, કોઈને તે આશીર્વાદ આપે છે તો તેની વચનસિદ્ધિના માહાત્મ્યથી તે લક્ષ્મીમંત બને છે. પૃથ્વીમાં પેસે તો પણ સ્ખલાયમાન થતો નથી. પૃથ્વીતત્ત્વથી જગત્માં શા શા ફાયદાઓ થાય છે અને તે શા ઉપયોગમાં આવે છે તે બરાબર જાણી શકે છે. પૃથ્વીતત્ત્વના અભ્યાસીને સ્વપ્નામાં પણ સુવર્ણ વગેરેના ડુંગરો દૃઢ અભ્યાસના બળે દેખાય છે. પોતાના યોગ્ય પૃથ્વીતત્ત્વના ફાયદાઓ પણ જાણી શકે છે. આ પૃથ્વીતત્ત્વનું ધ્યાન કરતાં અનેક ઉપાધિરૂપ વિઘ્નો આવે છે પણ ધીર યોગી અભ્યાસમાં સદાકાલ મંચી રહી પૃથ્વીતત્ત્વનું ધ્યાન સિદ્ધ કરે છે.

"जलतत्त्व"

સ્વાધિષ્ઠાનચક્રથી તે નાભિકમળ આવે ત્યાંસુધીના શરીરના

સ્થાનમાં ૐ બીજાક્ષરસહિત શ્વેતવર્ણયુક્ત જલતત્ત્વનું ધ્યાન ધરવું. એક, બે અને ત્રણ કલાકપર્યંત તેજ સ્થાનમાં એવા ધ્યાનમાં લીન થવું કે અન્ય વસ્તુનું સ્મરણ પણ થાય નહીં. જલતત્ત્વના પરમાણુસ્કંધો પિંડના અને બ્રહ્માંડના મ્હારા વશમાં થાય છે. મ્હારા સંકલ્પ પ્રમાણે તેઓની ગતિ થાય છે એમ ધ્યાનની છેલ્લી વખતે ભાવના કરવી. આ પ્રમાણે પ્રતિદિન ત્રણ કલાકના અભ્યાસપૂર્વક બાર વર્ષપર્યંત જલતત્ત્વનું ધ્યાન ધરતાં જલતત્ત્વની સિદ્ધિ થાય છે. જલતત્ત્વનો ઉપદ્રવ શમી જાય છે, જલમા તરી શકાય છે. જલતત્ત્વનું સંપૂર્ણ સ્વરૂપ જાણી શકાય છે. જલતત્ત્વના ગુણો જાણવામાં આવે છે. જલતત્ત્વના ઉપદ્રવોને શાંત કરી શકાય છે. મનની વૃત્તિ શાંત રહે છે. માછલાંની પેઠે જલમાં વિચરી શકાય છે. જલતત્ત્વની સિદ્ધિ થવાથી જલતત્ત્વસંબંધી અનેક ફાયદાઓને યોગીઓ ધારણ કરી શકે છે.

" अग्नितत्त्व. "

અગ્નિતત્ત્વનો બીજમંત્ર રં છે, નાભિકમલમાં રં મંત્રનું ધ્યાન ધરવું. ત્રણ કલાક દરરોજ ધ્યાન ધરવું. અવિચ્છિન્નપણે બાર વર્ષપર્યંત અગ્નિતત્ત્વનું નાભિકમળમાં ચિત્તવૃત્તિ સ્થાપન કરીને ધ્યાન ધરવું. બારે વર્ષે અગ્નિતત્ત્વની સિદ્ધિ થાય છે. અગ્નિતત્ત્વના ધ્યાનથી અનેક પ્રકારના અગ્નિસંબંધી ઉપદ્રવો શાંત થાય છે. પરિપૂર્ણ અગ્નિતત્ત્વની સિદ્ધિ થયાથી અગ્નિતત્ત્વથી શરીર દાઝતું નથી. અગ્નિતત્ત્વ વશમાં થવાથી અગ્નિ-

---

ધન વધ્યું એટલે તૃષ્ણા વધી-જુદાઇ વધી-મમત્વ વધ્યું-અભિમાન વધ્યું.

તત્ત્વ સંબંધી અનેક કાર્યો કરી શકાય છે. અગ્નિતત્ત્વનું પરિપૂર્ણ સ્વરૂપ સમજી શકાય છે. દવાઓ વગેરેમાં અગ્નિતત્ત્વથી શા શા ફાયદાઓ થાય છે તે સારી પેઠે જાણી શકાય છે, કારણુ-પ્રસંગે ઉચ્ચાટન વગેરે પણુ અગ્નિતત્ત્વથી કરી શકાય છે. મંત્ર વગેરેમાં અગ્નિતત્ત્વની ઉપયોગિતા સમજી શકાય છે. આ પ્રમાણે અગ્નિતત્ત્વનો સંયમ કરવાથી તેના ફાયદાઓ અનુભવીઓ અનુભવી શકશે.

"વાયુતત્ત્વ."

વાયુતત્ત્વનું તેના વર્ણ પ્રમાણે છાતીમાં ધ્યાન ધરવું. ( यं ) यं મંત્રનું છાતીના સર્વ ભાગમાં તદાકાર થઇ ધ્યાન ધરવું. એક બે અને ત્રણ કલાક પર્યંત ધ્યાન ધરવાથી બાર બાર વર્ષે વાયુતત્ત્વની સિદ્ધિ થાય છે. વાયુતત્ત્વની ધારણા ધ્યાન અને સમાધિ કરવી એ ત્રણને સંયમ કહે છે. વાયુતત્ત્વની સિદ્ધિ થવાથી વાયુતત્ત્વનું સૂક્ષ્મ જ્ઞાન થાય છે. આકાશગમનની શક્તિ પ્રગટે છે-શરીર બહુ હલકું થાય છે. શરીરમાં રહેલા પાંચ પ્રકારના પ્રાણુવાયુની સિદ્ધિ થાય છે. દરેક પદાર્થોમાં વાયુતત્ત્વ કેટલું રહ્યું છે તેનું જ્ઞાન થાય છે. વાયુતત્ત્વના અનેક ચમત્કાર કેવી રીતે બને છે તે સર્વ જાણી શકાય છે. વાયુતત્ત્વનું ધ્યાન ધરતાં અનેક પ્રકારના વિઘ્નો આવે છે; પણુ યોગિયો ગુરુગમથી વિઘ્નો જીતી લે છે. વાયુતત્ત્વની સિદ્ધિથી ઇચ્છા પ્રમાણે આકાશમાં વિચરી શકાય છે. વાયુતત્ત્વને વશમાં કરવાથી વાયુતત્ત્વસંબંધી અનેક કાર્યો

કરી શકાય છે વાયુતત્ત્વના ઉપદ્રવથી મહામારી વગેરે ચાલતી હોય છે ત્યાં પણ વાયુતત્ત્વના સાધક યોગીઓ શાંતિ કરી શકે છે અમુક વાયુતત્ત્વ બગડેલું છે તેને ઠેકાણે ખેંચીને લાવવું જોઈએ એમ તેઓ સંપૂર્ણપણે જાણતા હોવાથી રોગોને દૂર કરી શકે છે આત્મશક્તિના પ્રતાપે તત્ત્વોને ખેંચી શકાય છે અને ખરાબ તત્ત્વોને દૂર કરી શકાય છે વાયુતત્ત્વનું આરાધન કરનારે તેનું ધ્યાન કરતાં તેનો લીલો રંગ મનમાં ભાવી તેમાં તલ્લીન થઈ જવું જોઈએ, અભ્યાસ સંપૂર્ણ કરતાં અનુભવસિદ્ધિ થાય છે

"આકાશતત્ત્વ"

કૃષ્ણવર્ણમય આકાશતત્ત્વનું મસ્તકના સર્વ ભાગમાં ધ્યાન કરવું જોઈએ (क्षं) બીજાક્ષર સહિત આકાશતત્ત્વના ધ્યાનમાં ત્રણ કલાકપર્યંત લીન થવું જોઈએ પ્રતિદિન અવિચ્છિન્નપણે બાર વર્ષપર્યંત આ પ્રમાણે સતત આકાશતત્ત્વનું ધ્યાન ધરવાથી આકાશતત્ત્વ ઉપર વિજય મેળવી શકાય છે આ ઠેકાણે સૂચના કે કૃષ્ણવર્ણના પરમાણુ સ્કંધોને આકાશતત્ત્વ કહેવામાં આવે છે, એવી તત્ત્વવાદિયોની માન્યતા છે જૈનશાસ્ત્ર પ્રમાણે આકાશદ્રવ્ય અરૂપી છે, અક્રિય છે, કોઈ પણ જાતના વર્ણ રહિત છે, વર્ણ ગંધ રસ અને સ્પર્શ રહિત છે એમ જૈનોની માન્યતા છે, પણ કૃષ્ણવર્ણવાળા જડતત્ત્વને આકાશતત્ત્વ કલ્પી અત્ર ધ્યાન ધરવાનું છે એમ જૈનોએ સમજવું આકાશતત્ત્વની સિદ્ધિથી મનના વિકલ્પો અને સંકલ્પોને જીતી

શકાય છે. અનેક માનસિક રોગોની શાતિ કરી શકાય છે. બાહ્યના પણ પ્રાણાપહારક રોગો ઉપર જય મેળવી શકાય છે અને આયુષ્ય નાશકારક વિઘ્નોને જીતી શકાય છે એમ કેટલાક યોગિયો કહે છે. આ પ્રમાણે પાચ તત્ત્વનું ધ્યાન ધરવાનો વિધિ અન્યદર્શનીય યોગિયોના વિચાર પ્રમાણે દર્શાવ્યો છે-તેમાથી યોગ્ય સાર ખેંચી લેવો. જે બાબતમા જૈન સિદ્ધાતની અવિરોધતા હોય તે બાબત સર્વસાધારણ જાણી યોગસાધકો ગ્રહણ કરે છે

### " पिंडस्थ ધ્યાનના વિચાર "

આત્મા, કર્મના યોગે શરીરરૂપ પિંડમા રહ્યો છે-શરીરના પાચ ભેદ છે. ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ આ પાચ પ્રકારના શરીરમા રહેલા આત્માને જરામાત્ર પણ ખરી શાન્તિ મળી નથી અને મળવાની નથી, માટે શરીર-પિંડમા રહેલા પોતાના આત્માને નિર્મલ કરવા આત્મામાજ લક્ષ્ય રાખી પરપુદ્ગલ વસ્તુઓ ઉપર થતા રાગ અને દ્વેષનો ક્ષય કરવો જોઈએ શરીરમા રહેલો આત્મા, ખરેખર શરીરથી ભિન્ન છે એવી સતત ભાવના ભાવવી જોઈએ આત્માને કર્મ લાગ્યા છે તેથી તે પરમાત્મા થઈ શકતો નથી. જો કર્મરૂપ કલંક દૂર થાય તો આત્મા પરમાત્મા થઇ શકે. હું શરીરથી ભિન્ન છું, મ્હારે શરીરનો સંબંધ જોઈતો નથી-એમ ધ્યાન ધરવુ જોઈએ જ્યા જ્યા શરીર દેખવામા આવે ત્યા ત્યા આત્મા વ્યાપી રહેલો છે અને તેનામા જ્ઞાનાદિ અનંત ગુણો

છે એવી ભાવના ભાવવી જોઈએ. આવી ધ્યાનદશાથી અને શરીરથી આત્મા ભિન્ન છે એવા ભેદજ્ઞાનનો અનુભવ પ્રગટે છે અને તે દૃઢ થતો જાય છે.

પિંડસ્થ ધ્યાન કરનાર પોતાને શરીરથી ભિન્ન માને છે, ઔદારિક વૈક્રિય આહારક તૈજસ અને કાર્મણ આ પાચ પ્રકારના શરીરને પણ પોતાનાથી ભિન્ન નિર્ધારવાથી શરીરાદિ અગોના કાર્યોમા આત્મા અહં અને મમત્વપરિણામથી બંધાતો નથી શરીર ભોગ્ય પદાર્થોની ઇચ્છાઓમા બંધાતો નથી તેમજ શરીરના યોગ્ય ભોગ્ય પદાર્થોની અશુભ ઇચ્છા કરી અનેક જીવોને દુખ આપતો નથી. શરીર એક વસ્ત્ર સમાન છે, કર્મના યોગે અનેક શરીર મળે છે અને છૂટે છે—તો પણ તેથી તે જરામાત્ર પણ હર્ષ વા ચિન્તાને ધારણ કરતો નથી. યોગી શરીરમા રહેલ એવા આત્માનું ધ્યાન ધરે છે. પ્રારબ્ધ કર્મયોગે અનેક કાર્ય કરતો છતો પણ આત્માના સ્વરૂપમા ધ્યાન રાખે છે. શરીરમા રહેલો આત્મા શરીરથી ભિન્ન છે એવું નિશ્ચયાત્મક જ્ઞાન થતાં બાહ્ય સંયોગોમાં રહ્યો છતો પણ તેમા લેપાતો નથી. આત્માના અસંખ્યાત પ્રદેશમા અનંત ઋદ્ધિ છે તેનો તે અનુભવ કરે છે. આત્માના અસંખ્યાત પ્રદેશમાં મનને જોડે છે. અસંખ્યાત પ્રદેશમા જ અનંત સુખ, જ્ઞાન આદિ અનંત ગુણોનો નિશ્ચય થવાથી ધ્યાતાનું મન અન્ય પદાર્થોમાં ચોટતું નથી. જગતનાં કાર્યોને ઉપકાર માટે કરતો

આખા શરીરમાં ચક્ષુ નાની છે; પણ તેના
વિના હાથી જેવું શરીર નિરાધાર બને છે.

છતો પણ તેવી દશામાં ન્યારો રહી શકે છે; આત્માના પ્રદેશમાં ચોંટેલું મન નિર્વિકલ્પદશાવાળું થાય છે અને તેથી આત્માની શકિતયો ખીલવા માંડે છે; વચનસિદ્ધિ તો સદા હાથ જોડી રહે છે. સત્યસંકલ્પવડે ધારેલાં કાર્ય સિદ્ધ કરી શકાય છે. જે મહાત્માઓ દુનિયાના કોઇ પણ કાર્યને માટે ઇચ્છા સરખી પણ કરતા નથી તેઓ આત્માના સંપૂર્ણ ગુણોને પ્રગટાવી શકે છે. જેઓ આત્માના અસંખ્યાત પ્રદેશોનું ધ્યાન ધરે છે પણ જગત્‌માં ઉપકાર કરવાની પ્રબલ પ્રશસ્ય ઇચ્છા ધરાવે છે તેઓ તીર્થંકર આદિ પદવીને પ્રાપ્ત કરે છે અને જેઓ ઉપકાર કરવાની ઇચ્છાને પણ તજીને આ પ્રમાણે પિંડસ્થ ધ્યાન ધરે છે તેઓ સામાન્ય કેવલી થઈ સિદ્ધદશાને પ્રાપ્ત કરે છે. શરીરના કોઈ પણ ભાગમાં આત્માના પ્રદેશોનું ધ્યાન થઈ શકે છે. સર્વ ભાગ કરતાં બ્રહ્મરન્ધ્રસ્થાનમાં આત્માના પ્રદેશનું ધ્યાન ધરવું શ્રેષ્ઠ છે. જે વખતે બ્રહ્મરન્ધ્રમાં આત્માના અસંખ્ય પ્રદેશોનું ધ્યાન ધરવામાં આવે તે વખતે શ્વાસોચ્છ્‌વાસની ગતિ મન્દ પડે છે. આત્માના અસંખ્યાત પ્રદેશમાં તન્મયતા થવાથી શ્વાસોચ્છ્‌વાસની ગતિ બીલકુલ ઓછી થઈ જાય છે; તે વખતે આનંદ આનંદ થઇ જાય છે. મનના વિકલ્પસંકલ્પ ટળવાથી શાંત રસમાં આત્મા લદબદ થઇ રહે છે—મનની પ્રસન્નતા જણાય છે; આનન્દ સમુદ્રમાં જાણે ઝીલતો ન હોય એવો અનુભવ થાય છે—કદી નહિ પ્રાપ્ત થએલી એવી અપૂર્વ આનંદદશા અનુભવાય છે. આત્માની અનન્તશક્તિનો કંઇક અનુભવ થાય છે. સર્વ જીવો ઉપર સમતારૂપ અમૃત મેઘવૃષ્ટિ વર્ષાવાય છે,

તે વખતે એવો અનુભવ આવે છે કે અહો આવીજ દશામા સદાકાલ રહેવાય તો કેવું સારૂ ! ! ! પણ એવી દશા ક્ષયોપશમ ભાવમા લાબા કાળસુધી ટકતી નથી તો પણ પુન પિડસ્થ ધ્યાન ધરી તેવી દશા પ્રાપ્ત કરવા ધ્યાની ઉદ્યમ કરે છે અને પાછો તેવો જ આનન્દ લે છે, પાછો સામાજિક ધર્મ કાર્યો વગેરેમા જોડાતા ઉપાધિની વિકલ્પદશા અનુભવે છે, તેમા તેને રસ પડતો નથી, પુન તે ગમે તેમ કરી પાછો ધ્યાનમા પ્રવેશ કરે છે ત્યા પુન અસખ્યાત પ્રદેશમા મનની સ્થિરતા કરી સહજાનદ રસનો ભોગી બને છે તેવી સ્થિરતા તેને એમ થઇ આવે છે કે કોઇ પણ કાર્યમા જરા માત્ર પ્રવૃત્તિ ન થાય અને આ દશા સદાકાલ રહે, એવો ઉત્તમ ભાવ ઉત્પન્ન થાય છે ચોસઠ ઇન્દ્રોના ત્રણ કાલના સુખ ભેગા કરીએ તો પણ તે પૌદ્ગલિક સુખ તો આ ધ્યાનના આનદરૂપ સાગરની આગળ એક બિદુ સમાન પણ લાગતુ નથી, તેથી આત્મધ્યાતા મનમા સહજ નિત્ય સુખ પ્રાપ્ત કરવા સંકલ્પ કરે છે અને દેવલોકના સુખ પ્રાપ્ત કરવા જરા પણ ઇચ્છા કરતો નથી પ્રથમ ધર્મની સામાન્યદશામા દેવલોકના સુખ પ્રાપ્ત કરવા અભિલાષા રહેતી હતી તે અભિલાષા હવે આવી ઉત્તમ ધ્યાન દશામા રહેતી નથી બાહ્ય સુખની સર્વ પ્રકારની અભિલાષાઓ આવી સહજ સુખની દશાનો અનુભવ થતા ટળે છે આવી દશાનો ધ્યાની છ ખડના ઉપરી કરતા પણ અનતગુણ ઉત્તમ છે બાહ્યથી આવો ધ્યાન કરનાર પુરુષ, શરીર વગેરેના ભેદથી

સામાન્ય લાગે પણ અન્તરથી તે મહાન્ દેવતાઓને પણ પૂજ્ય છે એવો ભાસે છે. આવા ધ્યાની પુરુષો બોલ્યાવિના પણ લાખો પુરુષોને સારી અસર કરી ધર્મમાં જોડી શકે છે; તેઓ ખરેખરા વીતરાગના માર્ગે ચાલનારા સમજવા. શરીરના અમુક અમુક ભાગોમાં ધ્યાન ધરવાથી અમુક અમુક પ્રકારનું જ્ઞાન આદિ શક્તિયો પ્રગટે છે.

"નાભિમાં ધ્યાન."

નાભિચક્રમાં ધ્યાન ધરવાથી કાયવ્યૂહનું જ્ઞાન થાય છે. શરીરમાં અમુક અમુક નાડીઓ છે તે અમુક અમુક પ્રકારનું કાર્ય કરે છે તે જણાય છે; તેમજ મનમાં અનેક પ્રકારના વિકલ્પો અને સંકલ્પો પ્રગટે છે તેનો વિલય થાય છે. મનની સ્થિરતા વૃદ્ધિ પામે છે અને જ્ઞાનની વિવેકશક્તિ પ્રગટે છે. અન્ય મનુષ્યોના વિકલ્પો પણ જાણી શકાય છે તેમજ તેથી જે જે વિચારો ઉત્પન્ન થાય છે તે પ્રમાણે સર્વ થતું દેખવામાં આવે છે. સમાન વાયુની સ્થિરતા થાય છે અને તેથી અનેક ઉપદ્રવોની શાન્તિ થાય છે. જેમ જેમ નાભિચક્રમાં ધ્યાનની વિશેષ સ્થિરતા થતી જાય છે તેમ તેમ સંયમની વૃદ્ધિ થાય છે અને તેથી આત્માનો પ્રકાશ ખીલે છે અને તેથી મગજ કાબૂમાં રહે છે. અનેક પ્રકારનાં વિઘ્નો શમે છે. જે જે વિચારો કરવામાં આવે છે તેનું ફલ પણ આસન્નકાળમાં દેખાય છે. પોતાના પ્રતિ લોકોનું મન આકર્ષાય છે. હીપનોટિઝમ વિગેરે ક્રિયાઓ તો સહેજે સિદ્ધ થાય છે. પોતાનું માનસિક વિચાર-

બળ અન્યોના ઉપર સારી રીતે અસર કરે છે; મેસ્મેરિઝમ વગેરે ક્રિયાઓમાં પણ આથી સહેજે પ્રવેશ થાય છે.

### कण्ठकूपमां ध्यानसंयम.

કંઠકૂપમાં ધ્યાન સંયમ કરવાથી ક્ષુધા અને તૃષા શમે છે. જેમ જેમ ત્યાં ધ્યાન સંયમ કરવામાં આવે છે તેમ તેમ ક્ષુધા તૃષાની ન્યૂનતા દિનપ્રતિદિન ઉત્તરોત્તર થતી જાય છે, ધારણા ધ્યાન અને સમાધિ એ ત્રણની એકત્ર સ્થિતિને પાતંજલ આદિ શાસ્ત્રકારો સંયમ કહે છે; તેમાં ધ્યાન પણ સંયમનો પેટા ભાગ છે. ધ્યાનના કથનથી વાચકોએ શરીરના દરેક પ્રદેશમાં ધારણા ધ્યાન અને સમાધિ એ ત્રણનું અવલંબન કરવું-એમ અમારો આશય છે. કંઠમાં સંયમ કરવાથી કંઠમાં રહેલી ગરમી વગેરે અનેક રોગોની શાન્તિ થાય છે. વૈખરીવાણીનો પણ કંઠથી સારી રીતે પ્રકાશ થાય છે. કંઠમાંથી જે જે શબ્દો બહાર નીકળે છે, તે શ્રોતાઓને સારી રીતે અસર કરે છે.

### कूर्मनाडीमां संयमध्यान.

કંઠ કૂપની નીચે કૂર્મ નાડી છે. તેમાં ધ્યાન સંયમ કરવાથી સ્થિરતાની વૃદ્ધિ થાય છે, મનમાં વારંવાર પ્રગટતી ચંચલતાનો વેગ શમે છે. જે જે કાર્યો કરાય છે તે પણ સ્થિરતાથી કરાય છે-આથી દરેક કાર્યો કરતાં ધૈર્યતા વધે છે અને અનેક વિક્ષેપો નડતાં મન ગભરાઈ જતું નથી. જે કંઈ બોલાય છે તે પણ સ્થિરતાથી બોલાય છે, જે કંઇ વિચારાય છે તે પણ સ્થિરતાથી વિચારાય છે અને તેથી પાછળથી પશ્ચા-

ત્તાપ કરવાને વખત રહેતો નથી. કૂર્મ નાડીમાં જે આત્માના પ્રદેશોનો સંબંધ છે તે પ્રદેશોમાંથી જ વસ્તુતઃ સંયમના બળે સ્થિરતા પ્રગટી નીકળે છે. સદાકાળ તેમાં ધ્યાન ધરવાથી મેરુપર્વતની પેઠે મનુષ્ય સ્થિર-ગુણવંત બની શકે છે. કૂર્મ નાડીમાં ધ્યાન ધરનારો મહાયોગી ચંચળ પ્રાણીઓને પણ સંકલ્પબળવડે સ્થિર કરી શકે છે. કૂર્મ નાડીમાં ધ્યાન સંયમ કરનારો મહાયોગી મનમાં સંકલ્પથી અન્યનું મન સ્થિર કરી શકે છે. અસ્થિરતાના પ્રદેશમાં પણ તે સ્થિરતાવાળો રહી શકે છે અને આવતા ભવમાં તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામતો પામતો સિદ્ધ બુદ્ધ પરમાત્મા થઈ શકે છે.

### ब्रह्मरन्ध्रमां संयमध्यान.

બ્રહ્મરન્ધ્રમાં સંયમ ધ્યાન કરવાથી દિવ્યપુરુષો કે જે સિદ્ધ મહાત્માઓ છે તેઓનાં દર્શન થાય છે. મહાત્માઓનાં દર્શન કરવાથી ઘણાં પાપોનો નાશ થાય છે; ધર્મશ્રદ્ધામાં વિશેષતઃ વૃદ્ધિ થાય છે અને મહાત્માઓ તેને આગળ ચઢાવે છે. આવી રીતે તે આગળ વધતો જાય છે અને પોતાનાથી પાછળ રહેલાઓને પણ તે ચઢાવે છે. મહાત્માઓના દર્શનથી અનેક પ્રકારની શંકાઓ ટળી જાય છે, મનની એકાગ્રતા થાય છે અને શરીર બદલવાનું ગુપ્ત જ્ઞાન પણ યોગ્યતા પ્રમાણે પ્રગટતું જાય છે; તેવી રીતે યોગીને નવા નવા અનુભવો દેખાય છે તેથી હર્ષ પામે છે અને તેથી તે અહર્નિશ આગળ વધવા પ્રયત્ન કરે છે અને તે શુકલધ્યાનનો ધ્યાતા થાય છે. જગત્-

માં દરેક ઠેકાણે રહેલી રૂપી વસ્તુઓને જાણવાની—અવધિજ્ઞાનની શક્તિ પ્રાપ્ત કરે છે અને અંતે રૂપાતીત ધ્યાનવડે સિદ્ધ પરમાત્મા થાય છે.

## હૃદયમાં ધ્યાનસંયમ.

હૃદયમાં સંયમ કરવાથી પોતાના અને પરના મનના વિચારો જણાય છે, હૃદયની સાત્ત્વિકતા વૃદ્ધિ પામે છે. હૃદયમા થતા વિચારોની સંકલનાનો અનુક્રમ માલુમ પડે છે, અન્યના હૃદયમાં રહેલા વિચારો જાણી શકાય છે. હૃદયની શુદ્ધિ થાય છે અને આત્માના ગુણોની અહર્નિશ વૃદ્ધિ થયા કરે છે. હૃદયમાં જે જે જ્ઞાનનો ભાસ થતો જાય છે તેની સત્યતાની પ્રતીતિ થાય છે. વિકલ્પ અને સંકલ્પોના સમૂહને એકદમ અટકાવવાની કુંચીઓ પ્રાપ્ત થાય છે. સત્ત્વગુણની વૃદ્ધિ થતાં આત્માના આનન્દની પ્રતીતિ થાય છે. હૃદયમાં રહેલા તમોગુણ અને રજોગુણનો પ્રતિદિન ક્ષય થતો જાય છે, હૃદયની ઉચ્ચતા કરવાના ઉપાયોનો ભાસ થતો જાય છે, ધારણાજ્ઞાનની વૃદ્ધિ થતી જાય છે, રાગ અને દ્વેષાદિ વિકારોનો ઉપદ્રવ અહર્નિશ શાન્ત થતો જાય છે, આત્માની ઉચ્ચતામાં વૃદ્ધિ થતાં અન્તે પરમાત્મપદ મળે છે.

## મનોવર્ગણામાં સંયમધ્યાન.

મનોવર્ગણામાં સંયમ કરવાથી મનોવર્ગણાનો અનુભવ પ્રાપ્ત થાય છે. મનોવર્ગણાની શક્તિનો અનુભવ મળે છે. મનોવર્ગણા-

દ્વારા થતા વિચાર સંબંધી અનેક પ્રકારનું જ્ઞાન થાય છે. મનોવર્ગણા( મનોદ્રવ્ય )ની સાથે લેશ્યાનો જે સંબન્ધ છે તથા અધ્યવસાયનો જે સંબન્ધ છે તેનું જ્ઞાન થાય છે. મનોવર્ગણા સંબન્ધી અનુક્રમ શો છે તેનો ભાસ થતો જાય છે. મનોવર્ગણામાં વિશેષ સંયમ કરવાથી મનઃપર્યવજ્ઞાન પ્રગટે છે. અન્ય જીવોના મનમાં જે જે વિચારો ઉત્પન્ન થાય છે તે સર્વે જાણી શકાય છે. મનોવર્ગણાઓ કે જે આત્માના પ્રદેશોથી છૂટે છે તે જગત્‌માં અન્ય જીવોને કેવી અસર કરે છે તેનું પૂર્ણ જ્ઞાન થાય છે. આત્માના શુદ્ધ અને અશુદ્ધ વિચારોથી મનોવર્ગણામાં ( મનોદ્રવ્યમાં ) શુદ્ધતા અને અશુદ્ધતા થતાં તે સ્વપરને કેવો લાભ અને અલાભ આપી શકે છે તેનું જ્ઞાન થાય છે. મનોવર્ગણાથી અન્ય જીવોને કેવી અસર થાય છે–તેનું જ્ઞાન થાય છે. સારા અને અશુભ વિચારોથી બનેલી મનોવર્ગણાથી આત્માના ગુણોને ઉપકાર અને આઘાત કેવી રીતનો થાય છે તેનું જ્ઞાન થાય છે, તેમજ આત્માના પ્રદેશોથી છૂટી થએલી મનોવર્ગણા કેટલા કાળ સુધી જઘન્યથી તથા ઉત્કૃષ્ટથી વર્ગણારૂપે રહી અન્ય જીવોને અસર કરે છે તેનું જ્ઞાન થાય છે. વિજલિકબળ કરતાં મનોવર્ગણાનું કેટલું વિશેષ બળ છે તેનું સૂક્ષ્મદૃષ્ટિથી જ્ઞાન થાય છે. ક્ષણે ક્ષણે સારા અને અશુભ વિચારો પ્રમાણે મનોવર્ગણામાં શુભતા અને અશુભતાનો ફેરફાર જણાય છે. મનોવર્ગણા ( મનોદ્રવ્ય )માંથી કેટલાક સ્કંધો ખરે છે અને કેટલાક નવા આવે છે, તત્સંબ-

ન્ધી ક્ષણે ક્ષણે જે જે ફેરફાર થાય છે તે જણાય છે ઇત્યાદિ મનોવર્ગણામા સયમધ્યાન કરવાથી જ્ઞાન થાય છે.

## શ્રોત્રેન્દ્રિયમા સયમ

શ્રોત્રેન્દ્રિયમા સયમ કરવાથી, શ્રોત્રેન્દ્રિયજ્ઞાનનો ક્ષયોપશમ વૃદ્ધિ પામે છે અને તેથી દિવ્ય શબ્દનુ શ્રવણ થાય છે જે શબ્દો પૂર્વે ન સભળાતા હોય તે પશ્ચાત્ સભળાય છે કર્ણના રોગોનો સતત સયમથી નાશ થાય છે કર્ણમા આવેલા શબ્દોની તીવ્રતા અને મન્દતાનુ જ્ઞાન થાય છે શ્રોત્રેન્દ્રિયની શક્તિનો અનુભવ થાય છે ઇત્યાદિ અનેક બાબતોની શક્તિયો ખીલે છે શબ્દવર્ગણા પુદ્ગલદ્રવ્ય છે અને તેનો કાનમા પ્રવેશ થાય છે–તત્સબન્ધી વિશેષ અનુભવ મળે છે શબ્દોનુ ગમનાગમન કેવી ઝડપથી થાય છે તેની પ્રતીતિ થાય છે ટેલીફોન તથા તારવિનાના ટેલીફોન કરતા કાનમા સયમ કરવાથી વિશેષ ઝડ પથી શબ્દોનુ શ્રવણ થાય છે–તેનો અનુભવ પ્રાપ્ત થાય છે, ઇત્યાદિ

## ચક્ષુમા સયમધ્યાન.

બન્ને ચક્ષુઓમા સયમધ્યાન કરવાથી દિવ્ય દર્શનશક્તિ ખીલે છે ચક્ષુની દર્શનશક્તિના વિરોધી આવરણો ટળે છે ચક્ષુના અનેક પ્રકારના રોગ પણ ટળે છે સૂક્ષ્મવસ્તુઓ પણ દેખી શકાય છે ચક્ષુમા સયમ કરનારો અન્ય મનુષ્યોના ઉપર દ્રષ્ટિપાત કરે છે એટલામા જ તેઓના ઉપર સારી અસર કરે છે

અને તેઓને ધારે તો વશ પણ કરી શકે છે. ચક્ષુમાં સંયમ કરનારો દિવ્ય ચક્ષુને પ્રગટાવે છે અને સૂક્ષ્મ પદાર્થોને પણ દેખી તેના ગુપ્ત સિદ્ધાંતો જાણી શકે છે. ચક્ષુનું બળ વધવાથી વસ્તુનો સત્યદ્રષ્ટા બની શકે છે. ઇત્યાદિ.

### ઘ્રાણેન્દ્રિયમાં સંયમધ્યાન.

ઘ્રાણેન્દ્રિયમાં સંયમધ્યાન કરનારો ગન્ધગુણુવિશિષ્ટ જે જે પદાર્થો છે તેનું સારી રીતે જ્ઞાન કરી શકે છે. ઘ્રાણેન્દ્રિયની શકિતને ઘણી તાજી કરી શકે છે. સુગંધ અને દુર્ગંધનું છેટે રહ્યા છતાં પણ જ્ઞાન થાય છે. સુગંધી અને દુર્ગંધી પુદ્ગલોથી સારી અને ખોટી અસર મનુષ્યો ઉપર કેવી રીતે થાય છે તે જાણી શકાય છે. ગન્ધના પુદ્ગલોમાં શુભાશુભ ફેરફારો જે ક્ષણે ક્ષણે થાય છે તેનું દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી સારી રીતે જ્ઞાન થાય છે. વિશેષ શું કહેવું ? ગન્ધનાં પુદ્ગલો સંબન્ધી જે જે સાયન્સવિદ્યાના નિયમો છે તે સર્વની કુંચીઓનું દિવ્યજ્ઞાન પ્રાપ્ત થાય છે.

### રસનેન્દ્રિયમાં ધ્યાનસંયમ.

રસનેન્દ્રિયમાં ( જિહ્વામાં ) ધ્યાનસંયમ કરવાથી રસનું જ્ઞાન થાય છે. રસના કેટલા ભેદ છે, રસના પુદ્ગલોમાં કેવો ફેરફાર થાય છે તેનો અનુભવ થાય છે. રસનેન્દ્રિયજ્ઞાનનો ક્ષયોપશમ વૃદ્ધિ પામે છે. રસવાળા પદાર્થોની પરીક્ષા થઇ શકે છે. શુભ અને અશુભ રસોમાં ક્ષણે ક્ષણે હાનિ વૃદ્ધિરૂપ જે ફેરફાર

થયા કરે છે તેનું અનુભવજ્ઞાન પ્રાપ્ત થાય છે. અશુભ રસના પુદ્ગલોને શુભ રસવાળા કેવી રીતે કરી શકાય તે બરાબર સમજી શકાય છે. રસસંબન્ધી પ્રતિદિન ધ્યાનના બળથી વિશેષ પ્રકારે જ્ઞાન થતું જાય છે. રસસમ્બન્ધી સાયન્સવિદ્યાના જે જે નિયમો છે તે સર્વનું રહસ્ય સારી રીતે જાણી શકાય છે.

## સ્પર્શેન્દ્રિયમાં ધ્યાનસંયમ.

ત્વચામાં ધ્યાનસંયમ કરવાથી, સ્પર્શના આઠ પ્રકારના ભેદો વગેરેનું સારી રીતે જ્ઞાન થાય છે. ત્વક્સંબંધી જ્ઞાનની વૃદ્ધિ થાય છે. સ્પર્શવાળા પુદ્ગલોનું દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી સારી રીતે જ્ઞાન થાય છે, સ્પર્શવાળા પુદ્ગલોમાં ક્ષણે ક્ષણે જે ફેરફાર પ્રસંગોપાત્ત થયા કરે છે તેનું સમ્યગ્જ્ઞાન થાય છે. સ્પર્શના પુદ્ગલોમાં સ્પર્શની હાનિવૃદ્ધિ થવાના અનુક્રમોનું જ્ઞાન થાય છે. શુભ અને અશુભ સ્પર્શોની અપેક્ષાઓ વ્યક્તિપરત્વે જુદી જુદી હોય છે—તે બરાબર સમજાય છે. સ્પર્શના પુદ્ગલોમાં ઉત્પાદ વ્યય અને ધ્રૌવ્ય રહ્યું છે તેનો અનુભવ આવે છે. જગત્માં સ્પર્શવંત પુદ્ગલોની જે જે વર્ગણાઓ—જેવા જેવા રૂપે રહેલી છે તેનું—તેવા પ્રકારે જ્ઞાન થાય છે; ઇત્યાદિ.

## कायबलमां ध्यानसंयम.

કાયબલમાં ધ્યાનસંયમ કરવાથી કાયાનું બળ અતિ વૃદ્ધિ પામે છે. કાયામાં વિશેષ બળનો આરોપ કરી સંયમ કરવાથી

કાયાની સ્ફૂર્તિ તથા કાયાનું બળ વૃદ્ધિ પામે છે, કાયામાં રહેલા રોગોનો નાશ થાય છે. જે મલ્લો કસરત કરી કાયાનું બળ વધારે છે તેમાં પણ તેઓ અમારા લખવા પ્રમાણે સંયમનો આશ્રય લે છે. કારણ કે મલ્લોની ચિત્તવૃત્તિ તો વારંવાર ખાતાં પીતાં બોલતાં અને ચાલતાં પણ કાયાના બળમાં રહે છે, તેથી સહેજે તેઓ કાયબળનો સંયમ કરી કાયબળમાં અમુક વખત પર્યંત વધારો કરે છે. કાયબળમાં ચિત્તવૃત્તિની સ્થિરતાપૂર્વક ધ્યાન કરવાથી કાયાના બળમાં વધારો થયા કરે છે. કાયામાં જેનું બળ ઇચ્છવું હોય તેનો સંયમ કલાકોના કલાકો પર્યંત કર્યા કરવો–એમ રાત્રીદિવસ સતત અભ્યાસથી કાયાનું બળ વૃદ્ધિ પામવાના સંયોગો પણ મળી શકે છે. પૂર્વભવમાં જેણે આ પ્રમાણે સંયમ સેવ્યો હોય છે તે આ ભવમાં પણ કાયાના બળને પ્રાપ્ત કરે છે અને મલ્લ તરીકે વા અન્ય નામથી, પણ જગત્‌માં કાયાથી બળવાન્ ગણાય છે; ઈત્યાદિ.

### વાણીવલમાં સંયમ.

વાણીબળમાં ધ્યાનસંયમ કરવાથી વાણીનું બળ ખીલે છે અને વાણીદ્વારા બોલાતા શબ્દો ઉપર કાબૂ મૂકી શકાય છે. વાણીબળમાં સંયમ કરનાર પોતાની વાણીથી હજારો વા લાખો મનુષ્યોને અસર કરી પોતાના વશમાં લઇ શકે છે. વાણીમાં એક જાતનો ચમત્કાર પ્રગટે છે; વાણીબળમાં સંયમ કરવાથી વિજલીના કરતાં પણ વિશેષ અસર અન્યોને થાય છે. વાણી-

બળમાં સંયમ કરવાથી પ્રતિદિન વાણીનું વલણ બદલાતું જાય છે અને જે શબ્દોમા જેટલું માહાત્મ્ય હોય છે તે જાણી શકાય છે. વાણીના ભેદોનું જ્ઞાન પ્રતિદિન થયા કરે છે. વાણી-બળ સંયમથી ભવિષ્યમા વાણીની ઘણી શક્તિયો ખીલે છે, વાક્સંયમીની વાણી સાભળવા લોકો આતુર રહ્યા કરે છે, તેમની વાણી જેવી અમર કરવા ધારે તેવી થઈ શકે છે દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી અમુક વાણીમા અમુક લાભ છે તે જણાઇ આવે છે વાણીસંબન્ધી અનેક પ્રકારનું વિશેષ વિશેષ પ્રકારે જ્ઞાન ખીલ્યા કરે છે, ઇત્યાદિ

### મનોબલ સયમ.

મનોબળમા સંયમ કરવાથી મનોબળ વૃદ્ધિ પામે છે. મનની નિર્બલતા નાશ પામે છે. મનોબળથી જે જે વિચારો કરવામા આવે છે તેનુ પોતાના ઉપર અને અન્યના ઉપર અપેક્ષાએ સારી રીતે અસર થાય છે મનમા જે જે વિચારો કરવામા આવે છે તે ક્ષણમા ફરી જતા નથી મનોબળથી ધૈર્યતા તથા સાહસિકપણુ ખીલી શકે છે મનોબળમા સંયમ કર-નાર અન્ય મનુષ્યોને પોતાના વિચારવાળા કરી શકે છે. મેસ્મે રિઝમ અને હિપનોટીઝમ જેવી શક્તિયો તો સહેજે પ્રગટાવી શકે છે, મનોબળમા સંયમ કરનાર વાણી અને શરીર પર કાબૂ મેળવી શકે છે. અર્થાત્ તે વાણી અને કાયાના વ્યાપારને પોતાની ધારણા પ્રમાણે પ્રવર્તાવે છે મનોબલ સંયમ કરવાથી અનેક પ્રકારના મન્ત્રો સારી રીતે સાધી શકાય છે-તેમજ જે

કાર્યમાં ચિત્ત લગાડયું હોય છે તે કાર્યની ત્વરિત સિદ્ધિ થાય છે. મનોબળની સહાયથી આત્માની પરમાત્મદશા થાય છે. દરેક કાર્ય કરતાં હિમ્મત રહે છે અને સંકલ્પબળની સિદ્ધિ થાય છે. ભય વગેરેના ગભરાટથી મન ચંચળ ઝટવારમાં બની જતું નથી. મનોબળમાં સંયમ કરનાર યોગી ધારે તે કરી શકે છે; ઇત્યાદિ.

**"મસ્તકમાં સંયમ."**

મસ્તકમાં સંયમ કરવાથી મગજના જ્ઞાનતંતુઓની પુષ્ટિ થાય છે અને તર્કશક્તિ સારીરીતે ખીલે છે અને વિવેકશક્તિ પ્રગટ થાય છે. વિકલ્પસંકલ્પોની સ્થિરતા થાય છે. દરેક વસ્તુઓ સમ્બન્ધી વિશેષ નિર્ણય કરાવનાર બુદ્ધિબળ પ્રગટી નીકળે છે. ધ્યાન અને સમાધિનું બળ વૃદ્ધિ પામે છે. ઇત્યાદિ.

શરીરના જે ભાગમાં સંયમ કરવો હોય ત્યાં થઈ શકે છે અને તેથી ભિન્ન ભિન્ન શક્તિયો ખીલે છે તેનું વિશેષ વિસ્તારના ભયથી અત્ર વર્ણન કરવામાં આવ્યું નથી. શરીરપ્રદેશમાં ભિન્ન ભિન્ન અવયવોમાં સંયમ કરવાની ઇચ્છાવાળાઓએ ગુરૂગમથી સર્વ સમજી લેવું.

**"પદસ્થધ્યાનના વિચાર."**

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ આદિપદ તથા નવપદ વગેરે દ્વારા સદ્ગુણોની પ્રાપ્તિ માટે જે ધ્યાન કરાય છે તેને **પદસ્થ ધ્યાન** કહે છે. પદસ્થ ધ્યાન કરનારાઓ

અનેક પ્રકારની લબ્ધિયોને પ્રાપ્ત કરી શકે છે. નમસ્કાર મંત્ર વગેરેનું ધ્યાન ધરતાં કર્મનો નાશ થાય છે. જગતમાં પદસ્થ ધ્યાનના બળથી સર્વ ઇષ્ટ વસ્તુઓની પ્રાપ્ત થાય છે. કલ્પવૃક્ષ અને ચિન્તામણિ રત્ન કરતાં પદસ્થ ધ્યાનની અત્યંત શક્તિ છે. પદસ્થ ધ્યાનના બળથી શુકલધ્યાનમાં પ્રવેશ થાય છે અને પરમાત્મપદ પ્રાપ્ત થાય છે. **નમસ્કારમંત્ર વર્ધમાનવિદ્યા સૂરિમન્ત્ર ઋષિમણ્ડલમૂલમન્ત્ર** અને **ચિન્તામણિમન્ત્ર** વગેરેનો પદસ્થ ધ્યાનમાં સમાવેશ થાય છે. મન્ત્રોનું ધ્યાન કેવી રીતે કરવું તે વિષયને અત્ર લખવામાં આવ્યો નથી; કારણ કે તે વિષયનું જ્ઞાન ગુરુમુખથી લેવું એમાં વિશેષ હિત સમાયલું છે. શ્રી હેમચન્દ્રાચાર્યે યોગશાસ્ત્રોમાં **ॐअरिहंत सिद्धसयोगी-केवली स्वाहा** વગેરે મન્ત્રો દેખાડ્યા છે તે વાંચવામાં આવે છે; તો પણ ગુરુગમ વિના તો ચાલતું નથી; માટે ગુરુગમથી તેનું સ્વરૂપ સમજી લેવું. મન્ત્રોના જે જે કલ્પો પૂર્વાચાર્યોએ લખેલા છે તે અત્ર દાખલ કરતાં ગ્રન્થગૌરવ વધી જાય અને ગુરુગમ તો લેવીજ પડે તેથી ગુરુમુખથી તેનું સ્વરૂપ સમજવું.

નાભિકમળમાં સોળ પાંખડીનું કમળ ચિંતવી તેમાં અથી અઃપર્યંત સોળ સ્વરોને સ્થાપન કરવા અને તેનું અનુક્રમે ધ્યાન ધરવું.

હૃદયકમળમાં ચોવીસ પાંખડીવાળું કમળ ચિંતવી તેમાં કથી તે મપર્યંત અક્ષરો અનુક્રમે કમલ પાંખડીઓમાં સ્થાપન કરવા અને મને કર્ણિકામાં સ્થાપન કરવો.

મુખમાં આઠ પાંખડીવાળા કમલની કલ્પના કરવી; જેમાં બાકીના યથી તે હપર્યંત અક્ષરોનું અનુક્રમે ધ્યાન ધરવું.

આ પ્રમાણે અક્ષરોનું ધ્યાન કરતો છતો, યોગી ચિત્તની ચંચળતા વારે છે અને શ્રુતજ્ઞાનનો પારગામી થાય છે. પૂર્વે કહ્યા એ વર્ણોને વિધિપૂર્વક ધ્યાન કરનાર યોગી નિમિત્ત જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે; અમુક વખતે અમુક થશે ઇત્યાદિ સર્વ બાબતોને જાણી શકે છે. ઘણા કાળપર્યંત એકાગ્રચિત્તથી ધ્યાન ધરવાથી અનેક સિદ્ધિયોની પ્રાપ્તિ થાય છે.

### अर्हमन्त्रનું ધ્યાન.

મનને એકાગ્ર કરી યોગી अर्हमंत्रનું ધ્યાન ધરતો છતો યાવત્ મોક્ષની પદવી પામે છે, અર્હં મંત્ર સમાન કોઈ મંત્ર નથી, अर्हमन्त्रનું એવી રીતે ધ્યાન ધરવું કે મનમાં તેનું જ સ્વરૂપ રમી રહે, તે વખતે અન્ય પદાર્થનું સ્મરણ ન થાય, તેમજ હોઠ પણ હાલે નહિ, अर्ह અક્ષર ઉપરથી अनक्षरता પમાય તેવી રીતે ધ્યાન ધરવું.

### ૐકારનું ધ્યાન.

હૃદયકમળસ્થિત સંપૂર્ણ શબ્દ, બ્રહ્મબીજભૂત સ્વર, તથા વ્યંજન સહિત પંચપરમેષ્ઠિપદ વાચક, તેમજ ચંદ્રકલામાંથી ઝરતા અમૃતના રસે કરી ભિંજાતા, મહામન્ત્ર ૐકારનું કુંભક પ્રાણાયામપૂર્વક ધ્યાન ધરવું. પંચપરમેષ્ઠિનો વાચક ૐકાર શબ્દ છે, ૐકારમાં અપૂર્વશક્તિ છે. ૐકારમાં સર્વ મંત્રનો

સમાવેશ થાય છે. અપૂર્વ ઓંકાર મન્ત્રનું જે યોગિયો ધ્યાન ધરે છે તેઓ મનરૂપ મર્કટને વશ કરી પરમશાન્તિને પામે છે. ઓંકારવાચ્ય સ્વરૂપાર્થને ધ્યેયરૂપે સ્વીકારીને તેમાં ચિત્તની એકાગ્રતા કરતા વિકલ્પ સંકલ્પોનો નાશ થાય છે; ઓંકારનું ધ્યાન ધરતા રજોગુણ અને તમોગુણ નાશ થાય છે અને સત્વગુણ યથાશકિત પ્રયત્નથી ખીલે છે, તે વખતે મનમાં આનન્દની ઝાંખીનો અપૂર્વ સમતારસ અનુભવાય છે. વાણી ઉપર ઓંકારનું ઘણા કાળ પર્યંત ધ્યાન ધરવાથી વચનની સિદ્ધિ થાય છે. ઓંકાર જેવી જગત્‌માં અમૂલ્ય વસ્તુ કોઈ જણાતી નથી. વિશેષ શું ? ઓંકારનું પરિપૂર્ણ સ્વરૂપ સમજાય છે ત્યારે પદસ્થ ધ્યાન કરનાર યોગિયોને અપૂર્વ ખૂબીઓ હસ્તગત થાય છે.

## મહામંત્રનું ધ્યાન.

ॐ ह्रीँ श्रीँ अर्हं नमः આ મહાન્ ચમત્કાર મન્ત્ર ભણતાં અનેક શકિતયોનું સ્થાન યોગી બને છે.

અનેક પ્રકારનું પદસ્થધ્યાન છે; તેનો પાર કેવલી ભગવાન્ પામે છે. અનેક શાસ્ત્રોમાં અનેક રીતિએ પદસ્થધ્યાન કરવાની યુકિતઓ બતાવી છે. પદસ્થધ્યાનના આલંબનથી આત્માના સ્વરૂપમાં ઉતરવું. પદસ્થધ્યાનની પેલીપાર જવા માટે પદસ્થધ્યાનનું અવલંબન કરવું જોઇએ. જેની જેવી વૃત્તિ હોય છે તેને તેવું ફળ પદસ્થધ્યાનથી પ્રાપ્ત થાય છે.

## रूपस्थध्यानना विचार.

સમવસરણમાં બેઠેલા તીર્થંકરનું સ્વરૂપ ચિંતવવું-તે આદિને રૂપસ્થધ્યાન કહે છે. ભગવાનની પ્રતિમા આગળ વિનયપૂર્વક બેસી એકાગ્રચિત્તથી ભગવાનના ગુણોનું સ્મરણ કરવું અને તેવા સદ્ગુણો કે જે પોતાના આત્મામાં આચ્છાદિત રહ્યા છે-તેને પ્રગટ કરવા ધ્યાન ધરવું. આઠ કર્મ રૂપી છે અને તેના સમ્બન્ધમાં પોતાનો આત્મા, અનાદિકાળથી રહ્યો છે. રૂપમાં રહેલો એવો મારો આત્મા વસ્તુતઃ રૂપથી ન્યારો છે. સિદ્ધના સમાન અનંતગુણમય છે-ઈત્યાદિ જે ભાવના ભાવવી તેને રૂપસ્થધ્યાન કહે છે. રૂપમાં રહેલો હું છું પણ રૂપથી ન્યારો છું. મારો આત્મા, ગુણોવડે સત્તાથી પંચપરમેષ્ઠિરૂપ છે. સર્વ ગુણોને પ્રગટ કરવા માટે મ્હારો ઉદ્યમ છે. જ્ઞાન દર્શન અને ચારિત્ર ગુણોવડે મ્હારો આત્મા શોભાયમાન છે; ઈત્યાદિ વિચારો રૂપસ્થધ્યાનમાં કરવા.

## रूपस्थध्याननुं फळ.

રૂપસ્થધ્યાનવડે આત્મા પરમાત્મદશાને મેળવે છે. આત્મામાં જ પરમાત્મદશા રહી છે પણ ધ્યાનવિના તે પ્રગટતી નથી. રૂપસ્થધ્યાનવડે વિકલ્પસંકલ્પવારી ચિત્તદશાનો નિરોધ થાય છે, અનેક પ્રકારના મોહના ઉછાળાઓ સ્વયમેવ શાંત પડી જાય છે. રૂપસ્થધ્યાનથી અનેક શક્તિયો પ્રગટે છે અને મનની નિર્મલતા સહેજે થાય છે.

## રૂપાતીત ધ્યાનવિચાર

આકારરહિત જ્ઞાનાનંદ સ્વરૂપ નિરંજન સિદ્ધ પરમાત્માનું વા સત્તાથી સિદ્ધસમાન એવા પોતાના આત્માનું જે ધ્યાન કરાય છે તેને **રૂપાતીત ધ્યાન** કહે છે.

યોગી આઠ કર્મ આદિ-રૂપી પદાર્થોથી રહિત શુદ્ધ આત્મસ્વરૂપનો વિચાર કરે છે-ત્યારે યોગિનો આત્મા પરમ શુદ્ધ દશાને પ્રાપ્ત કરે છે જેમ જેમ રૂપાતીત ધ્યાનની વૃદ્ધિ થતી જાય છે, તેમ તેમ વર્ણાદિ વિશિષ્ટરૂપી પદાર્થોમા થતું અહં અને મમત્વ વિલય પામે છે અને બાહ્યમા હું તુની કલ્પનાનું જોર ક્ષય પામે છે જેમ સીસાની પૂતળી સમુદ્રમા ઓગળી જાય છે અને પોતાના રૂપનો ત્યાગ કરે છે-તેવીજ રીતે મનની ચચળતાનો રૂપાતીત ધ્યાન ધરતા નાશ થાય છે નિશ્ચયથી નિરાકાર એવો પોતાનો આત્મા છે. પોતાના શુદ્ધ સ્વરૂપનું ધ્યાન કરતો છતો પોતે આત્મા શુદ્ધરૂપને પ્રાપ્ત કરે છે શુદ્ધ નિરંજન નિરાકાર એવું આત્માનું સ્વરૂપ ત્રણ કાળમા બદલાતું નથી

રૂપાતીત ધ્યાન કરનાર યોગી દુનિયાની જંજાળથી મુક્ત થાય છે અને પોતાના સહજ આનન્દને પ્રાપ્ત કરે છે રૂપાતીત ધ્યાનમા સ્થિર થએલ યોગી બાહ્યદશાના નામ અને શરીરના આકાર તથા હર્ષ શોકને ભૂલી જાય છે—અર્થાત્ તેમા તેને જરામાત્ર પણ અહં અને મમત્વ ઉત્પન્ન થતું નથી.

---

સારા ગ્રન્થોના વાંચનથી અગાધ શક્તિ આવે છે.

દ્રવ્ય, ગુણ અને પર્યાયના લક્ષણપૂર્વક જે યોગિયો આત્માનું સ્વરૂપ વિચારે છે તે રૂપાતીત ધ્યાનમાં પ્રવેશ કરે છે. યોગિયો જડ પદાર્થોમાં ઉપયોગ રાખતા નથી અને એક પોતાના આત્માના શુદ્ધ સ્વરૂપમાંજ ઉપયોગ રાખે છે; તેથી તે રૂપાતીત ધ્યાન કે જેને શુકલધ્યાન કહે છે તેને પ્રાપ્ત કરી સિદ્ધિસુખની વાનગીને અનુભવ કરે છે. પોતાના આત્માનું જ મન આલંબન કરીને રહે અને શુદ્ધોપયોગમાં સ્થિર થાય અને જડ તથા ચેતનસમપણે ભાસે તેને **સમરસીભાવ** કહે છે. એવા સમરસીભાવને યોગી રૂપાતીત ધ્યાનથી પામે છે; આત્માનું પરમાત્માની સાથે ધ્યાનમાં ઐક્ય થાય છે, તેને પણ શાસ્ત્રાધારે **સમરસીભાવ** કહેવામાં આવે છે.

## રૂપાતીત ધ્યાનમાં પ્રવેશ કરવાનો વિધિ.

પ્રથમ પિંડસ્થ પદસ્થ અને રૂપાતીત ધ્યાન કરવું. પિંડસ્થાદિક ધ્યાન કરતાં કરતાં સ્થૂળમાંથી સૂક્ષ્મ આત્મા ઉપર ધ્યાન કરતાં કરતાં જવું; આત્માના ગુણપર્યાયોની શુદ્ધતા ચિંતવવી. આત્માના શુદ્ધ ગુણોમાં લીનતા કરવી. બહિર્માં મનને જવા દેવું નહિં આત્માને ઉપયોગ એકજ ઠેકાણે રાખવો; એમ કરવાથી રૂપાતીત નિરાલમ્બન ધ્યાનમાં પ્રવેશ થશે અને અહર્નિશ તેને સતત અભ્યાસ કરવાથી રૂપાતીત ધ્યાનમાં સ્થિરતા થશે. સ્થૂલમાંથી ઉતરતાં ઉતરતાં ઠેઠ સૂક્ષ્મમાં જવું. સૂક્ષ્મમાં સૂક્ષ્મ આત્માના પ્રદેશોનો વિચાર કરવો.

## રૂપાતીત ધ્યાન કરનારે શું કરવું જોઇए.

રૂપાતીત ધ્યાનના જિજ્ઞાસુએ દ્રવ્યાનુયોગનું સારી રીતે જ્ઞાન પ્રાપ્ત કરવું. તેમજ અધ્યાત્મ શાસ્ત્રોનું સારી રીતે જ્ઞાન પ્રાપ્ત કરવું; જડ અને ચેતનની ભિન્નતાનો સારી રીતે ખ્યાલ કરવો, મનુષ્ય સંસર્ગથી દૂર રહેવું, ઉપાધિ કાર્યોથી અલગ રહેવું, આત્મસ્વરૂપનો અનુભવ કરવો, સદાકાળ આત્માના વિચારોમાં લીન થઈ જવું, શરીરની આરોગ્યતા સાચવવી, રૂપાદિકના આલંબનવિના આત્માનું ધ્યાન ધરવા અભ્યાસ કરવો, બાહ્યરૂપી જડ પદાર્થોમાંથી અહંત્વનો અધ્યાસ દૂર કરવો, વૈરાગ્યભાવનાથી આત્માને ભાવી પરિગ્રહની મમતાનો ત્યાગ કરવો, બાહ્યમાં મનને ભટકવા દેવું નહિ. સદાકાળ મનને અન્તરમાં લગાડવું અને શુકલધ્યાનનું જેમાં વર્ણન હોય એવા ગ્રન્થોને પ્રેમથી, બહુ માનથી વાંચવા. ઇત્યાદિ ઉપાયોથી આ કાળમાં રૂપાતીત ધ્યાનનો કિંચિત્ ભાસ થાય છે.

## રૂપાતીત ધ્યાનની ઉત્તમતા.

પિંડસ્થ, પદસ્થ અને રૂપસ્થ ધ્યાન કરતા રૂપાતીત ધ્યાનની અનન્તગણી ઉત્તમતા છે. રૂપાતીત ધ્યાનના એક ક્ષણને પણ અન્ય ધ્યાનો પહોંચી શકતાં નથી. શુકલધ્યાનમાં રૂપાતીત ધ્યાનનો સમાવેશ થાય છે. રૂપાતીત ધ્યાન ધરનાર યોગી અન્તર્મુહૂર્તમાં કેવલજ્ઞાન અને કેવલદર્શનને પ્રાપ્ત કરે છે. રૂપાતીત ધ્યાન ધરનાર યોગી કર્મ લાકડાંને બાળી ભસ્મ કરે છે અને તે ત્રણ કાળનો જ્ઞાતા બને છે; અનન્ત

શક્તિને પ્રગટાવે છે. રૂપાતીત ધ્યાનનો અંશ પણ સિદ્ધિના સુખની વાનગીને આપે છે ત્યારે સમ્પૂર્ણ ધ્યાનનું તો શું કહેવું ?

### रूपातीत ध्यानथी मोक्षपद मळे छे.

યોગી એક સ્થિર ઉપયોગથી રૂપાતીત આત્માના સ્વરૂપમાં જેમ જેમ ઉંડો ઉતરતો જાય છે, તેમ તેમ તે આત્માનો નવીન અનુભવ મેળવતો જાય છે અને રાગદ્વેષની વૃત્તિનો સંપૂર્ણપણે નાશ કરે છે. અન્ય ધ્યાનો ઘણાં છે પણ રૂપાતીત ધ્યાન પ્રાપ્ત કર્યાવિના મુક્તિ મળતી નથી. અનંતજીવો મુક્તિ પામ્યા અને પામશે તે સર્વ રૂપાતીત ધ્યાનનો પ્રભાવ જાણવો. રૂપાતીત ધ્યાન એ ઉત્તમમાં ઉત્તમ ચારિત્ર છે; તેનાથી મોક્ષપદ સત્વર મળે છે.

### ध्यानना अन्य भेदो.

આર્ત્તધ્યાન, રૌદ્રધ્યાન, ધર્મધ્યાન અને શુક્લધ્યાન એમ ધ્યાનના ચાર ભેદો છે. આ ચાર ધ્યાનનું વિશેષ સ્વરૂપ अस्मदीय ध्यानविचार-परमात्मज्योति વગેરે ગ્રંથોમાં છે, માટે અત્ર તેનું વર્ણન કર્યું નથી.

### ध्यान करनारने सूचना

ધ્યાનના જિજ્ઞાસુઓએ અનુભવી સદ્ગુરુઓની સેવા કરવી અને ધ્યાન સંબંધી અનેક પુસ્તકોનો અભ્યાસ કરવો. આત્મતત્વના જિજ્ઞાસુ થઈ સત્ય વિવેકને ધારણ કરવો. ધ્યાનક્રિયારૂપ

ચારિત્રને ધારણ કરવું. અન્તરથી ન્યારા રહી બહિરનું કર્તવ્ય કાર્ય કરવું.

### ( ૮ ) " સમાધિસ્વરૂપ. "

કેવલ જ્ઞાન અને કેવલ દર્શન પામી જે સિદ્ધ બુદ્ધ પરમાત્માઓ થયા છે, તેઓ સમયે સમયે અનન્ત સુખ ભોગવે છે. તેઓ જન્મ જરા અને મરણની ઉપાધિથી ન્યારા હોય છે, સર્વ કર્મના ક્ષયથી ઉત્પન્ન થએલી સ્થિતિને સમાધિ કહેવામાં આવે છે.

સકલ કર્મના ક્ષયથી પરિપૂર્ણ સ્થિતિરૂપ સમાધિને પરિપૂર્ણ ઉત્તમ સમાધિ કહે છે. સયોગીકેવલીને ઘાતી કર્મના ક્ષયથી ઉત્પન્ન થએલી સમાધિ છે; તરતમ યોગે સમાધિના ઘણા ભેદ પડે છે.

### સમાધિના બે ભેદ.

સહજસમાધિ અને હઠસમાધિ એમ સમાધિના બે ભેદ જાણવા. સહજસમાધિના પણ ઉપશમ ક્ષયોપશમ અને ક્ષાયિક એ ત્રણ ભાવની અપેક્ષાએ ત્રણ ભેદ પડે છે. ઉપશમાદિ ભાવના ભેદોનું અસ્મદીય અન્ય ગ્રંથોમાં વર્ણન કરવામાં આવ્યું છે તેથી અત્ર તેનું વર્ણન કર્યું નથી. જે જે અંશે ચારિત્ર મોહનીય રાગદ્વેષાદિ પ્રકૃતિયોનો ઉપશમ વા ક્ષયોપશમ વા ક્ષય થાય છે, તે તે અંશે સમાધિગુણ ખીલે છે. બાહ્યદશામાં-જ રાગ અને દ્વેષ હોય છે. જેઓની અન્તરદૃષ્ટિ ખીલી હોય

છે તેઓને મનની સ્થિરતા થાય છે અને તેથી તેઓ શુદ્ધ સમાધિને પ્રાપ્ત કરે છે.

ધ્યાન કરવાથી મન, રાગ દ્વેષથી રહિત થાય છે અને તેથી તે સમાધિપણાને પામે છે. મનની નિર્વિકલ્પદશાને સમાધિ કહેવામાં આવે છે. ધ્યાનથી નિર્વિકલ્પ દશારૂપ સમાધિગુણરૂપ ફળ મળે છે. આત્મા બાહ્યદશાથી પરાઙ્મુખ થઈને પોતાના સ્વરૂપમાં જેટલો કાળ સ્થિર રહે છે તેટલા કાળની સમાધિ કહેવામાં આવે છે. આત્મામાં મન લીન થઈ જાય છે તે વખતે રાગ દ્વેષના અભાવથી સમાધિગુણ પ્રગટે છે અને ખરા સુખનો ભોગ થાય છે. સમાધિથી અજ અખંડ નિરાબાધ નિરંજન નિરાકાર પરમ પરમેશ્વર અરૂપી ચૈતન્ય સ્વરૂપનો અનુભવ–સાક્ષાત્કાર થાય છે. અનુભવ સાક્ષાત્કાર થયા પછી સાલંબન ધ્યાન કરતાં નિરાલંબન ધ્યાનમાં વિશેષતઃ લક્ષ્ય લાગે છે અને આત્માની સહજ દશાએ આત્માનું પરિણમન થતું જાય છે. પરસ્વભાવમાંથી રમણતા છૂટે છે અને સ્વસ્વભાવમાં રમણતાની ધૂન લાગે છે. ચોલમજીઠના રંગની પેઠે નિરાલંબન ધ્યાનનો રંગ છૂટતો નથી. પદના આલંબન વિના આત્માની જ્ઞાનાદિ અંતરઋદ્ધિમાં ચિત્તની લયલીનતા થવાથી દુનિયાનું ભાન ભૂલાય છે. બાહ્ય શરીર નામાદિ વડે દુનિયા એવા યોગીને માટે ગમે તેમ બોલે છે, તો પણ ભર નિદ્રાળુને જેમ તે વખતે બાહ્યનું ભાન હોતું નથી તેમ તેને બાહ્યની જરા માત્ર સારી ખોટી અસર થતી નથી; અર્થાત્ એવા રૂપાતીત ધ્યાનીને બાહ્યની કંઈ પણ

શુભાશુભ અસર થતી નથી, કારણ કે તે વખતે તેનું મન આત્માના શુદ્ધસ્વરૂપમાં લાગેલું હોય છે. અન્તરસમ્મુખ મન હોય છે ત્યારે શરીર તથા અમુક મારૂં નામ અમુક કુળ, અમુક ગચ્છ, અમુક વંશ અમુક પરિવાર વગેરેમાં મનની રમણતા રહેતી નથી અને તેથી તેવા બાહ્ય ભાવમાં કલ્પાએલી અહંતા છૂટવા માંડે છે, અન્તરમાં વિશેષ રમણતા તેટલીજ બાહ્ય રમણતાનો ત્યાગ થાય છે.

### રૂપાતીત ધ્યાન કરનારની દશા.

રૂપાતીત ધ્યાન કરનારને જગતના જડ પદાર્થોમાં અહં મમત્વની કલ્પના રહેતી નથી. તે જેવો બાહ્ય દેખાય છે તેવો અન્તરથી હોતો નથી અને ઉદાસીન બને છે. બાહ્ય શરીર ક્રિયાઓ કરે છે તો પણ તે બાહ્યવૃત્તિ શૂન્ય હોવાથી તેમાં લેપાતો નથી. બાહ્ય સુખની લાલચોથી તે મુંઝાતો નથી. શરીર વાણી અને મનનો તે ઉપરી બને છે. મનને તે પોતાના કબજે રાખી શકે છે, પણ મનના કબજામાં તે વર્તતો નથી. વસ્તુના આલંબન વિના અરૂપી ગુણોનું ચિંતવન કરી તેમાં રાચીમાચી રહે છે અને અન્તર મસ્તાન દશાના સહજ આનન્દને પામે છે. યોગી ઉપયોગી સૂક્ષ્મતાને ધારણ કરતો કરતો એવો તો અન્તરમાં ઉતરી જાય છે કે તે વખતે ધ્યાતા ધ્યેય અને ધ્યાનના ઐક્યને પામે છે; અર્થાત્ તે વખતે તેને ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રણેની ભિન્નતાનો અનુભવ થતો નથી. એવા ક્ષયોપશમ ભાવમાં રૂપાતીત ધ્યાનની દશાને યોગી ધારણ

કરી શકે છે ક્ષપકશ્રેણિ માડનાર યોગીઓ તો રૂપાતીત ધ્યાનથી આગળ વધતા જાય છે પણ પાછા પડતા નથી ઉપશમશ્રેણિનો યોગી પાછો પડે છે, પણ પાછો પડી ગમે તે કાળે પણ ઉપર ચડી પૂર્ણ સમાધિ-દશાને પામ્યા વિના રહેતો નથી ઉપશમ યોગી તે તે કાળમા ઉપશમ સમાધિમા રહીને સહજ સુખને પામે છે ક્ષાયિક ભાવે સમાધિ પામનાર યોગી તેરમા ગુણ સ્થાનકથી કદી પાછો પડતો નથી સહજ યોગી તે તે ગુણોને પ્રાપ્ત કરી આનન્દમા મગ્ન રહે છે રૂપાતીત ધ્યાનમાથી પુન સાલ બન ધ્યાનમા આવતા છતા પણ રૂપાતીત ધ્યાનની ખુમારી ભૂલાતી નથી મિષ્ટાન્ન જમ્યા બાદ જેમ લુખા ભોજન પર રુચિ રહેતી નથી, પણ મિષ્ટાન્નના અભાવે લુખુ અન્ન ખવાય છે, તેમ રૂપાતીત ધ્યાનરૂપ મિષ્ટાન્નનુ જમણ જમ્યા બાદ સાલ બન ધ્યાનનુ જમણ નિરસ જેવુ લાગે છે રૂપાતીત ધ્યાનના વિરહે સાલ બન ધ્યાન ધ્યાઇ શકાય છે રૂપાતીતમાથી સાલ બનમા આવતા પાછુ રૂપાતીત ધ્યાનમા પ્રવેશવાની રુચિ થાય છે અને તેમા પ્રવેશ કરી શકાય છે, જો કે આ ઠેકાણે રૂપાતીત અને સાલ બન ધ્યાનની વ્યાખ્યા લખેલી છે તે પ્રસ ગોપાત્ત પ્રસ્તુત વિષયને મૂકીને તે જાતની સમાધિ તે તે ધ્યાનથી થાય છે એમ જણાવવા માટે અત્ર પૂર્વા લોચનાનો સ બ ધ જણા યો છે સાલ બનવડે ધ્યાતા ધ્યેય અને ધ્યાનની ઐક્યતા થતા સાલ બન સમાધિ પ્રાપ્ત થાય છે, તેમજ નિરાલ બનમા ધ્યાતા ધ્યેયે અને ધ્યાનની ઐકયતારૂપ

સમાધિને યોગી પ્રાપ્ત કરે છે, તેથી સહજ યોગમાં સાલંબન અને નિરાલંબન એ બે પ્રકારની સમાધિ કહેવાય છે. સાલંબન સમાધિયોગી નિરાલંબન રૂપાતીત સમાધિ દશાને પ્રાપ્ત કરી શકે છે. સાલંબન સમાધિના આલંબનના ભેદે અનેક પ્રકારના ભેદો પડે છે; તે આલંબનરૂપ કારણથી સમાધિરૂપ કાર્યમાં ઉપચારની અપેક્ષાએ સમજવું; વસ્તુતઃ સાલંબનસમાધિ જે વખતે હોય તે વખતે ધ્યાતા ધ્યેય અને ધ્યાનની ઐક્યતા થાય છે, તેથી તે ઐક્યતામાં કોઇ જાતનો ભેદ ભાસતો નથી. નિરાલંબન સમાધિમાં પણ કોઇ પ્રકારનો ભેદ પડતો નથી.

### सालम्बन करतां निरालम्बन समाधिनी उत्तमता.

સાલંબન સમાધિ કરતાં નિરાલંબન સમાધિ અનંતગણી ઉત્તમ છે અને તેમાં કર્મની નિર્જરા પણ અનંતગણી વિશેષ થાય છે, તેમજ શક્તિ પણ અનન્તગણી વિશેષ ખીલે છે. અને આત્મા પણ અનન્તગણો વિશેષ નિર્મલ થાય છે. નિરાલંબન ધ્યાનમાં અપૂર્વ આનન્દ રસનો ભોગ ભોગવાય છે. નિરાલંબન સમાધિમાં પ્રવેશેલો યોગી મુક્તિપદ પ્રાપ્ત કરે છે. નિરાલંબન સમાધિની ઉત્તમતાને તેનો અનુભવ કરનાર સારી રીતે જાણી શકે છે. બાકી અન્ય જીવો તો સાંભળીને જ ફક્ત જાણી શકે છે. નિરાલંબન સમાધિની ખુમારી જેણે ચાખી તેણે ચાખી છે. સાલમ્બન સમાધિમાં જેઓએ આનન્દરસ ભોગવ્યો છે તેઓએ નિરાલમ્બન સમાધિ સુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો.

સાલંબન સમાધિનો જે અધિકારી થાય છે નિરાલંબન સમાધિમાં પ્રવેશે છે. પ્રથમ તો સાલમ્બન સમાધિનો અત્યંત અભ્યાસ કરવો. સાલંબન સમાધિમાં અત્યંત આનન્દ ઉદ્ભવે છે, સાલંબન સમાધિ વિના નિરાલંબન સમાધિમાં પ્રવેશી શકાતું નથી. સવિકલ્પ ધ્યાનદ્વારા સાલંબન સમાધિમાં પ્રવેશાય છે. સાંસારિક દેવેન્દ્રોનું સુખ પણ સમાધિના સુખની આગળ એક બિંદુસમાન નથી. નિરાલંબન સમાધિમાં વિશેષતઃ નિર્વિકલ્પ-દશા રહે છે. ખરેખરો આનન્દ તો નિરાલંબન સમાધિમાં રહે છે. નિરાલંબન સમાધિવાળા યોગિયો જીવતાં છતાં મુક્તિના સુખની વાનગી ચાખે છે. જેણે જીવતાં સમાધિ સુખને અનુભવ્યું નથી તે મૃત્યુ થયા બાદ પણ મુક્તિનું સુખ શીરીતે મેળવી શકે ? માટે આ ભવમાં સમાધિ સુખ મેળવવા માટે સદ્ગુરુની ઉપાસના કરવી જોઇએ. ગમે તેટલાં પુસ્તકો વાંચવામાં આવે તોપણ સદ્ગુરુની ઉપાસના વિના સમાધિસુખ પ્રાપ્ત થતું નથી.

નિરુપાધિ દશાવાળો જ્ઞાનયોગી સમાધિસુખનો ભોક્તા બને છે; જ્ઞાની હોય પણ ઉપાધિદશાવિશિષ્ટ હોય તો સમાધિસુખ પામી શકતો નથી. જ્ઞાન વિના ઉપાધિનો ત્યાગ કરતાં છતાં પણ સમાધિસુખ પ્રાપ્ત થઈ શકતું નથી. સમાધિસુખના અધિ-કારી જ્ઞાની અને પરિગ્રહત્યાગી મનુષ્યો થઈ શકે છે. આત્મ-જ્ઞાનવિના આત્માની સમાધિદશા મળતી નથી.

આવી ઉત્તમ સાલંબન અગર નિરાલંબન સમાધિદશાના અધિકારી મુનિરાજ છે. જ્ઞાની ગીતાર્થ મુનિરાજ સમાધિગુણમય ચારિત્ર પદને નામે છે. સહજ સમાધિનું વિશેષ સ્વરૂપ ગુરુ પાસેથી સમજી લેવું.

## हठयोग समाधि.

હઠયોગદ્વારા જે સમાધિનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે તેને હઠયોગ સમાધિ કહે છે. હઠયોગ સંબંધી અન્ય દર્શનીઓનાં અનેક પુસ્તકો છે, હઠસમાધિ પણ સ્યાદ્વાદનયની અપેક્ષાએ ઉપયોગી છે. જૈનસિદ્ધાન્તોનો અભ્યાસ કર્યા પછી હઠસમાધિનું સ્વરૂપ જાણવાથી વિશેષ ફાયદો થાય છે. શ્રીચિદાનન્દજી મહારાજે ( શ્રીકપૂરચંદજી મહારાજે ) ચિદાનન્દસ્વરોદયમાં હઠસમાધિનું કેટલુંક વર્ણન કર્યું છે. જૈનદર્શનને બાધ ન આવે એવું હઠસમાધિનું સ્વરૂપ ગ્રહણ કરવા લાયક છે. જૈન યોગશાસ્ત્રોદ્વારા હઠસમાધિનું સ્વરૂપ જાણી તેની પ્રાપ્તિમાટે પ્રયત્ન કરવો જોઈએ. પટ્ચક્રનું ભેદન, તેમજ કુંડલીનું ઉત્થાન અને મેરુદંડમાં પ્રાણવાયુનો પ્રવેશ અને બ્રહ્મરન્ધ્રમાં પ્રાણવાયુનું ગમન થવાથી હઠસમાધિ પ્રાપ્ત થાય છે. કેવલ કુંભક પ્રાણાયામથી કુંડલીનું ઉત્થાન થાય છે અને સુષુમ્ણામાં પ્રાણવાયુનો પ્રવેશ થાય છે. હઠયોગની સમાધિના કરનારા હાલમાં પણ છે. કોઈ વિરલાને હઠયોગની સમાધિ પ્રાપ્ત થાય છે. સહજ યોગસમાધિ કરતાં હઠયોગની સમાધિનો દરજ્જો ઉતરતો છે. હઠયોગથી અનેક ચમત્કારો જણાય છે અને અન્યોને પોતાના

વિચારમાં ખેંચી શકાય છે. હઠસમાધિની પરિપાટી જૈનોમાં લુપ્તપ્રાય થઇ ગઇ છે. કોઇ કોઇ મહાત્માઓ તેને જાણે છે, પણ યોગ્યતાવિના અન્યોને કહી શકતા નથી. તેમજ અભ્યાસ કરાવી શકતા નથી. હઠસમાધિની કુંચીઓ ગુરુઓ પોતાની પાસે રાખે છે. જો કે તત્સંબંધી પુસ્તકો છે તોપણ ગુરુગમપૂર્વક જે મળે છે તે જુદા જ પ્રકારનું છે. ગુરુઓ અલ્પકાલમાં હઠસમાધિ કરાવી શકે છે.

અત્ર હઠસમાધિનું વિશેષ વર્ણન સ્વાનુભવપૂર્વક લખવાથી સર્વ મનુષ્ય તે પુસ્તક વાંચે તો તેમાં યોગ્યતા વા અયોગ્યતાનો ભેદ રહે નહીં. ગુરુગમપૂર્વક યોગ્ય અધિકારીને હઠસમાધિની જ્ઞાન કુંચીઓ મળવી જોઇએ, એમ સમજાયાથી અત્ર તેનું વિશેષ વર્ણન કર્યું નથી. જેને હઠસમાધિની વિશેષ જિજ્ઞાસા હોય તેણે ગુરુગમપૂર્વક વિનય યોગ્યતાવડે તેની પ્રાપ્તિ કરવી એમ ભલામણ કરવામાં આવે છે.

શ્રીઆનન્દઘનજી શ્રીચિદાનન્દજી તેમજ કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે હઠસમાધિને પ્રાપ્ત કરી હતી. સહજ યોગસમાધિમાં જે ઝીલે છે તેને હઠસમાધિમાં વિશેષતઃ જિજ્ઞાસા થતી નથી.

અમોએ પણ હઠસમાધિનો અનુભવ કર્યો છે પણ યોગ્ય અધિકારી અન્યોને તેનો અભ્યાસ કરાવવો યોગ્ય ધાર્યો નથી; કારણ કે યોગ્ય અધિકારીવિના અન્યોને તેનો અભ્યાસ કરાવવો હિતાવહ નથી–એમ ગુરુપરંપરા ચાલી આવે છે. કેટલાક

લોક હઠસમાધિનો ડોળ ધારણ કરે છે અને કંઇપણ જાણતા નથી તેવાઓથી છેતરાવું નહિ. શાસ્ત્રોના આધારે સમાધિનો અભ્યાસ કરાવે તેવાઓની પાસે સમાધિનો અભ્યાસ કરવો. સમાધિનો અભ્યાસ કરાવનારાઓએ યોગ્યતાવાળા શ્રદ્ધાળુ મનુષ્યોને અભ્યાસ કરાવવો. હઠસમાધિથી બ્રહ્મરન્ધ્રમાં આત્મજ્યોતિની સ્થિરતા થાય છે અને અત્યંત સહજસુખ ભોગવાય છે. અમુક વખતસુધી હઠસમાધિને ધારણ કરી શકાય છે. હઠસમાધિ કરનારાઓએ એકાન્ત નિર્જન પ્રદેશ ગુફા વગેરેનો આશ્રય લેવો; શરીરની આરોગ્યતા જાળવવી જોઇએ.

## દ્દઠસમાધિ करनारने सूचना.

હઠસમાધિયોગીએ મનુષ્યનો સંસર્ગ ત્યાગ કરવો જોઇએ. ઘણા મનુષ્યોના સંસર્ગમાં આવવાથી મનમાં વિકલ્પસંકલ્પ પ્રગટે છે. મનુષ્યોના સંસર્ગમાં આવતાં છતાં પણ અલિપ્તતા રાખવી જોઇએ. ખાસ કારણવિના ચમત્કાર દેખાડવાની બુદ્ધિ ન રાખવી જોઇએ. રાજયોગના જ્ઞાનપૂર્વક હઠયોગની ક્રિયાઓ કરવી જોઇએ. આત્મામાં પરમાત્મત્વ રહ્યું છે એવી અહર્નિશબુદ્ધિ ધારણ કરવી જોઇએ. આત્માની પરિપૂર્ણ શ્રદ્ધા ધારણ કરવી જોઇએ. સર્વત્ર આત્મભાવ ધારણ કરવો જોઇએ. ગમે તેવા પ્રસંગોમાં પણ મનની સમાનતા ધારણ કરવી. દરેક આવશ્યક કાર્યો કરતાં છતાં પણ તેના ફળની ઇચ્છાઓમાં બદ્ધ ન થવું જોઇએ. જૈનશાસ્ત્રોનો ગુરુગમપૂર્વક અભ્યાસ કરીને આત્મતત્ત્વની પ્રાપ્તિના મુખ્ય ઉદ્દેશને મેરુપર્વતની પેઠે હૃદયમાં

સ્થિર કરવો, પ્રતિદિન કંઈક નવું તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો; શરીરના સર્વ અવયવોમાં અસંખ્યાત પ્રદેશી આત્મરૂપ ભગવાન્ વ્યાપીને રહ્યા છે તેનું ક્ષણે ક્ષણે સ્મરણ કરવું. આત્મરૂપ ભગવાનને ઓળખાવનાર આત્માનું જ્ઞાનજ છે. જ્ઞાન ગુણથી પોતે પોતાની મેળે જણાય છે; અર્થાત્ આત્મા પોતે પોતાનો સ્વયમેવ ભાસ કરે છે તેમાં અન્ય પ્રમાણોની કંઈ જરૂર નથી.

આ પ્રમાણે યોગનાં અષ્ટાંગ જાણી તેનો અભ્યાસ કરનાર યોગી પરમાત્મપદ પ્રાપ્ત કરે છે.

અસંખ્ય યોગથી મુક્તિ થાય છે. યોગનાં આઠ અંગ તે પણ અસંખ્ય યોગમાંના ભેદો છે; તેનું સામાન્યતઃ અત્ર સ્વરૂપ દર્શાવ્યું છે.

**સર્વ યોગોમાં જ્ઞાનદર્શનચારિત્રની મુખ્યતા છે.**

**જ્ઞાનદર્શનચારિત્રાણિ મોક્ષમાર્ગઃ** જ્ઞાન દર્શન અને ચારિત્ર એજ મોક્ષમાર્ગ છે. જ્ઞાન, દર્શન અને ચારિત્રનું સ્વરૂપ સમજવું મહામુશ્કેલ છે. જેમ જેમ તત્સંબંધી વિશેષ વિચાર કરવામાં આવે છે, તેમ તેમ તે સૂત્રનું વિશેષ જ્ઞાન થતું જાય છે, માટે જ્ઞાનદર્શન અને ચારિત્રના ભેદોનું વિશેષત જ્ઞાન થતું જાય છે, માટે જ્ઞાનદર્શન અને ચારિત્રના ભેદોનું વિશેષતઃ સ્વરૂપ સમજવું જોઈએ. અષ્ટાંગયોગમાં જ્ઞાનદર્શન અને ચારિત્ર-ના ભેદોનું વિશેષતઃ સ્વરૂપ સમજવું જોઈએ. અષ્ટાંગયોગમાં

જ્ઞાનદર્શન અને ચારિત્રનો સમાવેશ થાય છે; તેમજ જ્ઞાન દર્શન અને ચારિત્રમાં અધ્યાત્મયોગનો સમાવેશ થાય છે. આ ત્રણ રત્નનું આગમોમાં વિશેષતઃ સ્વરૂપ દર્શાવ્યું છે; અધ્યાત્મયોગનો જેટલો વિચાર કરીએ તેટલો ન્યૂન છે.

### અધ્યાત્મયોગના અધિકારી કોણ ?

અધ્યાત્મયોગના સાધુવર્ગ અને ગૃહસ્થવર્ગ એ બે અધિકારી છે. સાધુઓએ અવશ્ય અધ્યાત્મયોગનું આરાધન કરવું જોઈએ; તેમાં થતાં પ્રમાદનો નાશ કરવો જોઈએ. સાધુઓએ પોતે તેની સાધના કરીને અન્યોને પણ તેનો ઉપદેશ આપવો જોઈએ. વિશ્વવ્યાપક એવા અધ્યાત્મયોગ ધર્મથી જૈનધર્મની સર્વ દેશમાં વિજય ધ્વજા ફરકાવી શકાય છે. ગૃહસ્થે ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર વર્ગનું નિયમિત ક્રમવ્યવસ્થાપૂર્વક આરાધન કરવું જોઈએ. વ્યાવહારિક આજીવિકા-વ્યાપાર તથા પાઠન વગેરે કૃત્યોને સાચવીને નિયમિત સમયકાલમાં અધ્યાત્મયોગનું સેવન કરવું. ગૃહસ્થવર્ગ અધ્યાત્મયોગનું સેવન કરીને સંસારમાં રહ્યો છતો પણ મોક્ષમાર્ગનું આરાધન કરી શકે છે અને અનેકાન્ત ધર્મનો સર્વત્ર પ્રસાર કરી શકે છે. સંકુચિત દૃષ્ટિનો વા એકદેશીય દૃષ્ટિનો ત્યાગ કરી વિશાલ દૃષ્ટિથી અધ્યાત્મયોગનું આરાધન કરી જન્મની સફલતા કરવી.

### અધ્યાત્મયોગનું ફળ શું ?

અધ્યાત્મયોગની આરાધનાનું ઉત્કૃષ્ટ ફળ આત્માને અનન્ત

સુખમય કરવો તે જ લક્ષ્યમાં રાખવાનું છે. આત્માની પરમાત્મદશા કરવી તેજ યોગિને છેવટનું ઈષ્ટ ઉત્તમ ફળ પ્રાપ્ત થઈ શકે છે. દેવતા અને મનુષ્યના સુખની પ્રાપ્તિ ઉત્તમ અવતાર અને અનેક લબ્ધિયો વગેરે યોગનાં અવાન્તર ફળો જાણવાં. બીજના ચંદ્રમાની પૂર્ણિમા થવી—તેની પેઠે આત્માની પરમાત્મા દશા કરવી—એ જે કોઇથી બનતી હોય તો હઠયોગ અને રાજયોગના આરાધનથી જાણવી. શબ્દબ્રહ્મમાં લીન થઈ જવું એ લયયોગ કહેવાય છે. જગત્‌માં સર્વ સુખ કરતાં સહજ સુખ ભોગવનાર યોગીવિના અન્ય કોઇ નથી.

છેવટ ઉપસંહારમાં કહેવાનું કે યોગના અસંખ્ય ભેદોમાંથી ગમે તે યોગને સંપ્રાપ્ત કરવાથી મુક્તપદ મેળવી શકાય છે અને તેથી અનન્ત જ્ઞાનાદિગુણ પ્રાપ્ત કરી શકાય છે. જન્મ જરા અને મરણનાં બંધનોનો વિચ્છેદ કરી શકાય છે, માટે જિજ્ઞાસુઓએ ગુરુગમપૂર્વક યોગના ભેદોનું જ્ઞાન પ્રાપ્ત કરીને કર્ત્તવ્યપરાયણ થવું અને સર્વ યોગોમાં મુખ્ય એવા જ્ઞાન-દર્શન અને ચારિત્ર યોગની આરાધનામાં દત્તલક્ષ્યમના થવું.

**અસંખ્ય યોગની શ્રદ્ધાકારક સમ્યક્ત્વવિના તત્ તત્ યોગના માર્ગોમાં પ્રવૃત્તિ થતી નથી; તેમજ તત્ સેવનમાં પ્રેમ થતો નથી, માટે સમ્યક્ત્વદર્શનની આવશ્યકતા છે. તેથી તેનું સ્વરૂપ નીચેના શ્લોકથી કથાય છે.**

શ્લોકો.

स्याद्वादमुद्रया सर्वे पदार्थाः सन्ति वस्तुतः ।
श्रद्धा हि तादृशी सम्यक् दर्शनं व्यवहारतः ॥ ६४ ॥
क्षयउपशमो मिश्रः दर्शनमोहकर्मणः ।
चतुर्णां च कषायाणां तथानन्तानुबन्धिनाम् ॥ ६५ ॥

**શબ્દાર્થ:**—વસ્તુતઃ જોતાં સ્યાદ્વાદમુદ્રાવડે સર્વ પદાર્થો મુદ્રિત છે, એવી શ્રદ્ધાને વ્યવહારથી સમ્યગ્દર્શન કહે છે. નિશ્ચય સમ્યકત્વના ત્રણ ભેદ છે; ઉપશમ ક્ષયોપશમ અને ક્ષાયિક. આ ત્રણ ભેદ નિશ્ચય સમ્યકત્વના જાણવા. અનન્તાનુબન્ધી ક્રોધ માન માયા અને લોભ તેમજ સમ્યકત્વ મોહનીય મિશ્રમોહનીય અને મિથ્યાત્વ મોહનીય એ સાત પ્રકૃતિના ઉપશમપણાથી ઉપશમ સમ્યકત્વ પ્રાપ્ત થાય છે અને એ સાત પ્રકૃતિઓના ક્ષયોપશમપણાથી ક્ષયોપશમ સમ્યકત્વ પ્રાપ્ત થાય છે અને એ સાત પ્રકૃતિના સંપૂર્ણ ક્ષયથી ક્ષાયિક સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે.

**ભાવાર્થ:**—વ્યવહાર સમ્યગ્દર્શનની વ્યાખ્યા જણાવે છે. નવતત્ત્વાદિ પદાર્થોને તે તે પદાર્થોના સત્યધર્મથી જાણી શકે-જેવા રૂપે જે પદાર્થ હોય તેવા રૂપે તેને જાણે; અર્થાત્ જીવને જીવ તરીકે જાણે અજીવને અજીવ તરીકે જાણે પુણ્યને પુણ્ય તરીકે જાણે પાપને પાપ તરીકે જાણે આશ્રવને આશ્રવ તરીકે જાણે સંવરને સંવર તરીકે જાણે નિર્જરાને નિર્જરા તરીકે

જાણે બંધને બંધ તરીકે જાણે અને મોક્ષને મોક્ષ તરીકે જાણે ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોને તે તે પદાર્થના લક્ષણથી યથાર્થ જાણે દેવતત્ત્વને દેવતત્ત્વ તરીકે જાણે ગુરુતત્ત્વને ગુરુતત્ત્વ તરીકે જાણે ધર્મને ધર્મતત્ત્વ તરીકે જાણે શ્રાવકના ધર્મને શ્રાવક ધર્મ તરીકે જાણે સાધુધર્મને સાધુધર્મ તરીકે જાણે એમ દરેક પદાર્થોને સત્ય લક્ષણથી જાણી તેની હૃદયમાં પરિપૂર્ણ શ્રદ્ધા કરવી તે વ્યવહારનયથી સમ્યગ્દર્શન કહેવાય છે. જીવાદિ નવ તત્ત્વોને જાણે છે અને તેની શ્રદ્ધા કરે છે તે વ્યવહારથી સમ્યગ્ દર્શન કહેવાય છે. આજકાલ પંચમકાળમાં વ્યવહારથી સમ્યગ્ દર્શન જાણી શકાય છે અને તે પ્રાપ્ત કરી શકાય છે. નિશ્ચયથી સમ્યગ્દર્શન કોને છે તે જાણી શકાતું નથી, તથા તેનો કોઇ મનુષ્ય પોતાની અંદર તે છે એમ નિર્ધાર કરી શકતો નથી; કારણ કે નિશ્ચય દર્શન અરૂપી છે અને તે પ્રકૃતિના ઉપશમ આદિપણાથી પ્રાપ્ત થાય છે; તેથી તેની પ્રાપ્તિ કોને છે એમ હાલ તેવા પ્રકારના જ્ઞાનના અભાવે જાણી શકાતું નથી; માટે વ્યવહાર સમ્યગ્દર્શનની આરાધના મુખ્યતઃ કરવી અને તેની પ્રાપ્તિ માટે અહર્નિશ પ્રયત્ન કરવો. નિશ્ચયથી કહેલું એવું ઉપશમ સમ્યક્ત્વ સંપૂર્ણ ભવચક્રમાં પાંચવાર પ્રાપ્ત થાય છે; ક્ષયોપશમ સમ્યકત્વ સંપૂર્ણ ભવમાં અસંખ્યાત વાર પ્રાપ્ત થાય છે અને ક્ષાયિક સમ્યકત્વ તો પ્રાપ્ત થયું કદાપિકાળે જતું નથી. કોઇના મત પ્રમાણે જીવને પ્રથમ ઉપશમ સમકિત પ્રાપ્ત થાય છે અને કોઇના એટલે સિદ્ધાન્તવાદીના મત પ્રમાણે પ્રથમ ક્ષયોપશમ સમકિત પ્રાપ્ત થાય છે.

સમ્યકત્વવિના ચારિત્ર ક્રિયાની યથાર્થ-પરિપૂર્ણ સફળતા થતી નથી માટે અવશ્ય સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઈએ. સદ્ગુરુપાસે સિદ્ધાન્તોનું શ્રવણ કરી વ્યવહારથી સમ્યગ્દર્શનની પ્રાપ્તિ કરવી.

**ઉપશમાદિ નિશ્ચય દર્શનની વ્યાખ્યા સમજાવ્યા બાદ જ્ઞાન અને ચારિત્રનું સ્વરૂપ નીચે પ્રમાણે સમજાવવામાં આવે છે.**

श्लोकौ.

निश्चयं दर्शनं तत्तु ज्ञानं सम्यक् प्रभासकम् ।
द्रव्यतो भावतो विद्धि चारित्रं जैनदर्शने ॥ ६६ ॥

देशतः सर्वतो विरतिश्चारित्रं तत्तु द्रव्यतः ।
स्थैर्यं शुद्धात्मरूपेयच्चारित्रं तच्च भावतः ॥ ६७ ॥

**શબ્દાર્થઃ**—પૂર્વોકત ઉપશમાદિ સમ્યક્ત્વને નિશ્ચય દર્શન કહે છે. સમ્યક્ પ્રકારે વસ્તુસ્વરૂપ જણાવનારને જ્ઞાન કહે છે. ચારિત્ર મોહનીયના ઉપશમાદિ ધર્મને ચારિત્ર કહે છે; કારણ કાર્યની અપેક્ષાએ ચારિત્રના દ્રવ્ય અને ભાવ એ બે ભેદ જૈનદર્શનમાં કહ્યા છે. દેશ અને સર્વવિરતિ એમ બે ભેદે દ્રવ્ય ચારિત્ર છે—આત્માના સ્વરૂપમાં સ્થિરતા તે ભાવથી ચારિત્ર છે.

**ભાવાર્થઃ**—ઉપશમાદિ નિશ્ચય દર્શન ગુણને પ્રગટાવનાર વ્યવહાર દર્શન ( દ્રવ્યદર્શન ) છે. નિશ્ચય દર્શનનો કોઈ ભેદ

કોઈ પામ્યો હોય છે તોપણ તે પોતાની મેળે નિશ્ચય કરી શકતો નથી. નિશ્ચય દર્શનની પ્રગટતાને માટે જે જે અનુમાનો કરવામાં આવે તે સ્વમત્યનુસાર હોવાથી ભૂલવાળાં પણ હોઇ શકે; માત્ર ધર્મની ક્રિયા આદિથી નિશ્ચય સમ્યકત્વનો નિર્ણય થતો નથી; અભવ્ય જીવો માખીની પાંખ દુઃખવતા નથી એવું ચારિત્ર પાળે છે તેમાં નિશ્ચય સમ્યકત્વ દર્શનનું લક્ષણ આવતું નથી; માટે પૂર્ણ શ્રદ્ધાપૂર્વક જૈનધર્મનું આરાધન કરવું એજ શ્રેષ્ઠ માર્ગ છે. અધ્યાત્મજ્ઞાન અને દ્રવ્યાનુયોગના જ્ઞાનપૂર્વક જૈનધર્મની આરાધના કરવાથી નિશ્ચય દર્શન પણ આત્મામાં પ્રગટ થાય છે. પોતાની શ્રદ્ધા જો પૂર્ણ છે તો બસ ! તેનાથી સકલ ગુણો પ્રગટ થઈ શકશે, માટે જેનો કોઇ દિવ્યજ્ઞાનીવિના નિર્ણય ન થાય તેવા નિશ્ચય દર્શનની પ્રગટતામાં માથું મારી નકામો કાળક્ષેપ કરવો યોગ્ય નથી. તત્ત્વોની શ્રદ્ધામાં તલ્લીન બની અધિકારી પરત્વે જે જે કરવાનું હોય તે કર્યા કરવું, પોતાના અધિકાર પ્રમાણે જે જે કરવાનું હોય તે તે પૂર્ણ શ્રદ્ધાથી કર્યા કરવું, ગુરૂનો ઉપદેશ સાંભળવો અને પોતાના અધિકારનો નિશ્ચય કરવો. પોતાનું જ્ઞાન અને આચરણ શકિત વગેરેની બહાર હોય તેના માટે માથું મારવું તે ખરેખર પોતાના અધિકારને ભ્રષ્ટ કરવા બરોબર છે. દર્શન પામવાની ઇચ્છાવાળાઓએ નીચે કહ્યા પ્રમાણે વર્તવું.

૧ પ્રત્યેક આત્માઓને પોતાના આત્માની બરોબર ગણી તેના ભલા માટે મનમાં શુભ ચિંતવવું. સર્વ જીવો સુખી થાઓ, સર્વ જીવોના દોષ ટળો, સર્વને સત્યનો પ્રકાશ થાઓ ઇત્યાદિ.

૨ જીવોને સત્ય સમજાવવા બને તેટલો પ્રયત્ન કરવો. ઉચ્ચ પાયરીએ ચઢવાના ઉપાયો બતાવવા. આત્માના ગુણોનો પ્રકાશ કરવાને જે જે શાસ્ત્રવાચન અને ઉપદેશશ્રવણ વગેરે ઉપાયો હોય તે બતાવવા.

૩ કોઇ પણ મનુષ્યની નિન્દા કરવી નહીં. મનુષ્યોમા પ્રગટેલા સદ્ગુણોની પ્રશંસા કરવી. દુર્ગુણોને ઢાંકવા. પોતાની કોઇ નિન્દા કરે છે તો જેમ પોતાનો આત્મા દુખાય છે તેમ અન્યની નિન્દા કરતા અન્યના આત્માને પીડા થવાથી તેની ભાવ હિંસા કરી કહેવાય છે. કસાઇઓ જેમ દ્રવ્યપ્રાણનો નાશ કરે છે તેમ નિન્દકો પણ ભાવપ્રાણની હિંસા કરનાર હોવાથી ભાવકસાઈ છે. નિન્દક જનથી અન્યોના સદ્ગુણો તરફ જોઈ શકાતું નથી, માટે કોઇની નિન્દા કરવી નહીં.

૪ કોઈના પણ આત્માને દ્રવ્યથી વા ભાવથી દુખ દેવું નહિ તેને દયા કહે છે. એવી ઉત્તમ દયાને હૃદયમા અહર્નિશ ખીલવવા પ્રયત્ન કરવો. જીવોની દયા કરનાર ખરેખર સમ્યક્ત્વનો અધિકારી થઇ શકે છે.

૫ સર્વ મનુષ્યોમા જે જે અંશે ગુણો પ્રગટ્યા હોય તે તે ગુણોની પ્રશંસા કરવી જોઇએ, ધારો કે એક મનુષ્યમા નવ દોષ છતા છે અને એક વિનય ગુણ ખીલ્યો છે તો તે નવ દોષ સામું ન જોતા તેના વિનયગુણની પ્રશંસા કરવી જોઇએ. નવ દોષને જાણવામા આવે તોપણ તેનો કોઇની આગળ પ્રકાશ કરવો નહીં એવા પ્રકારની **પ્રમોદભાવના** ધારણ કરવી જોઇએ.

---

**'હમણાં કરું છું' એમ કહેનાર વખતસર કામ કરી શકતો નથી.**

૬ અધિકાર પ્રમાણે શાસ્ત્રોનું ગુરુમુખથી શ્રવણ તથા વાચન કરવું જોઇએ. પક્ષપાત બુદ્ધિનો ત્યાગ કરી અનેકાન્ત દૃષ્ટિથી શાસ્ત્રોનું શ્રવણ તથા વાચન કરતાં સમ્યક્ શ્રદ્ધાની ઉત્પત્તિ થાય છે. સંપ્રતિ સમયમાં ગીતાર્થ ગુરુમુખથી જેઓ શાસ્ત્રોનું શ્રવણ કરતા નથી અને પોતાની ઇચ્છા પ્રમાણે—પોતાનો અધિકાર કેટલો છે તેનો નિશ્ચય કર્યા વિના—ગમે તે પુસ્તકો વાચે છે તેનો આત્મા અવળે માર્ગે દોરાય છે અને તેથી તેઓને શાસ્ત્રો કોઈ વખત શસ્ત્રપણે પરિણમે છે, માટે પોતાનો અધિકાર કેટલો છે, તેનો અવશ્ય નિર્ણય કરવો જોઇએ. **अधिकारिवशात् शास्त्रम्** એ સૂત્ર ભૂલવું જોઈતું નથી પોતાના અધિકાર પ્રમાણે શાસ્ત્રનું શ્રવણ તથા વાચનથી પોતાને લાભ થઈ શકે છે. જે જે શાસ્ત્રો વાંચવામા આવે તે તે શાસ્ત્રો રચવાનો શો ઉદ્દેશ હતો? અને તે કયા દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી છે? તે મને ઉપયોગી છે કે કેમ? વગેરેનો પ્રથમથી જ નિર્ણય કરી પશ્ચાત્ તેમા પ્રવૃત્તિ કરવાથી ઉત્તમ લાભ પ્રાપ્ત કરી શકાય છે એ પ્રમાણે પ્રવર્તકના વિચારો ખીલે છે અને તે આગળ ચઢતો રહે છે તેને શાસ્ત્ર સાભળવામા તથા વાચનમા પૂર્ણ-પ્રેમ ઉત્પન્ન થાય છે અને તેથી તે તત્ત્વોની પૂર્ણ શ્રદ્ધાને પ્રાપ્ત કરી શકે છે, માટે જિજ્ઞાસુઓએ શાસ્ત્રશ્રવણ તથા વાચનમાં અહર્નિશ ઉદ્યમ કરવો.

૭ મનુષ્યોએ તત્ત્વબુદ્ધિનો વિકાસ કરવા માટે માધ્યસ્થ્ય દૃષ્ટિને ધારણ કરવી-માધ્યસ્થ્ય દૃષ્ટિથી સત્યની પરીક્ષા થાય છે.

હૃદયની આગળ સત્ય ઊભું રહે છે અને અસત્યનો તુરત નાશ થાય છે–એમ અનુભવ કરતાં તુરત જણાઈ આવશે. માધ્યસ્થ્ય દૃષ્ટિવાળો પક્ષપાતના પ્રપંચોમાં ફસાતો નથી અને તે સત્યને બુદ્ધિગમ્ય કરવા મથે છે. હઠકદાગ્રહરૂપ મિથ્યાત્વ અંધકારનો તે માધ્યસ્થ્ય દૃષ્ટિરૂપ સૂર્યનાં કિરણોથી નાશ કરે છે. માધ્યસ્થ્ય દૃષ્ટિના પ્રતાપે તે પોતાના અશુદ્ધ વિચારોને ઉત્તમ સત્ય વિચારો મળતાં ફેરવી નાખે છે, અને આચારોમા પણ સત્ય સમજાતા તુરત ફેરફાર કરે છે. સાચું તે મ્હારું–એવો તેનો નિશ્ચય રહે છે પણ મ્હારું તે સાચું આવી સંકુચિત મમતાબુદ્ધિ રહેતી નથી. તત્ત્વોનું શ્રવણ તથા વાચન કરતાં કોઈ વખત કોઈ બાબત ન સમજાતાં તે જૂઠના નિશ્ચય ઉપર આવી જતો નથી. ન સમજાયલી બાબત પર કલાકો પર્યંત વિચારો કર્યા કરે છે, તેમજ, દેશ કાળ ગુરુ અને પોતાની બુદ્ધિનો અધિકાર વગેરેની પ્રતીક્ષા કરે છે, તેથી તેનું વર્તન સર્વત્ર અનુકરણીય થઈ પડે છે; તેવો મનુષ્ય સમ્યગ્ દર્શનને ગમે ત્યારે પ્રાપ્ત કરે છે.

૮ **સત્યજિજ્ઞાસા**—સત્ય તત્ત્વની જિજ્ઞાસાથી અન્તે સત્ય તત્ત્વનું જ્ઞાન થાય છે, સત્યનાં દ્વાર ઉઘડે છે, સત્ય અને અસત્યનો ભેદ પડે છે, પોતાનામાં સદ્ગુણો કેટલા છે તે પોતાની આંખો આગળ તરી આવે છે, પોતાની યોગ્યતા તથા અયોગ્યતાનો તેને નિશ્ચય થાય છે અને તે સત્યને સત્ય તરીકે સ્વીકારે છે અને કહે છે. અપેક્ષાએ સત્ય અને અસત્યનો નિર્ણય કરી શકે છે.

---

**ધનેશ્વરી અને જ્ઞાની પુરૂષોએ અનેક મનુષ્યને પોષવા જોઈએ.**

૯ પોતાના ઉપર ઉપકાર કરનારને જે જાણે છે તે અન્યોનો ઉપકાર કરી શકે છે. જ્ઞાનોપદેશ આદિથી અન્યોનો ઉપકાર કરતાં સમ્યગ્ દર્શનના સમ્મુખ આત્મા આવતો જાય છે. અમુકનો ઉપકાર કરીશ તો તેનાથી અમુક જાતનો ફાયદો થશે એવી બુદ્ધિ રાખીને જે ઉપકાર કરે છે તે ઉપકાર નથી પણ એક જાતનો લેવડદેવડનો વ્યાપાર છે. ઉપકાર કરતાં તેનું પ્રતિફળ ઇચ્છવું ન જોઇએ. દરેકનાં દુઃખોમાં ભાગ લેવો અને દરેકના આત્માને શાન્તિ આપવી તેજ મ્હારું મુખ્ય પરોપકાર કર્તવ્ય કાર્ય છે; મ્હને જે મળ્યું છે તે સર્વના માટે છે, મ્હને જો સર્વની સહાય ન થઇ હોત તો શરીર વાણી અને પ્રાણને પણ ધારણ કરવા સમર્થ થઇ શકત નહીં; મ્હારા જીવનની ઉચ્ચતામાં જડવસ્તુએ તથા ચેતનોની જરૂર પડી છે તે પ્રમાણે મ્હારે પણ જેવું લીધું તેવું મળ્યાથી શક્તિ પ્રમાણે પાછું આપવું જોઇએ એ ન્યાય છે; માટે પ્રત્યેક જીવોના ભલામાટે અધિકાર પ્રમાણે પરોપકાર કરવો જોઇએ; જગત્-જીવો પ્રતિ સેવા બજાવવી જોઇએ. પરોપકારની સેવા બજાવવાનો સર્વ મનુષ્યોને હક્ક છે. પરોપકારની સેવા બજાવવા માટે તીર્થંકરોએ સુવર્ણ કોટી દાન તથા દેશના વગેરેથી પોતાને મળેલો અધિકાર સફળ કર્યો ત્યારે મ્હારે પણ મ્હને મળેલા અધિકાર પ્રમાણે પરોપકાર કરવો જોઇએ. પોતાની ફરજ અધિકાર પ્રમાણે ઇન્દ્રો પણ બજાવે છે, તેને **जीतकल्प** પણ કહેવામાં આવે છે. જગત્માં દરેક પદાર્થો પોતપોતાની એક ઘડીભર ફરજ ન બજાવે તો કોઇ મનુષ્યોથી શ્વાસ પણ લઇ

**ચક્ષુ નાના છે પણ તેના વિના હાથી જેવડું મોટું પ્રાણી નિરાધાર બને છે.**

શકાય નહીં. પોતાની ફરજ બજાવનાર ઋણમુક્ત થાય છે. શ્રી મહાવીર પ્રભુએ છેલ્લી વખતે સોળ પ્રહર ભવ્ય જીવોને દેશના દેઇ પોતાની પરોપકારરૂપ ફરજ બજાવી હતી તેથી તેમનું આપણે ઘડીએ ઘડીએ ધ્યાન ધરીએ છીએ. અત્યંત પરોપકારની લાગણીથી શ્રી વીરપ્રભુએ મૌન રહેવાની પ્રતિજ્ઞા કર્યા છતાં પણ ચંડકોશિયા સર્પને બોધ આપી તેનું ભલું કર્યું હતું. પૂર્વભવોમાં મનુષ્યનો આ વખતનો અવતાર પામવા અન્યોને પરોપકારથી સહાય કરેલી એમ નિશ્ચય છે. આ ભવમાં સર્વ જનોએ મોટા થતાં અવસરે ઉપકારરૂપ પોતાની ફરજ બજાવી છે-તે પ્રમાણે આપણે પણ અધિકાર પ્રમાણે મળેલી શક્તિયોવડે અન્ય જીવોને પોતાના બંધુ સમાન ગણી ઉપકાર કરવો જોઇએ. ઉપકારી મનુષ્ય ઉચ્ચ થવાના સર્વ ઉપાયોને પોતાની સમ્મુખ આકર્ષે છે અને તે ભવિષ્યમાં પોતાનું જીવન ઉચ્ચ કરે છે, અન્યો પણ ત્હેને તેની એવી દશા જોઇ તેને ( ઉચ્ચ ) ઉત્તમ કરવા જીગરથી સહાય આપે છે અને તેથી તેને સમ્યગ્દર્શનરૂપ આંખ પ્રગટે છે.

૧૦. ધર્મતત્ત્વ જિજ્ઞાસુઓએ વિષયોની ઇચ્છાનો ત્યાગ કરી સર્વ જીવો પર શુદ્ધ પ્રેમ કરવો જોઇએ. શુદ્ધ પ્રેમથી સર્વ જીવો પોતાના પ્રતિ આકર્ષાય છે અને તેઓ વૈરની લાગણીઓ ત્યજી દે છે, સત્ય તત્ત્વની દૃષ્ટિ પણ દર્શનમોહનો નાશ કરીને સ્વયમેવ પ્રગટે છે, શુદ્ધ પ્રેમથી સદ્ગુરુનું અવલંબન થઈ શકે છે અને કોઇની નિન્દા થતી નથી; સત્યતત્ત્વ ગ્રહણ

ચક્ષુ વડે દૂર દૂરની ચીજો જોઈ શકાય છે.

કરવાનું મન થાય છે. ગુરુઓ પણ શુદ્ધ પ્રેમથી સત્યતત્ત્વને અલ્પકાળમાં સમજાવે છે અને તે હૃદયમાં સહેલાઈથી ઉતરે છે, તેથી તે સમ્યક્ત્વરત્નને પ્રાપ્ત કરી શકે છે.

**૧૧. શુભ વિચારોનો અભ્યાસ.** સમ્યક્ત્વની ઇચ્છાવાળાઓએ શુભ વિચારોનો પ્રવાહ મનમાં સતત વહેરાવવો જોઇએ. શુભ વિચારો કરવાથી ઘરકુટુંબ નાત ગામ જિલ્લો અને આખા દેશના ઉપર સારી અસર થાય છે. સારા વિચારોની અસર શરીરના પર પણ સારી થાય છે અને તેથી પોતાની સંતતિ ઉપર પણ સારી અસર થાય છે. જેમ ક્રોધી માતા પુત્રને ધવરાવે છે તો ક્રોધથી દૂધમાં ખરાબ અસર થાય છે અને બાળક માંદું પડે છે–તેમ સારા વિચારોની પણ મનોવર્ગણા પર અસર થાય છે અને તેની અસર શરીરમાં રહેલ રક્ત તથા વીર્ય ઉપર થાય છે; તેથી રક્ત અને વીર્યના આહારથી શરીર ગ્રહણ કરનાર પુત્ર અને પુત્રીઓ ઉપર પણ સારી અસર થાય છે; માટે ધર્મના શુભ વિચારો કરવાનો સતત અભ્યાસ કરવો. ઝનૂની વિચારવાળાનાં છોકરાં પ્રાયઃ ઝનૂની થાય છે–તે તે પ્રમાણે શુભ વિચાર કરનારની સંતતિ પણ પ્રાયઃ શુભ વિચાર કરનારી થાય છે અને તે પ્રમાણે દેખવામાં પણ આવે છે. સારા વિચારોની અસર વિજલીની પેઠે સર્વત્ર થાય છે માટે સારા વિચારો અહર્નિશ કર્યા કરવા. શુભ વિચારો કરતાં સમ્યક્ત્વના વિચારોને પ્રાપ્ત કરી શકાય છે અને તેથી મુક્તિની પીઠિકા રચાય છે. અનેક પ્રકારની ક્રિયાઓ કરતાં ખરાબ

વિચારોને હઠાવનાર એવા શુભ વિચારો પૂર્ણ પ્રેમથી કરવા. એમ અગીઆર ગુણો માટે અભ્યાસ કરવાથી નિશ્ચય સમ્યગ્ રત્નની પ્રાપ્તિ થયા વિના રહેતી નથી.

## ચારિત્ર.

ચારિત્ર મોહનીયના ઉપશમ ક્ષયોપશમ અને ક્ષાયિક ભાવથી ઉપશમ ક્ષયોપશમ અને ક્ષાયિક ભાવનું ચારિત્ર પ્રગટે છે. આ ત્રણ પ્રકારના ચારિત્રને નિશ્ચય ચારિત્ર કહેવામાં આવે છે; એ ત્રણ પ્રકારનાં ચારિત્ર પ્રાપ્ત કરવાના હેતુઓને દ્રવ્ય ચારિત્ર અથવા વ્યવહાર ચારિત્ર કહેવામાં આવે છે. મુક્ત દશા કરવા માટે ચારિત્રની આવશ્યકતા છે. પુરુષો અને સ્ત્રીઓ ચારિત્ર માર્ગને અંગીકાર કરી શકે છે. વ્યવહાર ચારિત્રના દેશ અને સર્વતઃ એમ બે ભેદ પડે છે, દેશચારિત્ર બાર વ્રતરૂપ હોવાથી તે ચારિત્રના આરાધક ગૃહસ્થ શ્રાવકો છે અને સર્વ ચારિત્ર પંચ મહાવ્રતરૂપ હોવાથી તેના આરાધકો મુનિવરો છે.

## ચારિત્રની આવશ્યકતા.

સદ્ગુણો તે ચારિત્રરૂપ છે અને દુર્ગુણો છે તે ચારિત્રના વિઘાતકો છે. સદ્ગુણો એ આત્માનો ધર્મ છે. જેમ જેમ સદ્ગુણોનો પ્રકાશ થતો જાય છે તેમ તેમ દુર્ગુણો ટળતા જાય છે. મન વાણી કાયા અને આત્મા એ ચારની શુભ ઉચ્ચ દશા કરવી તે જ ચારિત્ર કહેવાય છે. ગુણો વિના કોઇની મુક્તિ થઇ નથી અને થવાની નથી. આવરણોનો નાશ થયા

વિના ગુણો પ્રગટતા નથી-મનની નિર્મલતા થયા વિના સ્થિરતા થતી નથી; માટે મનની સ્થિરતા કરવા વ્યવહાર ચારિત્રની ખાસ આવશ્યકતા છે. મન વચન અને કાયાના અશુભ વ્યાપારોનો ત્યાગ કરી એ ત્રણ યોગનો શુભ વ્યાપાર કરવો. એ ત્રણનો શુભ વ્યાપાર પણ ઉપાધિ ત્યાગ વિના થઇ શકતો નથી માટે ચારિત્રની ખાસ જરૂર છે. તેથી મનની ચંચળતા ટળે છે; મનની ચિન્તા ટળવાથી સદ્‌બુદ્ધિનો પ્રકાશ થાય છે. શ્રી તીર્થંકર ભગવન્તોએ ભાવ ચારિત્રની પ્રાપ્તિમાટે સર્વ બાહ્ય સંગના ત્યાગરૂપ દ્રવ્ય ચારિત્ર અંગીકાર કર્યું, તેમ અન્યોએ પણ કરવું જોઇએ. સર્વવિરતિ ચારિત્ર અંગીકાર ન કરી શકાય તો દેશ-વિરતિ ચારિત્રને અંગીકાર કરવું. સમ્યક્ત્વ શ્રદ્ધાપૂર્વક ચારિત્રની સફલતા થાય છે, પણ કહેવાનું કે જ્ઞાન અને દર્શનવડે સાધ્ય ચારિત્ર છે-માટે તે એથી પણ ચારિત્રની ઉત્તમતા સિદ્ધ થાય છે. જ્ઞાન અને દર્શનવિના શુદ્ધ ચારિત્રની પ્રાપ્તિ થઈ શકતી નથી. વેષ ક્રિયા અને આત્માના સદ્‌ગુણો તેમજ તેવો ઉપદેશ એવા ચારિત્રવિના ચારિત્રધારકની શોભા થઈ શકતી નથી. દયા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અને પરિગ્રહ મમત્વત્યાગ એ પંચને મહાવ્રત કહે છે; વ્યવહારથી એ પંચ મહાવ્રતને દ્રવ્ય ચારિત્ર કહે છે. આત્મામાં જે જે અંશે સ્થિરતા થાય તે તે અંશે ભાવ ચારિત્ર કહેવાય છે. ક્ષાયિક ભાવે સંપૂર્ણ સ્થિરતા થતાં પરિપૂર્ણ નિશ્ચય ચારિત્ર પ્રગટે છે.

### ભાવચારિત્ર.

મનમાં ઉત્પન્ન થતા રાગ અને દ્વેષનો ક્ષય કરવો, તથા

ઇર્ષ્યા ક્લેશ શોક મમત્વ અને અનેક પ્રકારની બાહ્ય પદાર્થોની ઇચ્છાઓ વગેરેની મનમાં અનેક વાસનાઓ તથા તેના સંસ્કારો હોય છે–એ સર્વનો નાશ કરવો જોઇએ. આત્માના શુદ્ધ વર્તનનું સ્મરણ કરવું જોઇએ. દરેક ક્રિયાઓ કરતાં મગજને તાબામાં રાખવું જોઇએ. સર્વ જડ પદાર્થોમાં રમણીયપણું અથવા અરમણીયપણું નથી; તેમ છતાં મનુષ્યો તેમાં સ્વબુદ્ધિતઃ ઇષ્ટત્વ અને અનિષ્ટત્વ કલ્પે છે; પણ તેમાંથી ઇષ્ટ અને અનિષ્ટપણાની કલ્પના ઉઠી જવી જોઇએ. ઇષ્ટત્વ અને અનિષ્ટત્વની કલ્પના જેમ જેમ ઉઠવા માંડે છે, તેમ તેમ બાહ્યનિમિત્તોદ્વારા મનમાં થતા હર્ષ અને શોકનો નાશ થાય છે. કોઈ પદાર્થ ઉપર રાગ અથવા કોઈ પદાર્થ ઉપર દ્વેષ પ્રગટ થતો નથી. આત્માના ગુણોની પ્રવૃત્તિ થાય છે. બાહ્ય પદાર્થો તટસ્થ સાક્ષીભૂત દૃષ્ટિથી દેખાય છે અને તેમાં પ્રવૃત્તિ પણ અલિપ્તપણે પ્રારબ્ધતઃ કરાય છે–આમ ભાવ ચારિત્રનું વર્તન અહર્નિશ વૃદ્ધિ પામે છે અને તેથી ધર્મધ્યાન અને શુક્લધ્યાનનો પરિણામ વિશેષતઃ જાગ્રત્ રહે છે. આવી ભાવચારિત્ર દશામાં અનંત કર્મોનો નાશ થાય છે અને આત્મા કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રાપ્ત કરી પરમાત્મસ્વરૂપમય થાય છે–માટે વ્યવહાર ચારિત્રપૂર્વક ભાવચારિત્ર ગુણવૃદ્ધિ માટે સ્વશક્તિ અનુસારતઃ પ્રવૃત્તિ કરવી.

---

**મોટાઓ અને સુજ્ઞોની શીખામણ ઉપર ધ્યાન આપો.**

## દ્રવ્યચારિત્ર અને ભાવચારિત્રમાં કારણ કાર્ય ભાવનો સંબંધ છે તે જણાવે છે.

શ્લોકઃ

भावचारित्रकार्ये हि द्रव्यचारित्रकारणम् ।
कार्यकारणभावस्य व्यवस्था सम्प्रवर्त्तते ॥ ६८ ॥

**શબ્દાર્થઃ**—ભાવ ચારિત્ર કાર્યમાં દ્રવ્ય ચારિત્ર કારણ છે; જગત્‌ના દરેક પદાર્થોમાં કાર્યકારણ ભાવની વ્યવસ્થા સારી રીતે વર્તે છે.

**ભાવાર્થઃ**—મન, વચન અને કાયાના યોગનો શુભ વ્યાપાર કરવો એ દ્રવ્ય ચારિત્ર છે. ભાવ ચારિત્રરૂપ આત્માની શુદ્ધ પરિણતિની આવિર્ભાવતા માટે ત્રણ યોગની ક્રિયાઓ તથા અન્ય ચારિત્રનાં ઉપકરણો વગેરે સર્વની આવશ્યકતા છે. દ્રવ્યચારિત્રનો ગમે તે પ્રકાર પામ્યાવિના ભાવચારિત્રની આવિર્ભાવતા થતી નથી. ઘટરૂપ કાર્યના માટે જેમ નિમિત્ત કારણોની જરૂર રહે છે, પુત્રોત્પત્તિ માટે જેમ કાલ જનક અને જનનીની નિમિત્ત કારણતાની અપેક્ષા રહે છે–તેમ ભાવચારિત્રમાં દ્રવ્યચારિત્રની આવશ્યક ઉપયોગિતા રહે છે. પાંચ કારણવિના કાર્યની ઉત્પત્તિ થતી નથી. પાંચ કારણમાં કેટલાંક નિમિત્ત કારણ અને કેટલાંક ઉપાદાન કારણ છે. કષાયોની મન્દતા જે જે ઉપાયોથી થાય એવાં કારણો અનેક છે, અને તે વ્યવહાર (દ્રવ્ય) ચારિત્રરૂપ કહેવાય છે. દ્રવ્ય ચારિત્રવડે આત્મામાં

ઉજ્જવલ પરિણામની વૃદ્ધિ થાય છે. સાધ્યમાં દત્તલક્ષ્યવૃત્તિવાળાને દ્રવ્યચારિત્ર ઉપયોગી થઈ પડે છે. આત્મા મન વચન અને કાયાના યોગનું અવલંબન કરે છે. પાંચ સમિતિરૂપ ચારિત્ર પણ તેનાવડે પાળે છે અને તેથી તે પોતાના શુદ્ધધર્મની વૃદ્ધિ કરે છે. ક્ષણે ક્ષણે ઉજ્જવલ પરિણામમા વૃદ્ધિ કરતો રહે છે; નીચેનું ગુણસ્થાનક ત્યાગ કરીને ઉપરનું ગુણસ્થાનક અવલંબે છે. જેમ જેમ તે આત્મામાં ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકાગ્રતાથી સ્થિર થતો જાય છે તેમ તેમ તે સહજ સુખામૃત રસનું પાન કરે છે.

**આવા પ્રકારનું ઉત્તમ ચારિત્ર શ્રીસદ્‌ગુરુવિના પ્રાપ્ત થતું નથી. શ્રીસદ્‌ગુરુ નયોપૂર્વક ચારિત્ર જણાવે છે; માટે સદ્‌ગુરૂની પાસે ચારિત્ર અવબોધી ગુરૂની પાસે ચારિત્ર અંગીકાર કરવું એમ હવે જણાવે છે.**

શ્લોકઃ

आत्मसद्धर्म्मलाभार्थं, सेव्यः सद्गुरुयोगिराट् ।
सप्तनयैर्विजानीहि चारित्रं क्रमशुद्धिमत् ॥ ६९ ॥

**શબ્દાર્થઃ**—હે ભવ્યાત્મન્ !! આત્માના સદ્‌ધર્મની પ્રાપ્તિ માટે સદ્‌ગુરુ યોગિરાજ સેવવા યોગ્ય છે; માટે શ્રીસદ્‌ગુરૂદ્વારા સાત નયોથી જ ક્રમવડે શુદ્ધ એવું ચારિત્ર સ્વરૂપ જાણ.

**ભાવાર્થઃ**—આત્માના સદ્‌ધર્મની પ્રાપ્તિ માટે સદ્‌ગુરૂની

સેવા કરવી જોઇએ. ગુરૂસેવાવિના અનુભવમેવા મળતા નથી. જગત્‌માં અનેક કળાઓ માટે અનેક કળાચાર્યોની ઉપાસના કરવી પડે છે. "ગુરુ દીવો ગુરુ દેવતા ગુરુ વિણુ ઘોર અન્ધાર" ઇત્યાદિ વાકયોથી સદ્‌ગુરુનો અત્યંત મહિમા પ્રગટ થાય છે. શાસ્ત્રોદ્વારા ગમે તેટલું જાણવામાં આવે છે તો પણુ શ્રીસદ્‌ગુરુના અનુભવ જ્ઞાનની આવશ્યકતા તો બાકી રહે છે, શ્રીસદ્‌ગુરુગમપૂર્વક ભણેલું સર્વ આશીર્વાદરૂપ થઈ પડે છે અને તેનું ફળ બેસે છે. આજકાલ ગુરુવિના કેટલાક સ્વબુદ્ધિથી શાસ્ત્રોમાં ઉદ્યમ કરે છે પણુ તેઓના હૃદયમાં તત્ તત્ જ્ઞેય પદાર્થનો અનુભવ આવતો નથી.

ચારિત્રનું સ્વરૂપ સમજવામાં પણુ ચારિત્ર અંગીકાર કરીને પાળનાર એવા સદ્‌ગુરુની ખાસ આવશ્યકતા સિદ્ધ ઠરે છે. શાસ્ત્રોમાં પ્રતિપાદન કરેલું એવું ચારિત્રનું રહસ્ય જેટલું ચારિત્રધારક મુનિ ગુરુઓ જાણે છે તેટલું અન્ય કે જે ચારિત્રરહિત એવા પંડિતો જાણી શકતા નથી. ચારિત્રધારક મુનિયોજ દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવથી ચારિત્રનું સ્વરૂપ સમજી શકે છે. જે બાબતમાં જેનો અધિકાર છે, તેજ તે બાબતનો અનુભવ યથાર્થ જાણી શકે છે. ચારિત્રના રહસ્યનો અનુભવ એકલા શાસ્ત્રોના તત્ત્વથી થઇ શકતો નથી, પણુ ચારિત્રધારક ગુરૂઓની ઉપાસના કરવાથી યથાર્થ અનુભવ થઈ શકે છે. ચારિત્ર સ્વરૂપના જ્ઞાનાર્થે તેમજ તેની પ્રાપ્તિમાટે ચારિત્રધારક સદ્‌ગુરુ સેવવાની આવશ્યકતા છે, એમ અનુભવ કરતાં જણાશે. ચારિત્રધારક

સદ્ગુરુવિના અધિકાર પ્રમાણે ચારિત્ર રહસ્ય કોઈ સમજાવી શકતું નથી અને તેથી સ્વબુદ્ધયા ચારિત્રસંબંધી વાંચેલાં પુસ્તકોમાં અનેક પ્રકારની શંકાઓ પડે છે અને તેથી ઉલટી નાસ્તિક બુદ્ધિની વૃદ્ધિ થાય છે. જ્યારે વસ્તુસ્થિતિ આમ છે ત્યારે અવશ્ય સદ્ગુરુ સેવાની જરૂર પડે છે-તે માટે કોઈ ચારિત્ર ધારક સદ્ગુરુ કરવા જોઈએ.

વ્યવહાર ચારિત્રમાં ઘણા ઉત્સર્ગ માર્ગો અને અપવાદ માર્ગો છે. જેટલા ઉત્સર્ગ માર્ગો છે તેટલા જ અપવાદ માર્ગો છે. જે વસ્તુનો ત્યાગ બતાવ્યો છે તેજ વસ્તુઓ કોઇ વખતે અમુક દશાવાળાને આદેય બતાવી છે. વ્રતો પાળતાં તેમાં દોષો લાગે છે અને તે દોષોનું પ્રાયશ્ચિત્ત પણ ગુરુપાસે લેવાનું દેખાડયું છે. વ્યવહાર સૂત્ર વૃત્તિ તેમજ બૃહત્કલ્પવૃત્તિ વગેરેમાં ઘણા અપવાદ માર્ગો દર્શાવ્યા છે અને લાગેલા દોષોનાં પ્રાયશ્ચિત્ત પણ બતાવ્યાં છે. પાંચ વ્રતભંગનાં પ્રાયશ્ચિત્ત ત્યાં જણાવ્યા છે. કોઈ સાધુએ અમુક પાપ સેવ્યું હોય તો તેનું પણ પ્રાયશ્ચિત્ત દર્શાવ્યું છે. ગુરુની પાસે પ્રાયશ્ચિત્ત લેવાથી તે આત્માના દોષની શુદ્ધિ થાય છે-એમ સારી રીતે પ્રતિપાદન કર્યું છે.-સાધુઓને પ્રાયશ્ચિત્ત આપવા સંબંધી કેટલાંક પુસ્તકો ગુપ્ત રાખવાં પડે છે-માટે તત્ સંબંધી ગુરુગમથી વિશેષ જ્ઞાન સમજી લેવું.-ચારિત્રધારકને ચારિત્ર સંબંધી અનેક અનુભવો મળે છે. ચારિત્ર પાળવાથી તત્ સંબંધી બુદ્ધિનો

અનુભવ ખીલે છે, માટે ચારિત્ર સ્વરૂપ તો ગુરૂપાસેજ સમજવું જોઇએ તેમાં ગૃહસ્થ વર્ગનો અધિકાર જણાતો નથી.

શ્રી સદ્ગુરુ મહારાજ નૈગમ સંગ્રહ વ્યવહાર ઋજુસૂત્ર શબ્દ સમભિરૂઢ અને એવંભૂત એ સાત નયોથી ચારિત્રનું સ્વરૂપ સમજાવે છે. સાત નયોથી ચારિત્રનું સ્વરૂપ સમજ્યા વિના ચારિત્રનુ રહસ્ય હાથમાં આવતું નથી. ક્રમવડે વિશુદ્ધ એવું ચારિત્ર ઉત્તરોત્તર નય જણાવે છે, તે પ્રમાણે ચારિત્રનો બોધ થયાથી ઉત્તરોત્તર શુદ્ધ ચારિત્ર પ્રાપ્ત કરવા ધ્યાન ખેંચાય છે અને અમુક નયના આગ્રહમાજ ચારિત્રની માન્યતાનો હઠવાદ થએલો હોય છે તે ટળી જાય છે. સાત નયોથી પ્રતિપાદિત ચારિત્રનું સ્વરૂપ જાણવામા આવે તો પણ કયા નયના ચારિત્રનો મ્હને અધિકાર છે તેનો અનુભવ મેળવવો જોઇએ. સાત નયોથી ચારિત્રનુ સ્વરૂપ જાણતા તે સર્વ નયકથિત ચારિત્ર કંઇ પોતાના આત્મામાં ઉત્પન્ન થઈ શકતું નથી–અર્થાત્ ચારિત્રનુ સ્વરૂપ જાણ્યું એટલે તે આવી ગયું એમ માની શકાય નહી. નયોના અધિકાર પ્રમાણે ક્રમવિશુદ્ધ ચારિત્ર પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ સમજો કે–ઋજુસૂત્ર અને વ્યવહારનય ચારિત્રનુ તો આત્મામા ઠેકાણું ન હોય અને એવંભૂત નયકથિત ચારિત્ર પ્રાપ્તિ માટે નીચેના નયકથિત ચારિત્ર માર્ગોને ત્યજી દઇએ તો **अतोभ्रष्टस्ततोभ्रष्ट.** થવાનો વખત આવે છે માટે અધિકારવિના એક નયકથિત ચારિત્રનું આરાધન કરી અન્ય નયકથિત ચારિત્રનો અપલાપ કરવામા આવે તો તે પણ ઠીક નથી; અધિકાર પ્રમાણે ચારિત્રની યોગ્યતા છે.

નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ એ ચાર નિક્ષેપાથી ચારિત્રના પણ ચાર ભેદ પડે છે. **नामचारित्र स्थापनाचारित्र द्रव्यचारित्र** અને **भावचारित्र.** આનું સ્વરૂપ સુગમ છે. નય નિક્ષેપપૂર્વક દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવથી ચારિત્રમાર્ગનું સંપૂર્ણ જ્ઞાન કરવું અને અધિકાર પ્રમાણે સદ્ગુરુ પાસે ચારિત્રને અંગીકાર કરવું જોઇએ. ચારિત્રધારક સદ્ગુરુથીજ ચારિત્ર પ્રાપ્તિ થઈ શકે છે; માટે શાસ્ત્રોમાં સાધુ ગુરુની પાસે ચારિત્ર અંગીકાર કરવું એમ આજ્ઞા કરી છે. ચારિત્ર લેનારનો ગુરુ, ચારિત્રધારકજ હોવો જોઇએ, જેનામાં ચારિત્ર નથી તે અન્યોનો ચારિત્રગુરુ બની શકવાનો નથી. ચારિત્રધારક સાધુઓનો ગૃહસ્થ ગુરુ હોઈ શકતો નથી–એમ જિનાગમમાં જ્યાં ત્યાં વિધિપ્રતિપાદક પાઠોથી જણાવ્યું છે. સર્વવિરતિ ગુણસ્થાનકમાં રહેલા ચારિત્રધારક સાધુઓને સંજ્વલન ક્રોધ માન માયા અને લોભનો ઉદય હોય છે; તેથી તે તે કષાય અપેક્ષાએ તેઓ રાગી અને દ્વેષી હોય છે; તેથી તેઓને અતિચાર લાગે છે; પણ ચારિત્રનો નાશ થતો નથી. સામ્પ્રત સમયમાં રાગ દ્વેષનો સંપૂર્ણ ક્ષય થતો નથી; તેથી સંજ્વલનના રાગ અને દ્વેષને ધારણ કરનાર સાધુઓ પર અશ્રદ્ધા કરવી નહીં. ચારિત્રધારક ગુરુઓમાં પણ ચારિત્રની તરતમતા છે–એમ અનુભવથી શાસ્ત્રાધારે સમજી લેવું. વ્યવહાર માર્ગથી સાધુની જે જે ક્રિયાઓ સ્થૂલ બતાવી છે તેનું અધિકારપરત્વે આરાધન કરવું. વિશેષતઃ

સમજી લેવું કે જેમ જેમ આત્માની શુદ્ધિ થાય અને જગતના જીવોની દયા થાય, તેઓનું ભલું કરાય અને રાગદ્વેષની મન્દતા થાય તેજ ચારિત્રનો માર્ગ છે.

**ચારિત્રની ક્રિયાઓના ઘણા ભેદ છે; શરીર તથા માનસિક ચારિત્રના ભેદે તેની ક્રિયાઓ પણ સ્થૂલ અને સૂક્ષ્મ એ બે ભેદમાં વહેંચાઇ જાય છે તે પ્રસંગતઃ જણાવે છે.**

શ્લોકઃ

स्थूलसूक्ष्मविभेदेन क्रिया चारित्रिणो द्विधा।
शरीरादिकृता स्थूला सूक्ष्मात्वध्यवसायतः ॥ ७० ॥

**શબ્દાર્થ:**—ચારિત્રીની સ્થૂલ અને સૂક્ષ્મ એ બે ભેદે ધર્મની ક્રિયા છે. શરીર વા શરીરના પ્રયોગથી અન્ય વસ્તુઓ-દ્વારા જે ક્રિયાઓ ધર્મની કરાય છે તે સ્થૂલ છે અને મનના અધ્યવસાયથી ધર્મધ્યાનાદિ ક્રિયાઓ જે કરાય છે તે સૂક્ષ્મ છે.

**ભાવાર્થ:**—ચારિત્રીની પ્રતિક્રમણ પ્રતિલેખના વગેરે ક્રિયાઓ જે શરીરદ્વારા થાય છે તે સ્થૂલ ક્રિયાઓ જાણવી અને મનમાં થતા અધ્યવસાય અથવા અધ્યવસાયથી જે જે ધ્યાનાદિ ક્રિયાઓ થાય છે, કે જેને અન્યો પોતાની દ્રષ્ટિદ્વારા દેખી શકતા નથી તે સૂક્ષ્મ ક્રિયાઓ જાણવી. ધર્મધ્યાન અને શુક્લ-ધ્યાન પિંડસ્થ પદસ્થ રૂપસ્થ રૂપાતીત ચાર ભાવના અને બાર ભાવના વગેરે ધર્મની સૂક્ષ્મક્રિયાઓ જાણવી. સ્થૂલક્રિયાઓ

કે જે આત્માથી ભિન્ન છે તે નિમિત્ત ક્રિયાઓ જાણવી અને આત્માના અધ્યવસાયરૂપ સૂક્ષ્મ ક્રિયાઓ તે ઉપાદાન ક્રિયાઓ જાણવી. સ્થૂલ ક્રિયા કરતાં આત્માની સૂક્ષ્મ ક્રિયામા કર્મ હણવાની અનંતગણી શકિત છે. સ્થૂલ ક્રિયાઓ કરતાં કરતાં પણ અન્તે સૂક્ષ્મ ક્રિયાઓને અવલંબવી પડે છે. સ્થૂલ ક્રિયાઓ તો મૂર્ખ અને જ્ઞાનીની બાહિરની સ્થૂલ દૃષ્ટિથી દેખતાં એકસરખી દેખાય છે અને તેથી બાળજીવો મૂર્ખ અને જ્ઞાનીનો ભેદ સમજી શકતા નથી. ધ્યાનાદિ આન્તર સૂક્ષ્મ ક્રિયાઓને જ્ઞાની કરી શકે છે–અજ્ઞાનીનો ત્યાં અધિકાર નથી. અને અજ્ઞાની તે સૂક્ષ્મક્રિયાઓની પરીક્ષા કરવાનો અધિકારી બની પણ શકતો નથી. જ્ઞાનીની અધ્યવસાયરૂપ સૂક્ષ્મ ક્રિયાઓને આદરવાને અજ્ઞાની અધિકારી થઇ શકતો નથી. જે જ્ઞાનીયોનો સૂક્ષ્મ ક્રિયાઓમાં અધિકાર થયો છે તેઓ સ્થૂલ ક્રિયાઓને આવશ્યક તરીકે અન્યના ભલા માટે કરે છે. તેઓ ધર્મની દૃષ્ટિને સારી રીતે જાણતા હોય છે તેથી સ્વપરના ભલા માટે ક્રિયાયોગી બને છે પણ તેઓનું ચિત્ત તો સૂક્ષ્મ ક્રિયાઓમાં હોય છે. જ્ઞાનીયો દેખે છે, ચાલે છે, સર્વ કરે છે, પણ અન્તરથકી ન્યારા હોવાથી સંસારમાં બંધાતા નથી; મુક્ત જેવા બની રહે છે. ધર્મધ્યાનાદિવડે અનુભવ જ્ઞાન મેળવે છે માટે તેવા જ્ઞાનીયોને ધન્યવાદ ઘટે છે; તેવા જ્ઞાનીઓ દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવને સમજે છે, અને સ્થૂળ બુદ્ધિવાળાઓને સ્થૂળ ક્રિયાઓમાં જોડી જૈનધર્મની વૃદ્ધિ કરે છે. સ્થૂલ ક્રિયાના અધિકારીને સ્થૂલ ક્રિયાનો ઉપદેશ આપે છે અને પોતાને

યોગ્ય એવી અધિકાર પ્રમાણે પોતે ક્રિયાઓ કરે છે. ધર્મની સ્થૂલ ક્રિયાઓના પણ ઘણા ભેદ છે. અધિકાર અને રુચિપ્રમાણે સર્વ જીવો યથાયોગ્ય ક્રિયાઓને આદરે છે. " પરિણામે બંધ " એ વાક્ય અનુસારે જોતાં ધર્મના શુભ અને શુદ્ધ વિચારોની સૂક્ષ્મ ક્રિયાઓ કરીને બાહ્યથી આવશ્યક કાર્યો પણ સર્વે કરવાં જોઈએ. અધ્યવસાયની શુદ્ધિ તેજ ખરેખર ચારિત્રશુદ્ધિ જાણવી. જો અધ્યવસાયની મલિનતા હોય છે તો બાહ્ય ધર્મની સ્થૂલ ક્રિયાઓથી કર્મનો નાશ થતો નથી. માટે બાહ્ય અને આન્તરિક ક્રિયાઓને આદરવી જોઈએ. આજકાલ કેટલાક અજ્ઞજીવો સ્થૂલ ક્રિયાઓનેજ ધર્મની ક્રિયાઓ માત્ર માની ધ્યાનાદિ ક્રિયાઓનો અપલાપ કરે છે—તે ખરેખર આત્મધર્મરૂપ લક્ષ્મીથી દૂર રહે છે એમ જાણવું; માટે અધિકાર પ્રમાણે ધર્મની સ્થૂલ અને સૂક્ષ્મ ક્રિયાઓનું વખતસર આરાધન કરવું.

### આત્માના અધ્યવસાયરૂપ સૂક્ષ્મ ધર્મક્રિયાનું શું ફળ છે તે જણાવે છે.

શ્લોક.

धर्मसूक्ष्मक्रियायोगात् प्रसन्नचन्द्रवन्मुनिः ।
दृढप्रहारिवच्छीघ्रं कर्माष्टकं विनाशयेत् ॥ ७१ ॥
सूक्ष्मकर्म विनाशाय सूक्ष्मधर्मक्रियावरा ।
वृषभमातृवज्ज्ञेया कपिलर्षेरिव प्रभोः ॥ ७२ ॥

શબ્દાર્થઃ—નિર્મલ અધ્યવસાયરૂપ ધર્મની સૂક્ષ્મ ક્રિયાના

યોગથી પ્રસન્નચંદ્રરાજર્ષિ વા દઢપ્રહારિની પેઠે મુનિરાજ અલ્પકાલમાં અષ્ટકર્મનો નાશ કરે છે. અષ્ટપ્રકારનાં કર્મ સૂક્ષ્મ છે, આત્માના અસંખ્યાત પ્રદેશોની સાથે લાગ્યાં છે-તે સૂક્ષ્મ કર્મોનો નાશ કરવા સારૂ, સૂક્ષ્મ એવી આત્માના નિર્મલ પરિણામરૂપ ધર્મની શ્રેષ્ઠતા લક્ષ્યમાં રાખવી જોઈએ. મરુદેવા માતા અને કપિલમુનિની પેઠે સૂક્ષ્મ અધ્યવસાય ભાવનારૂપ ધર્મની ક્રિયાઓ સફળ કર્મનાશાર્થે સમર્થ થાય છે

ભાવાર્થ:—ધર્મની સૂક્ષ્મક્રિયાઓનું અપૂર્વ માહાત્મ્ય છે. સ્થૂલ ક્રિયાઓ પણ અધ્યવસાયરૂપ સૂક્ષ્મ ક્રિયાની નિર્મલતા વિના સફળ થઈ શકતી નથી. પ્રસન્નચંદ્રરાજર્ષિ રાજગૃહીની પાસે વૈભારગિરિ પર્વત પાસે કાયોત્સર્ગધ્યાનમાં હતા. દૂતના મુખથી અશુભ શબ્દો સાંભળતાં તેમના હૃદયમાં અશુભ અધ્યવસાય(પરિણામ)ની ધારા વહેવા લાગી, એટલા સુધી દુર્ધ્યાનરૂપ સૂક્ષ્મ ક્રિયાઓમાં તેઓ ચડ્યા કે સાતમી નરક યોગ્ય કર્મદલિકને ગ્રહણ કર્યાં; પશ્ચાત્ મસ્તકે હાથ ફેરવતાં ઉપયોગ આવ્યો કે અરે! હું તો સાધુ છું અને મ્હેં મનમાં લડાઈ કરીને મહા અશુભ કર્મ કર્યું; અહો! હું ભૂલ્યો-એમ ભાવના ભાવતાં નિર્મલ અધ્યવસાય(પરિણામ) ઉત્પન્ન થયા અને આત્માની ઉજ્જ્વલ સૂક્ષ્મ ધ્યાનરૂપ ક્રિયાનું ધ્યાન કરતાં કેવલજ્ઞાન પામ્યા. અહો! આત્મધ્યાનરૂપ સૂક્ષ્મ ક્રિયાનું કેટલું બધું સામર્થ્ય!!! શ્રી મહાવીરસ્વામીની પાસે પ્રસન્નચન્દ્રના મરણ અને અન્ય ગતિમાં અવતાર સંબંધમાં શ્રેણિક રાજા

પ્રશ્ન પૂછે છે-એટલી વારમાં તો પ્રસન્નચન્દ્ર કેવલજ્ઞાની બની ગયા. અહો ! ભાવના ધ્યાનરૂપ સૂક્ષ્મ ક્રિયામાં કોને પ્રેમ ન થાય વારુ? અલબત તેવી ક્રિયામાં સર્વને પ્રેમ ઉત્પન્ન થઇ શકે છે.

અન્ય દૃષ્ટાંત દૃઢપ્રહારીનું જાણવું. દૃઢપ્રહારીએ ચાર જણનો ઘાત કર્યા પાછી જ્ઞાન થવાથી કાયોત્સર્ગમાં રહ્યા; નગરના લોકોએ હેલના કરી તે સર્વ સહન કરી, અન્તરથી આત્મધ્યાનરૂપ સૂક્ષ્મ ક્રિયામાં રહી, કર્મનો ક્ષય કરી સ્વસ્વરૂપમય બન્યા. દૃઢપ્રહારીનું જીવનચરિત્ર અન્ય ગ્રંથોથકી જોઇ લેવું. દૃઢપ્રહારીએ બાહ્યશરીરાદિની ક્રિયા કંઈ વિશેષત: કરી જણાતી નથી પણ તે આત્મભાવનારૂપ સૂક્ષ્મક્રિયામાં લીન થયો તેથી મુક્ત થયો-એમ વસ્તુત: જોતાં જણાય છે. મનવડે આત્મા બંધાય છે અને મનવડે છૂટે છે. મનમાંથી અહં અને મમત્વ ગયું તો મુક્તાપણું સમજવું. મનની સૂક્ષ્મ અશુભ વિચારરૂપ ક્રિયાથી બંધ થાય છે અને શુદ્ધ વિચારરૂપ સૂક્ષ્મક્રિયાથી મુક્ત થવાય છે. આત્માનું ઉચ્ચપણું વા નીચપણું તે ખરેખર શુભ અને અશુભ પરિણામ ઉપર આધાર રાખે છે. દૃઢપ્રહારી ગમે તેવો પાપી હતો તો પણ શુદ્ધ વિચારોથી અલ્પકાલમાં મુક્ત થયો. જ્યાંથી મુકત થવાનું છે ત્યાં આવ્યાવિના કદાપિ મુકત થઇ શકાશે નહીં. રાગદ્વેષ આદિની સૂક્ષ્મ ક્રિયાઓના નાશાર્થે સૂક્ષ્મ ધ્યાનક્રિયાની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. સૂક્ષ્મ વસ્તુઓને છેદવા માટે સૂક્ષ્મ વસ્તુઓ સમર્થ થઈ શકે છે. નાનું એવું વજ્ર પર્વતને છેદી નાખે છે, તે પ્રમાણે ધર્મધ્યાનાદિ સૂક્ષ્મ ક્રિયાઓથી ગમે તેવાં નિબિડઘન કર્મનો પણ

નાશ થાય છે. સુવિચાર અને શુદ્ધ વિચારોમાં અનન્તગણું બળ છે. આપણું ભવિષ્ય વર્તમાનકાળમાં કરાતા વિચારો ઉપરથી રચી શકાય છે. સૂક્ષ્મવિચારોની ક્રિયામાં જેવું શુભાશુભપણું હોય છે, તેવું સ્થૂલમાં શુભાશુભપણું આવે છે. વિચાર સંકલ્પ બળવડે જગત્માં અનેક મહાન્ કાર્ય થઇ શકે છે. શરીરોની રચનાનો આધાર પણ વિચારબળની ક્રિયા ઉપર આધાર રાખે છે. માનસિક વર્ગણાની રચનાનો આધાર પણ વિચારબળ પર છે. પુનઃ મનુષ્યભવ પ્રાપ્ત કરવાનો આધાર પણ વિચારબળપર છે. દુષ્ટ વિચારબળ ક્રિયાના બળથી દુષ્ટ થવાય છે; સુવિચારબળ ક્રિયાના બળથી શુભાન્વિત થવાય છે.

શુભ વિચાર ક્રિયાબળથી પુણ્યની વર્ગણાઓ ખેંચી આત્માની સાથે પરિણમાવી શકાય છે-તેમજ અશુભવિચાર ક્રિયાબળથી પાપની વર્ગણાઓને ખેંચી આત્માની સાથે પરિણમાવી શકાય છે.

સુવિચારોના બળથી તીર્થંકર નામગોત્ર બંધાય છે. સુવિચારોના બળથી ઉત્તમમાં ઉત્તમ અવતારો ધારણ કરી શકાય છે અને યાવત્ પરમાત્મદશાની પણ પ્રાપ્તિ કરી શકાય છે. સુવિચારો એ એક પ્રકારની સૂક્ષ્મ ધ્યાનક્રિયા છે. સુવિચારની ક્રિયાના બળવડે મનમાં રહેલા રાગદ્વેષના સંસ્કારોને છતી શકાય છે અને મરૂદેવા માતાની પેઠે અલ્પકાળમાં મુક્ત થઈ શકાય છે. મરૂદેવામાતા સમવસરણમાં જતાં હાથીના સ્કંધ પર બેઠાં હતાં; બાહ્યની સ્થૂલ ધર્મની ક્રિયાઓ કંઇ કરી નહોતી-પણ તે વખતે એકત્વ અન્યત્વભાવનારૂપ સૂક્ષ્મ ક્રિયામાં તલ્લીન

થયાં હતાં અને તેથી હાથીના સ્કંધ પર બેઠાં બેઠાં કેવલજ્ઞાની બન્યાં; આ દૃષ્ટાંતપરથી આપણે સાર લેવાનો એ છે કે અન્તે તો ભાવના ધ્યાન આદિની સૂક્ષ્મ ધ્યાનક્રિયાઓ કર્યા વિના છૂટકો નથી. સ્થૂલક્રિયાનાજ એકાન્તે જે રાગી છે તે સૂક્ષ્મભાવના ક્રિયાના અધિકારી બની શકતા નથી અને તેથી તેઓ મનની મલિનતાનો નાશ કરવાને સમર્થ થઇ શકતા નથી—એમ ખાસ અનુભવ કરવાથી જણાશે.

સ્થૂલ ક્રિયાઓ કે જે આત્માના ઉપયોગ વિનાની થાય છે તેને દ્રવ્યક્રિયાઓ કહેવામાં આવે છે. સૂક્ષ્મ ધર્મની ક્રિયાઓનું મૂલ્ય જ્યારે કરોડ રૂપૈયાનું કલ્પીએ તો સ્થૂલ ક્રિયાઓનું મૂલ્ય ઘણું અલ્પ હોઇ શકે, તો પણ એટલું તો લક્ષ્યમાં રાખવું જોઈએ કે સ્થૂલ ક્રિયાના અધિકારીઓએ પોતાની ક્રિયામાં તત્પર રહેવું અને સૂક્ષ્મના અધિકારીઓએ પોતાની ક્રિયામાં તત્પર રહેવું. સૂક્ષ્મ ધ્યાનાદિ ક્રિયાના અધિકારીઓ અપ્રમત્ત દશામાં આવે છે અને સમાધિ સુખને પ્રાપ્ત કરે છે, તેમજ સ્થૂલ ધર્મની ક્રિયાઓ કે જે અવસરે જે જે જૈનધર્મના ઉદ્ધાર તથા પ્રચાર માટે કરવાની છે તે કરે છે તેથી જૈનશાસનની શોભા વધે છે. સર્વ ક્રિયાઓ પોતપોતાના સ્થાને મોટી છે એ કદી ભૂલવું જોઇતું નથી. ધર્મની સૂક્ષ્મ ક્રિયાઓ રાજા સમાન છે અને ધર્મની સ્થૂલક્રિયાઓ પ્રજાના સમાન છે. પ્રજાવિના રાજા નથી તેમજ રાજાવિના પ્રજા પણ શોભતી નથી. અભવ્યજીવો પણ ચારિત્ર અંગીકાર કરીને બાહ્યની સ્થૂલ-

ધર્મક્રિયાઓ કરે છે, પણ સમ્યક્ત્વ શ્રદ્ધાનની તથા ધ્યાનની સૂક્ષ્મક્રિયાઓ વિના તેઓ મુક્ત થઈ શકતા નથી; માટે ધર્મની સૂક્ષ્મધ્યાનાદિ ક્રિયાઓની અત્યંત ઉપયોગિતા સિદ્ધ ઠરે છે.

ઇલાચી પુત્રે વાંસના ઉપર નાચતાં સુવિચાર ભાવનાના બળે કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું; ભરત રાજાએ આદર્શ ભુવનમાં ભાવનારૂપ સૂક્ષ્મ ક્રિયાના બળે તુરતવારમાં કેવલ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. આવા અનેક દાખલાઓ છે કે જેમાં ધ્યાનાદિ સૂક્ષ્મક્રિયાઓ વિના કેવલજ્ઞાન અને કેવલદર્શન થયું જ નથી. આ ઉપરથી ભવ્ય જીવો સમજી લેશે કે ભાવના ધ્યાન આદિ કર્મની સૂક્ષ્મ ક્રિયાઓથી આત્મા ખરેખર પરમાત્માપદ પામવાનો અધિકારી બને છે.

## જ્ઞાનની પ્રાપ્તિ વિના તથા મનની સ્થિરતા વિના સૂક્ષ્મ ક્રિયા બની શક્તી નથી માટે અત્ર પ્રસંગતઃ જ્ઞાન આદિની ઉપયોગિતા જણાવે છે.

શ્લોકઃ

सापि ज्ञानं विना नास्ति मनः स्थैर्यं विना तथा ।
अतो ध्यानं क्रियारूपं सूक्ष्मं ध्येयं विचक्षणैः ॥ ७२ ॥

શબ્દાર્થઃ—તે સૂક્ષ્મક્રિયા ખરેખર જ્ઞાન તથા મનની સ્થિરતાવિના પ્રાપ્ત થઇ શકતી નથી માટે વિચક્ષણોએ ધ્યાનરૂપ સૂક્ષ્મક્રિયા ધ્યાવા યોગ્ય છે.

ભાવાર્થ:—આત્મજ્ઞાન તથા મનની સ્થિરતાવિના ધ્યાનાદિ ક્રિયાઓ બની શકતી નથી, માટે વિચક્ષણ પુરૂષોએ ધ્યાનરૂપ ક્રિયાઓ માટે પૂર્ણ વિચાર કરવો જોઇએ. ધ્યાનરૂપ ક્રિયાની યોગ્યતા પ્રગટાવવા માટે યોગ્ય ઉપાયો આદરવા જોઇએ. ધ્યાનથી જે જે તત્ત્વો શોધી કઢાય છે, તે તેના અનુભવીઓ સારી રીતે જાણી શકે છે. ફોનોગ્રાફ વગેરે યંત્રોના શોધનારાઓએ તે તે વસ્તુઓની રચના માટે કલાકોના કલાકો પર્યંત ધ્યાન ધર્યું હતું. એક વસ્તુ સંબંધી કલાકોના કલાકો પર્યંત સૂક્ષ્મ વિચારો કરવામાં આવે છે ત્યારેજ તત્ વસ્તુ સંબંધી અભિનવ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય છે. ગાડરીયા પ્રવાહની પેઠે વિચાર કર્યાવિના સ્થૂલક્રિયાઓ કરવાથી અભિનવ અનુભવજ્ઞાન ખીલતું નથી અને તેથી જડ યંત્રની પેઠે શરીરની ક્રિયાઓ ધર્મના માટે કરાય છે પણ તેથી આગળ ચઢી શકાતું નથી. જે જનસમાજ ફોનોગ્રાફની પેઠે સમજ્યાવિના શબ્દોના સમૂહનો ઉચ્ચાર કરે છે અને પૂતળીની પેઠે ક્રિયાઓ કરે છે અને જે જે કરાય છે-તત્ સંબંધી અંશમાત્ર પણ વિચાર કરી શકતો નથી તે જનસમાજ દુનિયામાં પોતાની વ્યાવહારિક તથા ધાર્મિક ઉન્નતિ કરી શકતો નથી, માટે દરેક વસ્તુઓ સંબંધી સૂક્ષ્મ વિચારો કરવા જોઇએ અને તેમાંથી સત્યને પ્રગટ કરવું જોઇએ.

આત્માના ધર્મના પ્રકાશ માટે તેમજ અવબોધવું જોઈએ. ધ્યાનાદિ સૂક્ષ્મક્રિયાઓ અમૂલ્ય છે—એમ અન્યના કહેવા પ્રમાણે હાજીહા કરી ગયા એટલે કંઈ વળતું નથી પણ

તત્ત્વજ્ઞાનથી સૂક્ષ્મક્રિયાઓનું પરિપૂર્ણ રહસ્ય સમજવું જોઈએ કે ધ્યાન શી વસ્તુ છે અને તેનું શું સામર્થ્ય છે. તતસંબંધી કલાકોના કલાકો પર્યંત વિચારની શ્રેણિયોનો પ્રવાહ હૃદયમાં ગંગાનદીના પ્રવાહની પેઠે વહેવરાવવામાં આવે છે ત્યારે તેમાંથી કંઈ નવું રહસ્ય અવબોધાય છે. કલાકોના કલાકો પર્યંત વિચારો કરી જે ધ્યાનક્રિયાનો અનુભવ મેળવાય છે તે કદી ટાળ્યો ટળતો નથી અને તતસંબંધી નિશ્ચયની થએલી શ્રદ્ધા અવિચળ રહે છે માટે જ્ઞાનવડે ધ્યાનની સૂક્ષ્મક્રિયા સમજવાની અત્યંત આવશ્યકતા છે.

મનની સ્થિરતાવિના ધ્યાનની સૂક્ષ્મક્રિયા થઈ શકતી નથી. જ્યાંસુધી મનની ચંચળતા હોય છે ત્યાંસુધી આત્મસંબંધી ધ્યાન થઈ શકતું નથી. ધ્યાનની સૂક્ષ્મક્રિયામાં મનની સ્થિરતાની આવશ્યકતા છે માટે જ્ઞાનવડે મનની સ્થિરતાના ઉપાયો શોધવા જોઈએ. પોતાના અધિકાર પ્રમાણે કયા કયા દ્રવ્ય, ક્ષેત્ર કાળ અને ભાવથી મનની સ્થિરતા રહેશે તેનો પોતે અનુભવ કરવો જોઈએ; પોતે અનુભવ કરીને જે ઉપાયો આદરે છે તેજ પોતાના માટે યોગ્ય ઉપાયો છે–એમ વિચક્ષણોએ સમજવું જોઈએ.

**હવે પ્રસંગોપાત્ત ધ્યાનને પુષ્ટિકારક એવા તત્ત્વ વગેરેના ભેદોનું સામાન્યતઃ પ્રતિપાદન કરે છે.**

શ્લોકઃ

सर्वतत्त्वानि बोध्यानि निक्षेपैर्नयकैस्तथा ।
ग्राह्याग्राह्यविवेकेन धर्म्मशास्त्रविशारदैः ॥ ७४ ॥

**શબ્દાર્થ:**—નિક્ષેપ અને નયોવડે સર્વ તત્ત્વોનું સ્વરૂપ બોધ્ય છે. ધર્મશાસ્ત્રજ્ઞ પંડિતોએ અમુક તત્ત્વ ગ્રાહ્ય છે અને અમુક અગ્રાહ્ય છે એમ વિવેકપૂર્વક સર્વ તત્ત્વોને જાણવાં જોઇએ.

**ભાવાર્થ:**—ધર્મશાસ્ત્રના જ્ઞાતાઓએ જીવ અજીવ પુણ્ય પાપ આશ્રવ સંવર નિર્જરા બંધ અને મોક્ષ એ નવ તત્ત્વોનું ચાર નિક્ષેપા અને સાત નયોથી સ્વરૂપ જાણવું જોઇએ. નિક્ષેપ અને નયપૂર્વક, તત્ત્વોનું સ્વરૂપ જાણતાં પશ્ચાત્ સત્ય વિવેક ઉત્પન્ન થાય છે. વિવેકથી અમુક તત્ત્વ ગ્રાહ્ય છે અને અમુક તત્ત્વ અગ્રાહ્ય છે—એમ ખાસ જણાઇ આવે છે. સંવર નિર્જરા મોક્ષ એ તત્ત્વ વિશેષતઃ ગ્રાહ્ય છે. વ્યવહારનયથી પુણ્યતત્ત્વ આદેય છે. સર્વ તત્ત્વોમાં પણ આ પ્રમાણે હેય જ્ઞેય અને ઉપાદેયનો વિવેક કરવો. ધર્માસ્તિકાયાદિ ષડ્દ્રવ્યમાં નવ તત્ત્વનો સમાવેશ થાય છે; ચાર નિક્ષેપા અને સાત નયથી ષડ્દ્રવ્યોનું સ્વરૂપ સમજવું જોઇએ. ષડ્દ્રવ્યોનું વિશેષ સ્વરૂપ જોવું હોય તો **અસ્મદીય षड्द्रव्यविचार** અને આત્મપ્રકાશ ગ્રંથ જોઇ લેવો. તત્ત્વાર્થસૂત્ર વગેરેથી નવ તત્ત્વોનું વિશેષતઃ સ્વરૂપ અવબોધવું.

સર્વ તત્ત્વોમાં આત્મતત્ત્વની ઉપાદેયતા મુખ્યતઃ છે; આત્માનું પૂર્ણ સ્વરૂપ સમજ્યાથી આત્મતત્ત્વની શ્રદ્ધા થાય છે. આત્માનું વિશેષતઃ સ્વરૂપ સમજવાને માટે અધ્યાત્મતત્ત્વજ્ઞાનના અનેક ગ્રન્થો વાંચીને તેનું મનન કરવું જોઇએ. અધ્યાત્મશાસ્ત્રોનું વાંચન કરીને પણ મનન કરવાની ખાસ આવશ્યકતા છે. તત્ત્વોનું

જ્ઞાન કરીને જે શ્રદ્ધા ધારણ કરે છે તે ખરેખર ધર્મશાસ્ત્રમાં વિશારદ થાય છે અને એવા શાસ્ત્રવિશારદો આત્મતત્ત્વના ગુણોનો પ્રકાશ કરવા સમર્થ થાય છે. આત્મા પોતે સર્વ તત્ત્વનો જ્ઞાતા થાય છે; અનંત જ્ઞેય પદાર્થો જ્ઞાનમાં પ્રતિભાસે છે. આત્માની અનન્ત શક્તિયો પણ આત્મામાં રહી છે અને તે અનન્તશક્તિયોનો પ્રકાશ પોતાના સામર્થ્યથી આત્મા કરે છે. આત્મા તત્ત્વજ્ઞાન પામે તો હેય જ્ઞેય અને ઉપાદેયને સમજી પોતાનું સ્વરૂપ પોતાની મેળે શોધી લે છે—એમ દરેક મનુષ્યોને અનુભવથી જણાઇ આવશે. સર્વ કથનનો સારાંશ એ નીકળે છે કે સર્વ તત્ત્વોનું સારી રીતે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ.

**સર્વ તત્ત્વોનું જ્ઞાન થતાં ખરૂં સુખ શોધવાનો નિશ્ચય થાય છે અને તે આત્મામાંજ છે એમ અનુભવ થાય છે તેથી આત્મા પોતાનેજ ઉપદેશ આપી સત્ય વિવેક પ્રગટાવે છે તે પ્રસંગોપાત્ત જણાવે છે.**

શ્લોકઃ

**सुखमात्मनि विज्ञेयं जडेषु नास्ति किञ्चन ।**
**मृगतृष्णेव बाह्येषु कुतो मिथ्या प्रधावसि ॥ ७५ ॥**

શબ્દાર્થઃ—સુખ આત્મામાંજ જાણવું યોગ્ય છે. જડ પદાર્થોમાં જરા માત્ર પણ સુખ નથી માટે હે ચેતન! ફોગટ કેમ બાહ્યપદાર્થોમાં દોડ છે?

**ભાવાર્થઃ**—સર્વજ્ઞોએ સર્વ પદાર્થોને જાણી આત્મામાંજ સુખનો નિશ્ચય કર્યો છે. આત્મા પણ તેઓના પ્રમાણે નવતત્ત્વો વગેરે સર્વ જ્ઞેય પદાર્થોનું જ્ઞાન કરી છેવટ આત્મામાંજ સત્ય-સુખનો નિશ્ચય કરે છે. જડ શરીરની સાથે બાહ્ય ચંદનાદિ પદાર્થોનો સંબંધ કર્યો હોય તો પણ સુખનું જ્ઞાન થતું નથી. જડ પદાર્થોના ઝીણા સૂક્ષ્મ કકડા કરી કરીને તપાસ કરવામાં આવે તોપણ તેમાં સુખનો નિશ્ચય થતો નથી.

જ્યારે બાહ્યપદાર્થોમાં સુખ નથી એમ નિર્ણય થાય છે—ત્યારે સુખ ક્યાં રહે છે ? એવો પ્રશ્ન થાય છે. ઉત્તરમાં એમ જણાય છે **यत्र आत्मा तत्र सुखम्**—જ્યાં આત્મા છે ત્યાંજ સુખ છે. જ્યાં આત્મા નથી ત્યાં સુખ નથી. બાહ્ય ઇન્દ્રિયોમાં પણ સુખ નથી. કારણ કે જ્યારે મનમાં ક્રોધ શોક વગેરેનો ઉદય થાય છે ત્યારે ત્વચા અને ચક્ષુ વગેરે ઇન્દ્રિયો સુખ આપવા સમર્થ થતી નથી. શરીરમાં પણ સુખ રહેતું નથી. કારણ કે જ્યારે શરીરમાં જ્વર આવે છે ત્યારે શરીરમાં સુખ જણાતું નથી. જો શરીરનો ધર્મજ સુખ હોત તો તે શરીરને છોડી ક્ષણમાત્ર પણ દૂર રહેતજ નહીં; પણ એમ દેખવામાં તથા અનુભવમાં આવતું નથી માટે શરીરનો ધર્મ સુખ નથી—એમ નિશ્ચય થાય છે. મનનો ધર્મ પણ સુખ છે એમ અનુભવ કરતાં જણાતું નથી. મનમાં કલેશ, ક્રોધ, ભય વગેરે ઉત્પન્ન થતાં સુખનું ભાન પણ રહેતું નથી; માટે મનનું સુખ ધર્મ કહી શકાય નહીં. આત્મજ્ઞાનથી ધ્યાન કરતાં માલુમ પડે છે કે

આત્માનો સુખ ગુણ છે, સદાકાળ તે આત્મામાંજ રહે છે; કર્માવરણથી સુખ ગુણ ઢંકાયો રહે છે; જેમ જેમ મોહ વગેરે કર્માવરણો ટળે છે તેમ તેમ આત્મામાં સુખ ગુણ ખીલવા માંડે છે અને ત્યારે આત્મા પોતે વાણીદ્વારા કહે છે કે અહો ! કોઈ પણ બાહ્યપદાર્થના ઉપભોગવિના હું સુખમાં રહું છું વનમાં પડી રહેલા નિરુપાધિ દશાવાળા જ્ઞાનયોગીને આત્માનું જે સુખ હોય છે તેનું સ્વરૂપ તેજ જાણવા માટે સમર્થ થાય છે; જ્યાંસુધી પોતાના આત્મામા તેવું સુખ પ્રગટયું નથી ત્યાંસુધી સહજસુખનો નિશ્ચય સ્વયમેવ કરી શકાતો નથી. આત્માના સુખગુણનો નિશ્ચય કરાવનાર જ્ઞાન છે. જ્ઞાનમાં સુખગુણનો ભાસ થાય છે. તેમજ જ્ઞાની પુરૂષ સહજસુખનો અધિકારી બની શકે છે. જ્ઞાનદશા થતાં બાહ્યપદાર્થોમાં જરા માત્ર સુખ ભાસતું નથી અને તેજ વખતે આત્મા પોતેજ પોતાને કહે છે કે–અરે ચેતન ! તું બાહ્યપદાર્થોમાં કેમ દોડે છે ? ઝાંઝવાના જલની પેઠે બાહ્યપદાર્થોથી કદી સુખની આશા રાખી શકાય તેમ નથી–માટે પોતાના સ્વરૂપમાંજ સુખ રહ્યું છે–એમ જાણી હવે તું શાંત થા. બાહ્યજડપદાર્થોમાં ગમે તેટલી સુખબુદ્ધિ રાખવામા આવે પણ અન્તે ઈન્દ્રજાળની પેઠે કંઈ પણ સુખ હાથમાં આવનાર નથી. આત્માનું સુખ ખરેખર આત્મામાંજ છે. મહાયોગિયો અને તીર્થંકરોએ આત્મામાંજ સુખનો નિશ્ચય કરી આત્મધ્યાન ધર્યું હતું અને તેથી પરિપૂર્ણ સહજસુખને પામ્યા હતા. આપણે પણ તે પ્રમાણે આત્મામાંજ સત્ય સુખનો નિશ્ચય

કરવો જોઇએ અને સત્ય સુખની પ્રાપ્તિ માટે આત્મામાંજ લક્ષ્ય રાખવું જોઇએ.

### આત્મસુખની પ્રાપ્તિ માટે કયા ઉપાયો આદરવા જોઇએ તે બતાવે છે.

શ્લોકઃ.

**बाह्यवृत्तिं परित्यज्य आत्मा ध्येयो विवेकतः ।**
**नाभिहृद्भालरन्ध्रेषु स्थानेषु ध्येयधारणा ॥ ७६ ॥**
**षट्चक्रं द्रव्यभावाभ्यां साध्यं चित्तसमाधये ।**
**ब्रह्मरन्ध्रे स्थितिं कृत्वा आत्मा ध्येयः सनातनः ॥७७॥**

**શબ્દાર્થઃ**—બાહ્યવૃત્તિનો ત્યાગ કરીને વિવેકથી આત્માજ ધ્યેય તરીકે ધારવો. નાભિ હૃદય ભાલ અને બ્રહ્મરન્ધ્રમાં આત્મારૂપ ધ્યેયની ધારણા ધારવી. દ્રવ્યથી અને ભાવથી ચિત્તની સમાધિ માટે ષટ્ચક્ર સાધવા યોગ્ય છે. છેવટે બ્રહ્મરન્ધ્રમાં ચિત્તવડે સ્થિરતા કરી સનાતન આત્માનેજ ધ્યેયરૂપે ધારવો.

**ભાવાર્થઃ**—બાહ્યવૃત્તિમાં રમણતા છે ત્યાંસુધી આત્માને ધ્યેયરૂપે ધારી શકાતો નથી. બાહ્યવૃત્તિના ઉછાળાથી કદી ખરી શાંતિ મળતી નથી. બાહ્યવૃત્તિયોથી કોઇને ત્રણ કાલમાં સુખ મળ્યું નથી અને કોઇને ત્રણ કાલમાં સુખ મળનાર નથી. બાહ્યવૃત્તિયોથી આત્મિક સુખનું આચ્છાદન થાય છે. જેમ જેમ બાહ્યવૃત્તિઓનું જોર કમી થતું જાય છે, તેમ તેમ સહજ-

સુખનું ભાન થતું જાય છે. બાહ્યનું-પોતાનું નામ પાડેલું તે તથા શરીરાદિકમાં અહંત્વની સ્ફુરણા તેમજ બાહ્યપદાર્થોને પોતાના કલ્પેલા ઇત્યાદિમાંથી ઇષ્ટાનિષ્ટપણાની બુદ્ધિ ટળી જાય છે તો પશ્ચાત્ બાહ્યવૃત્તિનો ઉદ્ભવ થતો નથી. બાહ્યના પદાર્થો સંબંધી અનેક વિકલ્પસંકલ્પો પ્રગટે છે તેનું કારણ એ છે કે તે પદાર્થોદ્વારા ઇષ્ટપણું અથવા અનિષ્ટપણું માની લીધેલું હોય છે. આત્મજ્ઞાનનો પ્રાદુર્ભાવ થતાં બાહ્યમાં જરા માત્ર પણ રાગદ્વેષની સ્ફુરણા થતી નથી અને અખંડ આનંદની લેનમાં ઘેરાયલો આત્મા રહે છે; માટે તાત્પર્યાર્થ કે બાહ્યવૃત્તિનો ત્યાગ કરીને આત્માજ ધ્યેયરૂપે ધારવો. વિવેકદૃષ્ટિથી આત્માજ ધ્યેય રૂપે ભાસે છે. જગત્માં ખરેખર આત્મા સમાન કોઇ અન્ય જડ વસ્તુઓ નથી. અન્ય વસ્તુઓને ઉચ્ચ કલ્પવામાં આવે તો પણ તેનાથી પોતાને સુખ મળતું નથી. પોતાનો આશ્રય લીધાવિના ગમે તેટલા પરાશ્રયી બનો તોપણ કદી પરતન્ત્રદશામાં સુખ મળનાર નથી. પોતાનામાંજ પોતાનું સુખ છે અને તે સ્વાશ્રયી બનીને ભોગવવાનું છે. સ્વાશ્રયથી જે સુખ થશે તે સદાકાળ રહેવાનું છે-તેમાથી કિંચિત્ માત્ર પણ કોઈ સુખ ટાળી શકવા સમર્થ નથી. પરવસ્તુનું ગમે તેટલું આલંબન લ્યોન્તે વસ્તુઓની પ્રાપ્તિ માટે પ્રાણનો પણ નાશ કરો-તોપણ કદાપિકાળે સુખની આશા રાખવી વ્યર્થ છે. પોતાના આત્માના અસંખ્યાત પ્રદેશમાં ઉતરીને ત્યાં સ્થિર થવાથી પોતાના સુખનો પોતેજ અનુભવ લઈ શકશો. બાહ્યમાં ચિત્ત-

વૃત્તિને દોડાવ્યા કરો અને ખરા સુખની આશા રાખો તે શું મૂર્ખતા નથી? અલબત મૂર્ખતા છે જે માર્ગે આત્મસુખ મળવાનુ છે તે માર્ગે ગમન કરવુ શ્રેષ્ઠ છે આત્માના પ્રદેશોમા ઉતર્યાવિના કદી આત્મસુખ મળનાર નથી

નાભિમા આત્મા ધ્યેયરૂપે ધારવો જોઇએ ત્રણ કલાક પર્યંત નાભિસ્થાનમા આત્માજ ધ્યેયરૂપે ધારવામા આવે તો આત્મસુખનો કઇંક નવીન અનુભવ પ્રાપ્ત થાય છે હૃદયમા પણ આત્માની ધારણા કરી આત્માના પ્રદેશોમા સ્થિર થઈ જવુ, કપાલમા પણ આત્માજ ધ્યેયરૂપે ધારી તેની ધારણા કરવી.

અન્ય પદાર્થોનુ ચિન્તવન છોડીને ફક્ત એક આત્માજ ધ્યેયરૂપે ધારવો આ ત્રણ સ્થાનમા ત્રણ ત્રણ કલાકની આત્મારૂપ ધ્યેયની ધારણા સિદ્ધ થતા બ્રહ્મરન્ધ્રમા સહેજે પ્રવેશ થાય છે બ્રહ્મરન્ધ્રમા ત્રણ કલાક પર્યંત આત્મારૂપ ધ્યેયની ધારણા કરવી, બ્રહ્મરન્ધ્રમા ત્રણ કલાક પર્યંત ધારણા ધરતા ધ્યાનની સિદ્ધિ થાય છે સૂક્ષ્મમા સૂક્ષ્મ, પરથી પણ પર, નિરાકારમા ધારણાની સિદ્ધિ થતા ધ્યેયની ત્વરિત સિદ્ધિ થાય છે અને તેથી ત્યા ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકાગ્રતા થાય છે. ષટ્ચક્રોને પણ દ્રવ્ય અને ભાવથી સાધવાથી બ્રહ્મરન્ધ્રમા આત્મ-ધ્યેયની સ્થિરતા થાય છે અને બ્રહ્મરન્ધ્રમા જેમ જેમ સ્થિરતાની વૃદ્ધિ થાય છે તેમ તેમ ત્યા ચિત્તની સમાધિ વિશેષતઃ રહે છે અને આત્મસુખનો ભાસ સારી રીતે થાય છે

## જેને બ્રહ્મરન્ધ્રમાં આત્મધ્યેય સ્થિરતા થાય છે તે સમાધિભાવને પામે છે તે જણાવે છે.

### શ્લોકૌ

व्यवहारनयेनोक्तः, समाधिस्तत्र जायते ।
शुद्धं परात्मनो ज्योतिर्भासते नाऽत्र संशयः ॥ ७८ ॥
अनेकभवसंस्कारात् समाधिर्व्यवहारतः ।
निश्चयात् किञ्चिदंशेन साध्यते ज्ञानयोगिभिः ॥७९॥

**શબ્દાર્થઃ**—બ્રહ્મરન્ધ્રમાં આત્મધ્યેયની સ્થિરતા થવાથી વ્યવહારનયકથિત ચિત્તની સમાધિ થાય છે તે વખતે આત્મા તેજ પરમાત્માની શુદ્ધ જ્યોતિનો પ્રકાશ થાય છે. આ બાબતમાં જરા માત્ર પણ શંકા નથી. આવી વ્યવહારસમાધિને કંઇ સર્વ જીવો એકદમ પ્રાપ્ત કરી શકતા નથી; અનેક ભવના સમાધિ- અભ્યાસજનિત સંસ્કારથી આવી સમાધિ પ્રાપ્ત કરી શકાય છે. નિશ્ચયનયથી તો કેટલાક અંશે જ્ઞાનયોગિયોવડે નિશ્ચયસમાધિ પ્રાપ્ત કરી શકાય છે.

**ભાવાર્થઃ**—બ્રહ્મરન્ધ્રમાં આત્મધ્યેયની સ્થિરતારૂપ વ્યવહારસમાધિને યોગિયો પ્રાપ્ત કરી શકે છે; લેખકને પણ તે બાબતનો અનુભવ છે; ત્યાં આત્મરૂપ પરમાત્માની શુદ્ધ જ્યોતિ ભાસે છે, તેનું વર્ણન વૈખરી વાણીથી કરી શકાય તેમ નથી; જે તેનો અનુભવ કરે છે તેજ તેની શ્રદ્ધા ધારણ કરી શકે

છે; અનુભવી ગુરુવિના કોઈનાથી આવી સમાધિમાં પ્રવેશ થઈ શકતો નથી. બ્રહ્મરન્ધ્રમાં સમાધિ થવાથી અનેક ચમત્કારોની ઉત્પત્તિ થાય છે. ગુપ્તજ્ઞાનના પડદા ખુલે છે અને જે પૂર્વે જોવામાં ન આવ્યું હોય તેમજ અનુભવવામાં પણ ન આવ્યું હોય તેનો સાક્ષાત્કાર થાય છે. ગુપ્ત તત્ત્વોનાં રહસ્યો તેની આગળ ખડાં થાય છે, તો પણ તેને કંઈ આશ્ચર્ય ભાસતું નથી. એવા વખતમાં યોગીને સાવધાન થવાની ઘણી જરૂર છે; લોકોનું તેનાપ્રતિ ઘણું આકર્ષણ થાય છે તથા દેવતાઓ દર્શન આપે છે. જે જે તત્ત્વોસંબંધી શંકા ઉત્પન્ન થાય છે તેનો સમાધિમાં અમુક દેવતા મારફત નિર્ણય થઈ જાય છે. પ્રાયઃ તેવા વખતે યોગીએ ભવિષ્ય કથનમાં પેસવું નહીં. દુનિયાના લોકો સ્વાર્થથી પ્રશ્ન કરે વા સેવા કરે તોપણ તેણે તેઓ તરફ લક્ષ્ય દેવું નહીં. અજાણ્યા અને ગાંડાની માફક વર્તન ચલાવી પોતાનો આગળ અભ્યાસ વધાર્યા કરવો. પોતાના કૃત્યને લોકો પાખંડ કહે ઢોંગ કહે તો પણ દુનિયાને ચમત્કાર વા પોતાની પરીક્ષા જણાવવાની બાબતમાં પડવું નહીં. પ્રસંગે મનુષ્યોને ધર્મોપદેશ આપવો હોય તો તેઓના અધિકાર પ્રમાણે આપવો. યોગ્ય અધિકારીને કંઈ જણાવવું હોય તો જણાવવું. નાસ્તિક લોકો સમાધિની વાતને ગપ માને તો કંઈ બોલવું નહીં. પોતાના અધુરા અભ્યાસમાં કોઈ પણ વિઘ્નકારક બાબતમાં પડવું નહીં. ગમે તેવી ઉપાધિઓ આવી પડે તો તેને

'નિશ્ચય દષ્ટિ હૃદય ધરીજી–જે પાળે વ્યવહાર.' એ વચન પ્રમાણે શ્રીમદે સર્વ ગ્રન્થો લખ્યા છે.

સહવી પોતાના શિષ્યોને પણ પોતાને જે જે અનુભવો થાય તે કહેવા નહીં. સદાકાળ વ્યવહારસમાધિમા રહેવા પ્રયત્ન કરવો

જો કે વ્યવહારસમાધિ એકસરખી રહેતી નથી, અમુક વખત સુધી રહે, પશ્ચાત્ સસારી બાબતોમા લક્ષ્ય લગાડવામા આવે છે તો તે વખતે વ્યવહારદશામા વર્તાય છે, પણ પુન કેવલ કુભક વગેરે પ્રાણાયામ કરી વ્યવહારસમાધિ પ્રાપ્ત કરી શકાય છે શુકલધ્યાનપ્રાપ્ય નિશ્ચયસમાધિના કેટલાક અશને વર્તમાનકાળમા અપ્રમત્ત દશાથી જ્ઞાનયોગિયો પ્રાપ્ત કરી શકે છે બ્રહ્મરન્ધ્રમા ચિત્તની સ્થિરતા થવાથી ત્યા નિશ્ચયસમાધિનો અનુભવ આવે છે સૂર્ય ઉગતા જેમ અરુણોદય થાય છે તેમ અત્ર પણ અરુણોદયસમાન નિશ્ચયસમાધિનો ભાસ થાય છે હાલમા પણ જ્ઞાનયોગિયોને નિશ્ચયસમાધિના કેટલાક અશોનો લાભ મળે છે સહજ જ્ઞાનયોગસમાધિ પ્રાપ્ત કરવા માટે સદ્ગુરુ ઉપાસનાની અત્યત આવશ્યકતા છે, સદ્ગુરુવિના કઈ પણ મળી શકે તેમ નથી કેટલાક પૂર્વભવના એતાદૃશ સસ્કાર વિહીન પુરૂષોને તો સમાધિ નામ ઉપરજ દ્વેષ આવે છે-તેનુ કારણ એ છે કે હજી તે જીવોને ભવપરિણતિનો પરિપાક થયો નથી, આત્માના શુદ્ધ ધર્મની પ્રાપ્તિ થવી મહામુશ્કેલ છે ગમે તેટલા પુસ્તકો વાચો તો પણ સદ્ગુરૂની સેવાપૂર્વક ગુરુગમ લીધા વિના સમાધિમા પ્રવેશ થઈ શકતો નથી, ગુરુગમપૂર્વક બનેલા જ્ઞાનયોગિયોવડે નિશ્ચયસમાધિને કેટલાક અશે સાધી શકાય છે

આંબો-સહકાર-વનસ્પતિ હોય છે, સાબ્રમતી-નદી-અપ્ હોય છે, છતા પરમાર્થના પથે જ તેનુ જીવન વહે છે.

## હઠયોગ અને રાજયોગનું પૂર્વે સ્વરૂપ દર્શાવ્યું તેમાં કોની વિશેષ ઉત્તમતા છે તે દર્શાવે છે.

श्लोकः

उत्तमो राजयोगश्च हठः प्रोक्तः कनिष्ठकः ।
साध्यसाधनयोगेन अपेक्षातो हठः स्मृतः ॥ ८० ॥

**શબ્દાર્થ:**—રાજયોગ ઉત્તમ છે અને હઠયોગ કનિષ્ઠ છે. હઠયોગ સાધન છે અને રાજયોગ સાધ્ય છે એમ અપેક્ષાએ સમજી લેવું.

**ભાવાર્થ:**—સર્વ દર્શનોમાં વિદ્વાનોએ રાજયોગની વિશેષત: ઉત્તમતા બતાવી છે. મનની પ્રવૃત્તિ બંધ પડે અને આત્મા પોતાના સ્વભાવે રમણતા કરે એજ રાજયોગનું લક્ષણ છે. યમ નિયમ આસન અને પ્રાણાયામ એ ચારનો બાહુલ્યથી હઠયોગમાં સમાવેશ થાય છે. જૈનદર્શનમાં પ્રતિક્રમણ વખતે કાર્યોત્સર્ગાદિનાં જે જે આસનો કરવામાં આવે છે તેનો હઠયોગમાં સમાવેશ થાય છે. વ્રત, પચ્ચખાણ, તપ, યોગવહન, ઉપધાન, વિહાર, તીર્થયાત્રા, કેશલોચ, ખમાસમણાં દેવાં, સૂત્રો બોલતી વખતે મુદ્રાઓને ધારવી, પ્રતિષ્ઠા વખતે અનેક મુદ્રાઓ ધારવી, બે વખતનું પ્રતિક્રમણ કરતાં બેસવું અને ઉઠવું, પ્રભુની દ્રવ્યપૂજા તથા ભાવપૂજા કરતી વખતે શરીરની થતી ક્રિયાઓ, દેવતાનું આવાહન અને પ્રદક્ષિણા

હેવી વગેરેનો હઠયોગમાં સમાવેશ થાય છે. અન્યદર્શનમાં બસ્તી નીલીકર્મ વગેરેનો હઠયોગમાં સમાવેશ થાય છે. હઠયોગવિના રાજયોગની પ્રાપ્તિ થતી નથી-એમ જોવામાં આવે છે.

જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ, દર્શનાવરણીય કર્મનો ક્ષયોપશમ, મોહનીય કર્મનો ઉપશમ અને ક્ષયોપશમ આદિનો રાજયોગમાં સમાવેશ થાય છે. શબ્દનય આદિ નયવડે મનાતા ધર્મનો રાજયોગમાં સમાવેશ થાય છે. સમકિતદર્શનનો રાજયોગમાં સમાવેશ થાય છે. કષાયોનો ઉપશમ આદિનો રાજયોગમાં સમાવેશ થાય છે. શરીર અને વાણીદ્વારા થતી ક્રિયાઓનો હઠયોગમાં સમાવેશ થાય છે. સાધુ અને શ્રાવકની બાહ્યધર્મની ક્રિયાઓનો હઠયોગમાં સમાવેશ થાય છે. હઠયોગ સાધનરૂપ છે અને રાજયોગ સાધ્યરૂપ છે પણ સૂચના કે સાધ્યના ઉપયોગે સાધનની સફલતા થાય છે. આત્મોપયોગશૂન્યતાએ બાહ્યધર્મની ક્રિયાઓ કે જે સાધુ અને શ્રાવકો કરે છે તેની તદ્ધેતુ અને અમૃતના ભાવવિના સફલતા થતી નથી. આત્મધર્મનું પરિપૂર્ણ જ્ઞાન કરતાં રાજયોગની દૃષ્ટિ ખુલે છે અને તેથી હઠયોગની પ્રવૃત્તિ પણ સફલ થાય છે.

**હઠયોગની ક્રિયાઓ જે પાપથી રહિત હોય તેને સાધવી જોઇએ ઇત્યાદિ પ્રસંગતઃ દર્શાવે છે.**

શ્લોકઃ

पापमुक्तक्रियायुक्तो हठः साध्यो विचक्षणैः ।
अगीतार्था विमुह्यन्ति, एकान्तपक्षधारकाः ॥ ८१ ॥

---

કાલાદિ સંયોગો લહી અવ્યક્ત વ્યક્ત જ થાય છે;
તેમ ગોટલો થાણા વિષે અંકુરથી પ્રગટાય છે.

**શબ્દાર્થઃ**—પંડિતોએ પાપથી મુક્ત એવી ક્રિયાયુક્ત હઠયોગ સાધવા યોગ્ય છે-એકાન્ત પક્ષધારક અગીતાર્થ પુરુષો હઠયોગ અને રાજયોગના સ્વરૂપમાં મુંઝાય છે.

**ભાવાર્થઃ**—આ શ્લોકનો અર્થ સાધુઓને આશ્રયી છે. પાપથી રહિત હઠયોગની ક્રિયાઓ સાધવા યોગ્ય છે; સર્વ પ્રકારના પાપથી રહિત કોઈ પણ ધર્મની બાહ્ય ક્રિયાઓ જણાતી નથી; ઉઠવામાં વાયુકાયના જીવની હિંસા થાય છે તેથી પાપ લાગે છે; બેસવામાં તેવીજ રીતે પાપ લાગે છે; ખમાસમણું દેવામાં પણ પાપ લાગે છે કારણકે તે વખતે પણ કાયયોગવડે વાયુકાયની હિંસા થાય છે; વિહારમાં વાયુકાય અને ત્રસ કાયની હિંસા પ્રાયઃ થાય છે; આ પ્રમાણે સ્થંડિલ ( ઝાડે ) જતાં પણ હિંસા થાય છે, પેસાબ કરતાં પણ હિંસા, ખાતાં પણ હિંસા, હાથ પગ હલાવતાં પણ હિંસા, ધર્મની બાહ્ય ક્રિયાઓ ગમે તેવી હોય તોપણ સાધુ અગર શ્રાવકને ઘણી નિર્જરા થાય છે તો પણ કોઈ જીવની હિંસાનું પાપ લાગે છે પણ ઘણો લાભ અને અલ્પ હાનિ જેમાં હોય તે ક્રિયા કરવા યોગ્ય છે. એમ શ્રી હરિભદ્રસૂરિએ પૂજા ષોડશકમાં કૂપના દષ્ટાન્તથી દર્શાવ્યું છે. બાહ્યધર્મક્રિયાઓમાં હિંસા કરતાં ધર્મનો લાભ વિશેષ છે. જ્યારે આમ છે ત્યારે આવી બાહ્ય ધાર્મિક ક્રિયારૂપ હઠયોગ કરવો કે નહીં કરવો ? એ પ્રશ્ન ઉત્પન્ન થાય છે. આના ઉત્તરમાં પાપમુક્ત ક્રિયાઓ હઠયોગની કરવી એમ જો કહેવામાં આવે તો સામું જણાવવાનું

કે ધર્મની બાહ્ય ક્રિયાઓ કોઈપણ એવી નથી કે જેનાથી વાયુકાય વગેરેની હિંસાનું પાપ લાગ્યા વિના રહે-ત્યારે શું કરવું ? ઉત્તરમાં કહેવાશે કે રાજયોગનું સાધ્ય લક્ષ્યમાં રાખીને હઠયોગની ક્રિયાઓ કરવી. આના ઉત્તરમા પણ એમ તો રહેવાનું કે પાપ મુક્ત ક્રિયા કરવાની મૂળ શ્લોકમા ભલામણ છે અને તમો તો ધર્મની બાહ્ય ક્રિયાઓ કે જે પાપયુક્ત છે તેને બતાવો છો, તેથી તમારો ઉત્તર મૂળ શ્લોકથી વિરુદ્ધ જાય છે તેનું કેમ ? આમ શંકાજીની શંકાના સમાધાનમા કહેવાનું કે શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે જેમાં લાભ મહાન્ છે અને હિંસા અલ્પ છે એવી ધર્મની બાહ્ય ક્રિયાઓને વ્યવહારથી પાપમુક્ત ક્રિયાઓ કહેવામાં આવે છે અને જે ક્રિયાઓમા મોટા ત્રસ જીવોની હિંસા ઘણી થાય છે અને રાજયોગરૂપ આત્મિક ધર્મનો લાભ અલ્પ પણ થતો નથી-તેવી હઠયોગની ક્રિયાઓને પાપયુક્ત કહી છે. આ પ્રમાણે જોતા યમ નિયમ આસન પ્રાણાયામ ધર્મના માટે ચાલવું બેસવું ઉઠવું વિહાર કરવો ખાવું પીવું ઝાડે જવું પેશાબ કરવો, યાત્રા કરવી, પ્રતિક્રમણ કરવું આસનો સાધવાં ઉપદેશ દેવો જ્ઞાન માટે ક્રિયાઓ કરવી દર્શન માટે જે જે ઉદ્યમો કરવા આત્મિક ચારિત્ર માટે જે જે ઉદ્યમો કરવા વૈયાવચ્ચ કરવી ગુરુને પગે લાગવું અને આહાર વગેરેનું વહોરવું-ઇત્યાદિ હઠયોગની ક્રિયાઓને પાપમુક્ત ક્રિયાઓ-અપેક્ષાએ-કહેવામાં આવે તો તેમા કોઈ જાતનો વિરોધ

ચેતન અને જડ તત્વના સંયોગથી જગ છે છતું;
સંયોગ પહેલા મેળવો ઉત્પત્તિના એવું અતું.

આવતો નથી. ગમે તેવો સાધુ હોય તો પણ બેઠાં બેઠાં પણ કાયયોગવડે શરીરથી તેને વાયુકાયની હિંસા લાગે છે પણ તે સર્વ સહજ ધર્મ રૂપ સાધ્ય માટે હોવાથી કોઇ જાતનો વિરોધ આવતો નથી. આ સંબંધીમાં ઘણું કહેવાનું છે અને આની ચર્ચામાંજ એક ગ્રન્થ બની જાય તેમ છે પણ પંડિત પુરુષો માટે આ લેખ હોવાથી તેઓ અલ્પ લેખથી ઘણું સમજશે એવું જાણી વિસ્તારથી લખ્યું નથી. અગીતાર્થ અર્થાત્ મૂર્ખ-પુરુષો કે જેઓએ યોગીગુરુકુળવાસ સેવ્યો નથી એવા અર્ધ-દગ્ધ મનુષ્યો આવી બાબતમાં મુંઝાય છે. જેઓ એકાન્ત અમુક આમજ છે અને આમ નથી, એવો એકાન્તવાદ ધારણ કરે છે તેઓના હાથમાં કંઇપણ આવતું નથી અને તેઓની સંગતિ કરનાર પણ ભ્રષ્ટ થાય છે. કેટલાક એકાન્ત હઠયોગને માને છે કેટલાક એકાન્ત રાજયોગને માને છે પણ સમજવાનું કે તેવા પુરૂષો રાજયોગ અને હઠયોગના સ્વરૂપને પરિપૂર્ણ સમજ્યા નથી. સૂક્ષ્મ બુદ્ધિથી એનું સ્વરૂપ સમજે છે તેને ધન્ય છે. કેટલાક મનુષ્યો તો હઠયોગની કેટલીક ક્રિયાઓને રાજયોગ-સહજયોગ તરીકે કુટી મારે છે અને સમાધિ વગેરેને હઠયોગ તરીકે કુટી મારીને ભોળા લોકોને આડે રસ્તે દોરવે છે તેઓ ખરેખર પોતે આડે રસ્તે જાય છે અને અન્યોને આડે રસ્તે દોરે છે.

---

**કાર્યો તણી ઉત્પત્તિમાં સંયોગ સારા મેળવો;**
**અનુભવ કરીને યુક્તિથી સંયોગ કાળે કેળવો.**

જૈનાગમની પરિપાટી વિના સમ્યગ્જ્ઞાન થતું નથી માટે એકાન્તવાદનો નાશ કરવા માટે ગુરુગમ પરંપરાએ જૈનાગમનું જ્ઞાન કરવું જોઇએ ઇત્યાદિ દર્શાવે છે.

श्लोकः

जैनागमपरीपाठात् सम्यक्श्रद्धा प्रजायते ।
सापेक्षवादबोधाच्च मिथ्याबुद्धिर्विनश्यति. ॥ ८२ ॥

**શબ્દાર્થ:**—જૈન આગમોની પરિપાટીથી, તેમજ સાપેક્ષ વાદના બોધથી, સમ્યગ્જ્ઞાન ઉત્પન્ન થાય છે અને મિથ્યાજ્ઞાનનો નાશ થાય છે.

**ભાવાર્થ:**—જૈનાગમોની પરિપાઠ વિના સાપેક્ષવાદ સમજાતો નથી અને સાપેક્ષવાદના જ્ઞાન વિના મિથ્યાત્વબુદ્ધિનો નાશ થતો નથી માટે જૈન કહેવાતા દરેક જૈનોએ જૈનાગમોનું શ્રવણ મનન કરવું જોઇએ. જૈનાગમોના જ્ઞાન વિનાના જૈનો તે ખરેખર જૈન તરીકે નથી. હાલમાં જૈનસિદ્ધાન્તોનું શ્રવણ મનન અલ્પ પ્રમાણમાં થાય છે તેથી જૈનો પોતાના સ્યાદ્વાદધર્મને પૂર્ણપણે અવલોકી શકતા નથી. દરેક વસ્તુનું સ્યાદ્વાદપણે જ્ઞાન થાય તો હઠયોગ અને રાજયોગમાં કારણ કાર્યભાવ સારી રીતે સમજી શકાય. દરેક વસ્તુના ધર્મો ક્યા ક્યા છે અને તે ક્યા ક્યા નયની અપેક્ષાએ છે તે સમજાવનાર સ્યાદ્વાદ-

---

નિયમ પ્રમાણે પાણીને પાયા થકી આંબો વધે;
નિયમ પ્રમાણે પાણીને પીવા થકી જીવન વધે.

નય છે. આત્મપદાર્થનું સંપૂર્ણ સ્વરૂપ જૈનાગમોથી સમજાય છે. સત્યજ્ઞાનના ભંડારરૂપ જૈનાગમો છે. સત્યજ્ઞાનની કુંચીઓરૂપ જૈનાગમો છે. સાયન્સ વિદ્યા યાને પદાર્થવિજ્ઞાનના ભંડારરૂપ જૈનાગમો છે. મેરુપર્વતની પેઠે ધર્મની આસ્તિકતાની સ્થિરતા ઉપજાવનાર જૈનાગમો છે. મોક્ષમાર્ગની કુંચીઓ બતાવનાર જૈનાગમો છે. સત્ય સુખના સિદ્ધાન્તને પૂર્ણ જુસ્સાથી સમજાવનાર જૈનાગમો છે. નિવૃત્તિ માર્ગનું પૂર્ણસ્વરૂપ બતાવનાર જૈનાગમો છે. સર્વધર્મમાં જે જે અંશે સત્યતા રહી છે તે તે અંશોને સ્પષ્ટપણે સમજાવનાર જૈનાગમો છે. કેવલજ્ઞાનની પૂર્ણ શોધનો છેલ્લો ચુકાદો જૈનાગમો છે. જૈનાગમોમાં પ્રતિપાદ્ય પદાર્થોનું પૂર્ણસ્વરૂપ ન સમજાય તેમાં જૈનાગમોનો દોષ નથી, કિન્તુ પોતાની સામાન્યબુદ્ધિ અધિકાર અનુભવની ખામી વગેરેનો દોષ સમજવો. જૈનાગમોનો અહર્નિશ પરિપાઠ એજ જૈનોન્નતિનું પ્રથમ પગથિયું છે. જૈનાગમોના જ્ઞાન વિના કોઈ સાપેક્ષવાદ સમજવા સમર્થ થયો નથી; કેટલાક બાળજીવો કે જે પોતાને અહંવૃત્તિથી કુતર્કના યોગે પંડિત કલ્પીને બેત્રણ બાબતોને ગમે તે રીતે જાણી લઇ જૈનાગમોનું ખંડન કરવા પોપટની પેઠે વાચાળ બની જાય છે પણ તે ખરેખર પોતાની હાંસી કરાવે છે.

જૈનાગમોનું સમ્યગ્રહસ્ય સમજાયાથી સાપેક્ષવાદ સારી રીતે અવબોધી શકાય છે. સાપેક્ષવાદને સમ્યગ્રીત્યા અવબો-

---

જ્યાં નિયમ'ના સચવાય ત્યાં પાણી ન બળ આપે કદા;
કુદરત તણાએ નિયમને ભૂલો ન ભવ્યો સર્વદા.

થતા એકાન્ત હઠવાદનો આગ્રહ છૂટી જાય છે વિસ્તારબુદ્ધિ વિના સાપેક્ષવાદ સમજી શકાતો નથી અલ્પબુદ્ધિથી સાપેક્ષ વાદ અલ્પપણે સમજાય છે અને વિશેષબુદ્ધિથી સાપેક્ષવાદ વિશેષપણે અવબોધાય છે જેમ જેમ શ્રુતજ્ઞાન વૃદ્ધિ પામે છે તેમ તેમ સાપેક્ષવાદનો અનુભવ વૃદ્ધિ પામે છે અને જેમ જેમ સાપેક્ષવાદ અવબોધાતો જાય છે તેમ તેમ મિથ્યાત્વબુદ્ધિ નષ્ટ થતી જાય છે અને તેમ તેમ સમ્યગ્જ્ઞાનનો પ્રકાશ વધતો જાય છે જેમ જેમ સાપેક્ષજ્ઞાનનો પ્રકાશ વધતો જાય છે તેમ તેમ દુરાગ્રહનુ તામસ વિલય પામતુ જાય છે અને સત્ય જ્ઞાનનો પ્રકાશ વધતો જાય છે તેથી સર્વવસ્તુઓ અપેક્ષાએ તત્તદ્ધર્મવિશિષ્ટ જણાય છે અને પોતે કોણ છે તે પણ બરાબર સમજાય છે

**સાપેક્ષવાદથી સમ્યગ્જ્ઞાન થતાં આત્માના પણ જે જે ભેદો હોય છે તે સાપેક્ષવાદી જાણી શકે છે તેથી તે પરાત્મપદ માટે યત્ન કરે છે માટે સાપેક્ષવાદાનતર આત્માના ભેદો દર્શાવે છે.**

શ્લોક

**ત્રિધાત્માનં વિજાનાતિ, બહિરાત્માદિભેદતઃ ।**
**પરાત્મસાધ્યસિદ્ધ્યર્થં સમ્યગ્દૃષ્ટિઃ પ્રવર્ત્તતે ॥ ૮૩ ॥**

**શબ્દાર્થ**—અનેકાન્તવાદી, આત્માના બહિર અન્તર અને

નિજ આત્મ ઘટમા પાણીને ભરીને જ પાઓ સવ ને,
તેમા જ ,શિક્ષા ધારજો વહેશો નહીં ઘટ ગવ ને.

પરમ એ ત્રણ ભેદોને જાણે છે અને પરમાત્મપદ શુદ્ધપદ સાધ્યની સિદ્ધિ અર્થે સમ્યગ્દૃષ્ટિ પ્રવર્તે છે.

**ભાવાર્થ**—બહિર આત્મભાવ તે બહિરાત્મા, કાયાદિથી ભિન્ન વસ્તુરૂપે આત્માનું જ્ઞાન જેને થાય છે એવો સમ્યગ્દૃષ્ટિ અન્તરાત્મા કહેવાય છે અને કેવલજ્ઞાનાદિ જેનામાં ઉત્પન્ન થયાં છે તે પરમાત્મા કહેવાય છે. પરિપૂર્ણ શુદ્ધ પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ એજ સાધ્ય વસ્તુ છે. પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ વિના જન્મ જરા અને મરણનાં દુઃખો વારંવાર ભવોભવમાં ભોગવવાં પડે છે; કદી તેનો અન્ત આવતો નથી માટે સમ્યગ્દૃષ્ટિ જીવ પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે છે. ગમે તે રીતે પણ સંસારહેતુઓનો નાશ કરી સહજ સ્વરૂપની પ્રાપ્તિ કરવી એ જ તેના હૃદયમાં સ્ફુરે છે અને તેથી યથાશકિત પરમાત્મપદ પ્રાપ્તિ માટે સમ્યગ્દૃષ્ટિ પ્રવૃત્તિ કરે છે. ભૂખ્યાને ભોજનની જેવી ઇચ્છા હોય છે, તૃષાતુરને જલની જેવી ઇચ્છા હોય છે, તેવીજ રીતે સમ્યગ્દૃષ્ટિને પરમાત્મપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા રહે છે.

**સમ્યગ્દૃષ્ટિના મનમાં પરમાત્મપદની ઇચ્છા અતિ પ્રબળતાથી જાગ્રત્ થતાં તે શું કરે છે તે જણાવે છે.**

श्लोकौ

संयतश्राद्धधर्मे च यथाशक्ति प्रवर्तते ।
ज्ञानादीनां समाचारान् गृह्णाति विधितः स्वयम् ॥ ८४ ॥

અનુભવ તણા કુવા ઘણા પાણી ભર્યાં જગ જાણવા;
તેમાં થકી ઘટમાં ભરો નિજ શક્તિ પાણી આણવા.

अनन्तदुःखदावाग्नौ संसारे हि सुखं कुतः ?
कुटुम्बादिममत्वं च केवलं दुःखकारणम् ॥ ८५ ॥

**શબ્દાર્થ:**—સમ્યગ્દૃષ્ટિ ભવ્ય જીવ પોતાની શક્તિ પ્રમાણે શ્રાવક અગર સાધુના ધર્મમાં પ્રવૃત્તિ કરે છે અને જ્ઞાનાચાર દર્શનાચાર ચારિત્રાચાર તપઆચાર અને વીર્યના આચારોને પોતે વિધિથી ગ્રહણ કરે છે. તે મનમાં એમ જાણે છે કે અનન્તદુ:ખથી બળતા અગ્નિસમાન એવા આ સંસારમા ક્યાંથી સુખ હોય ? અલબત હોય નહીં તેમજ કુટુંબ વગેરેનું મમત્વ કેવલ દુ:ખનું કારણ છે એમ જાણે છે.

**ભાવાર્થ:**—સમ્યગ્દૃષ્ટિ ભવ્ય જીવ પોતાની જાગ્રત્ થએલી શક્તિનું ઉલ્લંઘન કરતો નથી કારણકે તેને સંસાર–બંધનમાંથી છૂટવાનું જ લક્ષ્ય હોય છે. સમ્યગ્દૃષ્ટિ પોતાની શક્તિ પ્રમાણે સાધુનો અગર શ્રાવકનો ધર્મ અંગીકાર કરે છે. પાંજરામાં પૂરેલો સિંહ બહાર નીકળવા જેવો પ્રયત્ન કરે તેના કરતાં અધિક પ્રયત્નો સમ્યગ્દૃષ્ટિ જીવ કરે છે. જેટલી પોતાની શક્તિ પ્રકટી હોય તે પ્રમાણે આગળ ને આગળ ચઢવાને ઉત્સાહથી પ્રયત્ન કરે છે. પોતાનાથી બનતાં એવાં જૈનધર્મની ઉન્નતિનાં કાર્યોને સદાકાળ કરે છે. ધાર્મિક જીવન ગાળે છે અને જગતના ભલા માટે યથાશક્તિ પ્રયત્ન કરે છે. જ્ઞાન દર્શન ચારિત્ર તપ અને વીર્ય શક્તિને ખીલવવાના આચારોને સદાકાળ અત્યંત પ્રેમથી આચરે છે.

---

આંબા સમો આત્મા કહ્યો પાણી વડે પોષો ખરે;
પાણી વિના ભારત બની નિર્જીવ જગને કરગરે.

અનન્ત દુઃખથી બળતા અગ્નિસમાન એવા સંસારમાં તેને કોઈપણ ઠેકાણે સુખ ભાસતું નથી; સંસારની દશાને સંસારપણે દેખે છે, અર્થાત્ સ્ત્રી પુત્ર ભાઈ માતા પિતા આદિથી બાહ્ય એવા ધન વૈભવ આદિમાં મમત્વ કરવું તેજ દુઃખનું કારણ છે એમ તેને ભાસે છે; જો કે જ્યાંસુધી ગૃહાવાસમાં રહે છે ત્યાંસુધી કુટુંબાદિનું પોષણ કરે છે, ધનાદિક માટે અનેક પ્રકારના વ્યાપાર વગેરે કરે છે, સંસારવ્યવહાર પ્રમાણે પોતાનો અધિકાર સચવાય તેમ વર્તે છે પણ કુટુંબાદિમાં અહં અને મમત્વથી બંધાતો નથી; સંસારમાં તેનું જીવન ખરેખર આદર્શ પુરુષની પેઠે સર્વ લોકોને અનુકરણીય થઈ પડે છે. સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય અહં અને મમત્વભાવ વિના જગત્નાં કાર્યો ગૃહસ્થના અધિકાર પ્રમાણે કરે છે અને લોક વિરુદ્ધનો ત્યાગ કરે છે.

## ગૃહસ્થાવાસમાં રહેલ સમ્યગ્દૃષ્ટિ મનુષ્યોનાં નીચે પ્રમાણે લક્ષણો છે.

૧ જેમ ધાવમાતા બાળકને રમાડે છે પણ તેમાં લેપાતી નથી તેમ ગૃહસ્થવર્ગ સંસારનાં વ્યાવહારિક કૃત્યો કરે છે તોપણ તેમાં અહંમમત્વથી લેપાતો નથી.

૨ ગૃહસ્થના અધિકાર પ્રમાણે જે જે કૃત્ય કરવાનાં હોય છે તે કરે છે અને ગૃહસ્થપણાના દરજ્જાને શોભાવે છે.

૩ ગ્રહણ કરેલ વ્રતોનું યથાશક્તિ આરાધન કરે છે.

૪ દેવ, ગુરુ અને ધર્મતત્ત્વોનું સારી રીતે જ્ઞાન સંપાદન કરે છે.

૫ જૈનધર્મનાં તત્ત્વોનો જગતમાં ફેલાવો કરે છે. સર્વ મનુષ્યોને પોતાના બંધુસમાન ગણીને તેઓના આત્માનો ઉદ્ધાર કરવા પ્રયત્ન કરે છે.

૬ સાધુવર્ગની યથાશક્તિ ભક્તિ કરે છે. ધર્મના માટે પ્રાણની પણ દરકાર કરતો નથી.

૭ કોઇની પ્રાણાંતે પણ નિન્દા કરતો નથી. પ્રાણાંતે પણ ગંભીર ગુણનો ત્યાગ કરતો નથી.

૮ ધર્મનો ફેલાવો કરવા માટે તન મન પ્રાણ અને ધનની આહુતિ આપે છે.

૯ અહર્નિશ સાધુના ગુણોને પ્રાપ્ત કરવા ભાવના ભાવ્યા કરે છે અને અવસર આવે સાધુ પણ બને છે.

૧૦ ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર વર્ગનું પરસ્પર એકબીજા વર્ગને બાધ ન આવે તેવી રીતે આરાધન કરે છે.

૧૧ પોતાનો અધિકાર તપાસી પ્રવૃત્તિ કરે છે અને દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવને સારી રીતે જાણી શકે છે અને ધર્મી પુરુષોને ધર્મનું પૂર્ણ રહસ્ય આપે છે; આ પ્રમાણે લક્ષણોને ધારણ કરે છે.

૧૨ જલમાં કમલ રહે છે પણ જેમ નિર્લેપ રહે છે તેમ સર્વ

મળતા પ્રકારો નવનવા ત્યાં આત્મવૃદ્ધિ થાય છે,
અનુભવ ગ્રહીને યોગીઓ પ્રગતિને પંથે ધાય છે.

કાર્યો કરતાં નિર્લેપ રહે છે તે સુખ મળતાં હર્ષને કરતો નથી અને દુઃખની વેળામાં શોક કરતો નથી. પોતાનું કર્તવ્યકાર્ય સદાકાળ કરતો જ રહે છે. સાંસારિક પદાર્થોમાં હું અને મારૂં કલ્પતો નથી છતાં ગૃહસ્થધર્મને યોગ્ય એવા પદાર્થોની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે છે. સદાકાળ સત્યનો પક્ષ કરે છે અને અસત્યને અસત્ય તરીકે માને છે. સદાકાળ ગૃહસ્થ શ્રાવક ગુણાનુરાગ દૃષ્ટિને ધારણ કરે છે. ધર્મની ઉન્નતિ માટે અનેક પ્રકારનાં દુઃખો વેઠીને પણ જિંદગીનો ભોગ આપે છે. અનેક પ્રકારનાં અપમાન અપયશ વગેરે સંકટો પણ સહન કરી પોતાનું કાર્ય કરતો રહે છે; કદાપિ બીકણની પેઠે પાછો પગ ભરતો નથી. સંસારમાં અહંમમત્વથી બંધન છે; તે વિના અન્તરંગ કોઈ બંધન નથી એમ જાણે છે.

## સમ્યગ્દૃષ્ટિ આત્માની દશા બતાવે છે.

શ્લોકાઃ

रागद्वेषादिसंयुक्तं मनः संसार उच्यते ।
रागद्वेषवियुक्तत्वात् मनो मोक्षस्य कारणम् ॥ ८६ ॥
यावन्तो मोहसम्बन्धा-स्तावन्तो दुःखहेतवः ।
स्वर्गेऽपि दुःखदावाग्नि-रहो मोहस्य चेष्टितम् ॥ ८७ ॥
क्षणिकेषु पदार्थेषु औदासीन्यं प्रवर्त्तते ।
रागादि हेतवो ये ये ते ते वैराग्यहेतवः ॥ ८८ ॥

सर्वे बन्धुसमा जीवा, न मे वैरी न मे प्रियः ।
शुद्धानन्दस्वरूपोऽहं निराकारस्वरूपवान् ॥ ८९ ॥

**શબ્દાર્થઃ**—રાગદ્વેષ સંયુક્ત મનજ સંસાર છે. રાગદ્વેષના વિયોગથી મનજ મોક્ષનું કારણ છે. જેટલા મોહના સંબંધો છે તેટલા દુઃખના હેતુઓ છે. અહો ! મોહનું કેવું ચેષ્ટિત છે કે જેથી સ્વપ્નમાં પણ દુઃખદાવાગ્નિ ભાસે છે. જ્ઞાનવંત આત્માર્થીને ક્ષણિક પદાર્થોમાં ઔદાસીન્ય ભાવ રહે છે. અને જે જે રાગાદિ હેતુઓ છે તે તે જ્ઞાનીને વૈરાગ્યતા હેતુઓપણે પરિણમે છે. જ્ઞાનીને સર્વ જીવો પોતાના બન્ધુ સમાન ભાસે છે; તેના મનમાં એમ આવે છે કે મ્હારો કોઈ વૈરી નથી અને મ્હારો કોઈ પ્રિય નથી; હું શુદ્ધાનન્દસ્વરૂપમય છું તેમજ નિરાકાર સ્વરૂપવંત છું એમ આત્મજ્ઞાની વિવેકથી વિચારે છે.

**ભાવાર્થઃ**—સમ્યગ્દૃષ્ટિ જીવ વિચારે છે કે મનમાં રાગદ્વેષ જ્યાં સુધી ઉત્પન્ન છે ત્યાં સુધી જ સંસાર છે. જ્યારે મનમાંથી રાગ અને દ્વેષનો ક્ષય થાય છે, ત્યારે તે મનજ મોક્ષના હેતુભૂત થાય છે. રાગદ્વેષ રહિત મનવડે આત્મા તથા પરમાત્માનું ધ્યાન થાય છે. નિર્વિષ થએલો સર્પ જેમ કોઈને કરડે છે તો ઝેર ચઢતું નથી, તેમ રાગદ્વેષરહિત મન ગમે તે કાર્ય કરે છે તો પણ તેથી સંસારમાં બંધાવાનું થતું નથી. મનમાં ઉત્પન્ન થએલી અહંમમત્વની બુદ્ધિ તે જ સંસારમાં

બંધનનું કારણ છે. જગતમાં અહંમમત્વના સંબંધોની કલ્પના મનમાંથી ઉઠે છે અને મનજ શુભ અને અશુભની કલ્પના કરીને હર્ષ શોક ધારણ કરે છે; જો પ્રતિષ્ઠામાં મન બંધાયું તો પ્રતિષ્ઠાનો નાશ થતાં મનમાં શોક ઉત્પન્ન થાય છે અને તેની અસર આત્મા પર થાય છે; જો મનમાં કીર્તિ અને અપકીર્તિની સંજ્ઞા ઉત્પન્ન થઇ તો કીર્તિનો લોભ અને અપકીર્તિનો સદાકાળ ભય રહે છે અને તેથી સંસારમાં બંધન થાય છે; જો મનમાં રાગની કલ્પના ઉત્પન્ન થઈ તો રાગના લીધે અનેક શોક વગેરેની સ્ફુરણા થાય છે અને સંસારમાં બંધન થાય છે. જો મનમાં જગતના પદાર્થો પર ઇષ્ટપણાની કલ્પના ઉત્પન્ન થઈ તો અન્ય પદાર્થો પર અનિષ્ટપણાની કલ્પના થતાં તુરત દ્વેષની ઉત્પત્તિ થાય છે; અર્થાત્ રાગ અને દ્વેષ સંયુક્તે પોતેજ જગતમાં બંધાય છે. જે જાણવાથી જે ભણવાથી અને જેનું સ્મરણ કરવાથી, રાગ દ્વેષ ઈર્ષ્યા નિન્દા અને ઇષ્ટાનિષ્ટપણું વગેરેની મનમાં વિશેષતઃ કલ્પના ઉઠે તેજ અવિદ્યા–તેજ મિથ્યા જ્ઞાન છે. મનની કલ્પનાથી ભય ઉત્પન્ન કરનાર પોતેજ છે. તેમજ મનની કલ્પનાથી સંસારને સારરૂપ કલ્પનાર પણ પોતેજ છે. અમુક મ્હારા મિત્રો છે એ પણ મનની કલ્પના છે. આત્મા તો સર્વને પોતાના સમાન ગણે છે. અમુક મ્હારા દુશ્મન છે એ પણ મનની કલ્પના છે; કારણ કે જેના ઉપર દુશ્મનની કલ્પના કરીએ તે દુશ્મનરૂપે લાગે છે અને તેજ પુનઃ મિત્રની કલ્પના કરતાં મિત્રરૂપે લાગે

મૂળો વિષે જે પાણી તે હાં! પહોંચતું સહુ અંગને;
મૂળો વિષે પાણી ધરી રાખો સદા નિજ રંગને.

છે. પોતાનામાં સ્ત્રીની કલ્પના કરતાં સ્ત્રીના જેવા હાવભાવો પ્રગટી નીકળે છે તેમજ પુરૂષની કલ્પના કરતાં પુરૂષના હાવભાવો પ્રગટી નીકળે છે; વસ્તુતઃ જોતાં એ સર્વ મનનો પ્રપંચ લાગે છે; મનના પ્રપંચને આત્માનો કલ્પી આપણે સર્વ ઉપાધિયોનો બોજો ખરેખર આત્મા ઉપર નાખીએ છીએ: પણ અન્તર દૃષ્ટિથી વિચારીએ છીએ તો અહંતા અને મમતાનાં વાદળોની ઘટા વિખરાઈ જાય છે; આત્મા પોતાનાજ સ્વરૂપે ભાસે છે. સર્વ વસ્તુ જાણનાર જ્ઞાન છે, પણ જાણતાં જે રાગદ્વેષ ઉઠે છે તે મોહનો ધર્મ છે; સર્વ વસ્તુઓને દેખવી એ દર્શનનો ધર્મ છે, પણ સર્વને દેખતાં જે રાગદ્વેષ થાય છે તે મનમાં ઉઠેલી મોહની કલ્પના છે; અનેક પ્રકારની પદવીઓની કલ્પના પણ મનમાંથી ઉઠે છે અને તે પદવીઓનો નાશ થતાં મનમાં જ પુનઃ શોકની કલ્પના ઉઠે છે. તવંગરની કલ્પના પણ મનમાંથી ઉઠે છે અને ગરીબની કલ્પના પણ મનમાંથી ઉઠે છે. માનની કલ્પના પણ મનમાંથી ઉઠે છે અને અપમાનની કલ્પના પણ મનમાંથી ઉઠે છે; આત્માને તો માન કે અપમાન કાંઈ પણ નથી. જાતિની કલ્પના પણ મનમાંથી ઉઠે છે અને ભ્રષ્ટતાની કલ્પના પણ મનમાંથી ઉઠે છે. જગતમાં સારા અને ખોટા સર્વ વ્યવહારોને મન કલ્પે છે અને પોતેજ તેમાં બંધ પામે છે. કુટુંબ ઘર અને ધનને પણ પોતાનું કલ્પનાર મન છે અને તેથી જેટલું જેટલું મને પોતાનું કલ્પ્યું હોય છે તેનો તેનો નાશ થતાં, મનજ દુઃખના સાગરમાં ગરકાવ થઈ જાય છે. અહો ! મનનોજ આ

જ્યાં મૂળમાં નિર્બળપણું, ત્યાં હાથમાં નિર્બળપણું;
એ વાક્યને મનમાં ધારીને, ચિંતન કરો મનમાં ઘણું.

સર્વ પ્રપંચ લાગે છે. મનના તાબામાં જ્યાંસુધી આત્મા છે ત્યાંસુધી મનની અસર આત્માને થાય છે; પણ મનની આવી કલ્પનાથી જ્યારે આત્મા દૂર રહે છે ત્યારે આત્મા ખરેખર મનની કલ્પનાનો નાશ કરે છે અને પોતે સ્વતંત્ર બને છે; અર્થાત્ મનની જે જે કલ્પનાઓ પ્રથમ જગત્‌માં ઉઠેલી હતી તેને આત્મા પોતાની માનતો નથી અને દુનિયા મનના ધર્મને લઈ જે જે કહે-તે આત્મા પોતાને કહે છે એમ માનતો નથી. કોઈ મનુષ્ય કહે કે તારી આબરૂ ગઈ ત્યારે મનની કલ્પનાને જીતનાર આત્મા વિચારે કે આબરૂ એ હું શુદ્ધ આત્મા નથી; કોઈ કહે કે ત્હારૂં ઘર બળી ગયું, ત્યારે શુદ્ધ આત્મા વિચારે કે, મારૂં કાંઈ બળે નહીં, હું શસ્ત્રથી છેદાઉં નહીં, જલથી ભિંજાઉં નહીં, અગ્નિથી બળું નહીં, મ્હને દુનિયાની પણ અસર થઈ શકે નહિ. મ્હને કીર્તિની કલ્પના વા અપકીર્તિની કલ્પના કંઈ પણ અસર કરવા સમર્થ થતી નથી. અનેક પ્રકારના દોષોના આરોપની જો દુનિયા મારા પર કલ્પના કરે તો તે કલ્પનાઓનો કલ્પનાર હું નથી અને તે મ્હારો શુદ્ધ ધર્મ નથી; તો મ્હારે શામાટે પૂર્વોક્ત કલ્પનાને આશામાં માનવી જોઇએ? અલબત્ત ન માનવી જોઇએ. મને જે ઇષ્ટપણાની વા અનિષ્ટપણાની કલ્પના કરી છે તે હું આત્મા નથી અને તેમાં મારૂં કંઈ પણ નથી. આ પ્રમાણે આત્મા શુદ્ધ જ્ઞાનથી વિચારે છે ત્યારે મનમાં ઉઠેલી સર્વ રાગદ્વેષની કલ્પનાનો ક્ષય થઇ જાય છે અને આત્માની શક્તિના પ્રતાપે મન

પણ આત્માના તાબામાં રહે છે અને તે આત્માના સમ્મુખ રહીને આત્માના ગુણોનું સ્મરણ કરે છે-તેથી મન મોક્ષનું કારણ બને છે.

જ્યાંસુધી પ્રારબ્ધ કર્મની પ્રબલતા છે, ત્યાંસુધી આવશ્યક કાર્યોને કરવા પડે છે પણ મન તેમા બંધાતું નથી, કારણ કે આત્માની શક્તિના પ્રતાપે મન રાગદ્વેષની કલ્પના કરવાને સમર્થ થતું નથી મનમા જ્યાંસુધી મોહના હેતુઓથી મોહનો ઉદય થાય છે ત્યાંસુધી જાણવું કે આત્માની શક્તિની અસર મન પર થઈ નથી. જેટલા મોહના સંબંધો છે તેટલા દુખના હેતુઓ છે. સ્વપ્નમા પણ મોહના સંબંધવડે મનમા દુખરૂપ બળતો અગ્નિ ભાસે છે-એવો મોહનો સંબંધ કોણ મનુષ્ય ઇષ્ટ ગણી શકે? અલબત કોઇ પણ ઇષ્ટ ગણી શકે નહીં.

જ્યારે આત્મા પોતે પોતાને ઓળખે છે અને મનમા ઉઠેલા મોહના સંબંધોને દુખરૂપે જાણે છે ત્યારે તે તે મોહના સંબંધોમા આવતા છતા પણ મોહના એટલે રાગદ્વેષના હેતુઓને વૈરાગ્યરૂપે પોતે પરિણમાવી શકે છે. જ્ઞાનીને આશ્રવના હેતુઓ ખરેખર સંવરના હેતુઓપણે પરિણમે છે અને અજ્ઞાનીને સંવરના હેતુઓ પણ આશ્રવરૂપે પરિણમે છે-એમ સિદ્ધાન્તોમા કહ્યુ છે આત્મા મનના ઉપર કબજો મેળવે છે ત્યારે તે જ્ઞાનના પ્રતાપે રાગ અને દ્વેષના હેતુઓને પણ વૈરાગ્યરૂપે પરિણમાવે છે જ્ઞાનીને દુખ પડતા વૈરાગ્ય વધે છે

તરીકે ગણી કરે છે પણ તેમાં હું તુંની કલ્પના કરતો નથી. તેવો જ્ઞાની નિર્લેપ રહીને વિશેષતઃ સર્વનું ભલું કરવા સમર્થ થાય છે. દ્રવ્ય ક્ષેત્ર કાલ અને ભાવ પ્રમાણે ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવા માટે ઉચ્ચ પ્રકારના વિવેકને ગ્રહણ કરે છે. સર્વ પ્રકારનાં કાર્યોમાં લાભ અને અલાભની તરતમતા જાણી શકે છે. પારમાર્થિક જીવન ગાળવા માટે બને તેટલો નિષ્કામપણે આત્મભોગ આપે છે. જ્ઞાન દર્શન અને ચારિત્રની ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરવા સદાકાલ આત્મોપયોગમાં રમે છે ગૃહસ્થ ધર્મમાં રહ્યો હોય તો ગૃહસ્થના અધિકાર પ્રમાણે સર્વ બાબતોમા વર્તે છે અને સાધુધર્મ અંગીકાર કરે છે તો સાધુના અધિકાર પ્રમાણે વર્તે છે; સદ્‌ગુણો તરફ દૃષ્ટિ રાખે છે અને દુર્ગુણોને ટાળવા માટે પ્રયત્ન કરે છે. ગુણાનુરાગ દૃષ્ટિથી સર્વત્ર–સર્વથા–સર્વ મનુષ્યોના ગુણોને ગ્રહણ કરે છે. જગત્‌ના આક્ષેપો સહન કરવા શૂરવીર બને છે અને મનમાં અત્યંત ધૈર્ય ધારણ કરે છે.

હું શુદ્ધાનન્દ સ્વરૂપમય પોતે છું એમ નિશ્ચય કરે છે. જેથી દુઃખ થાય વા સુખ તે હું નથી, દુઃખ એ આત્માનો શુદ્ધ ધર્મ નથી માટે દુઃખની કલ્પના કરવાનું જ્ઞાનીને કંઇ પણ પ્રયોજન જણાતું નથી. જે જે વખતે દુઃખ વા શોક થાય તે તે વખતે જાણવું કે મનનું જોર વિશેષ છે અને આત્મા પોતે મનના તાબામાં વર્તે છે તેમજ જે જે વખતે

ઉત્સુક થયો છું એમ નિશ્ચય કરે છે. મ્હારા સહજ સ્વરૂપમાં સુખાનન્દમહોદધિ છે એમ અનુભવ કરે છે અને જ્ઞાનાદિ સર્વ સદ્ગુણો પોતપોતાના સ્વરૂપે મ્હારામાં વર્તે છે એમ નિશ્ચય કરે છે.

**ભાવાર્થઃ**—હું શુદ્ધ પદને ઇચ્છું છું અને એજ મ્હારૂં શુદ્ધ કર્તવ્ય છે; જ્યારે ત્યારે પણ એજ અવશેષ કાર્ય કરવાનું છે; છેલ્લામાં છેલ્લી એજ મારી ઇચ્છા છે; પશ્ચાત્ કોઈ પણ ઇચ્છા નથી; હું મ્હારા સ્વરૂપમાં રમણતા કરૂં ઇત્યાદિ જ્ઞાની વર્તમાનકાલમાં નિશ્ચય કરે છે. ભૂતકાળમાં જે થયું તે હાલ નથી. ભવિષ્યમાં જે થવાનું છે તે હાલ નથી; વર્તમાનકાળ સુધર્યાથી ભવિષ્યકાળ સુધરે છે અને વર્તમાન બગડ્યાથી ભવિષ્યકાળ બગડે છે; માટે જ્ઞાની પોતાની ઇચ્છા વર્તમાનને અવલંબીને કરે છે—તે ખરેખર યોગ્યજ છે. સ્વાભાવિક સુખપ્રદ પદની કોણ ઈચ્છા ન કરે? અલબત્ત સર્વ મનુષ્યો કરે છે. કોઇને પૂછો કે ભાઈ! ત્હને મુક્તિ વ્હાલી લાગે છે? ત્યારે તે કહેશે કે હા મ્હને મુક્તિ વ્હાલી લાગે છે. મુક્તિના સમાન અન્ય કોઈ ઉત્કૃષ્ટ સ્થાન નથી. ખરેખર મુક્તિના સમાન કોઈ નથી. શુદ્ધાત્મપદ પ્રાપ્ત કરવાની ઇચ્છા થવી મહાદુર્લભ છે; કોઈ યોગ્ય મુમુક્ષુને તેની ઇચ્છા થાય છે. સર્વ મનુષ્યો પોતાની બુદ્ધ્યનુસાર મુક્તિ ઇચ્છે છે પણ તેમાં દૃષ્ટિના ભેદે ઘણા ભેદ પડે છે; જ્ઞાની પુરુષ દૃઢ સંકલ્પ કરે છે કે સર્વ કર્મનો નાશ

કરવા માટે યથાશક્તિથી ઉદ્યમ કરવો; કારણ કે અનન્ત સુખનો દરિયો હું છું માટે મારું સ્વાભાવિક સુખ મારે પ્રાપ્ત કરવું જોઇએ. મ્હારા જ્ઞાનાદિ ગુણો સર્વ પોતાના સ્વભાવે વર્તે છે તેને તત્ તત્ કર્માવરણોને ટાળી પ્રગટ કરવા જોઇએ. અસત્‌નો ઉત્પાદ થતો નથી અને સત્‌નો નાશ થતો નથી મારા આત્માના સર્વે ગુણો સત્‌રૂપે છે; ગમે તેટલા તેના ઉપર આવરણો આવે તો પણ તે પોતાનું રૂપ ત્યાગતો નથી. આત્મા જ્યારે ત્યારે પણ પોતાના ગુણોને પ્રકટ કરી મહાન્ બનવાનો છે–આત્માના અનન્તગુણોને આત્મા પોતાના સ્વભાવમા રમણતા કરી પ્રકટ કરવાનો છે, માટે જ જ્ઞાની કહે છે કે હું તે ગુણોને પ્રકટ કરવા ઉત્સુક બન્યો છું.

**જ્ઞાની મહાત્મા પોતાના ગુણોની પ્રકટતા કરવા માટે કઇ દશાથી જગત્‌માં કાર્યો કરતો છતો વર્તે છે–તે જ્ઞાની પોતાના ઉદ્‌ગારોથી જણાવે છે.**

શ્લોક.

साक्षीभूतो विपश्यामि स्फुरन्त्यादर्शवन्मयि ।
निर्लेपः सन् पदार्थेषु प्रवर्त्ते स्वाधिकारतः ॥ ९२ ॥

**શબ્દાર્થઃ**—સર્વ પદાર્થોને હું સાક્ષીરૂપે દેખું છું અને મારામા સર્વ પદાર્થો આદર્શની પેઠે ભાસે છે. સર્વ પદાર્થોમાં

જે ધર્મમા વા સંઘમાં વા રાજ્યમાં સ્તંભો સમા,
આદર્શ પુરૂષો હોય છે ત્યાં અન્યના ના કંઈ તમા

નિર્લેપ થયો છતો સ્વાધિકારવડે જગતમાં પ્રવર્તું છું અર્થાત્ આવશ્યક કાર્યસેવામાં રહું છું.

ભાવાર્થઃ—સર્વ પદાર્થોને સાક્ષીરૂપવડે દેખવા એ મહા-આદર્શ પુરૂષનું કાર્ય છે-સર્વ પદાર્થોને બોધવડે સાક્ષીપણે રહી જાણવા અને તેમાં લેપાવું નહિ એ કંઈ સાધારણ કાર્ય નથી. આવી જ્ઞાનની ઉત્કૃષ્ટ દશા પ્રાપ્ત કરતાં ઘણો સમય જોઇએ, તેમજ ઘણો જ્ઞાનાભ્યાસ જોઇએ, તેમજ જ્ઞાન થયા બાદ દરેક પ્રકારના પદાર્થોનો ઘણો અનુભવ જોઇએ; સર્વ પ્રકારની મનઃશાળાનો અનુભવ લઈ આગળ વધવું જોઈએ. શબ્દશાસ્ત્ર, વા ન્યાયશાસ્ત્રની કેટલીક યુક્તિયોથી કંઇ સંપૂર્ણ જ્ઞાનદશા પ્રાપ્ત થતી નથી. જ્ઞાનની પ્રાપ્તિ માટે શુદ્ધ હૃદય કરવું જોઇએ. હૃદયની શુદ્ધતા વિના ઉત્તમ જ્ઞાન હૃદયમાં પ્રકાશતું નથી. નવતત્ત્વ અને ષડ્દ્રવ્યનું ઉત્તમ પ્રકારે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. અધ્યાત્મજ્ઞાનમાં ઉંડા ઉતરવું જોઇએ. આવી રીતે જ્ઞાન સંપાદન કર્યું હોય છે તોપણ તેને શ્રદ્ધા અને અનુભવમાં મૂકવું પડે છે; કારણ કે શ્રદ્ધાવિનાનું જ્ઞાન ઉત્તમ કાર્ય કરી શકતું નથી. જ્ઞાન પ્રાપ્ત થયું તોપણ સંસારના સંબંધમાં જે જે કષ્ટો દુઃખો અને ઉપાધિયો આવી પડે છે તેના સામું જે જ્ઞાન પોતાના બળથી ટકી રહે છે—તે જ્ઞાન ઉત્તમ અનુભવ પ્રાપ્ત કરવા માટે યોગ્ય થયું એમ કહેવાય છે.

સર્વ પ્રકારના પદાર્થો દેખતાં અને જાણતાં આત્મા તેમાં

---

**સ્તંભો વિના પ્રાસાદ નહીં ને ઘર નહીં અનુભવ કરો;**
**સ્તંભો રહે કાયમ સદા એવા ઉપાયો અનુસરો.**

લેપાવો જોઈએ નહીં—એવી જ્ઞાનની જે દશા તે ઉત્તમ દશા કહેવાય છે. સ્ત્રી ધન અને પુત્રાદિમાં રાગ થાય નહિ અને દુઃખકર વસ્તુઓ પ્રતિ દ્વેષ થાય નહીં—અર્થાત્ રાગ અને દ્વેષકારક સ્ત્રી શત્રુ વગેરેનો સંબંધ છતા પણ તેમાં જ્ઞાનબળવડે રાગ પણ ન થાય અને દ્વેષ પણ ન થાય તથા પોતાના અધિકાર પ્રમાણે વર્તી શકાય—એવી જ્ઞાનની ઉત્તમ દશા તો કોઈ વિરલા પુરુષો પ્રાપ્ત કરી શકે છે. જેમ આદર્શ (અરીસા)માં લાલ વસ્તુઓનું તેમજ કાળી વસ્તુઓનું પ્રતિબિંબ પડે છે—એટલે જેવી વસ્તુ સામે હોય તેવું પ્રતિબિમ્બ પડે છે—પણ તેથી આરીસાને તો માત્ર સાક્ષીપણું છે; આરીસો કંઈ લાલ વસ્તુ પર રાગ કરતો નથી તેમજ કાળી વસ્તુનું પ્રતિબિમ્બ પડયું તેથી કાળી વસ્તુ પર દ્વેષ પણ કરતો નથી; તેમ ઉત્તમ જ્ઞાનદશાધારક મહાત્મા સર્વ વસ્તુઓને સાક્ષીવટે દેખે છે અને આદર્શવત્ જાણે છે, તોપણ પોતાના અધિકાર પ્રમાણે સર્વ કાર્યોને કરે છે. તે દશ્ય જ્ઞેય કાર્યોમાં રાગદ્વેષ કરતો નથી. આવી જ્ઞાનની ઉત્તમ દશાવાળો પુરુષ કહે છે કે હું સર્વ પદાર્થોને સાક્ષીરૂપે દેખું છું અને તે પદાર્થોનો અનુભવ કરું છું પણ તેથી રાગદ્વેષ કરતો નથી—અર્થાત સર્વ વસ્તુઓને જાણું છું તોપણ તટસ્થ સાક્ષીરૂપે રહેવાથી રાગાદિથી મુંઝાતો નથી; સર્વ પદાર્થોમાં નિર્લેપ થયો છતો તેમજ પોતાના અધિકાર પ્રમાણે સર્વ કાર્યોને કરતો છતો પણ પોતાના સ્વભાવે વર્તું છું અને ભવિષ્યમાં વર્તીશ. આ પ્રમાણે સમજ

આચાર્ય આદિ ધર્મના, સ્તંભો સદા સમ જાણ
પોષણ કરો તેનું સદા, તે પર ધરી બહુ માન

જ્ઞાનીના ઉદ્ગારોથી આપણને તે પ્રમાણે વર્તવાને એક ઉત્તર બોધ મળે છે. જ્ઞાનીના આવા ઉત્તમ ઉદ્ગારો હૃદયમાં ઉતારીને જિજ્ઞાસુઓને ઊંડી અસર કરે છે અને તે પ્રમાણે ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરાવવા જિજ્ઞાસા કરાવે છે અને જ્ઞાન પ્રાપ્ત કરીને દેખવા તથા જાણવામાં તેમજ આવશ્યક કાર્ય કરવામાં નિર્લેપતા સૂચવે છે. ઉત્તમ જ્ઞાનવિના નિર્લેપતા આવવી મહાદુર્લભ છે. શ્રીતીર્થંકરોએ ગૃહાવાસમાં આવી નિર્લેપતા રાખી હતી. સર્વ દેખવાના પદાર્થોથી દૂર રહીને તો સર્વે રાગ અને દ્વેષથી દૂર રહે, સ્ત્રીને દેખ્યા વિના તો સર્વે રાગરહિત હોય, શત્રુને જાણ્યા તથા દેખ્યાવિના તો સર્વે દ્વેષ ન કરે પણ સ્ત્રી શત્રુ વગેરે પદાર્થો દેખવામાં તથા જાણવામાં આવે ત્યારે ઉત્તમ જ્ઞાન વિના રાગદ્વેષથી નિર્લેપ રહી શકાય નહીં-એમ અનુભવ કરતાં જણાઈ આવે છે. રાગકારક અને દ્વેષકારક વસ્તુઓમાં રાગની અને દ્વેષની કલ્પનાનો ઉત્તમ આત્મજ્ઞાન વિના ક્ષય થતો નથી એ ચોક્કસ વાત છે.

રાગ અને દ્વેષકારક વસ્તુઓ સામી દરરોજ દેખવામાં આવે, તેમજ જાણવામાં આવે, તેમજ તે વસ્તુઓ દરરોજ પાસે દેખાય, કદાપિ સ્ત્રી વગેરે લલચાવે, તોપણ જે જ્ઞાનના પ્રતાપે મનમાં રાગ અને દ્વેષ ન થાય તેજ ઉત્તમ જ્ઞાન જાણવું. પાંચે ઇંદ્રિયો સુણવાનું જોવાનું સૂંઘવાનું ચાખવાનું તથા સ્પર્શવાનું કાર્ય કરે તોપણ કોઇપણ વિષય પ્રતિ રાગ ન થાય

તાપ સહે દાઢજ મહે, મહેલો શસ્ત્રો ઘાવ;
તો પણ બહુ ગંભીર થઈ, ધરતો ફુડા ભાવ.

તેમજ કોઇ પણ વિષય પ્રતિ દ્વેષ ન થાય; આ જ ઉત્તમ જ્ઞાનની દશા છે; એવી દશાવાળાનું ઉત્તમ ચારિત્ર છે. રાગ અને દ્વેષકારક વસ્તુઓ દૂર હોય ત્યાંસુધી તો અનેક મનુષ્યો નિરાગી અને નિર્દ્વેષી માલૂમ પડે; પણ તે વસ્તુઓ પાસે આવતાં રાગ અને દ્વેષના સંસ્કાર જાગ્રત્ ન થાય ત્યારે તે વખતે દેખ્યું અને જાણ્યું ઇત્યાદિ સહાયકારક થઇ પડે છે. મોહકારક વસ્તુઓ દૂર છતાં વૈરાગી અને તે વસ્તુઓનો સંબંધ છતાં રાગી–આવી જ્ઞાનદશાવાળા જીવોનો દરજ્જો નીચો હોય છે. તેઓ ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ વિના રાગદ્વેષના સંસ્કારોનો ક્ષય કરી શકતા નથી; માટે તેવા પ્રકારના મનુષ્યોએ આદર્શવત્ દશાધારક જ્ઞાનીનું વર્તન ગ્રહવું જોઇએ અને તેવા વર્તન માટે ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ કરવી જોઇએ. જ્ઞાનિની એવી ઉત્તમ દશાને અન્ય અધિકારીઓ પારખી શકતા નથી અને તે બાબતની પરીક્ષામાં પડવાથી તેઓને કંઈ તત્ત્વ હાથમાં આવતું નથી. કહ્યું છે કે **अधूराने परीक्षा शी? अधूरानी परीक्षा शी?** અધૂરાને પરીક્ષા કરવાનો શો હક્ક છે? તેમજ અધૂરાની પરીક્ષા શા માટે કરવી જોઇએ? મુમુક્ષુઓએ તો એવી ઉત્તમ જ્ઞાનદશા પ્રાપ્ત કરવા માટે ઘટતા ઉપાયો આદરવા જોઇએ. જ્યાંસુધી દેખતાં જાણતાં અને સર્વ કાર્ય કરતાં છતાં પણ નિર્લેપ ન રહેવાય ત્યાંસુધી સમજવું કે ઉપર્યુક્ત આત્મજ્ઞાનની ઉત્તમ દશા પ્રાપ્ત થઈ નથી અને જ્યારે લખ્યા પ્રમાણે અનુભવ આવે ત્યારે સમજવું કે એવી

મારી દશા થઈ છે. અન્યોની એવી દશા છે કે નહીં તેની જો પંચાતમાં પડશો તો નિન્દા વગેરે દોષોવાળું હૃદય કરવું પડશે અને ઉપર ચડવાના બદલે નીચે ઉતરવું પડશે; માટે જિજ્ઞાસુઓને અત્ર ભલામણ કરી છે તે ધ્યાનમાં રાખવી. ઉત્તમ આત્મજ્ઞાનીની દશા પ્રમાણે પોતાના આત્માની દશા કરવા ઉદ્યમ કરવો—એમ પ્રસંગોપાત્ત અત્ર જણાવ્યું છે. હવે મૂળ વિષય પર આવીયે. આત્મજ્ઞાનીની આવી ઉત્તમ દશા થતાં તે બાહ્યદૃષ્ટિથી પરાઙ્મુખ થાય છે અને મનને વશમાં રાખી ધર્મમાં પ્રવર્તે છે.

### આત્મજ્ઞાની આવી દશામાં ઉત્તમ સંકલ્પ કરે છે તે જણાવે છે.

શ્લોકઃ

अन्तर्दृष्टिं समाधाय वर्तिष्येऽहं प्रयत्नतः ।
धर्मकार्याणि कुर्वन् सन् भोग्यकर्मप्रवेदकः ॥ ९२ ॥

**શબ્દાર્થઃ**—ભોગ્યકર્મને જાણતો છતો તેમજ ધર્મકાર્યોને કરતો છતો હું અન્તરદૃષ્ટિ ધારણ કરીને વિશેષ પ્રયત્નથકી વર્તીશ—એમ ઉત્તમ જ્ઞાની સંકલ્પ કરે છે.

**ભાવાર્થઃ**—ભોગ્યકર્મને વિવેકથી જાણતાં તેમાં બંધાવાનું થતું નથી. જ્ઞાની, ભોગાવલીકર્મ ભોગવતો છતો તેમાં વૈરાગ્યભાવ ધારણ કરે છે. શ્રી તીર્થંકરોના ગૃહાવાસના ભોગકર્મનું

---

કર્યું ન લીધું જગમા હોતું, ફોગટ તેના છે અવતાર;
બાવળીયાથા પણ તે ભૂંડા, ધિક્ ધિક્ તે નર ને નાર.

દૃષ્ટાંત અત્ર સમજવું. પોતાની યથાશક્તિથી વ્યાવહારિક ધર્મ-
કાર્યોને જૈનધર્મના ફેલાવા માટે તથા જૈનધર્મની પ્રભાવના
માટે પ્રયત્ન કરે છે. બાહ્યમાં રાગ દ્વેષનો પરિણામ ન થાય
તે માટે વિશેષ જ્ઞાનોપયોગ વૈરાગ્ય વગેરેનો પ્રયત્ન કરે છે
અને તે વડે અન્તર્દૃષ્ટિ ધારણ કરીને સર્વત્ર વિવેકદૃષ્ટિથી દ્રવ્ય
ક્ષેત્ર કાલ અને ભાવ પ્રમાણે વર્તે છે. જ્ઞાનીપુરુષ આયોજ
સંકલ્પ કરી પોતાના જીવનને ઉચ્ચ ભૂમિકાવાળું બનાવે છે
અને ઉચ્ચ દૃષ્ટિ સાથે ઉચ્ચ સૃષ્ટિમાં પ્રવેશ કરે છે. નાટકીઓ
લીધેલા વેષને ભજવે છે પણ તેથી પોતાને ભિન્ન માને છે
તેમ જ્ઞાની પણ કર્મયોગે કાર્યોને કરતો છતો પણ પોતાને
તેથી ભિન્ન માને છે. બહુરૂપી જેમ અનેક વેષ લે છે પણ
પહેરેલા વેષો એજ હું છું એમ માનતો નથી, તેમ જ્ઞાની પણ
જે જે બોલે છે, જે જે જુએ છે, જે જે સાંભળે છે, જે જે
કરે છે. જે જે કરાવે છે, તે તે સર્વે હું છું અને તે
મ્હારૂં છે-એમ માનતો નથી; તેથી તે અજ્ઞાનિયોના કરતાં
કરોડોગણા ઊંચા પગથીએ ઊભો રહેલો છે અને પોતાની
કાર્યપ્રવૃત્તિ ચલાવે છે એમ અવબોધવું. જ્ઞાનીનું દેખવું ચાલવું
અને બોલવું સર્વ આશ્ચર્યરૂપ છે. વ્યવહારે વ્યવહારનાં કાર્ય
કરે છે અને નિશ્ચયથી પોતાના સ્વરૂપમાં સ્થિર રહે છે. જ્ઞાની
અધિકાર પ્રમાણે વ્યવહારનાં સર્વ કાર્યો કરે છે; ધર્મસૂત્રની
આજ્ઞાનો તે લોપ કરતો નથી. બાળજીવોની દૃષ્ટિ પ્રમાણે બાળ-
જીવોને તેના અધિકાર પ્રમાણે બતાવે છે અને પોતાના

૨૧ આંખાનું સહુ ખપમાં આવે, માંગલિક દર્શન કહેવાય;
જેનું કાંઈ ન ખપમાં આવે, તે કયાં તેની તુલના થાય.

અધિકાર પ્રમાણે પોતે કરે છે. જ્ઞાનીપુરુષ પોતાની સાધ્યદશાને કદાપિ ભૂલતો નથી. તે પોતાના આત્મોપયોગમાં રમણતા કરે છે અને પરમસુખ માટે ધર્મની આરાધના કરે છે.

**આત્મજ્ઞાનીની દશા બતાવ્યા બાદ ભવ્ય જીવોને આત્મપ્રતીતિ કરાવવા માટે દૃષ્ટાંતદ્વારા આત્મસ્વરૂપ જણાવે છે.**

શ્લોકઃ

काष्ठे वन्हिस्तिले तैलं घृतं दुग्धे च तिष्ठति ।
तद्वत् कर्म्मप्रयोगेण आत्मा देहे प्रतिष्ठते ॥ ९४ ॥

**શબ્દાર્થઃ**—કાષ્ઠમાં વન્હિ, તિલમાં તૈલ, દૂધમાં ધૃત, જેમ રહે છે-તેની પેઠે કર્મના પ્રયોગવડે દેહમાં આત્મા રહે છે.

**ભાવાર્થઃ**—દેહમાં આત્મા રહે છે પણ દેહથી ભિન્ન છે. દેહ પાંચ પ્રકારનાં છે. ઔદારિકશરીર વૈક્રિયશરીર આહારક-શરીર તૈજસશરીર અને કાર્મણશરીર-આ પાંચ પ્રકારનાં શરીર છે. જ્યાંસુધી આત્મા સંસારમાં છે ત્યાંસુધી તેની સાથે દરેક ગતિમાં તૈજસ અને કાર્મણશરીર સાથે રહે છે. કર્મના યોગે અનાદિકાળથી આત્મા દરેક ગતિ યોગ્ય શરીરને ધારણ કરી તેમાં આયુષ્યની મર્યાદાપર્યંત રહે છે. આત્મા શરીરમાં રહે છે પણ તે શરીરથી ભિન્ન છે. કેટલાક પંચભૂતને આત્મા માને છે પણ પંચભૂત તે આત્મા નથી; આત્મા પંચભૂતથી

લેવાનું શીખ્યા ને લોકો, દાનતણા નહી શીખ્યા પાઠ;
લીલા નામે તો પણ સુકાં, જુઠા તેમા સઘળા ઠાઠ.

ન્યારો છે; આત્મારૂપ શરીર છે એમ કહેનાર શરીરથી ભિન્ન ઠરે છે હું ગૌર છું, હું સ્થૂલ છું, આવી બુદ્ધિ તો ભ્રાંતિથી ઉત્પન્ન થાય છે. હું, ગૌર શરીરધારક છું, હું સ્થૂલશરીરધારક છું–એમ અર્થ અવબોધીને આત્મતત્ત્વની પ્રતીતિ કરવી. આત્મતત્ત્વની પ્રતીતિ થવી મહાદુર્લભ છે. અનુભવજ્ઞાનથી આત્માની પ્રતીતિ થાય છે. કોઇ અધ્યાત્મતત્ત્વવેત્તાઓને અનુભવજ્ઞાન થઇ શકે છે. શ્રીસદ્‌ગુરુની ઉપાસના કર્યાવિના આત્મતત્ત્વની પ્રતીતિ થતી નથી. આત્માની અસ્તિતા માટે આત્મસ્વરૂપનામના **અસ્મત્કૃત** ગ્રન્થમાં ઘણું કહેવામાં આવ્યું છે; માટે અત્ર વિશેષ વિસ્તારથી લખવામાં આવતું નથી. આત્માની અસ્તિતા વિના આત્મા નથી એવું વાક્ય બોલી શકાયજ નહીં. આત્મા નથી એ વાક્ય કહેનાર આત્માનું જ્ઞાન કરીને આત્મા નથી એમ બોલે છે કે આત્માનું જ્ઞાન કર્યાવિના આત્મા નથી એમ બોલે છે ? પ્રથમ પક્ષ અંગીકાર કરીને કહેશો કે " આત્માનું જ્ઞાન કરીને આત્મા નથી એમ બોલે છે " આમ પણ કહેવું આત્માની અસ્તિતાજ સિદ્ધ કરે છે; કારણકે પ્રથમ આત્મા નામનો પદાર્થ છે એમ જાણ્યું પશ્ચાત્ નથી એમ કહેવું તે સત્યનો અપલાપ માત્ર છે. આત્માનું જ્ઞાન થયું તે આત્માવિના થાય નહીં અને આત્મા છે તો આત્મા નથી એમ કહેવાયજ નહીં. દ્વિતીય પક્ષ અંગીકાર કરીને કહેશો કે આત્માનું જ્ઞાન કર્યાવિના આત્મા નથી એમ કહીએ છીએ ત્યારે તો સિદ્ધ થયું કે આત્માનું જ્ઞાન કર્યાવિના આત્માનો

નિષેધ કરશો તો જે જે પદાર્થો નહીં જાણી શકો તે સર્વને નિષેધ કરવો પડશે; પણ તેથી તે પદાર્થજ નથી એમ માની શકાશે નહીં;—કારણ કે તે બાબતનું જ્ઞાન નહીં હોવાને લીધે આમ વિચારતાં-આત્માની અસ્તિતા સિદ્ધ ઠરે છે. ત્યારે પ્રશ્ન થશે કે કોઇને તેનું પૂર્ણ જ્ઞાન હોવું જોઇએ ? ઉત્તરમ કહેવું પડશે કે આત્માનું પૂર્ણ જ્ઞાન કરનાર તથા આત્માને સાક્ષાત્ દેખનાર શ્રીમહાવીર પ્રભુ છે; માટે આત્મા છે એમ મુક્તકંઠે માન્યાવિના છૂટકો નથી. યુરોપખંડમાં પ્રથમ જડવાદ અત્યંત પ્રસર્યો હતો-ત્યાં પણ હાલ ચૈતન્યવાદ પ્રસરવા લાગ્યો છે; આર્યાવર્તમાં તો ઘણા કાળથી ચૈતન્યવાદનો સિદ્ધાંત પ્રસરી રહ્યો છે. સર્વ દેશોને આત્મવિદ્યાની પ્રાપ્તિ માટે હિંદુસ્થાન ગુરુરૂપ થયું છે અને થશે. નિવૃત્તિમાર્ગમાં આર્યાવર્તની સદાકાળ ઉત્તમતા રહેશે. આર્યાવર્તમાં મહાન્ આત્મતત્ત્વવેત્તા મુનિવરો ઉત્પન્ન થાય છે અને તે ચૈતન્યવાદને જ્યાં ત્યાં આર્યાવર્તમાં પ્રસરાવે છે. આત્માની અસ્તિતા ત્રણ કાળમાં એકસરખી હોવાથી આત્મા નિત્ય ઠરે છે. આત્મા અનાદિકાળથી કર્મના યોગે શરીર ધારણ કરે છે; આત્માના ગુણો કર્માવરણોથી ઢંકાયા છે. જે જે અંશે કર્માવરણો ખરે છે તે તે અંશે આત્માના જ્ઞાનાદિ ગુણો ખીલે છે. સંપૂર્ણપણે કર્માવરણો ખરતા સંપૂર્ણપણે આત્માના ગુણો ખીલે છે. આત્માની જ્ઞાનશક્તિ પોતાના પ્રકાશને પ્રતિદિન કર્માવરણોને હઠાવીને વધારતી જાય

---

લીલી લ્હારી કાયા સહેજે, આકર્ષે છે નરને નાર;
લ્હારા સમજે થયા ન લીલા, ધિક્ ધિક્ તેના અવતાર.

છે, માટે આત્માના જ્ઞાનાદિક ગુણો પ્રાપ્ત કરવા સદાકાળ ઉદ્યમ કરવો. દૂધમાં ઘી જેમ વ્યાપી રહ્યું છે તેમ અસંખ્ય પ્રદેશી આત્મા સંપૂર્ણ શરીરમાં વ્યાપી રહ્યો છે–તેનું સ્મરણ કરવું જોઈએ. જડ વસ્તુને જડ તરીકે જાણવી જોઈએ અને આત્માને આત્મા તરીકે જાણી તેની શ્રદ્ધા કરવી જોઈએ.

## આનન્દરૂપ આત્મા પોતેજ છે છતાં અજ્ઞાની જીવો દેખી શક્તા નથી તે જણાવે છે.

શ્લોકઃ

उत्कृष्टानन्दसम्पन्नं ज्ञानरूपं सनातनम् ।
ध्यानहीना न पश्यन्ति ह्यज्ञानावृतचेतसः ॥ ९५ ॥

**શબ્દાર્થઃ**—ઉત્કૃષ્ટાનન્દસંપન્ન જ્ઞાનરૂપ સનાતન એવા આત્માને અજ્ઞાનથી આવૃત્ત ચિત્તવાળા–ધ્યાનહીન મનુષ્યો દેખી શકતા જ નથી.

**ભાવાર્થ**—અજ્ઞાનથી આચ્છાદિત ચિત્તવાળા અને ધ્યાનહીનો આત્માને દેખી શકતા નથી. જ્ઞાનાવરણીય કર્મનો પડદો જેમ જેમ ટળે છે અને જેમ જેમ આત્મતત્ત્વનું ચિંતવન કરવામાં આવે છે તેમ તેમ આત્મતત્ત્વનો ભાસ થતો જાય છે. આત્મતત્ત્વ સંબંધી પૂર્ણ લક્ષ્ય રાખ્યાવિના તેનો અનુભવ પ્રાપ્ત થતો નથી. ભલે હજારો વસ્તુઓનું વિજ્ઞાન સંપાદન કરી સાયન્સ વિદ્યાના પ્રોફેસરો ગણાય, પણ પોતાના

---

તાપ પડે પણ અકળાતો નહિં, લીલાઈ બમણી ધરનાર;
મોટા મનના માણસ મોટા, વિપત્તિમાં તજે ન પ્યાર.

આત્માને અવબોધ્યાવિના સહજાનન્દની પ્રાપ્તિ થતી નથી આત્માને નહીં જાણનારા પોતે પોતાના શત્રુઓ બને છે અને આત્માને જાણનાર પોતે પોતાના મિત્રો બને છે. આત્માને નહિ દેખનાર મનુષ્ય હજારો વસ્તુઓને દેખે છે તો પણ તે સહજ આનંદ મેળવી શકતો નથી અને આત્માને દેખનાર હજારો વસ્તુઓને નહિ દેખતાં પણ સહજ આનન્દ ભોગવે છે. જે જે વસ્તુઓ દેખાય છે, તેમજ જે જે વસ્તુઓ જાણી શકાય છે, તે સર્વ આત્મતત્ત્વનોજ મહિમા છે. દેખવા અને જાણવામાં આત્માનોજ મહિમા છે; આત્માવિના કોઇ દ્રવ્ય અન્ય પદાર્થોને દેખી અગર જાણી શકતું નથી, દેખવું અને જાણવું એજ આત્માનું લક્ષણ છે; જે જે દેખે છે, જે જે જાણે છે તે સર્વે આત્મા છે. જેટલા ચમત્કારો ભૂતકાળમાં થયાં અને જેટલા ચમત્કારો ભવિષ્યકાળમાં થશે તે સર્વમાં આત્માનો જ મહિમા જાણવો; આત્માઓજ પરમાત્માઓ થાય છે, આત્માઓજ પરમાત્માઓનું ધ્યાન તથા ભક્તિ કરે છે; આત્માઓજ પૂજક છે અને આત્માઓજ પૂજ્ય બને છે; આત્માઓજ સાધુઓ અને સાધ્વીઓ તરીકે બની પોતેજ જંગમ તીર્થનાં દર્શન કરાવે છે; આત્માઓજ શ્રાવકો અને શ્રાવિકાઓ તરીકે બને છે, જ્યાં ત્યાં આત્માઓજ ખીલી રહ્યા છે. જ્યાં ત્યાં આત્માઓજ અનેક જાતની પ્રવૃત્તિ કરી રહ્યા છે, જ્યાં ત્યાં આત્માઓજ અનેક પ્રકારનાં નામોને તથા દેહોને ધારણ કરી રહ્યાં છે, જ્યાં ત્યાં આત્માઓજ પ્યારા લાગે છે,

પણ ધ્યાનહીન પુરુષો આત્માને દેખી શકતા નથી; જ્યારે જ્ઞાન અને ધ્યાનની પ્રાપ્તિ થાય છે ત્યારેજ આત્માને દેખી શકાય છે. અજ્ઞાનિયો આત્માને દેખી શકતા નથી, તેમજ તેઓ આત્મતત્ત્વની જિજ્ઞાસા પણ મોહના જોરે કરતા નથી.

## ઉત્તમ પુરુષો આત્માનું ચિંતવન કરે છે-ઇત્યાદિ ભેદોને પ્રસંગતઃ શ્લોકકાર જણાવે છે.

श्लोकः

ज्ञानिनामात्मचिन्तास्या-दज्ञानिनां कुतो भवेत् ।
मध्यमानां वपुश्चिन्ता, भोगचिन्ता तु मोहिनाम् ॥ ९६ ॥

**શબ્દાર્થઃ**—જ્ઞાનિયોનેજ આત્મતત્ત્વ સંબંધી વિચાર થાય છે; અજ્ઞાનિયોને કયાંથી હોઇ શકે ? અર્થાત્ ન હોઈ શકે. મધ્યમ પુરુષોને શરીરની ચિન્તા આદિ રહે છે અર્થાત્ મૂઢોને ભોગની ચિન્તા રહે છે.

**ભાવાર્થઃ**—જ્ઞાનિયોને મુખ્ય ભાગે આત્મતત્ત્વની ચિન્તા રહે એ સ્વાભાવિક છે. આત્માની જ્ઞાનાદિ શકિતયોને ખીલવવા માટે જ્ઞાની પુરુષો અનેક શુદ્ધ વિચારો કરે છે; જગત્નાં આત્માઓનું શુભ ચિંતવે છે, આત્માઓનો ઉદ્ધાર કરવા અનેક પ્રકારના શુભ વિચારો ચલાવે છે. જ્ઞાનિયો જ્ઞાનના ગ્રન્થો રચીને જગત્ની ઉચ્ચસ્થિતિ કરે છે; તેઓ દુનિયાને સત્ય તરફ આકર્ષવા સદાકાળ પ્રયત્ન કરે છે; પોતાના આત્માને

આત્માને અવબોધ્યાવિના સહજાનન્દની પ્રાપ્તિ થતી નથી. આત્માને નહીં જાણનારા પોતે પોતાના શત્રુઓ બને છે અને આત્માને જાણનાર પોતે પોતાના મિત્રો બને છે. આત્માને નહિ દેખનાર મનુષ્ય હજારો વસ્તુઓને દેખે છે તો પણ તે સહજ આનંદ મેળવી શકતો નથી અને આત્માને દેખનાર હજારો વસ્તુઓને નહિ દેખતાં પણ સહજ આનન્દ ભોગવે છે. જે જે વસ્તુઓ દેખાય છે, તેમજ જે જે વસ્તુઓ જાણી શકાય છે, તે સર્વ આત્મતત્ત્વનોજ મહિમા છે. દેખવા અને જાણવામાં આત્માનોજ મહિમા છે; આત્માવિના કોઇ દ્રવ્ય અન્ય પદાર્થોને દેખી અગર જાણી શકતું નથી, દેખવું અને જાણવું એજ આત્માનું લક્ષણ છે; જે જે દેખે છે, જે જે જાણે છે તે સર્વે આત્મા છે. જેટલા ચમત્કારો ભૂતકાળમાં થયાં અને જેટલા ચમત્કારો ભવિષ્યકાળમાં થશે તે સર્વમાં આત્માનો જ મહિમા જાણવો; આત્માઓજ પરમાત્માઓ થાય છે, આત્માઓજ પરમાત્માઓનું ધ્યાન તથા ભક્તિ કરે છે; આત્માઓજ પૂજક છે અને આત્માઓજ પૂજ્ય બને છે; આત્માઓજ સાધુઓ અને સાધ્વીઓ તરીકે બની પોતેજ જંગમ તીર્થનાં દર્શન કરાવે છે; આત્માઓજ શ્રાવકો અને શ્રાવિકાઓ તરીકે બને છે, જ્યાં ત્યાં આત્માઓજ બોલી રહ્યા છે, જ્યાં ત્યાં આત્માઓજ અનેક જાતની પ્રવૃત્તિ કરી રહ્યા છે, જ્યાં ત્યાં આત્માઓજ અનેક પ્રકારનાં નામોને તથા દેહોને ધારણ કરી રહ્યાં છે, જ્યાં ત્યાં આત્માઓજ પ્યારા લાગે છે,

ઉચ્ચ ગુણોથી ઉચે થાતા, છાયાથી આંબો નિર્ધાર;
તરટોચો આકાશે પહોંચી, ધના ઉંચો જય જયકાર.

પણ ધ્યાનહીન પુરુષો આત્માને દેખી શકતા નથી; જ્યારે જ્ઞાન અને ધ્યાનની પ્રાપ્તિ થાય છે ત્યારેજ આત્માને દેખી શકાય છે. અજ્ઞાનિયો આત્માને દેખી શકતા નથી, તેમજ તેઓ આત્મતત્ત્વની જિજ્ઞાસા પણ મોહના જોરે કરતા નથી.

**ઉત્તમ પુરુષો આત્માનું ચિંતવન કરે છે-ઇત્યાદિ ભેદોને પ્રસંગતઃ શ્લોકકાર જણાવે છે.**

શ્લોકઃ

ज्ञानिनामात्मचिन्तास्या-दज्ञानिनां कुतो भवेत् ।
मध्यमानां वपुश्चिन्ता, भोगचिन्ता तु मोहिनाम् ॥ ९६ ॥

**શબ્દાર્થઃ**—જ્ઞાનિયોનેજ આત્મતત્ત્વ સંબંધી વિચાર થાય છે; અજ્ઞાનિયોને કયાંથી હોઇ શકે ? અર્થાત્ ન હોઈ શકે. મધ્યમ પુરુષોને શરીરની ચિન્તા આદિ રહે છે અર્થાત્ મૂઢાને ભોગની ચિન્તા રહે છે.

**ભાવાર્થઃ**—જ્ઞાનિયોને મુખ્ય ભાગે આત્મતત્ત્વની ચિન્તા રહે એ સ્વાભાવિક છે. આત્માની જ્ઞાનાદિ શકિતયોને ખીલવવા માટે જ્ઞાની પુરુષો અનેક શુદ્ધ વિચારો કરે છે; જગત્‌નાં આત્માઓનું શુભ ચિંતવે છે, આત્માઓનો ઉદ્ધાર કરવા અનેક પ્રકારના શુભ વિચારો ચલાવે છે. જ્ઞાનિયો જ્ઞાનના ગ્રન્થો રચીને જગત્‌ની ઉચ્ચસ્થિતિ કરે છે; તેઓ દુનિયાને સત્ય તરફ આકર્ષવા સદાકાળ પ્રયત્ન કરે છે; પોતાના આત્માને

---

**આંબાની ઉચાઇ સોહે, સોહે ઉંચુ જરા ન તાડ;**
**નીચ જનો ઉચા થાવે પણ, તાડ પરે શોભે નહીં સાર.**

ક્ષણે ક્ષણે ઉચ્ચ સ્થિતિ પર ચઢાવવા માટે અનેક પ્રયત્નો કરે છે. જ્ઞાનિયો આત્માના સ્વાભાવિક ગુણોનું ધ્યાન ધરે છે અને સમાધિનાં સુખ પ્રાપ્ત કરે છે.

અજ્ઞાનિયો તેથી ઊલટા વર્તે છે; તેઓ પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકતા નથી. બાહ્ય દૃષ્ટિવડે જ્યાં ત્યાં ફર્યા કરે છે, ઉત્તમ સુખ પ્રતિ લક્ષ્ય રાખતા નથી, અનન્ત દુઃખથી મુક્ત થવાનો વિચાર કરી શકતા નથી, આત્મજ્ઞાન સંબંધી પુસ્તકોનું વાંચન મનન કરતા નથી. મધ્યમ પુરુષોને શરીરની ચિન્તા રહે છે તેથી શરીરસુખ માટે સર્વ પ્રકારના પ્રયત્નો કરે છે; શરીર સંપત્તિમાં જ સર્વસ્વ માની લે છે, પાંચ ઇન્દ્રિયો સંબંધી સુખો પ્રાપ્ત કરવા સારુ મન વચન અને કાયાનો ઉપયોગ કરે છે; પણ કંઈક આત્મતત્ત્વ સંબંધી રુચિવાળા હોય છે, તેથી તેઓ તપ જપ દયા અને દાન વગેરેનું સેવન કરે છે. મોહથી મૂઢ બનેલા અધમ પુરુષોને તો સદાકાળ ભોગની ચિન્તા રહે છે; ભોગરૂપ કાદવમાં ભૂંડની પેઠે રાચીમાચી રહે છે; આર્ત્તધ્યાન અને રૌદ્રધ્યાનમાં લયલીન રહી અનેક પ્રકારની બાહ્ય પ્રવૃત્તિથી હિંસારંભોનું સેવન કરે છે, અનેક પ્રકારની યુદ્ધની પ્રવૃત્તિયો કરે છે; હિંસા જૂઠ ચોરી વ્યભિચાર અને પરિગ્રહ વગેરેમાં મસ્ત રહે છે; મિથ્યાત્વ દશામાં લિપ્ત રહે છે. જગત્માં એમ ઉત્તમ મધ્યમ અને અધમ પુરુષોનાં લક્ષણો જાણવાં.

પુણ્યે આંબાની ઉંચાઇ, દૃષ્ટાંતે સમજો નર નારઃ
પુણ્યાદિકથી ઉંચા થાવો, સ્વર્ગાદિક પ્રાપ્તિ સુખકાર.

**આત્મદૃષ્ટિ કર્યા વિના કદાપિ કાળે આત્મસુખ પ્રાપ્ત થતું નથી, માટે ઉત્તમ પુરુષ થવું હોય તો આત્મદૃષ્ટિ ધારણ કરવી જોઇએ; તેમ ન બનશે તો કોઇ ઠેકાણે સુખ મળશે નહિ તે જણાવે છે.**

श्लोकः

ऊर्ध्वं गच्छेदधोगच्छे–च्छुद्धदृष्टिपराङ्मुखः ।
तर्ह्यपि शर्मनाप्नोति, स्वप्नमिष्टान्नभुक्तिवत् ॥ ९७ ॥

**શબ્દાર્થઃ**—શુદ્ધ દૃષ્ટિ પરાઙ્મુખ મનુષ્ય ઊંચે જાય અગર નીચે જાય તોપણ સ્વપ્નમાં જોવાતા મિષ્ટાન્ન ભોજનની પેઠે સુખ પામતો નથી.

**ભાવાર્થઃ**—આત્માના ગુણોમાં રમણતા કરવી અને આત્માને આત્મસ્વભાવે જ દેખવો તેને શુદ્ધદૃષ્ટિ કહે છે. શુદ્ધદૃષ્ટિથી રહિત જીવ ભલે ઉંચે જાય વા નીચે જાય તોપણ તે ખરા સુખનો અધિકારી બનતો નથી. સુખ લેવા માટે દુનિયા મથે છે પણ અન્તે જ્યારે ખરૂં સુખ મળતું નથી ત્યારે હાથ ખંખેરે છે. રાજા બાદશાહ અને ચક્રવર્તિને પણ બાહ્ય પદાર્થોથી ખરૂં સુખ મળતું નથી. બાહ્ય પદાર્થોવડે કોઈ ધનપતિ સુખ લેવા પર્વતોના શિખરો પર હવા ખાવા જાય તોપણ ત્યાં ખરૂં સુખ મળતું નથી અને ક્ષણિક સુખ સદાકાળ રહેતું નથી. શારીરિક રોગોથી બાદશાહો શહેનશાહો પણ

---

ઉચા થઇને બનો ન નીચા, માનવભવ પામીને લોક;
દશ દૃષ્ટાંતે દુર્લભ નરભવ, પામી ક્યાં હારો છો ફોક.

દુઃખી થાય છે. બાહ્ય હવા ખાવાના પર્વતો પર ચઢેલા બાદશાહો પણ માનસિક ચિન્તાથી જરા માત્ર સુખ પામી શકતા નથી. ગાડીઓમાં બેસી ફરનારા પરિવારવાળા અને કરોડાધિપતિ શેઠો પણ મનમાં ઉત્પન્ન થએલ ચિન્તાસાગરમાં બૂડે છે. ઉપરથી હસે છે છતાં અન્તરમાં મહાદુઃખ પામે છે. કોઈ ધનની ચિન્તાથી દુઃખ પામે છે, કોઇ આજીવિકાથી દુઃખ પામે છે, કોઈ પદવીઓમાં લોભની ચિન્તાથી દુઃખ પામે છે, કોઈ પુત્ર, પ્રાપ્તિની ચિન્તાથી દુઃખ પામે છે, કોઇ વિદ્યા ભણવાની ચિન્તાથી દુઃખ પામે છે, કોઈ વૈભવ થતાં માનની લાગણીથી દુઃખ પામે છે, કોઈ આબરૂદાર છતાં અપકીર્તિના ભયથી દુઃખી થાય છે, કોઈ બ્રહ્મચારી છતાં વ્યભિચારના ચઢેલા આરોપથી દુઃખી થાય છે, કોઈ પારકાની અદેખાઇથી દુઃખી થાય છે, કોઈ અનેક પ્રકારના રોગોથી દુઃખી થાય છે, કોઈ અનિષ્ટ વસ્તુઓના સંયોગથી દુઃખી થાય છે, કોઈ અનેક આળ ચઢવાથી દુઃખી થાય છે, કોઈ પોતાની ઇચ્છાઓ પૂર્ણ ન થતાં દુઃખી થાય છે, કોઈ વિદ્વાન્ છતાં ખંડનમંડનમાં હારે તો દુઃખ પામે છે, કોઇ અનેક પદવીઓને ધારણ કરે છે છતાં અનેક તૃષ્ણાઓથી દુઃખી થાય છે, કોઇ ઘણા પરિવારવાળો છતાં પણ અન્ય પદાર્થોથી દુઃખી થાય છે. કોઈ મનુષ્ય અનેક પ્રકારના સુખમાં લયલીન રહે છે પણ એક જાતના દુઃખથી તે સડે છે. સુખના માટે મનુષ્યો ગમે ત્યાં જાય છે પણ તેથી તેઓ શાંતિ પામતા નથી અને ઊલટા અશાન્ત પ્રવાહમાં ઘસ-

---

એકેન્દ્રિ આંબો કહેવાતો, પંચેન્દ્રિ છો નર ને નાર;
આંબાથી અધિકા ગુણ જેના, સફલા તે જગતમાં નર નાર.

જડોમાં સુખધર્મ નથી તેથી જડ પદાર્થોથી કદી ખરુ સુખ પ્રાપ્ત થતું નથી. મૂઢ મનુષ્યોનેજ જડોમાં સુખની બુદ્ધિ રહે છે–એમ પ્રસંગતઃ જણાવે છે.

શ્લોકઃ

शर्मधर्मो न यस्याऽस्ति, नैवास्ति शर्मवेत्तृता ।
कुतस्तादृग्जडे शर्म, मूढस्तत्र प्रधावति ॥ ९८ ॥

**શબ્દાર્થઃ**—જે જડનો શર્મ (સુખ) એ ધર્મ નથી અને જે જડમા સુખને જાણવાની શક્તિ નથી એવા પ્રકારના જડ પદાર્થમા ક્યાથી સુખ હોય ? અલબત ન હોય મૂઢ મનુષ્ય તેવા જડ પદાર્થમા દોડે છે–અર્થાત્ જડ પદાર્થોને સુખની બુદ્ધિથી ભેગા કરે છે

**ભાવાર્થઃ**—જ્ઞાન દર્શન આનન્દ એ આત્માના ધર્મ છે, જડમા જ્ઞાનાદિ ગુણો કદાપિ કાળે રહેતા નથી જડમા જડપણુ છે પૌદ્ગલિક જડ પદાર્થોમા સુખ નથી અને તે સુખધર્મને જાણી પણ શકતા નથી આજ સુધી કોઇ પૌદ્ગલિક જડ પદાર્થોથી ખરુ સુખ પામ્યો નથી અને કોઈ પામનાર નથી કરોડાધિપતિયો રાજાઓ બાદશાહો શહેનશાહો જડ પદાર્થથી આજ સુધી કોઇ સુખી થયા નથી કરોડાધિપતિયોના મનમા અનેક પ્રકારના દુ ખો ઉત્પન્ન થાય છે તે જ્યા ત્યા સુખને માટે દોડદોડા કરે છે, પણ તેઓને ચિન્તા, શોક તૃષ્ણા રોગ

વૈર અને લોભ વગેરે દોષો દુઃખના સાગરમાં પટકે છે. બહારથી તેઓ અજ્ઞાની નિર્ધનોની દૃષ્ટિમાં સુખી ભાસે છે; પણ જ્ઞાનીયો તો તેઓનું હૃદય જોઇ શકે છે અને તેથી તેઓને દુ:ખાધિપતિ વગેરે ઉપનામોથી ઓળખે છે. રાજાઓની અને શહેનશાહોની પણ જ્ઞાનિયો દુઃખી દશા જોઈ શકે છે અને તેથી જ્ઞાની પુરુષોને તેવાઓની જિંદગીનું કંઈ મહત્ત્વ જણાતું નથી; તેથી તેવાઓની તેઓ પરવા પણ રાખતા નથી. જડ પદાર્થોની તૃષ્ણા તેઓ રાખતા નથી; કારણ કે જડ પદાર્થો પૌદ્‌ગલિક સુખ દેવા સમર્થ છે; પણ આત્મિક નિત્ય સુખ દેવા સમર્થ નથી. જે મૂઢ મનુષ્ય છે તે ભ્રમિતવત્ બાહ્યલક્ષ્મી તરીકે કહેવાતા પદાર્થોની પ્રાપ્તિ માટે દોડદોડા કરી મૂકે છે. બાહ્ય પદાર્થોની પ્રાપ્તિ માટે અમુક મનુષ્યોનો ઘાત કરે છે, સંતાપે છે, પીડે છે, અનેક પ્રપંચો કરે છે અને કોઇનું સુંદર શરીર દેખી મુંઝાય છે. લલનાઓના શરીરમાં રાગ કરે છે પણ અન્તે ઝાંઝવાના જલની પેઠે હાય ! કંઈ સુખ મળ્યું નહીં; અન્તે કંઇ રહ્યું નહીં–એવા નિરાશાના ઉદ્‌ગાર કાઢે છે; છેવટ તેને સમજાય છે કે–અરે ! મેં જે પદાર્થો માટે મહેનત કરી અને તે પદાર્થોને ભેગા કર્યા પણ તે ખરું સુખ આપવા સમર્થ નથી. જે જડ પદાર્થમાં સુખની બુદ્ધિથી અત્યંત મમત્વ ધારણ કરે છે, તે ગમે તેવો વિદ્વાન પ્રોફેસર હોય, ગમે તેવો રાજા હોય તો પણ તે મોહબુદ્ધિયોગે મૂઢ ગણાય છે. આત્મામાં જેણે સુખનો નિશ્ચય કર્યો હોય છે, તેવા પુરુષો અધિકાર અને

શક્તિપ્રમાણે ગૃહસ્થ ધર્મને અગર સાધુધર્મને અંગીકાર કરે છે. જડ વસ્તુઓના સંબંધમાં આવે છે પણ તેઓ તેમાં સત્ય સુખની બુદ્ધિ માની લેતા નથી.

**જ્ઞાની અને અજ્ઞાનીની દ્રષ્ટિનું ઉપર પ્રમાણે તારતમ્ય જણાવીને હવે સ્વધર્મ અને પરધર્મયોગે શ્રેષ્ઠત્વ જણાવે છે. જ્ઞાનદ્રષ્ટિ જણાવી પણ જ્ઞાન પામતાં છતાં પણ કંઇ સર્વના એકસરખા અધિકાર રહેતા નથી; કોઇ શ્રાવકનો ધર્મ અંગીકાર કરે છે, માટે અવસ્થાભેદે અધિકારભેદ હોય છે; તેથી શ્રાવક અગર સાધુની ભિન્ન અધિકારદશાના ત્યાગભેદે શ્રેષ્ઠત્વ, અશ્રેષ્ઠત્વ બને એ સ્વાભાવિક છે તેથી તેને પ્રસંગાનુસારે જણાવે છે.**

શ્લોકઃ

श्रेष्ठाः सर्वे स्वधर्मेण परधर्मे न तादृशाः ।
अधिकारिवशाद्बोधो ह्यधिकारिवशात्क्रियाः ॥ ९९ ॥

શબ્દાર્થઃ—સર્વે સ્વધર્મમાં શ્રેષ્ઠ છે–પરધર્મમાં તેવા નથી. અધિકારીવશથી બોધ અને અધિકારીવશથી જ ક્રિયા કહેવાય છે.

---

નિજ આત્મ રક્ષણ શક્તિથી સહકાર તું ઉભો રહે;
તુજ ક્ષાત્રિયવટને ધન્ય છે, એવું જ તું જગને કહે.

**ભાવાર્થ:**—શ્રાવકાવસ્થામાં રહેલો એવો શ્રાવક-પોતાનાં વ્રત આદિ સ્વધર્મ ન પાળે અને તે મિથ્યાત્વદશારૂપ પર ધર્મ પાળે તો શ્રેષ્ઠ નથી. તેમજ તે શ્રાવકપણામાં સાધુનો વેષ પહેર્યા વિના સાધુપણાની ક્રિયાએ કરે અને પોતાનો શ્રાવકનો આચાર ન પાળે તો તે ગૃહસ્થ દશાના કાલમાં શ્રેષ્ઠ ગણાતો નથી; કારણ કે શ્રાવકે શ્રાવકાવસ્થામાં શ્રાવકના જે જે ધર્મો કહ્યા હોય તે પાળવા જોઇએ. ગૃહસ્થ શ્રાવક વેષે સવા વસાની દયા પાળી શકાય છે; તેના ઠેકાણે ગૃહસ્થ શ્રાવકાવસ્થામાં શ્રાવકનું કર્તવ્ય છોડીને સાધુનો વેષ પહેર્યા વિના સાધુની પેઠે ગોચરી વિહાર વગેરે આચરણોને કરે તો તે શ્રાવકપણામાં પણ ગણાતો નથી અને સાધુના વેષ વિના સાધુપણામાં પણ ગણાતો નથી. શ્રાવકે જો સાધુની પેઠે વર્તવું હોય તો તેણે ગૃહસ્થનો વેષ ત્યજીને સાધુનો વેષ પહેરવો જોઇએ. શ્રાવકો ગૃહસ્થાવાસમાં ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે વર્ગનું આરાધન કરે છે. ગૃહસ્થવેષમાં પ્રભુપૂજા સાધુદાન આવશ્યક કપાલે તિલક ધારણ કરવું વગેરે આચારો શોભી શકે છે; તેમજ સાધુના સંપૂર્ણ આચારો ગૃહસ્થવેષમાં શોભી શકતા નથી; માટે ગૃહસ્થવેષના કાલની અપેક્ષાએ શ્રાવકો પોતાના સૂત્રકથિત ધર્માદિ આચારોવડે જેવા શ્રેષ્ઠ છે તેવા સાધુરૂપ પરધર્મના આચારોવડે ગૃહસ્થપણામાં શ્રેષ્ઠ નથી; તેમજ સાધુનો વેષ ધારણ કરનાર સાધુઓનો સાધુધર્મ એ સ્વધર્મ કહેવાય છે અને સાધુવ્રતરૂપ સ્વધર્મની અપેક્ષાએ શ્રાવકધર્મ એ પર-

યોગ્યતા તપાસી બોધ દેવો જોઇએ. અધિકારની પ્રાપ્તિ માટે જ સાધુઓને યોગવહનની ક્રિયાઓ શાસ્ત્રોમાં ફરમાવી છે. જીવ-વિચાર સમજવાની જેનામાં યોગ્યતા ન હોય તેની આગળ ભગવતીસૂત્રના ભાંગા ગણી બતાવવા તે યોગ્ય નથી; માટે અધિકારી વશતઃ બોધ દેવાની શૈલી ધારવી જોઇએ. વસ્તુતઃ તેમાં જ ફળની આશા રખાય છે. અધિકારી પ્રમાણે વસ્તુ બતાવવી જોઇએ, નહીં તો ઉલટો અનર્થ થાય છે, તેમજ અધિકારીના વશથી ક્રિયાઓનો બોધ પણ દેવો જોઇએ અને ક્રિયાઓ પણ પોતાના અધિકાર પ્રમાણે કરવી જોઇએ. સાધુની ક્રિયાનો અધિકારી સાધુ છે. અને શ્રાવકની ક્રિયાનો અધિકારી શ્રાવક છે, અર્થાત્ શ્રાવક ધર્મની ક્રિયાનો અધિકાર પ્રાપ્ત થયો હોય તો ગૃહસ્થે શ્રાવકની ક્રિયાઓ કરવી જોઇએ અને સાધુધર્મની ક્રિયાની યોગ્યતા પ્રગટી હોય તો સાધુવેષ અંગીકાર કરી સાધુ-ધર્મની ક્રિયાઓ કરવી જોઇએ. પોતાને સાધુ અગર શ્રાવક એ બે ધર્મમાંથી કયા ધર્મની યોગ્યતાનો અધિકાર પ્રગટ્યો છે, તેનો જિજ્ઞાસુએ સ્વયમેવ વિચાર કરી લેવો જોઇએ અને તે પ્રમાણે ગુરુ પાસે ક્રિયાનો આદર કરવો જોઇએ. પોતાને ધર્મની કઈ ક્રિયા કરવાની યોગ્યતા છે તેનો પ્રથમથી નિર્ણય કરી પશ્ચાત્ તે ક્રિયાઓને આદરવી જોઇએ. આગળની ક્રિયાઓનો અધિકાર પ્રાપ્ત થતાં પાછળની ક્રિયાઓને મૂકી આગળની ક્રિયાઓને આદરવી જોઇએ; આ શ્લોકનો અન્ય ભાવાર્થ નીચે મુજબ છે.

---

૨૮ આસક્તિવણ સર્વાંગના રમણ ભણી બળ કેળવો;
ગણ રાષ્ટ્ર ધર્મ સમાજની પ્રગતી ભણી બળ મેળવો.

ધર્મ કહેવાય છે. સાધુઓ પોતાના સાધુવ્રતરૂપ ધર્મમાં ઉત્તમ છે; તેવા સાધુના વેષે પર એવો શ્રાવકનો આચારરૂપ ધર્મ પાળવામાં ઉત્તમ નથી. જૈનધર્મ એ સાધુ અને શ્રાવકનો સ્વધર્મ કહેવાય છે; જે જે કાલમાં યોગ્યતાએ જે જે ધર્મ આદર્યો હોય તે તે તે કાલમા સ્વધર્મ કહેવાય છે, તેની અપેક્ષાએ આ વ્યાખ્યા સમજવી. વ્યવહાર અને ગુણહાણાની અપેક્ષાએ તો શ્રાવકના સ્વધર્મ કરતાં સાધુનો સ્વધર્મ અનન્તગુણ ઉત્તમ છે. અધિકારથી ભ્રષ્ટ એવો સાધુ તે સાધુના ધર્મમાં શ્રેષ્ઠ નથી અને વ્રતાદિ અધિકારથી ભ્રષ્ટ એવો શ્રાવક તે શ્રાવકરૂપ સ્વધર્મમા શ્રેષ્ઠ નથી એવો સારાંશ ગ્રહણ કરવો. ગૃહસ્થ શ્રાવકના આચારો અને સાધુધર્મના આચારોવડે પરસ્પર ભિન્નપણું પડે છે. ગુણસ્થાનકની અપેક્ષાએ પણ ભિન્નપણું ઠરે છે; માટે અધિકારીની અપેક્ષાએ બોધ દેવો જોઇએ. જે જીવ જેવો અધિકારી હોય તેને તેવા પ્રકારનો ઉપદેશ દેવો જોઇએ. યોગ્યતા જોઈ ઉપદેશ કરવો જોઇએ, યોગ્યતા તપાસ્યા વિના બોધ દેવાથી વક્તાને અને શ્રોતાને ઊલટો કલેશ થાય છે. અમુક મનુષ્ય અમુકપર્યંત સમજી શકે છે; તો હેને હવે અમુક તત્ત્વ સમજાવવું જોઇએ; પહેલી ચોપડીનો જે અધિકારી હોય તેને સાતમી ચોપડીનો બોધ દેવામાં આવે તો તેમાં કહેનાર અને સાંભળનારને ફાયદો થઈ શકતો નથી; તેમજ જે સાતમી ચોપડીનો અધિકારી હોય તેને પહેલી ચોપડીનો ઉપદેશ આપવામાં આવે તો તે પણ યોગ્ય નથી; માટે અધિકારી પ્રમાણે

યોગ્યતા તપાસી બોધ દેવો જોઇએ. અધિકારની પ્રાપ્તિ માટે જ સાધુઓને યોગવહનની ક્રિયાઓ શાસ્ત્રોમાં ફરમાવી છે. જીવ-વિચાર સમજવાની જેનામાં યોગ્યતા ન હોય તેની આગળ ભગવતીસૂત્રના ભાંગા ગણી બતાવવા તે યોગ્ય નથી; માટે અધિકારી વશતઃ બોધ દેવાની શૈલી ધારવી જોઇએ. વસ્તુતઃ તેમાં જ ફળની આશા રખાય છે. અધિકારી પ્રમાણે વસ્તુ બતાવવી જોઇએ, નહીં તો ઉલટો અનર્થ થાય છે, તેમજ અધિકારીના વશથી ક્રિયાઓનો બોધ પણ દેવો જોઇએ અને ક્રિયાઓ પણ પોતાના અધિકાર પ્રમાણે કરવી જોઇએ. સાધુની ક્રિયાનો અધિકારી સાધુ છે. અને શ્રાવકની ક્રિયાનો અધિકારી શ્રાવક છે, અર્થાત્ શ્રાવક ધર્મની ક્રિયાનો અધિકાર પ્રાપ્ત થયો હોય તો ગૃહસ્થે શ્રાવકની ક્રિયાઓ કરવી જોઇએ અને સાધુધર્મની ક્રિયાની યોગ્યતા પ્રગટી હોય તો સાધુવેષ અંગીકાર કરી સાધુ-ધર્મની ક્રિયાઓ કરવી જોઇએ. પોતાને સાધુ અગર શ્રાવક એ બે ધર્મમાંથી કયા ધર્મની યોગ્યતાનો અધિકાર પ્રગટ્યો છે, તેનો જિજ્ઞાસુએ સ્વયમેવ વિચાર કરી લેવો જોઇએ અને તે પ્રમાણે ગુરુ પાસે ક્રિયાનો આદર કરવો જોઇએ. પોતાને ધર્મની કઇ ક્રિયા કરવાની યોગ્યતા છે તેનો પ્રથમથી નિર્ણય કરી પશ્ચાત્ તે ક્રિયાઓને આદરવી જોઇએ. આગળની ક્રિયાઓનો અધિકાર પ્રાપ્ત થતાં પાછળની ક્રિયાઓને મૂકી આગળની ક્રિયાઓને આદરવી જોઇએ; આ શ્લોકનો અન્ય ભાવાર્થ નીચે મુજબ છે.

---

૨૮ આસક્તિવણ સર્વાંગના રમણ ભણી બળ કેળવો:
શુભ રાષ્ટ્ર ધર્મ સમાજની પ્રગતી ભણી બળ મેળવો.

સર્વ પદાર્થો પોતપોતાના ધર્મવડે શ્રેષ્ઠ છે અને સર્વે પદાર્થો અન્ય પદાર્થના ધર્મોવડે શ્રેષ્ઠ નથી. સારાંશ કે, આત્મા પોતાના જ્ઞાનાદિ ધર્મવડે શ્રેષ્ઠ છે અને તે પુદ્ગલ દ્રવ્યના ધર્મવડે શ્રેષ્ઠ નથી. આત્મા પોતાના ધર્મવડે શ્રેષ્ઠ ગણાય છે; પણ તે કંઈ પુદ્ગલના ધર્મવડે શ્રેષ્ઠ ગણાતો નથી-માટે આત્માએ પોતાના ધર્મોનો પ્રકાશ કરવો જોઇએ.

આત્મા પોતાના ધર્મોને ખીલવીને પરમાત્મા થાય છે. આત્માએ આત્માના જ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિ કરવી જોઇએ અને પુદ્ગલ દ્રવ્યના ધર્મમાં અહંતા મમતા ન કરવી જોઇએ. જ્યાંસુધી શરીર છે ત્યાંસુધી પુદ્ગલ દ્રવ્યના પર્યાયોને આહાર અને તૃષાના પરિહાર માટે ગ્રહણ કરવા પડે છે; પણ તેમાં સુખ આપવાની શક્તિ નથી અને તે પદાર્થો કંઈ આત્માના નથી-એમ સત્યવિવેક ધારણ કરવો જોઇએ.

**બાહ્ય પદાર્થોમાં સુખ નથી-તેમ છતાં અહો ! મૂઢ જીવો, મોહના પ્રેર્યા તેમાં રંજિત થાય છે તે જણાવે છે.**

શ્લોકઃ

मिथ्येन्द्रजालवच्छर्म नास्ति बाह्येषु तर्हापि ।
अहो मोहस्य माहात्म्याद् भृशं रज्यन्ति मानवाः ॥१००॥

શબ્દાર્થ:—ઇન્દ્રજાલની પેઠે ફોગટ બાહ્ય પદાર્થોમાં સુખ

નથી; તો પણ અહો ! મોહના પ્રતાપથી મનુષ્યો તે બાહ્ય પદાર્થોમાં રાગ ધારે છે.

**ભાવાર્થઃ**—ઇન્દ્રજાળ વિદ્યાથી ઘડીમાં અનેક પ્રકારના પદાર્થો દેખવામાં આવે છે, પણ ઘડી પશ્ચાત્ તેમાંનું કશું હોતું નથી. ઇન્દ્રજાળના રૂપિયા દુનિયાનો વ્યવહાર ચલાવવા કામ આવતા નથી; તેથી તે ફોગટ નામ માત્રથી રૂપિયા કહેવાય છે. ઇન્દ્રજાળના પદાર્થોની પેઠે બાહ્ય લક્ષ્મી વગેરે જડ પદાર્થોમાં સુખ માનવું તે ફોગટ છે. ઇન્દ્રજાળની પેઠે બાહ્ય પદાર્થોમાં સુખની બુદ્ધિ રાખવી તે ખરેખર ભ્રાન્તિ છે. બાહ્ય પદાર્થો માટે આયુષ્ય વગેરેનો નાશ કરવો .તે પણ મહા-મૂર્ખતા છે. જે વસ્તુઓથી મમતા ચિન્તા શોક અને ભય વગેરે દોષોની વૃદ્ધિ થાય છે તેવી લક્ષ્મી મહેલ વગેરે વસ્તુઓ માટે ઘાંચીની ઘાણીના બળદની પેઠે રાત્રિદિવસ મચી રહેનાર ખરેખર આરીસાના સામું દેખી ભસનાર શ્વાનની તુલ્યતાને ધારણ કરે છે. જે લક્ષ્મી વગેરે વસ્તુઓમાં સુખ રહ્યું નથી અને તે ઊલટું કલેશ મારામારી ઈર્ષ્યા અને તૃષ્ણા વગેરેને વધારનાર છે તેને માટે કયો જ્ઞાની મનુષ્ય, અન્તરથી રાગી થઇને પ્રયત્ન કરે ? અર્થાત્ કોઈ જ્ઞાની, અન્તરથી રાચી-માચીને બાહ્ય વસ્તુઓ માટે મહેનત કરે નહીં.

અહો ! મોહનું માહાત્મ્ય કેવું છે તે તો જુઓ ! મનુષ્યો મોહના વશે જડ પદાર્થોમાં સુખની બુદ્ધિથી રાગ ધારણ કરે છે

---

જે જે રક્ષક ધર્મ ગણાય, વીર્ય સુરક્ષા આંહી સમાય;
જેણે વીર્ય સુરક્ષા કરી પામે સિદ્ધિયો ગુણ ભરી.

અને બાહ્યપદાર્થો માટે અમૂલ્ય એવા મનુષ્ય જીવનને હારે છે. જડ એવી લક્ષ્મીના પૂજારી બનીને મનુષ્યો પોતે પણ જડ જેવા બની જાય છે. જડ લક્ષ્મીને માટે અનેક પ્રકારનાં યુદ્ધો કરે છે; જડ લક્ષ્મીની પ્રાપ્તિ માટે કુટુંબની સાથે ક્લેશ કરે છે; રાત્રિદિવસ હાય ! ધન હાય ! ધન, કર્યા કરે છે; સુખે કરી સુતા નથી, સુખે કરી બેસતા નથી સુખે કરી ખાતા નથી અને લક્ષ્મીજ સુખરૂપ છે એમ માનીને હૃદયમા તેનો જાપ જપ્યા કરે છે. લક્ષ્મીના મદમાં છાકી જઈ દારૂડીઆના કરતાં અત્યંત હલકા શબ્દોને ઉચ્ચારે છે અને દારૂડીઆની પેઠે નીચ માર્ગમા ગમન કરે છે. ગાંડા ( બેભાન ) મનુષ્યની પેઠે મોહના તાનમા પોતાને સુખી માની લે છે અને સાધુસન્તોને ધિક્કારે છે. જડ એવી લક્ષ્મીના સંગથી મૂઢ મનુષ્યો દેવ ગુરુ અને ધર્મને વિસારી દે છે અને ગુરુની સંગતિ કરવામાં પણ મૂઢતા સમજે છે. લક્ષ્મીના મદથી છાકી ગયેલા મૂઢ જનોના હૃદયમાં રજો અને તમોગુણની વૃદ્ધિ થાય છે અને હૃદયમાં રહેલો સત્વગુણ વિલય પામે છે. જડ પદાર્થમાં સુખના ઉપાસકો રત્નસમાન ધર્મને મૂકી વિષયરૂપ કાચના કકડાનું ગ્રહણ કરે છે. જડોમાં સુખની બુદ્ધિથી ભ્રાન્ત થએલાઓ અત્યંત નીચતા ધારણ કરે છે અને મનુષ્ય જીવનનું ખરૂં કર્તવ્ય ભૂલી જાય છે; તેથી તે ઘણા કાળ પર્યંત સંસારમાં પરિભ્રમણ કરે છે. જડ પદાર્થમાં સુખની બુદ્ધિને ધારનાર ભ્રાન્ત મનુષ્યો, સત્ય વિવેકદૃષ્ટિશૂન્ય હોવાથી અન્ધ પશુતુલ્ય

જીવન ગુજારે છે. તેવી અન્ધદશામાં સત્ય તત્ત્વને ન દેખી શકે તેમાં તેમનો પોતાનો જ વાંક છે. જડના ઉપાસકો અન્યોને એટલે ( જડ લક્ષ્મીથી હીન પુરુષોને ) ગરીબ ગણે છે. આ તેમની ભ્રાન્ત દૃષ્ટિનું પરિણામ છે. વળી તેવા મૂઢ પુરુષો પોતે જ અક્કલના ખાં બની જાય છે અને તેના સેવકો પણ તેવા જડ લક્ષ્મી ઉપાસકોની હાજીહા કરવા મંડી જાય છે. અહો ! તેવા મૂઢ પુરુષો ધર્મની પ્રાપ્તિ માટે પ્રયત્ન ન કરે તેમા આશ્ચર્ય શું છે ? અલબત કંઈ પણ આશ્ચર્ય નથી.

**પૂર્વોક્ત મૂઢ પુરુષો, વિષયભોગમાં સુખ માનીને હાડકાં ચૂસનાર શ્વાનની પેઠે સ્ખલાયમાન થાય છે અને પાપકર્મમાં પ્રવૃત્ત થાય છે તે જણાવે છે.**

શ્લોકા

कामदृष्टियुता मूढाः प्रस्खलन्ति पदे पदे ।
रोगचिन्तादिसम्पन्ना भ्रमन्ति श्वानवत् मदा ॥ १०१ ॥

अहंममत्वसम्पन्ना जीवा दुःखालयाः सदा ।
स्वार्थदोषविमूढाश्च घ्नन्ति जीवान् पदे पदे ॥ १०२ ॥

स्तेयकर्म्म प्रकुर्वन्ति मिथ्या जल्पन्ति वाचया ।
द्वेषबुद्धिं प्रकुर्वन्ति वञ्चयन्ति हि सज्जनान् ॥ १०३ ॥

सर्वदोषालयं लोभं भजन्ति मूढदेहिनः ।
आरमदृष्टिपरावृत्ता जीवाः सर्वत्र दुःखिनः ॥ १०४ ॥

**શબ્દાર્થઃ**—કામદૃષ્ટિવાળા મૂઢ મનુષ્યો જ્યાં જાય ત્યાં સ્ખલના પામે છે અને તે મૂઢો, અનેક પ્રકારના રોગો અને અનેક પ્રકારની ચિન્તાઓવડે શ્વાનની પેઠે સુખની આશાએ જ્યાં ત્યાં ફોગટ ભમે છે. અહં અને મમત્વવાળા મૂઢ જીવો દુઃખના સ્થાનભૂત સદાકાળ બને છે. સ્વાર્થદોષથી વિશેષ પ્રકારે મૂઢ થયેલાઓ પગલે પગલે જીવોને હણે છે. તેવા મૂઢ પુરુષો ચોરીનું કર્મ કરે છે; તેમજ વાણીવડે હડહડતું જૂઠું બોલે છે અને દ્વેષબુદ્ધિને ધારણ કરે છે. વળી તેવા મૂઢ પુરુષો સજ્જન સન્તપુરુષોને પણ છેતરે છે; તેવા પ્રકારના મૂઢ પુરુષો સર્વ દોષનું સ્થાનભૂત એવા લોભ દુર્ગુણને પણ સેવે છે; એમ આત્મદૃષ્ટિથી પરાઙ્મુખ મૂઢ જીવો સર્વ ઠેકાણે દુઃખી હોય છે.

**ભાવાર્થઃ**—મૂઢ પુરુષો વિષયો ભોગવવાની દૃષ્ટિવાળા હોય છે. વિષયોમાં ખરેખર સુખ નથી તેમજ વિષયોમાં સુખને જાણવાની શક્તિ નથી, છતાં તેવા મૂઢ મનુષ્યો, વિષયોમાં લપટાય છે તથા વિષયના ભોગ માટે દાસ બને છે, અનેક પ્રકારના પ્રપંચો કરે છે, સુખની અભિલાષાથી કામની તૃષ્ણા અનેક મનુષ્યો કરે છે અને વિષયસુખને ભોગવે છે તોપણ તેથી તેઓ ખરી શાંતિ પામતા નથી અને છેવટ કહે છે કે, અરે ! કામની વાસનાથી ખરું સુખ મળ્યું નહીં. અહો ! જેમાં સુખ નથી ત્યાં સુખ લેવાને માટે મનુષ્યો ફોગટ પ્રયત્ન કરે છે. ખરું સુખ પ્રાપ્ત થયા બાદ કદાપિકાળે પાછું ટળી જતું નથી; ઇન્દ્રિયોની સહાયતા વિના સત્યસુખ ભોગવી શકાય

છે. આત્મિક સુખ પોતાના સ્વભાવમાં રહેવાથી પ્રાપ્ત થાય છે. આત્મિક સુખનો અનુભવ જ્યાંસુધી મનુષ્યોને આવ્યો નથી ત્યાંસુધી તે પૌદ્ગલિક વિષયોથી સુખ લેવા પ્રયત્ન કરે છે પણ તે ખરેખર ભ્રમદૃષ્ટિથી ભૂલે છે અને તેથી જ નાનાં બાળકોની બાળક્રિયાની પેઠે આચરણ કરે છે. કામની વાસનાથી મનુષ્યો કદાપિ ખરૂં સુખ મેળવવા ભાગ્યશાળી બનતા નથી. કોઈ અત્યંત વૃદ્ધ પુરુષને પૂછો કે ભાઈ તેં કામની વાસનાથી અનેક પદાર્થો ભોગવ્યા પણ હને ખરું સુખ સમજાયું છે? આના ઉત્તરમાં તે વૃદ્ધ પુરુષ કહેશે કે હે બન્ધો! મને કંઈ પણ વિષયોપભોગથી સુખ જણાતું નથી; કારણ કે અત્યારે વૃદ્ધાવસ્થામાં તે સુખથી વિમુખ થયો છું. આમ સર્વત્ર તપાસ કરશો તો માલૂમ પડશે કે શરીર આદિ જડ પદાર્થોની માર-ફતે કદી ખરું સુખ મળનાર નથી. અજ્ઞાની પુરુષો કામના સંબંધથી અનેક પ્રકારના રોગના ઘરભૂત બને છે. અનેક વિષયોની પ્રાપ્તિ માટે ચિન્તા કરવી પડે છે, તે તે વિષયોપ-ભોગ પદાર્થો માટે અન્યોની ગુલામગીરી કરવી પડે છે, લજ્જાનો ત્યાગ કરવો પડે છે, અનેક પ્રકારની વિપત્તિયો ભોગવવી પડે છે, ન્યાયને દેશવટો આપવો પડે છે, અનેક મનુષ્યોનો સંબંધ કરવો પડે છે અને કપટનાં આચરણ કરવાં પડે છે. વિષયથી સુખ મળતું નથી અને ઊલટી તૃષ્ણા તો વૃદ્ધિ પામ્યા કરે છે. મનમાં કામનેજ પ્રભુ માનનાર કામી પુરુષ વિવેકદૃષ્ટિથી શૂન્ય બની જાય છે અને પશુતુલ્ય વૃત્તિ ધારણ કરે છે તોપણ

ડાળાં અને સહુ ડાળીયો પર્ણો હલાવી જણાવતા;
આવો જનો મુજ પાસમાં લેશોજ ફળ રસ લ્હાવતા.

અન્તે તેને શાન્તિ મળતી નથી. કુતરાની પેઠે તે ગમે ત્યાં પરિભ્રમણ કરે છે પણ ખરૂં સુખ પ્રાપ્ત કરી શકતો નથી. કામથી ઘેરાયલા મનુષ્યો જગત્માં સર્વ પ્રકારનાં પાપ આચરે છે. જે જડ વસ્તુઓમા સુખ નથી તેમાં સુખની ભ્રાંતિથી મૂઢ પુરુષો કદી સુખ પામવા સમર્થ થતા નથી.

અહં અને મમત્વથી સંસારમા તન્મય બની ગએલા મૂઢ પુરુષો દુ ખના સ્થાનભૂત થાય છે. મમત્વભાવથી જીવો જે દુઃખ પામે છે તેનું વર્ણન કરી શકાય તેમ નથી. જો જડ પદાર્થો-માથી હું અને મારાપણાની ભ્રાંતિ નીકળી જાય છે તો સર્વ દુઃખોનો અન્ત આવે છે. અહં મમત્વથી મૂઢ પુરૂષો સદાકાલ સ્વાર્થબુદ્ધિને ધારણ કરે છે અને સ્વાર્થબુદ્ધિથી અનેક જીવોને હણે છે. સ્વાર્થબુદ્ધિથી પ્રથમ તો પોતાના આત્માને છેતરવામાં આવે છે. અન્યના પ્રાણને હણતાં પહેલાં સ્વાર્થબુદ્ધિથી પોતાના ગુણોનો નાશ થાય છે. સ્વાર્થબુદ્ધિમાં તન્મય બની ગએલા મનુષ્યો પરમાર્થતત્ત્વનો વિચાર કરી શકતા નથી. ગમે તે પ્રાણીનો નાશ થાઓ પણ પોતાનું પેટ ભરાઓ એમ સ્વાર્થી-ઓના હૃદયનું સાધ્યબિન્દુ વર્તે છે. અજ્ઞાની જીવોની સ્વાર્થબુદ્ધિ હલકામાં હલકી હોય છે, તેઓ પોતાના સ્વાર્થની આગળ કશું જોતા નથી. તેઓ સ્વાર્થબુદ્ધિથી ગમે તેવું અકૃત્ય કરે છે પણ સુખનું બિન્દુ માત્ર પણ પ્રાપ્ત કરી શકતા નથી અને ઉલટા અનેક પ્રકારનાં સંકટોમાં ફસાય છે. પ્રાણનો નાશ કરે છે અને

પશુ કરતાં પણ અધમ જીવન પૂર્ણ કરે છે. એવા અધમ મૂઢ પુરુષો ચોરીનું કર્મ કરે છે અને પોતાની જિંદગી ચિન્તા, ભય અને હિંસા વગેરેમાં પૂર્ણ કરી પરભવમા પણ દુર્ગતિના ભોક્તા બને છે. તેવા મૂઢ પુરુષો આ ભવમાં પણ સુખી થતા નથી. તેવાઓ પરભવમાં પણ મહાદુઃખ પામે તેમા કંઈ આશ્ચર્ય નથી. મૂઢ પુરુષો, જડતાના યોગે બાહ્યદૃષ્ટિના યોગે અન્ય મનુષ્યોપર દ્વેષબુદ્ધિ ધારણ કરે છે, પોતાના સુખને માટે સજ્જન પુરુષોને પણ છેતરે છે, પણ તેથી પોતાને ખરૂં આત્મિક સુખ મળતું નથી અને ઉલટા અન્યોને છેતરવાથી હૃદયની મલિનતામાં વધારો કરે છે અને સ્વપ્નમાં પણ સુખ પામી શકતા નથી. મૂઢ પુરુષો જડ વસ્તુઓમા સુખત્વ કલ્પીને સર્વ દોષનું સ્થાન એવા લોભને કરે છે. લોભથી મનુષ્યો ઘોર પાપકર્મ કરતાં પણ અચકાતા નથી. હાય ! મ્હારું ધન ! ઈત્યાદિ હૃદયઉદ્ગારોને પ્રસંગે કાઢ્યા કરે છે; લોભી મનુષ્યો ગમે તેટલું પ્રાપ્ત કરે તોપણ તે શાંતિ પામતા નથી. સ્વયંભૂ-રમણ સમુદ્રનો કોઈ પાર પામી શકે પણ લોભસાગરનો કોઈ પામી શકતો નથી. જેમ જેમ લોભ કરવામાં આવે છે તેમ તેમ તે વૃદ્ધિ પામ્યા કરે છે પણ ઘટતો નથી. લોભી મનુષ્ય સર્વ પ્રકારનાં પાપ આચરતાં ડરતો નથી. લોભી જે જે વસ્તુઓ મળે છે તેને સંતોષથી ભોગવી શકતો નથી. અનેક પદાર્થો સંબંધી લોભ ઉત્પન્ન થાય છે. કોઇને કોઈ જાતનો લોભ હોય છે અને કોઇને કોઈ જાતનો લોભ હોય છે. અનેક ભવથી

લોભની વાસના વૃદ્ધિ પામે છે. લોભથી સુખ થતું નથી પણ ઉલટું દુઃખ ઉત્પન્ન થાય છે. મૂઢ મનુષ્યો લોભના ઉદયે અંધ થઇ ગમે ત્યાં ભટક્યા કરે છે. મૂઢ મનુષ્યો, મનુષ્યભવ પામ્યાનું પ્રયોજન પણ સમજી શકતા નથી. મૂઢ મનુષ્યો પ્રવૃત્તિમાર્ગના પ્રોફેસરો બને છે અને આખી દુનિયાની બાહ્યલક્ષ્મી પોતાને ત્યા ભેગી કરે તો પણ રાત્રિદિવસ ભય શોક ચિન્તા રોગ ક્લેશ ઇર્ષ્યા અને કુસંપ વગેરે દોષોથી મહાદુઃખી થાય છે. પ્રતિષ્ઠા, કીર્તિ શાંતિ સ્થિરતા વિગેરેને મૂઢ મનુષ્યો હિસાબમાં ગણતા નથી. રાત્રિદિવસ લોભના ઉદયથી અનેક પ્રકારની ઉપાધિમાં ઘેરાયલો માલૂમ પડે છે. મૂઢ મનુષ્યો પોતાના અમૂલ્ય જીવનને કાચના કકડાની પેઠે હારી જાય છે. લોભથી ગમે તે દેશનો રાજા ખરી શાંતિ લેવા ભાગ્યશાળી બન્યો નથી અને ભવિષ્યમાં કોઈ બનવાનું નથી. મૂઢ મનુષ્યો, લોભના ઉદયથી અનીતિના વ્યાપારો કરે છે. હિંસા જૂઠ સ્તેયકર્મ વગેરે અનેક પ્રકારનાં પાપોને મૂઢ પુરુષો આચરે છે. આ જગતમાં કઈ જડ વસ્તુઓ પોતાની માલિકીની છે? અલબત્ત એક ધૂળનો રજકણ પણ પોતાની સત્તાનો નથી. તેમ છતાં જડ વસ્તુઓને મનની કલ્પનાથી પોતાની સત્તામાં માની લઈ મૂઢ પુરુષો ખરા બપોરે સત્ય વસ્તુને દેખી શકતા નથી. વિશેષ શું કહેવું? મૂઢ મનુષ્યો સમાન કોઈ જગતમાં દુઃખી નથી. મૂઢ દશાનો ત્યાગ કર્યા વિના કદી આત્મિક સુખ પ્રાપ્ત થવાનું નથી.

નીચા નમીને ડાળીઓ પર્ણો હલાવી પ્રેમથી;
મૌનજ ધરી ફળ આપવાં સન્તો તણી એ નેમથી

## આત્મજ્ઞાનની પ્રાપ્તિથી મૂઢ દશા ટળે છે અને સર્વ દોષોનો નાશ થાય છે-તે પ્રસંગાનુસારે જણાવે છે.

શ્લોક.

आत्मज्ञानेन दोषाणां नाशः शीघ्रं प्रजायते ।
अतः कर्मविनाशाय ह्यात्मज्ञानस्य हेतुता ॥ १०५ ॥

**શબ્દાર્થ:**—આત્મજ્ઞાનવડે દોષોનો શીઘ્ર નાશ થાય છે, તેથી કર્મનો નાશ કરવા માટે આત્મજ્ઞાનની હેતુતા છે.

**ભાવાર્થ:**—આત્માનું સ્વરૂપ જે જ્ઞાન જણાવે છે તેને આત્મજ્ઞાન કહે છે. આત્મજ્ઞાનવડે સર્વ દોષોનો શીઘ્ર નાશ કરી શકાય છે. "જ્ઞાની શ્વાસોચ્છ્વાસમેં કરે કર્મનો છેહ; પૂર્વકોડ વરસો લગે, અજ્ઞાની કરે તેહ" ॥૧॥ આત્મતત્ત્વવેત્તા પુરુષ એક શ્વાસોચ્છ્વાસમાં જેટલા કર્મનો ક્ષય કરે છે તેટલો પૂર્વ ક્રોડ વર્ષ પર્યંત પણ અજ્ઞાનથી તપશ્ચર્યા આદિ કરતા કર્મનો ક્ષય થતો નથી. ભગવદ્ગીતા કે જે અન્ય દર્શનનો ગ્રન્થ છે તેમાં પણ કહ્યું છે કે–ज्ञानाग्नि सर्वकर्माणि भस्मात् कुरुतेऽर्जुन જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મને બાળી ભસ્મ કરે છે. આત્મજ્ઞાન થવાથી મૂઢ દશાનો નાશ થાય છે. જ્ઞાની પુરુષ ભોગાવલી કર્મ-(વિષય પ્રારબ્ધ)ના ઉદયથી ગૃહસ્થાવાસમાં દેશધર્મ સ્વીકારીને રહે છે; પણ તે વ્યવહારનાં સર્વ કાર્યોને કરતો છતો, તેમાં અનંતાનુબંધી અપ્રત્યાખ્યાની રાગ અને દ્વેષથી પ્રાય: લેપાતો

નથી. સંસારમાં જડ પદાર્થોના સંબંધમાં આવે છે પણ અન્તરમાં તે જડ પદાર્થોમાં અહં અને મમત્વભાવથી બંધાતો નથી. પુરુષ સ્ત્રીના સંબંધમાં આવે છે તેમ સ્ત્રી પુરુષના સંબંધમાં આવે છે; પણ અન્તરથી મોહદશામાં પરસ્પર મુંઝાવાનું થતું નથી–સંસાર વ્યવહાર ઉચિત ક્રિયાઓને તટસ્થદૃષ્ટિથી નિર્લેપ ભાવે કરવામાં આવે છે. ઉત્સર્ગ અને અપવાદ માર્ગપૂર્વક વ્રતોને આદરવામાં આવે છે. દેવ ગુરુ અને ધર્મની સેવાભક્તિ કરી શકાય છે. આત્મજ્ઞાન પામીને કોઇ સાધુ થાય છે તો તે સારી રીતે વિરતિધર્મનું આરાધન કરે છે. એ પ્રકારના કોઇ ધર્મમાં રહેલો મનુષ્ય કર્મનો નાશ કરવા સમર્થ થાય છે.

આત્મજ્ઞાનના પ્રકાશથી રાગદ્વેષ અજ્ઞાન અહં મમત્વ વગેરે સર્વ દોષોનો નાશ થાય છે અને આત્મા પોતાના સ્વાભાવિક સુખનો સ્વાદ લેવા અધિકારી બને છે. કર્મનો નાશ કરવા માટે આત્મજ્ઞાન હેતુતા છે. આત્મજ્ઞાનથી આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરે છે. અનંત જીવો આત્મજ્ઞાન પામીને મુક્તિ ગયા જાય છે અને જશે. જ્યારે ત્યારે પણ આત્મજ્ઞાન પામ્યા વિના પરભાવ છૂટવાનો નથી. મનમાં આત્માથી ભિન્ન એવી જડ વસ્તુઓનું અહંમમત્વ ટળવું તેજ પરભાવ ટળવાનું મુખ્ય લક્ષણ છે. આત્મજ્ઞાનથી મનમાં મનાયલો પરભાવ છૂટી જાય છે–માટે કર્મના નાશ માટે આત્મજ્ઞાનની શ્રેષ્ઠતા છે.

---

**આંખાનું સહુ ખપમાં આવે, મંગલિક દર્શન કહેવાય;**
**જેનું કાંઇ ન ખપમાં આવે; તેની કયાં તુલના થાય ?**

ચાર ખંડની પ્રજાએ જે આત્મજ્ઞાન-પ્રાપ્ત કરે તો એક-બીજાના દેશોને કબજે કરવા તેમજ લોભથી અન્ય પ્રજાને દબાવી દેવા માટે જે પ્રપંચો થાય છે તે કદાપિકાળે થાય નહિ. આત્મજ્ઞાન વિના લોભથી એકબીજાની પ્રજા પરસ્પરને વશ કરવા, જીવહિંસા જૂઠ અને ચોરી વગેરે અનેક પાપો કરે છે; ચારે ખંડની અંદર સંપ પ્રેમભાવ ભ્રાતૃભાવ અને ઐક્ય વધારનાર ખરેખર આત્મજ્ઞાન છે. પરસ્પરના આત્માનું ઐક્ય કરનાર આત્મજ્ઞાન છે, માટે આત્મજ્ઞાન માટે સર્વ દેશના મનુષ્યોએ ઉદ્યમ કરવો.

## આત્મજ્ઞાનથી આત્મોન્નતિ થાય છે–માટે મનુષ્યોએ આત્મજ્ઞાનપૂર્વક આત્મોન્નતિ સાધવી જોઇએ.

**શબ્દાર્થ:**—દ્રવ્ય અને ભાવથી તત્ત્વના આકાંક્ષીઓએ ઉન્નતિ કરવી. શુદ્ધ આનન્દ દેનારી એવી આત્મોન્નતિ ઉદ્યમવડે સાધવા યોગ્ય છે.

**ભાવાર્થ:**—આત્માના ગુણોનો પ્રકાશ વધાર્યા કરવો તેજ આત્મોન્નતિ કહેવાય છે. આત્માના જ્ઞાન દર્શન ચારિત્ર અને સુખ આદિ ગુણોવડે આત્માની ઉન્નતિ થાય છે. જ્ઞાનાદિના હેતુઓને પ્રાપ્ત કરવા તે દ્રવ્યથી ઉન્નતિ જાણવી અને જ્ઞાનાદિ ગુણોને ક્ષયોપશમાદિ ભાવે પ્રાપ્ત કરવા તે ભાવથી ઉન્નતિ ગણાય છે. આત્મજ્ઞાનથી અજ્ઞાન રાગદ્વેષ વગેરે દોષોને ઉદ્યમવડે હણીને આત્મોન્નતિ કરવી જોઇએ. ભણવું ગણવું

**લેવાનું શીખ્યા જે લોકો, દાન તણા નહી શિખ્યા પાઠ;**
**લીલા નામે તેાેપણ સુકા, જૂઠા તેના સઘળા ઠાઠ.**

સત્સંગતિ વ્રત અને તપ વગેરે સર્વે આત્માની ઉન્નતિ
છે. અનન્ત કેવલજ્ઞાન પ્રાપ્ત થતાં સંપૂર્ણ આત્મોન્નતિ પ્રા
થઈ એમ ગણાય છે.

મનુષ્યો આત્મજ્ઞાનથી ક્ષણેક્ષણે આત્મોન્નતિ કરતા રહે
અને પ્રભુપૂજા ભક્તિ વૈયાવચ્ચ વિનય તીર્થયાત્રા આ
જ્ઞાનાભ્યાસ વિગેરેથી આત્માની ઉન્નતિ અધિકાર પ્રમાણે ક
છે. મનુષ્યો આત્મજ્ઞાનથી પોતાનો અધિકાર તપાસી ધર્મ
ક્રિયાઓની સેવના કરે છે, પોતાના આત્મસમાન અન્યો
આત્માઓને ગણે છે, જ્ઞાન ધ્યાન સમાધિમાં જીવન ગાળી
આત્માની ઉન્નતિ કરે છે અને આત્માના સુખને ભોગવે છે. બાહ
શરીર ભોગ્ય વસ્તુઓના અભાવે પણ આત્મસુખની ખુમારી
ઘેનમાં જીવન વ્યતીત કરે છે અને ક્ષણે ક્ષણે આત્મ
ઉચ્ચતા કરે છે; તત્ત્વના અર્થીઓએ ક્ષણે ક્ષણે આત્મ
ઉન્નતિ સાધવી જોઇએ. આત્મજ્ઞાન પામ્યાથી આર્યપણું ગ
તે દેશના મનુષ્યોને પ્રગટે છે. સર્વથા સર્વ પ્રકારના જિજ્ઞા
મનુષ્યોને આત્મોન્નતિ કરવાનો અધિકાર છે. આત્મોન્નતિ મ
આત્મતત્ત્વમાં રમણતા કરવી જોઇએ. આત્મોન્નતિનેજ સાધ
બિંદુ તરીકે નિશ્ચયતઃ માનવી જોઇએ. પોતાના આત્મા
ઉદ્ધાર માટે જ્ઞાન દર્શન અને ચારિત્રનું જ્ઞાન મેળવવું જોઇએ
શ્રીસદ્ગુરુની આજ્ઞા પ્રમાણે તત્ત્વજિજ્ઞાસુઓએ પૂર્ણ શ્રદ્ધા
વર્તવું જોઇએ. પોતાના આત્માના ગુણો સંબંધી કલાકો

---

ધન્ય ધન્ય આંબા તવ જાતિ, પરને માટે ધરતો સર્વ;
આપીને કંઈ કહે ન કોને, મૌન ધરે નહિ ધરતો ગર્વ.

ડે પર્યંત ધ્યાન ધરવું જોઈએ. દરરોજ દોષોને હટાવવા ; ઉગારથી ચારિત્રરૂપ પ્રયત્ન કરવો જોઈએ-આમ પ્રવૃત્તિ ાથી નક્કી આત્મોન્નતિ થાય છે.

ા પ્રમાણે આત્મોન્નતિનું સ્વરૂપ તથા તેના ઉપાયો બતાવીને ગ્રન્થકાર અન્ત્ય મંગલ કરી ગ્રન્થની સમાપ્તિ કરતાં નીચે મુજબ જણાવે છે.

श्लोकाः

जनाः सर्वे सुखं यान्तु जैनधर्मः प्रवर्द्धताम् ।
दोषाणां सर्वथा नाशो मङ्गलानि पदे पदे ॥ १०७ ॥

सद्गुरोः सङ्गतिं भव्यां सम्यक्त्वे निश्चलं शुभम् ।
शान्तिं तुष्टिं च पुष्टिं च प्राप्नुवन्तु जनाः सदा ॥१०८॥

षड्लेश्यानिधिचन्द्राब्दे चैत्रमासे सुखप्रदे ।
एकादश्यां सिते पक्षे जनानां शान्तिकारकः ॥१०९॥

श्रीयुते कुम्भनग्रामे बुद्ध्यब्धिसाधुना शुभः ।
अष्टोत्तरशतश्लोकैः कृतो योगप्रदीपकः ॥११०॥ युग्मम्

ભાવાર્થ:—સર્વ મનુષ્યો સુખને પામો. ઉત્તમ જૈન-ર્મની વૃદ્ધિ થાઓ. દોષો સર્વ પ્રકારે નાશ થાઓ અને પદે : મંગલની પ્રાપ્તિ થાઓ. શ્રી સદ્ગુરુની સંગતિનો લાભ

તાપ પડે પણ અકળાતો નહી, લીલાઈ ખમજી ધનચાર,
મોટા મનના માણસ મોટા, વિપત્તિમાં તજે ન [illegible]

થાઓ અને મનુષ્યો શુભ નિશ્ચલ સમ્યક્ત્વ તથા શાંતિ તુષ્ટિ અને પુષ્ટિને સદા પામો.

સં. ૧૯૬૬ ના ચૈત્ર શુદી એકાદશીના રોજ સુરત પાસેના ડુમ્મસ ગામમાં જનોને શાંતિકારક એવો એકસો ને આઠ શ્લોકોવડે **બુદ્ધિસાગર સાધુએ યોગપ્રદીપ ગ્રંથ** રચ્યો. સંવત્ ૧૯૬૬ ના મહા વદી ૧૩ તેરસે સુરતમાં આવાગમન થયું ત્યાથી શેઠ લલ્લુભાઈ કર્મચંદ, શેઠ જીવણચંદ ધર્મચંદ, શેઠ ફકીરચંદ નગીનદાસ તથા હીરાચંદ વગેરે સુરતના ઝવેરી જૈનોની વિનંતિથી ડુમ્મસ ગામમાં આંબીલતપની ઓળી કરાવવા આગમન થયું અને ત્યાં આ મૂળ ગ્રંથ કર્યો.

## હવે ગુર્જર ભાષા વિવેચનનું અન્ત્ય સમાપ્તિમંગલ કરે છે.

श्लोका.

द्वीपरसाङ्कधरणी-प्रमिते वत्सरे शुभे ।
चैत्रमासे सिते पक्षे चैकादश्यां दिने रवौ ॥ १ ॥
मोहमय्यां स्थितिं कृत्वा बुद्धिसागरसाधुना ।
योगप्रदीपशास्त्रस्य भाषायां विवृतिः कृता ॥ २ ॥
एतद्योगप्रदीपस्य श्रोतृवाचकवर्गयोः ।
जायतां ज्ञानसम्पत्तिः पूर्णा विजयसम्पदः ॥ ३ ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः.

બાહ્ય તાપ પણ મનથી લીધા, જગમાંહિ સાચા દાતાર;
લાખો દાતા જન કો પાકે, આંબા સમ જીવન ધરનાર.